શેઠ નગીનભાઈ મંછુભાઈ જૈન સાહિત્યોદ્ધારે ·,· ગ્રન્થાંક ૫

આચાર્ય શ્રીમદ્-વિજયલબ્ધિ સૂરિશ્વર-વિરચિત

# શ્રી વૈરાગ્ય રસ મંજરી



: પ્રકાશક :

શેઠ નગીનભાઈ મંછુભાઈ. જૈ. સા. ફંડ માટે,

ભાઈચંદ નગીનભાઈ ઝવેરી.

સુરત.

શેઠ નગીનભાઇ મંછુભાઇ જૈન સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૫

શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વર વિરચિત

# વૈરાગ્યરસમંજરી.



— અનુવાદક અને વિવેચક —

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.,
સ્તુતિ-ચતુર્વિંશતિકા, તત્ત્વાર્થાધિગમસૂત્ર, ઋષભ-પંચાશિકા
વગેરેના અનુવાદક.



: : પ્રકાશક : :

શેઠ નગીનભાઇ મંછુભાઇ જૈન સાહિત્યોદ્ધાર ફંડ માટે
ભાઈચંદ નગીનભાઈ ઝવેરી
સુરત.



સં. ૧૯૮૬ ]  વીર સંવત્ ૨૪૫૬  [ ઇ. સ. ૧૯૩૦

પ્રથમ આવૃત્તિ  પ્રત ૧૦૦૦



મૂલ્ય રૂ. ૧-૪-૦



શેઠ નગીનભાઈ મંછુભાઈ ઝવેરી, સુરત.

જન્મ વિક્રમ ૧૯૧૮
વૈશાખ કૃષ્ણ ૩.

સ્વર્ગવાસ વિક્રમ ૧૯૭૭
કાર્તિક શુક્લ ૧૦.

# ઉપોદ્‌ઘાત

પ્રારંભમાં પૂર્વાચાર્યોની કૃતિઓ પૈકી ઉપાધ્યાય **શ્રીમદ્ ચંદ્રતિલક** વિરચિત સંસ્કૃત મહાકાવ્ય **શ્રીઅભયકુમાર**નું ભાષાંતર જનસમૂહ સન્મુખ રજુ કર્યા બાદ વિદ્યમાન આચાર્યની કૃતિનું ભાષાંતર રજુ કરવાનો આ પ્રથમ પ્રસંગ છે. **ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનન્દ-સૂરીશ્વર પટ્ટપ્રભાવક જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયકમળસૂરી-શ્વર મહારાજના શિષ્યરત્ન આચાર્યશ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયલબ્ધિ-સૂરીશ્વરજીના** મુંબાઇના ચાતુર્માસ વખતે તેઓ પાસે અમારા ફંડ માટે કોઇ ગ્રંથ તૈયાર કરાવવાની વિનંતિ થતાં તેઓ તરફથી તૈયાર થએલા સંસ્કૃત **વૈરાગ્યરસમંજરી**ના પુસ્તક તરફ અમારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું. અને તેનું ભાષાંતર કરવાથી સામાન્ય વર્ગ પણ લાભ લઇ શકે એવા હેતુથી આ ગ્રંથનું ભાષાંતર કરાવવા નક્કી કર્યું અને તે માટે જાણીતા પ્રોફેસર **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ. પાસે ભાષાંતર તથા વિવેચન તૈયાર કરાવવામાં આવ્યાં છે.

આ ગ્રંથમાં વૈરાગ્યનો વિષય ઘણો સારી રીતે ચર્ચવામાં આવ્યો છે, જે વાંચકોને ખાસ ઉપયોગી થઇ પડશે એવી આશા રાખીએ છીએ. ગ્રંથ તૈયાર થયા બાદ ગ્રંથકર્તા આચાર્યશ્રીને કેટલોક ભાગ વંચાવવામાં આવ્યો હતો તેમજ સમગ્ર ગ્રંથનું શુદ્ધિપત્ર તેમની પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે જેથી શાસ્ત્રીય દૃષ્ટિએ ભૂલ રહે નહિં. તે છતાં જે કાંઇ ન્યૂનતા રહી જતી હોય તે તરફ વિદ્વાન વાંચક વર્ગ અમારૂં ધ્યાન ખેંચવા કૃપા કરશે તો બીજી આવૃત્તિ વખતે સુધારો કરવામાં આવશે. આશા છે કે જાહેર પ્રજા અમારા આ પ્રયાસને ટેકો આપશે અને તેમ કરી બીજાં પુસ્તકોનો અડધી કીંમતે પ્રચાર કરવામાં મદદ કરશે.

અત્રે આ ફંડનો ટુંક ઇતિહાસ રજુ કરવો યોગ્ય ધારીએ છીએ. **મર્હુમ શેઠ નગીનભાઇ મંછુભાઈ ઝવેરીએ** પોતાની પાછળ રૂા. ૨૫૦૦૦) અંકે પચ્ચીસ હજારની રકમ કાઢી **જૈન ધર્મનાં પુસ્તકો** પ્રસિદ્ધ કરવા માટે એક

ફંડ સ્થાપવા પોતાના પુત્રો તથા બંધુઓને જણાવ્યું હતું. તેમાં તેઓશ્રીના વડીલ પુત્ર **મર્હુમ શેઠ મોતીચંદ નગીનભાઈ ઝવેરીએ** રૂ. ૫૦૦૦) અંકે પાંચ હજારની રકમ આપી છે તે ઉમેરતાં આ ફંડ કુલ્લે રૂ. ૩૦૦૦૦) નું થયું છે. તેનો મુખ્ય હેતુ **જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સાહિત્યના** પ્રાચીન તથા અર્વાચિન ગ્રન્થો મુખ્યત્વે ગુજરાતી તથા હિંદી ભાષામાં પ્રસિદ્ધ કરી સસ્તી કીંમતે વેચવાનો છે.

આ સ્થળે **પરમ પૂજ્ય આગમોદ્ધારક સાક્ષરશિરોમણિ આચાર્ય ૧૦૦૮ શ્રીમદ્ સાગરાનંદ સૂરીશ્વરજીનો** આભાર માનતાં અમોને અત્યંત હર્ષ થાય છે. તેઓશ્રીની સલાહથી જ આ ફંડ સ્થાપવામાં આવ્યું છે અને મર્હુમ **શેઠ નગીનભાઈ મંછુભાઈનો** તેઓશ્રી તરફ સંપૂર્ણ ભાવ હોવાથી તેઓશ્રીના ઉપદેશનું જ આ પરિણામ છે.

વિ. સં. ૧૯૮૬
ગોપીપુરા–સુરત

**ભાઇચંદભાઇ નગીનભાઈ ઝવેરી**
અને બીજાઓ.

# કિંચિદ્ વક્તવ્ય



**જૈન દર્શનમાં વૈરાગ્યની સામગ્રી—**

જૈન દર્શન એ વીતરાગે પ્રરૂપેલો માર્ગ છે એટલે એમાં વૈરાગ્યને પ્રધાન પદ આપેલું જણાય તે સ્વાભાવિક છે. સાચી કે કાલ્પનિક જૈન કથાઓનું ધ્યેય પ્રાયઃ અશુભ કર્મના કટુ વિપાકોનું આબેહુબ ચિત્ર આલેખવાનું હોઇ વાર્તાઓમાં છેવટે પૂર્વ ભવના વૃત્તાન્તનો ઉલ્લેખ નજરે પડે છે. આ રજુ કરવામાં ચેતન ચેતીને ચાલે અને તેમ થતાં તે સાંસારિક ઉપાધિઓથી મુક્ત થાય એવો ઉદ્દેશ કથાકારોનો હોય એવું અનુમાન કરાય છે. આવી પરિસ્થિતિમાં વૈરાગ્યની ભાવનાને પુષ્ટ કરનારી—અધ્યાત્મ-દશાને વિકસિત કરનારી સામગ્રીની જૈન સાહિત્યમાં સુલભતા જણાય તો તેમાં શું આશ્ચર્ય? કિન્તુ અધ્યાત્મ-વિષયક ગ્રન્થોને બાજુ ઉપર રાખીએ અને જેમના નામમાં પણ 'વૈરાગ્ય' પદ ગુંથાયેલું હોય એવા ગ્રન્થોની તપાસ કરીએ તો તેની સંખ્યા અતિશય અલ્પ નજરે પડે છે. **વૈરાગ્યકુલક**, શતાર્થિક શ્રીસોમપ્રભસૂરિકૃત [1]**શૃંગારવૈરાગ્યતરંગિણી** તેમજ શ્રીદિવાકરમુનિકૃત **શૃંગારવૈરાગ્યતરંગિણી** તો નાની નાની કૃતિઓ છે. પ્રૌઢ અને પાણ્ડિત્યપૂર્ણ કૃતિ તરીકે તો ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહામહોપાધ્યાય શ્રીયશોવિજયગણિએ રચેલી **વૈરાગ્યકલ્પલતા**નો જ નિર્દેશ કરી શકાય તેમ ભાસે છે. મુનિવર શ્રીસિદ્ધર્ષિકૃત **ઉપમિતિભવપ્રપંચા** કથાની રૂપક-પદ્ધતિ આમાં દૃષ્ટિગોચર થાય છે. ભાષાંતર સહિત આનો પૂર્વાર્ધ ઇ. સ. ૧૯૦૧ માં બહાર પડ્યો હતો તેને આજે આટલાં બધાં વર્ષ થઇ ગયાં તોપણ તેનો અપૂર્ણ વિભાગ પ્રસિદ્ધ થયો નથી એ ખેદકારક કથની છે. આ દિશામાં પ્રયાસ કરવાની મારી પૂરેપુરી ઉમેદ હતી અને છે, છતાં તે માટે સુયોગ નહિ મળવાથી તે પાર પડી નથી. પ્રસ્તુત **વૈરાગ્યરસમંજરી**ના અનુવાદાદિનું કાર્ય હાથ ધરતાં પૂર્વે એ સંબંધમાં શ્રીવિજયલબ્ધિસૂરિનું તેમજ આ પુસ્તકના પ્રકાશકનું ખાસ ધ્યાન મેં ખેંચ્યું હતું, પરંતુ પ્રસિદ્ધિ માટે દ્રવ્યાદિની યથેષ્ટ અનુકૂલતા નહિ હોવાથી એ વિચાર સક્રિય થતો અટક્યો.

---

૧ આ મદીય અનુવાદ અને સ્પષ્ટીકરણ પૂર્વક 'જૈન સ્વયંસેવક મંડળ' ઇન્દોર તરફથી ઇ. સ. ૧૯૨૩ માં પ્રસિદ્ધ થયેલ છે.

**વૈરાગ્યરસમંજરી માટે પ્રસ્તાવ--**

સ્વોપજ્ઞ ભાષ્ય અને બૃહદ્વૃત્તિ સાથે પ્રસિદ્ધ થતા **તત્ત્વાર્થાધિગમસૂત્ર**-ના દ્વિતીય વિભાગની પ્રસ્તાવના માટે **સાક્ષરરત્ન** જૈનાચાર્ય **શ્રીવિજયનેમિ**-સૂરિ પાસેથી વિશિષ્ટ સામગ્રી મેળવી મારી સંપાદક તરીકેની ફરજ બજાવવા હું **અમદાવાદ** જવા નીકળ્યો હતો તેવામાં માર્ગમાં હું મારી જન્મ-ભૂમિ **સુરત**માં સહજ રોકાયો. આ વખતે મને **વૈરાગ્યરસમંજરી**નું પુસ્તક એના પ્રણેતા તરફથી પ્રથમ સમાગમે ભેટ મળ્યું. ત્યાર બાદ એ સૂરિજીનું (મુંબઈના પરા) **અંધેરી**માં આગમન થતાં હું તેમના દર્શનાર્થે ગયો. તે સમયે મારા હાથમાં **શ્રીશોભન** મુનિવર્યકૃત **સ્તુતિચતુર્વિંશતિકા**નું દળદાર પુસ્તક જોઈ તેમણે **વૈરાગ્યરસમંજરી**ને આવી રીતે તૈયાર કરાવવાની અભિલાષા પ્રદર્શિત કરી. મેં તો **વૈરાગ્યકલ્પલતા**નું સૂચન કર્યું અને વાત એટલેથી પડતી મૂકી. સૂરિજીની **મોહમયી** નગરીમાં ચાતુર્માસ માટે પધરામણી થતાં ફરીથી આ પ્રશ્ન ઉપસ્થિત થયો અને ગ્રંથકાર તેમજ પ્રકાશક સાથેના વાટાઘાટ પછી આ કામ આરંભાયું.

અત્યારે જૈન મુનિમંડળમાં ગીર્વાણ ગિરામાં પદ્યબદ્ધ કાવ્યો રચનારા ઓછા છે એ વાતને ધ્યાનમાં રાખીને તેમજ વળી આ કૃતિમાં **પંચલિંગી** જેવા પ્રૌઢ ગ્રન્થની છાયારૂપે પ્રાયઃ પંચમ ગુચ્છક રચાયેલો છે એવું ગ્રન્થકાર તરફથી સ્પષ્ટ સૂચન થવાથી તેમજ આના સ્પષ્ટીકરણમાં અન્યાન્ય કથાઓ-નો પણ સમાવેશ કરવાનો હોવાથી એ દિશામાં પણ મને અભ્યાસ કરવાની તક મળી શકશે તેમ જણાયાથી મેં આ કાર્ય માટે હા પાડી.

કાર્ય-ક્રમ--

લગભગ ૫૦ ફૉર્મ જેટલું ગ્રન્થનું કલેવર પ્રથમથી નિર્ણીત થયેલું હોવાથી સ્પષ્ટીકરણને ગૌણ રાખી સૌથી પ્રથમ મેં આનો ગૂર્જર ગિરામાં અનુવાદ તૈયાર કરવા માંડ્યો. રોજ થોડા થોડા શ્લોકનું ભાષાંતર તૈયાર કરી હું સૂરિજી પાસે સાયંકાલે ચારેક વાગે જતો હતો, કેમકે તેઓ બપોરના પ્રાયઃ એકથી ચાર સુધી મૌન સેવતા હતા. મને એ નિવેદન કરતાં આનંદ થાય છે કે અનુવાદ કરતી વેળા મને જ્યાં જ્યાં મૂળ શ્લોકોમાં કેટલોક ફેરફાર કરવો જરૂરી જણાયો તે તરફ મેં સૂરિજીનું સવિનય લક્ષ્ય ખેંચ્યું ત્યારે તેમણે ત્યાં ત્યાં પ્રમાર્જન કર્યું. આથી આ દ્વિતીય આવૃત્તિ વિશેષ આદરણીય બની છે અને વળી એથી તો પ્રથમ આવૃત્તિ કરતાં આમાં ઘણે સ્થળે ભિન્નતા જોવાય છે. બાલબ્રહ્મચારી સ્વર્ગસ્થ **શ્રીવિજયકમલસૂરીશ્વર**ના ઉપદેશથી રા. **ઝવેરચંદ પન્નાજી**ના ભ્રાતૃજ રા. **મોહનલાલ પીતાંબરદાસે** આની પ્રથમ આવૃત્તિ 'બુહારી'થી

વિ. સં. ૧૯૮૨ માં બહાર પાડી હતી. આમાં સમગ્ર (૬૪૨) શ્લોકોને આ પુસ્તકની પેઠે જુદા જુદા અધિકારસૂચક ગુચ્છકોમાં વિભક્ત ન કરતાં એકસામટા આપવામાં આવ્યા હતા. વળી પત્રાકારે બહાર પાડેલ આ પુસ્તકના હાંશિયામાં વિષયોનો સ્થૂળ નિર્દેશ–સામાન્ય જ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ દ્વિતીય આવૃત્તિમાં મેં યથામતિ શ્લોકને એકત્રિત કરી તેને વિવિધ ગુચ્છકોમાં ગુંથ્યા છે. લગભગ પ્રત્યેક શ્લોકના વિષયનો ઉલ્લેખ કરી ગ્રન્થની વિષય–વિપુલતા સ્ફુટ કરવા પ્રયાસ કર્યો છે. વિશેષમાં મૂળ શ્લોકગત ભાવ તેમજ પારિભાષિક શબ્દાદિ સમજાવવા માટે જૈન તેમજ અજૈન ગ્રન્થોનો આધાર લઇ મેં સ્પષ્ટીકરણ તૈયાર કર્યું છે. આ માટે હું તે તે ગ્રંથના પ્રણેતાનો ઋણી છું. સમ્યક્ત્વના ૬૭ પ્રકારો ઉપર પ્રકાશ પાડનારી કથાઓ પૈકી પ્રસ્તુતમાં જેનો ગ્રન્થકારે નામ–નિર્દેશ કર્યો છે તે પૈકી ઘણીખરી સંક્ષેપમાં અત્ર ઉપસ્થિત કરવામાં આવી છે એટલે વૈરાગ્યનો વિષય કે તાત્ત્વિક પ્રતિપાદન જેણે શુષ્ક જણાય તેને આ દ્વારા પોતાના ચિત્તનું રંજન કરવાની વાનગી મળી રહેશે. સામાન્ય સ્ત્રીસમૂહ પણ આ ગ્રન્થનો લાભ લઇ શકે એવી ગ્રન્થકારની ઇચ્છાને અનુલક્ષીને સાદી અને સરળ ભાષામાં અનુવાદાદિ તૈયાર કરવા માટે બનતી કાળજી રાખવામાં આવી છે.

૩૯મા ફૉર્મ સુધીનાં મુદ્રણ–પત્ર (proofs) શોધવાનું કાર્ય મેં એકલાએ મારી મન્દ મતિ અનુસાર કર્યું છે, જ્યારે બાકીનાં બીજી વારનાં મુદ્રણ–પત્રો તપાસી જવામાં ગ્રંથકાર તરફથી સહાયતા મળી છે. ભાષાંતર તેમજ સ્પષ્ટીકરણ–મારૂં સમગ્ર લખાણ છાપવા આપવા પૂર્વે તે મોટે ભાગે ગ્રન્થકારને મેં વાંચી સંભળાવ્યું હતું. એકંદર રીતે સાવધાન ચિત્તે આ ગ્રન્થનું કાર્ય મેં કર્યું છે. વળી ખુદ ગ્રન્થકારે એનું શુદ્ધિપત્રક પણ તૈયાર કરી મોકલવા કૃપા કરી છે તેમજ ત્યાં રહી ગયેલી એક બે વિશિષ્ટ બાબતનો મેં પણ આલોચનમાં ખુલાસો કર્યો છે. છતાં અક્ષરયોજકના પ્રમાદથી છપાતી વેળા બીબાં તૂટી કે ઊડી જવાથી કે ક્ષયોપશમની વિચિત્રતાથી જે કોઇ દૃષ્ટિ–દોષ કે મતિ–દોષ આ ગ્રન્થમાં ઉદ્ભવવા પામ્યો હોય તે બદલ સહૃદય સાક્ષરોની હું ક્ષમા યાચું છું અને સાથે સાથે આ પુસ્તકમાં જે સ્ખલનાઓ તેમની નજરે પડે તે મને નિવેદન કરવાની કૃપા કરવા હું તેમને વિનવું છું. અંતમાં સમગ્ર બ્રહ્માણ્ડનું કલ્યાણ થાઓ એ ભાવના ભાવતો હું વિરમું છું.

ભગતવાડી, ભૂલેશ્વર,
મુંબઇ
જ્ઞાનપંચમી વીર સં. ૨૪૫૬.

સુજ્ઞ સંતોનો સેવક
**હીરાલાલ રસિકદાસ કાપડિયા.**

# અનુક્રમણિકા



# આલોચન

**જીવનના ઉદ્દેશનો નિર્ણય કરવાની આવશ્યકતા—**

આ જગતમાં અનેક મનુષ્યો એવા છે કે જેમણે પોતાના જીવનમાં કયો ઉદ્દેશ સિદ્ધ કરવો છે તેનો કદાપિ વિચાર સરખો પણ કર્યો નથી, પરંતુ જ્યાં સુધી ઉદ્દેશ નક્કી ન કરાય ત્યાં સુધી જીવનની સ્થિતિ સુકાન વિનાની નૌકા જેવી છે અને તેને અંગે કરાયેલા પ્રયત્નો પ્રાયઃ નિષ્ફળ જાય છે. મનુષ્ય-જીવન એ સર્વોત્કૃષ્ટ છે અને એ અદ્‌ભુત જીવન છે. એ જીવન દ્વારા અનેક અસાધારણ કાર્યો થઇ શકે તેમ છે. જગતની મહાવિભૂતિઓ તરીકે પંકાયેલી પુનિત વ્યક્તિઓના જીવનનું અવલોકન કરવાથી જણાશે કે તેમણે અનેક ઉચ્ચ અને ઉજ્જ્વળ કર્તવ્યો વડે પોતાનું જીવન સાર્થક, રોચક અને સુખપ્રદ બનાવ્યું છે. તેનું મુખ્ય કારણ એ છે કે ઉદ્દેશ વિનાનું જીવન ગાળનારની જેમ પોતાનું અસાધારણ પરાક્રમ વેડફી નાંખવાનો પ્રસંગ તેમણે આવવા જ દીધો નથી. તેમણે પ્રથમથી જ પોતાના ઉદ્દેશનો નિર્ણય કર્યો, એની સુસ્પષ્ટ રૂપ-રેખા દોરી, પોતાના મનને તેને વિષે ઓતપ્રોત કર્યું, પોતાની સમગ્ર શક્તિઓ સાધ્યની સિદ્ધિ માટે કામે લગાડી અને તેમ કરી મહાપદ મેળવ્યું, વિજય મેળવ્યો, સિદ્ધિ સાધી અને જીવનની પૂરેપૂરી સફળતા કરી. સાથે સાથે સંસાર-સાગરમાં વ્યામોહરૂપ ખડક સાથે અફળાઇ મરતી જીવન-નૌકાઓના રક્ષણ માટે તેમણે અપૂર્વ દીવાદાંડી પૂરી પાડી.

આથી એ ફલિત થાય છે કે ઉદ્દેશનો નિર્ણય ન કરનારો માનવ પોતાના બળનો વ્યર્થ ક્ષય કરે છે. તેનું જીવન નિઃસત્ત્વ, નિસ્તેજ અને મૃતપ્રાય છે. બે સુંદર ઘાસની ગંજીઓ વચ્ચે ઊભો રહેલો ગધેડો કઇ ગંજીમાંથી ઘાસ ખાવું તેનો નિર્ણય ન કરવાથી ભૂખે મરે તેવી શોચનીય સ્થિતિ ઉદ્દેશ વિહીન જીવન ગાળનારની છે. એના જેવો ગમાર દુનિયાભરમાં મળવો મુશ્કેલ છે. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી દરેક સમજુ મનુષ્યે ગમે તે એક ઉચ્ચ ઉદ્દેશ ધારણ કરી તેને સિદ્ધ કરવા પૂરતો પ્રયાસ કરવો જોઇએ. તેમ કરતાં કરતાં જો એથી વધારે ઉચ્ચ ઉદ્દેશ લક્ષ્યમાં આવે તો તેને સિદ્ધ કરવા મથવું જોઇએ. એમ કરતાં કરતાં પરિણામે માનવ મટીને તે દેવ બને, દેવનો પણ દેવ થાય અને અવર્ણનીય એવા પરમ પદને પણ પામે. પરંતુ આ બધું ક્યારે? જીવનનો ઉચ્ચ ઉદ્દેશ નક્કી કરી તેને સિદ્ધ કરવા પૂર્ણ પ્રયત્ન કરે ત્યારે.

### આ ગ્રંથમાં સૂચવાયેલું સાધ્ય—વૈરાગ્યવાસિત જીવન—

આ ગ્રંથમાં જીવનનો મુખ્ય ઉદ્દેશ સંસાર–વાસનાઓને વશ ન થતાં વૈરાગ્ય–રંગથી આત્માને રંગવો એવો દર્શાવવામાં આવ્યો છે તે વાસ્તવિક છે, કેમકે વૈરાગ્ય જ વ્યક્તિની આધ્યાત્મિક પ્રગતિરૂપ નિઃશ્રેણિનું પ્રથમ પગથિયું છે. પ્રચલિત વૈષયિક સુખ પરત્વે અને સામે નજર આગળ ચાલૂ રહેલી બીજી ક્ષણભંગુર બાબતો પ્રતિ ઉદાસીન રહી એના કરતાં શુદ્ધતર બાબતોથી ઉદ્‌ભવતા આનંદનો છંદ લાગવો એ દ્વિતીય પગથિયું છે.

ચર્મચક્ષુને દેખાતી બાહ્ય વસ્તુઓ ઉપર અવલંબી રહેલું સુખ એ વાસ્તવિક સુખ ન હોઇ અંતઃકરણની સનાતન પ્રસન્નતા એ જ ખરૂં સુખ છે એવો દૃઢ વિશ્વાસ બેઠો કે પછી આત્માનંદની પ્રાપ્તિ માટેના પ્રયાસના ગણેશ મંડાય છે. મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિનો આરંભ અહીંથી જ થાય છે. ત્યારબાદ ખરી જુવાનીના બહારમાં પણ વિષયોપભોગને તુચ્છ ગણી તમામ ઐશ્વર્યને ઠોકરે મારી વૈરાગ્યદીપિકા હાથમાં લઇ દુઃસાધ્ય નિર્વાણના સુખની પ્રાપ્તિ માટે ગૃહત્યાગ કરવા મુમુક્ષુ લલચાય એ સ્વાભાવિક છે, પરંતુ એ પ છો ન પડે તે માટે જ્ઞાન–ગર્ભિત વૈરાગ્યની આવશ્યકતા છે. રોમે રોમ એવી ભાવના પ્રસરી જવી જોઇએ કે સનાતન શાંતિ અને અનાહત આનંદની પવિત્ર પ્રતિમારૂપ આત્મરમણતાની આરાધના સિવાયનું જીવન–વહન નિતાન્ત નિઃસાર અને નિષ્પ્રયોજન છે.

વૈરાગ્યની શુદ્ધ ભાવનાને જે ઝીલી ન શકે તે ભલે ગૃહસ્થ તરીકેનું જીવન ગુજારે; બાકી જેનામાં એ ભાવનાને સક્રિય કરવાનું શૂરાતન છે તે તો સર્વવિરતિ અંગીકાર કરી પોતાના ઉદ્દેશને ફલીભૂત કરે અને સમગ્ર વિશ્વની સાથે મૈત્રીભાવ ધારણ કરે, [1]સદ્‌ભાવનાથી પોતાના આત્માને વિભૂષિત કરે.

### આત્મરમણતાનો આનંદ—

સાચી શ્રમણતાથી વિભૂષિત આત્મા સાંસારિક આધિ, વ્યાધિ અને ઉપાધિ સામે પડકાર કરે; પ્રેમરૂપ ખડ્ગ અને ધૈર્યરૂપ ઢાલને હાથમાં રાખી, અભયતારૂપ કવચ ગ્રહણ કરી, આસ્તિકતારૂપ શિરસ્ત્રાણ સજી સમતારૂપ રથમાં બેસી વિજય પ્રાપ્ત કરે; સાધુતાભર્યા સંન્યાસને સિદ્ધ કરે; અને તેના ઉલ્લાસ અને ઉત્સાહથી પરિપૂર્ણ જીવનમાં આનંદ અને અમૃતત્વના આંદોલનોના સામીપ્ય અને સાયુજ્યનો સાક્ષાત્કાર કરે.

---

૧ સદ્‌ભાવના એ દેવેચ્છા છે, એ અમર આત્માની પરમ પવિત્ર, પ્રેરણાત્મક, પ્રફુલ્લ અને પ્રાણપ્રકાશિની અનુજ્ઞા છે, સાર્થક જીવનની સચ્ચિદાનંદ સ્વરૂપિણી છે અને પરિપ્લવની ઓજસ્વિની લીલા છે.

કિંચિદ્ વક્તવ્યમાં સૂચવ્યા મુજબ **વૈરાગ્યરસમંજરીને** મેં પાંચ ગુચ્છકોમાં વિભક્ત કરી છે. આ પ્રત્યેકનું નામ, તદ્ગત વિષય અને તેનું શ્લોકપ્રમાણ નીચે મુજબ રજુ કરવામાં આવે છેઃ—

| ગુચ્છકાંક | શીર્ષક | શ્લોકાંક | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧ | મનઃપ્રબોધ | ૧–૪૮ | ૧–૪૧ |
| ૨ | આત્મ-વિવેક | ૧–૬૪ | ૪૨–૭૭ |
| ૩ | નરક—વર્ણન | ૧–૨૩ | ૭૮–૮૪ |
| ૪ | તત્ત્વ—ત્રયી | ૧–૩૪૦ | ૮૫—૨૯૧ |
| ૫ | ધર્મ-ચર્યા | ૧–૧૬૬ | ૨૯૨—૪૪૮ |

**સ્ખલનાનું પ્રમાર્જન—**

શુદ્ધિપત્રકમાં મોટે ભાગે તો છપાતી વેળા બીબાં તૂટી કે ઊડી જવાથી ઉપસ્થિત થયેલી અશુદ્ધિઓનું પ્રમાર્જન કરવામાં આવ્યું છે. એ સંબંધમાં કશો વિશેષ નિર્દેશ ન કરતાં જે સ્ખલનાઓ સુધારવી ત્યાં રહી ગયેલી જણાય છે તેની અત્ર ટુંક નોંધ લેવી આવશ્યક સમજાય છે. જેમકે ૯૬ મા પૃષ્ઠના મથાળે આપેલાં બે પદ્યો. આ પદ્યો **તત્ત્વનિર્ણયપ્રાસાદ** ( પૃ. ૪૩૩ )માંથી મેં ઉદ્ધૃત કર્યાં હતાં, પરંતુ ત્યાં એનું આદ્ય ચરણ અશુદ્ધ હતું. હાલમાં **યોગશાસ્ત્ર** ( પ્ર. ૨, શ્લો. ૧૪ )ની સ્વોપજ્ઞ વૃત્તિના ૬૩ પત્રમાં એ મારી નજરે પડ્યાં. એના આધારે આદ્ય ચરણ છાયા સહિત નીચે મુજબ હોવાનું સૂચવું છુંઃ—

**“ रागी देवो दोसी देवो मामि ! सुन्नं पि देवो ”**
**[ रागी देवो द्वेषी देवः सखे ! शून्योऽपि देवः ]**

વિશેષમાં આ વૃત્તિમાં પ્રથમ પદ્યના અંતિમ અને દ્વિતીય પદ્યગત પ્રાથમિક ચરણોનો વિનિમય જોવાય છે.

વળી ૧૭૩ મા પૃષ્ઠના અંતમાં આપેલી ગાથા **ઉત્તરાધ્યયન** ( અ. ૧૬ )-ની ૧૬ મી ગાથા છે અને એની સાથે મેળવતાં આનું ચોથું ચરણ અશુદ્ધ જણાય છે એટલે એને બદલે શુદ્ધ ચરણ છાયા સહિત નીચે મુજબ સુધારી લેવા ભલામણ છેઃ-

**“ दुक्करं जे करंति तं ” [ दुष्करं यः करोति तद् ]**

**ગ્રંથકારના વંશ વગેરેનો પરિચય—**

અત્યારે જે તપાગચ્છીય મુનિવરો સચ્ચારિત્ર વડે સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન માટે મશહુર એવી આ ‘ભારત’ભૂમિને પાવન કરી રહ્યા છે તે પૈકી ઘણાખરા

મુનિરત્ન શ્રીમદ્ બુદ્ધિવિજય (બુટેરાયજી) મહારાજશ્રીના સંતાનીયો છે. આ મહાત્માના સુપ્રસિદ્ધ શિષ્યો પૈકી શ્રીવિજયાનંદસૂરીશ્વરના પ્રપૌત્ર હોવાનું માન આ ગ્રન્થકારને મળે છે. એમના (શ્રીવિજયલબ્ધિસૂરિના) પ્રપિતામહનું નામ તો પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય પણ્ડિતોમાં સુપ્રસિદ્ધ છે. ન્યાયાંભોનિધિ શ્રીવિજયાનંદસૂરીશ્વર (આત્મારામજી મહારાજ)ની યશઃપતાકા ચારે દિશામાં આજે પણ ફરકી રહી છે. અજ્ઞાનરૂપ અંધકારમાં અથડાતા જનોને માર્ગદર્શક, સમયોચિત. પ્રતિભાશાળી અને વિદ્વદ્-વર્ગને વલ્લભ એવા અજ્ઞાનતિમિરભાસ્કર, જૈનતત્ત્વાદર્શ, તત્ત્વનિર્ણયપ્રાસાદ, [1]નવતત્ત્વસંગ્રહ આદિ અનેક ગ્રન્થોના સૂત્રધાર, જૈન સાહિત્યના સાચા સેવકોના અલંકાર, 'અમેરિકા'જેવા વિદેશમાં વસતા જનોને સ્વ. વીરચંદ રાઘવજી ગાંધી બાર્ ઍટ્ લૉ દ્વારા સત્ય તત્ત્વામૃતનું યથેષ્ટ પાન કરાવનાર, સ્વ. ડૉ. હોર્નલ જેવાને પોતાની વિદ્વત્તાથી મુગ્ધ બનાવનાર, સ્થાનકવાસી, આર્યસમાજી જેવાના ભ્રાન્ત વિચારોનું નિર્ભયતાથી નિરસન કરનાર, વિવિધ ગુણોથી વિભૂષિત, શિષ્ય-પ્રશિષ્યાદિના મુખ્ય આધાર અને સુગૃહીતનામધેય પંજાબકેસરી શ્રીવિજયાનંદસૂરીશ્વરના વંશની ઉત્તરોત્તર વૃદ્ધિ અને એમના ભક્ત વર્ગની વિપુલતા આ વાતને સમર્થિત કરે છે.

પાશ્ચાત્ય વિદ્વાનો સાથે પત્રવ્યવહારનો પ્રારંભ કરનારામાં પ્રથમ અને તેમ કરીને જૈન ધર્મનાં વિશ્વોપકારી તત્ત્વોનું 'જર્મની' જેવા દૂર દેશોમાં બીજ રોપનાર આ મહાત્માનો મારા સદ્ગત પૂજ્ય પિતામહ અને પિતાશ્રી ઉપર નિઃસીમ ઉપકાર છે એ વાતનું અત્ર સૂચન કરતાં મને આનન્દ થાય છે. મને આ પ્રભાવશાળી મહાનુભાવના દર્શન-વન્દનનો લાભ મળ્યો નથી, કિન્તુ સદ્ભાગ્યે એમના સુશિક્ષિત શિષ્ય-પ્રશિષ્યાદિ પૈકી કેટલાકના તો વિશિષ્ટ સમાગમનો પણ લાભ મને મળ્યો છે. આ પ્રસંગે, મને સાહિત્ય-ક્ષેત્રમાં અવાર નવાર અમૂલ્ય સહાયતા આપનારા દક્ષિણવિહારી મુનિરાજ શ્રીઅમરવિજય અને તેમના શિષ્યવર્ય શ્રીચતુરવિજય, પૂજ્યપાદ પ્રવર્તક મુનિવર્ય શ્રીમત્ કાંતિવિજય અને તેમના શિષ્યવર્ય શ્રીચતુરવિજય, મુનીશ્વર શ્રીહંસવિજય, મારા સ્વર્ગસ્થ પિતાશ્રીના સતીર્થ્ય અને ગાઢ ધર્મસ્નેહી શ્રીવિજયવલ્લભસૂરિ, મારા પિતામહ સાથે વિશેષતઃ ધર્મ પરિચય રાખનાર શ્રીવિજયદાનસૂરિ પ્રમુખનાં શુભ નામોનો નિર્દેશ કરવા હું લલચાઉં છું.

પ્રસ્તુત ગ્રન્થકાર શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરના વિદ્વાન્ શિષ્યરત્ન શ્રી લક્ષ્મીવિજય મુનીશ્વરના એક શિષ્ય થાય છે, જ્યારે જાતિ અને ધર્મથી સાચા

---

૧ આ ગ્રંથ મુખ્યતયા હિંદી ભાષામાં રચાયેલો છે. આજ દિન સુધી એ અપ્રસિદ્ધ રહ્યો તે સખેદાશ્ચર્યની વાત છે. હાલમાં એનું સંપાદન કાર્ય આ સેવકે હાથ ધર્યું છે.

બ્રાહ્મણ, બાલબ્રહ્મચારી, પુણ્યપ્રતાપી, સ્વર્ગસ્થ શ્રીમદ્ **વિજયકમલસૂરિવર**ના [૧]ચાર શિષ્યો પૈકી એક છે. [૨]આ સૂરિવરે વિશ્વના મીમાંસક સહૃદયોને માટે [૩]**મત-મીમાંસા** રચી છે. અહિંસાના પ્રચારની ધગશ ધરાવનારા પુણ્ય[૪]લોકે વૃદ્ધાવસ્થામાં પણ સેનાખાસખેલ સમશેર બહાદુર નામદાર ગાયકવાડ શ્રીમંત સરકાર **સયાજીરાવ** મહારાજના આમંત્રણને માન આપી 'અહિંસા' સંબન્ધી ભૂરિ ભૂરિ ઉપદેશ આપ્યો હતો. તેમના આ વિદ્વાન્ શિષ્યે ગુરુકૃપાના પ્રસાદીરૂપ **વૈરાગ્યરસમંજરી** રચી છે.

ગૂર્જર ગિરામાં પૂજાઓ, સ્તવનો વગેરે રચી ભક્તિ-રસને પુષ્ટ કરનાર, પંજાબ જેવા દૂર દેશમાં લગભગ સાત વર્ષ વિહરનાર તેમજ ઉર્દૂ ભાષાના પણ જાણકાર આ સૂરિનો જન્મ શ્રીયુત **પિતાંબરદાસ**ની ધર્મપત્ની **મોતીબાઇ**ની કુક્ષિથી ગુજરાતમાંના 'ભોંયણી' ગામની નજદીકમાં આવેલા 'બાલસાસણ' ગામમાં થયો હતો. એમણે વિક્રમ સંવત્ ૧૯૫૯માં શ્રી**વિજયકમલ**સૂરિવર પાસે દીક્ષા ગ્રહણ કરી તે વખતે એમનું નામ **લબ્ધિવિજય** પાડવામાં આવ્યું.

અન્યત્ર સૂચવાયું છે તેમ અન્ય દર્શનીયો સાથે વાદ-વિવાદ કરવાની એમની વાક્પટુતાથી, જાહેર ભાષણો આપવાની એમની વક્તૃત્વ-કલાથી તેમજ એમના વિવિધ ગ્રન્થોના અવલોકનથી પ્રસન્ન થઇ વિ. સં. ૧૯૭૧માં એમના ગુરુવર્યે **ઇડર**ના શ્રીસંઘની વિનતિ સ્વીકારી એમને 'જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ'નો ઇલ્કાબ આપ્યો હતો. આ નગરમાં રહીને તેમણે ગીર્વાણ ગિરામાં **મેરુત્રયોદશી કથા** રચી હતી કે જે ભાવનગરની 'શ્રી જૈન આત્માનંદ સભા' દ્વારા પ્રસિદ્ધ થઇ છે.

વિ. સં. ૧૯૮૧માં છાણીમાં શ્રી**વિજયકમલ**સૂરિએ આ ગ્રંથકારને તેમજ ઉપાધ્યાય શ્રી**વીરવિજય**ના શિષ્યવર્ય પં. શ્રી**દાનવિજય**ને (અત્યારે શ્રી**વિજયદાન**સૂરિને) આચાર્ય-પદવી આપી હતી.

સૂરિજી સાથે ફક્ત એક ચાતુર્માસ જેટલો જ મારે પરિચય હોવાથી એમના જીવન-વૃત્તાન્ત પરત્વે હું વિશેષ પ્રકાશ પાડી શકું તેમ નથી એટલે તેમની અન્યાન્ય કૃતિઓનો હું નિર્દેશ કરૂં છું.

---

૧ આથી સમજાય છે કે પ્રસ્તુત ગ્રંથકારને ત્રણ ગુરુભાઇઓ છે. એનાં નામો અનુક્રમે **હીંમતવિજય**, **નેમવિજય** અને **લાવણ્યવિજય** છે. અત્યારે એ ત્રણે વિદ્યમાન છે.

૨ આથી પ્રસ્તુત ગ્રંથકારની ગુરુ-પરંપરા નીચે મુજબ છે:—

**શ્રીવિજયલબ્ધિસૂરિ–શ્રીવિજયકમલસૂરિવર–શ્રીલક્ષ્મીવિજય–શ્રીવિજયાનંદસૂરીશ્વર–શ્રીબુટેરાયજી મુનિપુરંદર.**

૩ આનો પૂર્વાર્દ્ધ ઇ. સ. ૧૯૨૧ માં પ્રસિદ્ધ થયો હતો, પરંતુ ઉત્તરાર્ધ હજી બહાર પડ્યો નથી તો તેનું સત્વર પ્રકાશન કરવા તેના કાર્યવાહકને મારી નમ્ર સૂચના છે.

## ગ્રન્થકારની કૃતિઓ—

| નામ | ભાષા | રચના-સ્થલ | રચના-સમય |
|---|---|---|---|
| દયાનન્દકુતર્કતિમિરતરણિ | હિંદી | | વિ. સં. ૧૯૬૫ |
| મૂર્તિમંડન | હિંદી | | |
| લુધિહાના-વ્યાખ્યાન-સંગ્રહ | | | ,, ૧૯૬૫ |
| અવિદ્યાંધકારમાર્તંડ | | હુશ્યારપુર | ,, ૧૯૬૭ |
| હી ઔર ભી | હિંદી | મુલતાન | ,, ૧૯૬૮ |
| મેરુત્રયોદશી કથા | સંસ્કૃત | ઇડર | ,, ૧૯૭૧ |
| પૂજા તથા સ્તવનાદિ સંગ્રહ | ગૂજરાતી | | ,, ૧૯૮૦ |
| વૈરાગ્યરસમંજરી | સંસ્કૃત | બુહારી | ,, ૧૯૮૨ |

આ પ્રમાણે વિવિધ વિષયના ગ્રંથો ગૂજરાતી, હિંદી અને સંસ્કૃત એમ ત્રિવિધ ભાષામાં રચવા ઉપરાંત આ સૂરિજીએ પૂર્વાચાર્યકૃત ગ્રંથોનું સંશોધન કરવામાં પણ ભાગ લીધો છે એમ **કર્પૂરમંજરી**ની સાક્ષર મુનિરાજ **શ્રીચતુરવિજય**ની પ્રસ્તાવના ઉપરથી જણાય છે.

આ પ્રમાણે આલોચન હું પૂર્ણ કરૂં તે પૂર્વે એટલું નિવેદન કરવું અનુચિત નહિ ગણાય કે ઉપર સૂચવેલી તેમની પ્રત્યેક કૃતિ મારા વાંચવામાં આવી નથી એટલું જ નહિ પણ કેટલીક તો મેં જોઇ પણ નથી. આથી હું પ્રત્યેકના ગુણ-દોષની રૂપરેખા આલેખી શકું તેમ નથી. અવશિષ્ટ સમગ્ર કૃતિઓ માટે પણ તેમ કરવા જેટલો મારે સમય કે અભિલાષ નથી. **હી ઔર ભી** અને **મૂર્તિમંડન** એ બે પુસ્તકોનું વિહંગમદષ્ટિએ અવલોકન કરતાં મને જણાયું છે કે ગ્રંથકારે પ્રતિપાદન-શૈલીથી એ રચ્યાં છે. આ માટે તેમને હાર્દિક અભિનંદન આપતો અને સાથે સાથે અત્યારે અલભ્ય થઇ પડેલાં આ પુસ્તકોની દ્વિતીય આવૃત્તિ તૈયાર કરાવવા તરફ તથા આવી શૈલીથી અન્ય પુસ્તકો રચવા તરફ તેમનું સવિનય લક્ષ્ય ખેંચતો તેમજ આ ગ્રન્થનું અનુવાદાદિ કાર્ય કરીને મેં જે પુણ્ય હાંસલ કર્યું હોય તેની નિમિત્તતાને અંગે ગ્રન્થકારનો ઉપકાર માનતો હું વિરમું છું.

ભૂલેશ્વર, મુંબઈ.<br>શ્રાવણ કૃષ્ણ દ્વાદશી<br>વિ. સં. ૧૯૮૫

શ્રમણોપાસક<br>**હીરાલાલ રસિકદાસ કાપડિયા.**

# વિષય-સૂચી



૧ કૌંસમાં સૂચવેલો વિષય ટિપ્પણગત સમજવો.

| પદ્યાંક | વિષય |
| --- | --- |

પંચમ ગુચ્છક–ધર્મચર્યા

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૨ | ૩૧ | શિષ્ય | પ્રશિષ્ય |
| ૯ | ૧૫ | વષનો | વર્ષનો |
| ૧૨ | ૮ | પવસ્થ | પદસ્થ |
| ૧ | ૧૭ | ઉ શથી | ઉદ્દેશથી |
| ૨ | ૧૯ | કમપ્રકૃતિ | કર્મપ્રકૃતિ |
| ૨ | ૩૫ | રતુતિ | સ્તુતિ |
| ૩ | ૨૩ | શ્રા | શ્રી |
| ૪ | ૩૦ | આહત | આર્હત |
| ૭ | ૩ | ચક્રવતી | ચક્રવર્તી |
| ૭ | ૧૦ | प्रची | प्राची |
| ૭ | ૧૬ | સમય | સમર્થ |
| ૭ | ૩૫ | स्वेनो | श्येनो |
| ૭ | ૩૫ | आयुष्य | आयुः |
| ૧૪ | ૪ | કાપડાને | કાપડીને |
| ૧૭ | ૨૪ | વીજળીને | વીજળીની |
| ૧૮ | ૧ | सुंदगीयं | सुंदरयं |
| ૧૯ | ૯ | कक्षं | लक्षं |
| ૨૧ | ૨ | भो | भोः |
| ૨૬ | ૧ | लसद्वाचा | लसद्वचां |
| ૨૮ | ૧૦ | અધિન | અધીન |
| ૩૧ | ૨૪ | व्याघ्रपोत | व्याघ्रपोतं |
| ૩૩ | ૧૮ | करिष्यामद- | करिष्याम्यद- |
| ૩૩ | ૧૯ | पराकारितम् | परैः कारितम् |
| ૩૬ | ૭ | સ્પષ્ટી० | ० |
| ૪૦ | ૨૧–૨૨ | આઠમો 'પંચલિંગી' | પાંચમો 'ધર્મચર્યા' |
| ૪૧ | ૧૭ | અર્થ કરતાં | કરતાં અર્થ |
| ૪૬ | ૧૦ | તેલનું | તલનું |
| ૪૬ | ૨૨ | શારદા | શારદ |
| ૪૬ | ૨૮ | मृग्धे | मुग्धे |
| ૪૬ | ૨૯ | चक्चुमध्ये | चक्षुमध्ये |
| ૪૯ | ૫ | વગ | વર્ગ |
| ૪૯ | ૨૩ | બનાવેલી આટાની ગોળી | બનાવેલું લોઢાનું યંત્ર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૯ | * * * * | ० |
| ૫૩ | ૩૦ | બળથી શોભનારી | બળને શોષનારી |
| ૫૪ | ૧૦ | क्षाणां | क्षीणां |
| ૫૪ | ૧૩ | तीर्थकार- | तीर्थकरा- |
| ૫૪ | ૧૪ | तत्तद् णसुरन्द्रैरपि | तत्तद्गुणैः सुरेन्द्रैरपि |
| ૫૪ | ૧૬ | निरांतशयं | निरतिशयं |
| ૫૮ | ૨૦ | क्षमायां | क्षमया |
| ૫૯ | ૧૩ | सुरत्वे सत्यपि दुःखी | देवत्वे दुःखी सत्यपि |
| ૫૯ | ૧૫ | તલ્લાન | તલ્લીન |
| ૬૧ | ૧૦ | મારા | તારા |
| ૬૨ | ૫ | ना | नो |
| ૬૩ | ૭ | निष्पक्षे | निष्पक्षं |
| ૬૩ | ૧૯ | पातं | पीतं |
| ૬૪ | ૧૫ | દ્રૂપને | દ્વેષને |
| ૬૫ | ૨૦ | दुर्विकल्पनिकरैः | दुर्विकल्पनिकरैः |
| ૭૬ | ૧૪ | नीरम्ध्र | नीरैध्र |
| ૬૯ | ૧૨ | નાહ | નહિ |
| ૬૯ | ૨૪ | તદુલવૈચારિક | તંદુલવૈચારિક |
| ૭૦ | ૧ | शिखाद्भूतं | शिखोद्भूतं |
| ૭૦ | ૨૧ | रसशून्यो | रसशून्यं |
| ૭૦ | ૨૫ | ફ્રિર | ફિરે |
| ૭૮ | ૧૦ | ह्वं | हा |
| ૮૩ | ૮ | त्वमत्रैतो | त्वमत्रेतो |
| ૮૬ | ૨૦ | अधर्मं | अधर्मे |
| ૮૯ | ૯ | દ્રૂષ | દ્વેષ |
| ૯૪ | ૧ | ભવાના | ભવાંના |
| ૯૮ | ૧૯ | ઉપદશની | ઉપદેશની |
| ૧૦૩ | ૧ | જાઇને | જોઇને |
| ૧૦૪ | ૨૮ | ચૂર્ણિ | ચૂર્ણિ |
| ૧૦૬ | ૧૧ | તેણે ડસ્યો | તેને ડસ્યો |
| ૧૧૪ | ૨૯ | ૂબી | ડૂબી |
| ૧૧૮ | ૨૬ | ંપ્યો | જંપ્યો |
| ૧૧૯ | ૧૫ | તેવ | તેવા |
| ૧૨૦ | ૧૧ | ગયાં | ગયા |
| ૧૨૭ | ૫ | સભવે | સંભવે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૭ | ૧૭ | પે તાનું | પોતાનું |
| ૧૩૦ | ૧૦ | ઉપદેશકોનું | ઉપદેશકોનું |
| ૧૩૨ | ૨ | સમાન | સામાન્ય |
| ૧૩૨ | ૨૭ | છું | છે |
| ૧૩૯ | ૬ | હદ | હઠ |
| ૧૪૦ | ૪ | (જિનેશ્વરની) | ૦ |
| ૧૪૩ | ૧૬ | ન લાયક | નાલાયક |
| ૧૪૪ | ૧૪ | सर्व दुःख० | सर्वदुःख० |
| ૧૪૬ | ૮ | નૃપતિનો | પર્વતનો |
| ૧૪૭ | ૨૬ | येनोग्रतपस्तपम-पराथं | येनोग्रतपस्ततम-पराथं |
| ૧૪૭ | ૨૬ | निजरूपकस्य | निजकरूपस्य |
| ૧૫૦ | ૧૧ | શેડાણી | શેઠાણી |
| ૧૫૦ | ૨૩ | રાજાન્ | રાજન્ |
| ૧૫૦ | ૨૭ | રજાએ | રાજાએ |
| ૧૫૧ | ૫ | પ્રેમમી | પ્રેમથી |
| ૧૫૧ | ૧૫ | શ્રેર | શ્રેર |
| ૧૫૪ | ૩ | સંધાય | સધાય |
| ૧૫૪ | ૫ | वराश्रम | वराश्रर्म |
| ૧૫૪ | ૧૨ | જ્ઞન | જ્ઞાન |
| ૧૫૭ | ૨ | દારદ્ર | દરિદ્ર |
| ૧૫૭ | ૧૦ | સારાશ | સારાંશ |
| ૧૬૧ | ૧૦ | બ્રાહ્મણોને | બ્રાહ્મણને |
| ૧૬૩ | ૨૩ | कुपात्र | कुपात्रो |
| ૧૬૪ | ૩ | દંસતા | ડસતા |
| ૧૬૭ | ૨૬ | पात्रं | पात्रे |
| ૧૭૦ | ૧ | સંન્યાસી | સુસાધુ |
| ૧૭૧ | ૧૪ | सुपरिसुद्रा | सुपरिसुद्धा |
| ૧૭૧ | ૨૪ | एवं | इति |
| ૧૭૨ | ૨૨ | શીયળ | શીળ |
| ૧૭૪ | ૨ | लं | बलं |
| ૧૭૪ | ૬ | બ્રહ્મચય | બ્રહ્મચર્ય |
| ૧૭૪ | ૧૦ | નારક | નારદ |
| ૧૭૪ | ૧૮ | કહેવું શક્ય નથી | થઇ શકતી નથી |
| ૧૭૪ | ૨૬ | नारकोऽपि | नारदोऽपि |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૪ | ૩૪ | આ વાતને કોણ સ્વીકારે? | પરંપરાથી આ વાત સ્વીકારાય. |
| ૧૭૫ | ૧૩ | **लौकवृष्ट्या** | **लोकवृष्ट्या** |
| ૧૭૭ | ૨૧ | જંબૂ | જંબૂ |
| ૧૭૯ | ૨૦ | જં કુમારને | જંબૂ કુમારને |
| ૧૮૦ | ૧૭ | કરતા | કરાતા |
| ૧૮૧ | ૬ | શ્રણી | શ્રેણી |
| ૧૮૧ | ૩૧ | ગાય | ગાયો |
| ૧૮૬ | ૧૯ | મળનું | મળતું |
| ૧૮૬ | ૩૨ | શિયાળમાં | શિયાળામાં |
| ૧૮૭ | ૩ | અભિગહ | અભિગ્રહ |
| ૧૮૭ | ૧૧ | એકલે | એટલે |
| ૧૮૭ | ૧૧ | સૂરિવર્યે | સૂરિવર્યે |
| ૧૮૭ | ૨૭ | દીધું | દીધી |
| ૧૮૯ | ૧૫ | **हर्म्यो** | **हर्म्ये** |
| ૧૮૯ | ૨૧ | **षडभी** | **षड्भी** |
| ૧૯૦ | ૪ | **लोकात्तरः** | **लोकोत्तरः** |
| ૧૯૧ | ૬ | શીકળ | શીલ |
| ૧૯૧ | ૭ | બાકી જેણે કુશીલ સેવ્યું છે તેણે | કુશીલ તો રહ્યું જ છે |
| ૧૯૧ | ૮ | અવતરવું પડયું છે | |
| ૧૯૧ | ૧૨ | ભોજન કર્યા છતાં | ભોગ ભોગવ્યા છતાં |
| ૧૯૧ | ૧૩ | સંતોષ થતો નથી. | તને સંતોષ થયો નથી. |
| ૧૯૧ | ૨૦ | માય | માયા |
| ૧૯૩ | ૨૩ | **मुनिमोऽपि** | **मुनेरपि** |
| ૧૯૪ | ૧૪ | ભગવાન્ | ૦ |
| ૧૯૬ | ૧૫ | **दर्जुनाह्वय** | **दर्जुनाह्वय** |
| ૧૯૭ | ૨૩ | અર્જુન | અર્જુન |
| ૧૯૯ | ૪ | પાડીસ | પારીશ |
| ૨૦૦ | ૪ | ઓછામાં ઓછું | ઓછામાં ઓછી |
| ૨૦૨ | ૧૯ | **निह्नोवमालेपनाद्** | **निह्नोवमालपना** |
| ૨૦૩ | ૨૨ | તલનાં છોતરાંને | ખોળને |
| ૨૦૩ | ૨૨ | અર્ક અને | અર્કના |
| ૨૦૫ | ૮ | **द्वि** | **हि** |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૬ | ૧૩ | ઉપલેક | ઉપલક |
| ૨૦૭ | ૨૫ | આશ્રય | આશ્રય |
| ૨૦૯ | ૧ | કાર્યોત્સર્ગ | કાયોત્સર્ગ |
| ૨૧૧ | ૨ | क्षीररसास्वदी | क्षीररसास्वादी |
| ૨૧૧ | ૧૦ | પ્રકારના | પ્રકારનો |
| ૨૧૧ | ૨૧ | सूरणकाः | स्र्रणकाः |
| ૨૧૨ | ૪ | છોતરા રોપવા | છોતરાં રોપવાં |
| ૨૧૨ | ૨૭ | આસાક્ત | આસક્તિ |
| ૨૧૩ | ૮ | देहोद्भू | देहोद्भूतं |
| ૨૧૬ | ૧૮ | ह्युपेक्षते | ह्यपेक्षते |
| ૨૧૬ | ૨૧ | ઉપેક્ષા | અપેક્ષા |
| ૨૧૭ | ૮ | રહેલા | રહીને |
| ૨૨૮ | ૧૯ | ઔષાધ | ઔષધિ |
| ૨૩૦ | ૨૪ | पा णैव | पात्रैणेव |
| ૨૩૩ | ૧૪ | संसारेऽन्ते | संसारेऽनन्ते |
| ૨૩૩ | ૧૯ | हुलो | बहुलो |
| ૨૩૩ | ૨૦ | य | न |
| ૨૩૪ | ૪ | સુરો પણ અનન્ત વાર | જીવો અનંત વાર સુરો છે |
| ૨૩૫ | ૧૧ | સંબંધેનો | સંબંધાનો |
| ૨૩૬ | ૧ | गीतं सप्रियेण त्वया | गीतं च प्रियया सह |
| ૨૩૬ | ૧૭ | પરિભ્ર ણ | પરિભ્રમણ |
| ૨૩૭ | ૧૦ | કેધ | ક્રોધ |
| ૨૩૮ | ૧ | વે ના | વેદના |
| ૨૪૦ | ૪ | દામ | ડામ |
| ૨૪૦ | ૮ | નેવાણું | નવાણું |
| ૨૪૬ | ૮ | विश्राममन्दिरे | विश्रामस्थले |
| ૨૪૬ | ૧૧ | મન્દિરમાં | સ્થાનમાં |
| ૨૫૦ | ૬ | ભેક્તા | ભોક્તા |
| ૨૫૧ | ૧૫ | ह्यमलम् | निस्त्रपः |
| ૨૫૩ | ૧૪ | निर्मलता | निर्मलतां |
| ૨૫૫ | ૨૦ | सर्वेषु | सत्त्वेषु |
| ૨૫૫ | ૨૩ | पाप्नुवन्ति | प्राप्नुवन्ति |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૬ | ૨૭ | ત્રણ અવાંતર ભેદો ધ્યાનમાં લીધા નથી | ત્રણ અવાંતર ભેદો- માંથી એક મિથ્યા- ત્વનો ભેદ લઇ બીજા બે અવાંતર ભેદો ધ્યાનમાં લીધા નથી. |
| ૨૫૮ | ૧૫ | વરના | સંવરના |
| ૨૬૦ | ૫ | सवतो | सर्वतो |
| ૨૬૧ | ૧૫ | ભાવન | ભાવના |
| ૨૬૪ | ૧૧ | अघोक्लाके | अघोक्लोके |
| ૨૬૫ | ૯ | શ્રણિ | શ્રેણિ |
| ૨૬૫ | ૧૩ | બોધ | બોધિ |
| ૨૬૬ | ૩ | તીર્થં ર | તીર્થંકર |
| ૨૬૬ | ૧૮ | વસ્તવિક | વાસ્તવિક |
| ૨૬૬ | ૩૦ | परित्यजन्नपि | परित्यजन्नपि |
| ૨૬૭ | ૩૦ | तद्भावाऽपि | तद्भावोऽपि |
| ૨૬૮ | ૧૫ | बोधविहीन | बोधिविहीन |
| ૨૬૮ | ૧૬ | बोधिबीज | बोधिबीजं |
| ૨૬૯ | ૧૫ | કમભૂમિ | કર્મભૂમિ |
| ૨૭૦ | ૧ | બૂ'દ્વીપમાં | 'જંબૂ'દ્વીપમાં |
| ૨૭૦ | ૨ | હેવાથી | હોવાથી |
| ૨૭૨ | ૩ | અથાત | અર્થાત્ |
| ૨૭૨ | ૧૦ | શસ્ત્રોથાં | શાસ્ત્રોથી |
| ૨૭૫ | ૧૬ | પડિત | પંડિત |
| ૨૭૫ | ૧૩ | एवं व | एवं वे |
| ૨૭૭ | ૧૦ | ધમ | ધર્મ |
| ૨૭૭ | ૨૧ | અવિદ્યમાન | વિદ્યમાન |
| ૨૭૮ | ૧૮ | સુંદર | સિદ્ધ થતા |
| ૨૮૩ | ૧૪ | मवेचिलै | मवेचित्त |
| ૨૮૭ | ૬ | ભયયી | ભયથી |
| ૨૮૮ | ૨૭ | भवन्ति: | भवन्ति |
| ૨૯૩ | ૨૦ | શ્વર | જિનેશ્વર |
| ૨૯૪ | ૭ | દિગત | દિગંત |
| ૨૯૬ | ૧૩ | કહું છે | કહું છું |
| ૨૯૭ | ૨૫ | विशेषम | विशेष[illegible] |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦૩ | ૧૬ | છ | છઠ્ઠું |
| ૩૧૧ | ૧૮ | રૂપને | સ્વરૂપને |
| ૩૧૩ | ૧૪ | **लिङ्गिन्येवेतरत्** | **लिङ्गिनि नेतरत्** |
| ૩૧૩ | ૧૭ | **यत** | **यत्** |
| ૩૧૩ | ૧૭ | આ મતને મળતા નથી | મતને મળતા જ છે |
| ૩૧૫ | ૧૮ | **तत्तदर्थ** | **तत्त्वार्थ** |
| ૩૧૬ | ૧૮ | આકી | અહીં |
| ૩૧૬ | ૧૧ | પ્રાદુભાવ | પ્રાદુર્ભાવ |
| ૩૧૬ | ૧૫ | સમ્ય ત્વ | સમ્યક્ત્વ |
| ૩ ૭ | ૬ | નહિ તો | એમ માનવાથી |
| ૩૧૭ | ૧૪ | ઉ મ | ઉપશમ |
| ૩૧૭ | ૧૫ | સથે | સાથે |
| ૩૧૭ | ૧૫ | ... | કષાય |
| ૩૧૭ | ૧૧ | સમ્યકત્વ | સમ્યક્ત્વ |
| ૩૧૮ | ૭ | **अवरद्धवि** | **अवरद्धेवि** |
| ૩૧૮ | ૧૨ | **पडिवाइंति** | **पडिवायंति** |
| ૩૧૯ | ૩ | વ | જીવ |
| ૩૧૯ | ૮ | તાત્પય | તાત્પર્ય |
| ૩૧૯ | ૨૩ | ચતુર્શિતિ | ચતુર્વિંશતિ |
| ૩૨૦ | ૧૧ | દયવાળી | ઉદયવાળી |
| ૩૨૦ | ૨૩ | ॥૬॥ | ॥૨૬॥ |
| ૩૨૧ | ૨૭ | સુંદરીના | સુંદરીનો |
| ૩૨૧ | ૮ | લિગ | લિંગ |
| ૩૨૪ | ૨૦ | ઇત્યાદથી | ઇત્યાદિથી |
| ૩૨૪ | ૨૨ | અનન્તા બધીનો | અનન્તાનુબંધીનો |
| ૩૨૭ | ૨૪ | **वर्ज्य** | **वर्ज** |
| ૩૨૮ | ૧૧ | વરતિ | વિરતિ |
| ૩૩૬ | ૩ | **उकभडफणणं** | **उकभडफणेणं** |
| ૩૩૯ | ૨૨ | **अवसेसेहिं** | **अवसेसेहिं** |
| ૩૩૯ | ૨૨ | **_विाहयहिं** | **सुविहियहिं** |
| ૩૪૦ | ૫ | ઢેકેલી | ધકેલી |
| ૩૪૧ | ૧૭ | પ્રવ્રજ્યા | ભાવ પ્રવ્રજ્યા |
| ૩૪૨ | ૧૮ | **शास्यं** | **मस्यं** |
| ૩૪૪ | ૧૭ | વિપાકનું | વિપાકનું |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪૪ | ૧૮ | કારણે | કારણુ |
| ૩૪૯ | ૬ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૩૫૦ | ૧૨ | **स्वक्ताह०** | **त्यक्ताह०** |
| ૩૫૨ | ૧૩ | **જિતશત્ર** | **જિતશત્રુ** |
| ૩૫૮ | ૯ | શ્લો૦ | શ્લો૦ |
| ૩૫૯ | ૧૦ | યારે | ત્યારે |
| ૩૬૨ | ૮ | ભુની | પ્રભુની |
| ૩૬૩ | ૧૧ | જોક | જોકે |
| ૩૭૮ | ૪ | તેના | તેનો |
| ૩૮૦ | ૧૫ | પોત | પોતે |
| ૩૮૩ | ૧૬ | માને | માનો |
| ૩૮૬ | ૭ | અપારમાાથક | અપરમાર્થિક |
| ૩૮૭ | ૨૫ | જ્ઞાનાદ્વતવાદી | જ્ઞાનાદ્વૈતવાદી |
| ૩૮૮ | ૨૨ | અવરથા | અવસ્થા |
| ૩૯૦ | ૧૨ | સિદ્ધ | સિદ્ધિ |
| ૩૯૩ | ૧૧ | પ્રવૃત્તિઓ | પ્રકૃતિઓ |
| ૩૯૮ | ૭ | યુક્ત અસ્તિકતાનો પ્રસિદ્ધ કરે છે. | યુક્તમાં આસ્તિકતા પ્રસિદ્ધ થાય છે. |
| ૪૦૨ | ૬ | શ્રત-જ્ઞાનથી | શ્રુત-જ્ઞાનથી |
| ૪૦૯ | ૨૭ | છિદ્રવાળું | છિદ્રવાળું |
| ૪૧૮ | ૩૦ | દય | હૃદય |
| ૪૨૫ | ૧ | અલકૃત | અલંકૃત |
| ૪૩૧ | ૧૫ | **અબડ** | **અંબડ** |
| ૪૩૫ | ૪ | પોતાના ડાભા | પોતાની ડાબી |
| ૪૪૦ | ૨૩ | બનેએ | બંનેએ |
| ૪૪૧ | ૨૦ | **કુતી** | **કુંભ** |
| ૪૪૫ | ૧૨ | તો | ૦ |
| ૪૪૭ | ૨૯ | **मस्तकस्थायितं** | **मस्तकस्थायिनं** |
| ૪૫૧ | ૧૮ | પ્રાણિપાત | પ્રણિપાત |
| ૪૬૯ | ૧૫ | **करातिं** | **करोति** |



सद्धर्मरक्षक अखण्ड जैनाचार्य श्री १००८ श्रीमद् विजयकमलसूरीश्वरजीना
शासनप्रभावक पट्टधर जैनरत्न व्याख्यान वाचस्पति —

“ આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ. ”



Acharya Shrimad Vijaya Labdhi Sooreesvarji Maharaj.

“ आचार्य श्री १००८ श्रीमद् विजयलब्धिसूरीश्वरजी महाराज । ”

जन्म विक्रम सं.–१९३९. बालशासन ( गुजरात ). जैनरत्न व्या० वाचस्पतिपद–१९७१. ईडर (महीकांठा).

दीक्षा विक्रम स.–१९५९. बोड ( गुजरात ). गणी पन्यास, आचार्यपद–१९८१. छाणी (गुजरात).

नमः स्याद्वादिने।

स_मरक्षक–श्रीमद्‌विजयकमलसू[illegible]पट्टधर–व्याख्यानवाचस्पति–

श्रीविजयलब्धिसूरिविरचिता

# ॥ वैराग्यरसमञ्जरी ॥

( 'अनुष्टुप्' छन्दसा निबद्धा )

---

प्रथम गुच्छक–मनःप्रबोध

प्रणिपत्य परमं ज्योति–र्देवीं स्तुवतां स्वगुरूंश्च मुदा ।
श्री'विजयलब्धि'सूरि–प्रणीतां 'मञ्जरीं' विवृणे मन्दः ॥ १ ॥

–આર્યાગીતિ

**श्री'वासुपूज्य'मानम्य, 'बुहारी' नगरीस्थितम् ।**
**क्रियते स्वात्मबोधाय, 'वैराग्यरसमञ्जरी' ॥ १ ॥**

**મંગલાચરણ અને વિષયનિર્દેશ—**

**શ્લોકાર્થ—**" 'બુહારી' નગરીમાં રહેલા અને (જ્ઞાનાદિ અંતરંગ) લક્ષ્મીથી યુક્ત એવા **વાસુપૂજ્ય**(ની પ્રતિમા)ને પ્રણામ કરી, પોતાના અથવા ભવ્ય આત્માના બોધને માટે **વૈરાગ્યરસમંજરી**(ની શ્રીવિજયલબ્ધિસૂરિ દ્વારા રચના) કરાય છે.–" ૧

**મંગલાચરણનો હેતુ—**

**સ્પષ્ટીકરણ**—શિષ્ટાચારનું પરિપાલન કરવાના ઉદ્દેશથી, [1]નિર્વિઘ્ને ગ્રન્થ પૂર્ણ રચી શકાય તેવા ઇરાદાથી કે અન્ય કોઇ હેતુપૂર્વક પ્રાયઃ દરેક ગ્રન્થકાર ગ્રન્થના પ્રારંભમાં પોતાના ઇષ્ટ દેવતાની સ્તુતિ કરે છે. આ **વૈરાગ્યરસમંજરીના** કર્તા વ્યાખ્યાન-વાચસ્પતિ જૈનાચાર્ય **શ્રીવિજયલબ્ધિસૂરિએ** પણ આ પ્રણાલિકાનો સ્વીકાર કર્યો છે એમ તેમણે જૈનોના [2]બારમા તીર્થંકર **શ્રીવાસુપૂજ્યને**

---

૧ આમ છતાં પણ **કાદમ્બરી** તેમજ તેની ટીકા ઇત્યાદિ ગ્રન્થો અપૂર્ણ રહી ગયેલા નજરે પડે છે. આવી પરિસ્થિતિમાં વિઘ્નનું બળ મંગલાચરણ કરતાં વધારે હોવું જોઇએ એમ સૂચવાય છે.

૨ જૈન શાસ્ત્રો પ્રમાણે કાલ–ચક્રના પાડવામાં આવેલા ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ વિભાગો પૈકી પ્રત્યેક દરમ્યાન આ 'ભારતવર્ષ' વગેરે ક્ષેત્રમાં ચોવીસ ચોવીસ તીર્થંકરો ઉદ્ભવે છે. આ વ્યક્તિઓ કોઇ અનાદિસિદ્ધ ઇશ્વરના અવતારરૂપ નથી, પરંતુ તે સર્વે સ્વતંત્ર અસ્તિત્વ ભોગવે છે.

આ અવસર્પિણીમાં 'ભરતક્ષેત્ર'માં (૧) ઋષભ, (૨) અજિત, (૩) સંભવ, (૪) અભિનંદન, (૫) સુમતિ, (૬) પદ્મપ્રભ, (૭) સુપાર્શ્વ, (૮) ચન્દ્રપ્રભ, (૯) સુવિધિ,

કરેલા નમસ્કાર ઉપરથી જોઇ શકાય છે.

આવી મંગલાચરણના પાડવામાં આવતા (૧) નમસ્કાર, (૨) આશીર્વાદ અને (૩) વસ્તુસંકીર્તનરૂપ ત્રણ પ્રકારો પૈકી આ પ્રથમ છે એમ સમજાય છે.

**શ્રીવાસુપૂજ્યને નમસ્કાર કરવાનું કારણ—**

સામાન્ય રીતે જૈન ગ્રન્થકારો આસન્ન ઉપકારી ચરમ (ચોવીસમા) તીર્થંકર શ્રમણ ભગવાન્ [1]**મહાવીરને** વન્દન કરવા પૂર્વક કે આદ્ય તીર્થંકર નાભિ-નન્દન [2]**શ્રીઋષભદેવને** પ્રણામ કરી ગ્રન્થની શરૂઆત કરે છે. કેટલાક ગ્રન્થકારો સોળમા તીર્થંકર [3]**શ્રીશાન્તિનાથને**, બાવીસમા તીર્થંકર [4]**શ્રીનેમિનાથને** કે તેવીસમા તીર્થંકર [5]**શ્રીપાર્શ્વનાથને** અથવા તો આ [6]પાંચે લોક-પ્રિય તીર્થંકરોને પ્રણિપાત કરી ગ્રન્થનો પ્રારંભ કરે છે. આ વિવિધ પ્રકારો

---

(૧૦) **શીતલ**, (૧૧) **શ્રેયાંસ**, (૧૨) **વાસુપૂજ્ય**, (૧૩) **વિમલ**, (૧૪) **અનંત**, (૧૫) **ધર્મ**, (૧૬) **શાન્તિ**, (૧૭) કુન્થુ, (૧૮) અર, (૧૯) **મલ્લિ**, (૨૦) **મુનિસુવ્રત**, (૨૧) **નમિ**, (૨૨) **નેમિ**, (૨૩) **પાર્શ્વ** અને (૨૪) **વીર** એમ ચોવીસ તીર્થંકરો થયા છે.

૧ જુઓ **યાકિની**મહત્તરાસુત શ્રી**હરિભદ્ર**સૂરિકૃત **ષડ્દર્શનસમુચ્ચય** તથા તેની શ્રીગુણરત્નસૂરિકૃત **તર્કરહસ્યદીપિકા** નામની વૃત્તિ, સહસ્રાવધાની શ્રી**મુનિસુન્દર**સૂરિકૃત **ત્રૈવિદ્યગોષ્ઠી**, ઉપાધ્યાય શ્રી**કીર્તિવિજય**ગણિકૃત **વિચારરત્નાકર** ઇત્યાદિ.

૨ જુઓ શ્રી**સોમમણ્ડન**સૂરિકૃત **યુગાદિદેશના**.

૩ જુઓ મહોપાધ્યાય શ્રી**ભાનુચન્દ્ર**ગણિકૃત શ્રી**ભાનુચન્દ્રનામમાલા**.

૪ જુઓ શ્રી**શિવશર્મ**સૂરિકૃત **કમ્મપયડી** (કર્મપ્રકૃતિ)ની શ્રી**મલયગિરિ**સૂરિકૃત ટીકાનો પ્રારંભિક શ્લોક.

૫ જુઓ શતાર્થિક શ્રી**સોમપ્રભ**સૂરિકૃત **સિન્દૂરપ્રકર**, શ્રી**જ્ઞાનવિમલ**સૂરિકૃત શ્રી**પાલચરિત્ર**નું આદ્ય પદ્ય, શ્રી**વિબુધવિમલ**સૂરિકૃત **સમ્યક્ત્વપરીક્ષા** અને **ઉપદેશ**-શતકનો પ્રારંભ તથા મહોપાધ્યાય શ્રી**વિનયવિજય**ગણિકૃત **લોકપ્રકાશ**ની શરૂઆત.

૬ શ્રી**મુનિસુન્દર**સૂરિકૃત **ઉપદેશરત્નાકર**, ઉપાધ્યાય શ્રી**રત્નચન્દ્ર**ગણિકૃત **પ્રદ્યુમ્નચરિત્ર**, શ્રી**હરિભદ્ર**સૂરિકૃત **સમ્યક્ત્વ-સપ્તતિ**ની શ્રી**સંઘતિલક**સૂરિકૃત ટીકા, શ્રી**સોમચરિત્ર**ગણિકૃત **ગુરુગુણરત્નાકરકાવ્ય**, પણ્ડિત **સત્યરાજ**ગણિકૃત **પૃથ્વીચન્દ્રચરિત્ર**, ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી**યશોવિજય**ગણિકૃત **અધ્યાત્મસાર** ઇત્યાદિનાં પ્રારંભિક પદ્યો આ વાતનું સમર્થન કરે છે. શ્રી**પ્રભાચન્દ્ર**સૂરિપ્રણીત **પ્રભાવકચરિત્ર**માં શ્રી**નેમિનાથ** સિવાયના ચાર તીર્થંકરોની સ્તુતિ નજરે પડે છે. શ્રી**વર્ધમાન**સૂરિકૃત શ્રી**વાસુપૂજ્યચરિત્ર**માં મંગલાચરણમાં પ્રથમ શ્રી**નાભેય**ની, ત્યાર પછી શ્રી**વાસુપૂજ્ય**ની અને ત્યાર બાદ બાવીસમા, ત્રેવીસમા અને ચોવીસમા તીર્થંકરોની એમ પાંચની સ્તુતિ કરી છે. એટલે કે અત્ર શ્રી**શાન્તિનાથ**ની સ્તુતિ કરવામાં આવી નથી. આને બદલે શ્રી**વાસુપૂજ્ય**ની સ્તુતિ કરવાનું કારણ એ સંભવે છે કે સમગ્ર ગ્રન્થ શ્રી**વાસુપૂજ્ય**ના ગુણ-ગાનરૂપ છે.

**જીવસમાસ**માં કોઇ પણ તીર્થંકરનો નામ-નિર્દેશ કર્યા વિના ચોવીસે જિનેશ્વરોની સ્તુતિ કરવામાં આવી છે.

આંનો એક પણ પ્રકાર અત્ર દૃષ્ટિગોચર થતો નથી. આનું શું કારણ છે એવો સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આનો ઉત્તર પ્રારંભિક પદ્યના દ્વિતીય ચરણ તરફ દૃષ્ટિપાત કરતાં સ્ફુરે છે કે આ ગ્રન્થની રચના [1]'બુહારી' ગામમાં થયેલી છે. ત્યાં એક જ જિનાલય આવેલું છે. આ જિનાલયમાં શ્રીવાસુપૂજ્ય મૂળ નાયક તરીકે વિરાજે છે. એમની પ્રાભાવિક મૂર્તિના દર્શન-વન્દન પૂર્વકની આ કૃતિ છે.

**અનુબન્ધ-ચતુષ્ટય—**

સામાન્ય રીતે [2]મંગળ દ્વારા (૧) સંબંધ, (૨) અધિકારી, (૩) વિષય અને (૪) પ્રયોજન એ ચાર અનુબંધોનો નિર્દેશ કરાય છે. કહ્યું પણ છે કે—

> " **सम्बन्धश्चाधिकारी च, विषयश्च प्रयोजनम् ।**
> **विनाऽनुबन्धं ग्रन्थादौ, मङ्गलं नैव शस्यते ॥** "—અનુષ્ટુપ્

અર્થાત્ સંબંધ, અધિકારી, વિષય અને હેતુ એ ચાર અનુબંધો વિનાનું, ગ્રન્થની આદિમાં કરેલું મંગળ પ્રશંસનીય નથી. અત્રે તો ચાર અનુબંધો પૈકી વિષય-રૂપ એક જ અનુબંધનો સાક્ષાત્ ઉલ્લેખ છે, જોકે બાકીના ઉપલક્ષણથી ઘટાવી શકાય તેમ છે. વૈરાગ્ય-રસનું પોષણ એ આ ગ્રન્થનો 'વિષય' યાને 'અભિધેય' છે. વૈરાગ્યની ભાવનાની જાગૃતિ એ વાચક-વર્ગનું 'અનન્તર પ્રયોજન' છે, જ્યારે એ તેમજ પરોપકાર એ ગ્રન્થકારનું 'અનન્તર પ્રયોજન' છે; બાકી મુક્તિ-ગમન એ તો બંનેનું 'પારમ્પરિક પ્રયોજન' છે. પ્રતિપાદ્ય-પ્રતિપાદક ભાવ એ 'સંબન્ધ' છે, કેમકે વૈરાગ્યના રસની પુષ્ટિ એ 'પ્રતિપાદ્ય' છે અને આ ગ્રન્થ તેનો 'પ્રતિ-પાદક' છે. વૈરાગ્યના અભિલાષીઓ આ ગ્રન્થના 'અધિકારી' છે.

**શ્રીવાસુપૂજ્યનો પરિચય—**

**વસુપૂજ્ય** રાજા અને **જયા** રાણીના પનોતા પુત્ર તે આ બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્ય છે. તેમના જન્મથી **ચંપાપુરી** પાવન થઈ હતી. આ પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે ઇન્દ્ર વારંવાર આવી હિરણ્યની વૃષ્ટિ કરી એમના

---

૧ આ ગામ સુરત જીલ્લાના બારડોલી તાલુકામાં આવેલું છે. ટાપ્ટિવેલિ રેલ્વેના 'મઢી' સ્ટેશનથી તે બાર માઇલ છે અને ત્યાં જવા માટે આ સ્ટેશનથી મોટર મળી શકે છે; ઉનાઇ રેલ્વેથી પણ જવાય છે, પરંતુ તેમ કરનારને 'બિલિમોરા' ઉતરી છ માઇલ ચાલવું પડે. તેમ કરતાં તે **બુહારી** પહોંચે.

૨ આનો વ્યુત્પત્તિ-અર્થ તેમજ એના નિક્ષેપનો થોડોક વિચાર ન્યાયતીર્થ ન્યાયવિશારદ ઉપાધ્યાય શ્રીમંગળવિજયકૃત જૈનતત્ત્વપ્રદીપના આર્હતદર્શનદીપિકા નામના વિસ્તૃત વિવેચન (પૃ. ૨, ૧૫૧-૧૫૩)માં મેં કર્યો છે. વિશેષ જિજ્ઞાસુને તો હું શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત **વિશેષાવશ્યક** તેમજ તેની મલધારીય શ્રીહેમચન્દ્રસૂરિએ રચેલી બૃહદ્-વૃત્તિ (પત્રાંક ૧૭-૪૦) જોવા ભલામણ કરું છું.

માતાપિતાની ભક્તિ કરતા હતા તેથી અથવા વસુઓને તેઓ પૂજ્ય હતા એથી તેમનું **વાસુપૂજ્ય** નામ પાડવામાં આવ્યું હતું.[1] મહિષ (પાડા)ના લક્ષણથી લક્ષિત દેહવાળા, 'કાશ્યપ' ગોત્રીય તથા રાતા વર્ણના આ તીર્થંકરનું શરીર સિત્તેર (૭૦) ધનુષ્ય જેટલું ઊંચું હતું. તેઓ ૧૮ લાખ વર્ષ પર્યંત ગૃહવાસમાં –ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા. ત્યાર બાદ તેમણે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પૂર્વક દીક્ષા ગ્રહણ કરી હતી. તેમનો દીક્ષા–પર્યાય ૫૪ લાખ વર્ષનો હતો. એક માસના ઉપવાસ પૂર્વક **ચંપાપુરી**માં ૭૨ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં ૬૦૦ શ્રમણો સહિત તેઓ નિર્વાણ–પદને પામ્યા.

આ તીર્થંકરે પાણિ–ગ્રહણ કર્યું હતું કે નહિ તે સંબંધમાં શ્વેતાંબર સમ્પ્રદાયમાં મત–ભેદ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્ર** (પ. ૪, સ. ૨, શ્લો. ૮૮)માં એમને અપરિણીત–બાલ-બ્રહ્મચારી તરીકે ઓળખાવ્યા છે, જ્યારે શ્રીવર્ધમાનસૂરિએ રચેલા **વાસુપૂજ્ય-ચરિત્ર** (સ. ૩, શ્લો. ૫૦૮–[2]૫૧૬)માં એમણે લગ્ન કર્યાનો ઉલ્લેખ છે.

**નામકરણ—**

[3]અનુષ્ટુપ્ છંદમાં રચાયેલી ૬૪૨ શ્લોકપ્રમાણક અને ગીર્વાણ ગિરામાં ગુંથાયેલી **વૈરાગ્યરસમંજરી**ના સંબંધમાં અત્ર વિશેષ વિચાર ન કરતાં તેનું

---

૧ સરખાવો શ્રીઆવશ્યકસૂત્રની જ્ઞાનાદિત્ય શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિર્યુક્તિની ૧૦૮૫ મી ગાથાનો ઉત્તરાર્ધ:—

" पूयइ वासवो जं अभिक्खणं तेण वसुपुज्जो ॥"
[ पूजयति वासवो यमभिक्षणं तेन वासुपूज्यः ]

આ સંબંધમાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરીશ્વરે **અભિધાન-ચિન્તામણિ**ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૧૧)માં કહ્યું છે કે:—

" वसुपूज्यनृपतेरयं वासुपूज्यः, यद्वा गर्भस्थेऽस्मिन् वसु–हिरण्यं तेन वासवो राजकुलं पूजितवानिति, वसवो देवविशेषास्तेषां पूज्यो वा वसुपूज्यः, प्रज्ञाद्यणि वासुपूज्यः."

૨ આ રહ્યું એ પદ્ય:—

" पादौ प्रक्षाल्य कल्याण-प्रदौ कल्याणदानवान् ।
नृपः श्रीवासुपूज्याय कन्यां स प्रददौ मुदा ॥"

૩ આને 'શ્લોક' કહેવામાં આવે છે અને તેનું લક્ષણ એ છે કે—

" श्लोके षष्ठं गुरु ज्ञेयं, सर्वत्र लघु पञ्चमम् ।
द्विचतुःपादयोर्ह्रस्वं, दीर्घं सप्तममन्ययोः ॥"

અર્થાત્ શ્લોકમાં પ્રત્યેક ચરણનો છઠ્ઠો વર્ણ ગુરુ અને પાંચમો વર્ણ લઘુ હોય છે અને બીજા તથા ચોથા ચરણમાં સાતમો અક્ષર ગુરુ, જ્યારે બાકીનાં બે ચરણમાં તે દીર્ઘ હોય છે.

આ નામ કેમ રાખવામાં આવ્યું તે પરત્વે ઇસારો કરીશું. એ તો સુવિદિત વાત છે કે ગ્રન્થનું અમુક નામ રાખવામાં કંઇ નહિ ને કંઈ કારણ હોય છે. કેટલાંક નામો કેવળ વિષયને વ્યક્ત કરનારાં હોય છે, જેમકે **જીવ-વિચાર, નવતત્ત્વ,** વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર** ઇત્યાદિ; કેટલાંક નામોના અન્તમાં સાક્ષર-સમાજમાં પ્રિય થઇ પડેલ પદ દૃષ્ટિગોચર થાય છે; કેટલાંક નામો કૃતિઓનાં પ્રારંભિક પદોને આભારી હોય છે. જેમકે **શ્રીમાનતુંગસૂરિકૃત ભક્તામર-સ્તોત્ર,** આચાર્ય **શ્રીસિદ્ધસેનદિવાકરકૃત કલ્યાણમંદિર-સ્તોત્ર, શ્રીસોમપ્રભસૂરિકૃત સિન્દૂરપ્રકર, નાસદીયસૂક્ત** ઇત્યાદિ.

આ ઉપરથી સમજાય છે કે 'વૈરાગ્યરસમંજરી' એ નામ વિષયનું દ્યોતક છે એટલુંજ નહિ, પરંતુ તેમાં લોકપ્રિય 'મંજરી' પદ અંતમાં આવેલું છે. અર્થાત્ જેમ સાહિત્યમાં વાર્તિક, સમુચ્ચય, બિન્દુ, મુખ, અલંકાર, મીમાંસા, તરંગિણી, તિલક, દર્પણ, દીપિકા, પરીક્ષા, પ્રદીપ, રત્નાકર, શેખર આદિના અનેક યુગોનું પ્રવર્તન થયું અને થાય છે તેમ મંજરીનો પણ એક યુગ હોવાની પ્રતીતિ નિમ્ન-લિખિત નામો કરાવે છેઃ—

**અનેકાર્થમંજરી, કર્ણાલંકારમંજરી, કર્પૂરમંજરી, જ્ઞાનમંજરી, તિલકમંજરી, ભાષામંજરી, રંભામંજરી, રૂપમંજરી, વિચારમંજરી, વિવેકમંજરી, સંયમમંજરી, સ્યાદ્વાદમંજરી** ઇત્યાદિ.

---

**व्याघ्रकालकालेन, मुखात्तजन्तुके जीव ! ।**
**जीवनं चञ्चलं लोके, तस्माद् याहि शिवालयम् ॥ २ ॥**

**જીવનની અનિત્યતા—**

શ્લો૦—"જે સંસારમાં [1]વાઘના જેવા વિકરાળ મૃત્યુએ (અથવા મૃત્યુરૂપ વાઘે) પોતાના મુખમાં સર્વ જીવોને ગ્રહણ કર્યા છે, તે (આ) સંસારમાં (જીવનું) જીવન ચંચળ છે, વાસ્તે (હે ચેતન !) તું મોક્ષ-મન્દિરે જા."—૨

સ્પષ્ટી૦—આ સંસારમાં એવો કોઇ પ્રાણી જન્મ્યો નથી (કે જન્મશે નહિ) કે જે કાળના પંજામાં ન સપડાયો હોય. આ કાળનું ત્રૈલોક્યમાં સામ્રાજ્ય છે; કેમકે કોઇ ગહન ગુફામાં ભરાઇ જવાથી, પાતાળમાં લપાઇ જવાથી,

---

૧ આ પદ્યમાં મૃત્યુને જેમ વાઘની ઉપમા આપી છે, તેવી વાત નીચેના પદ્યમાં પણ જોવાય છેઃ—

"न मन्त्रतन्त्रभैषज्य-करणानि शरीरिणाम् ।
त्राणाय मरणव्याघ्र-मुखकोटरवासिनाम् ॥"

સાગરના તળિયે સંતાઇ જવાથી કે સ્વર્ગમાં જઇ બેસવાથી મૃત્યુની અવગણના થઇ શકતી નથી. બીજા અંગની શ્રીશીલાંકાચાર્યકૃત વૃત્તિના ૫૫ મા પત્રમાં કહ્યું પણ છે કે—

" गर्भस्थं जायमानं शयनतलगतं मातुरुत्सङ्गसंस्थं
बालं वृद्धं युवानं परिणतवयसं विश्व(वीर?)मार्यं खलं वा ।
वृक्षाग्रे शैलशृङ्गे नभसि पथि जले कोटरे पञ्जरे वा
पाताले वा प्रविष्टं हरति च सततं दुर्निवार्यः कृतान्तः ॥ "[1]

—સ્રગ્ધરા ( ૭, ૭, ૭ )

અર્થાત્ જેનું દુઃખે નિવારણ થઇ શકે એવો ( કાળરૂપ ) યમ ગર્ભમાં રહેલા, ઉત્પન્ન થતા, શય્યાની સપાટી ઉપર રહેલા કે માતાના ખોળામાં રહેલા, બાળક, વૃદ્ધ, જુવાન કે જીર્ણ અવસ્થાવાળા, પરાક્રમીને, આર્યને કે લુચ્ચાને, ઝાડની ટોચે, પર્વતના શિખર ઉપર, આકાશમાં, માર્ગમાં, જળમાં, કોટરમાં, પાંજરામાં રહેલા કે પાતાલમાં પ્રવેશેલા જીવને સર્વદા હરી લે છે.

મોટા મોટા ધન્વંતરિ જેવા કુશળ વૈદ્યો, ફોટોગ્રાફ, ફોનોગ્રાફ, એરોપ્લેઇન, વાયરલેસ ટેલિગ્રાફી, બ્રૉડ્કાસ્ટ કે દુનિયાને આશ્ચર્યમાં ગરકાવ કરે એવી શોધ ખોળ કરનારા વૈજ્ઞાનિકો મૃત્યુ સામે ટકી શકે તેમ છે ? પગની પાનીથી પૃથ્વીને ધ્રુજાવનારા ધરણીધરો, મેરુનો દંડ બનાવી પૃથ્વીને છત્રની માફક ધારણ કરી શકે એવા બાહુબલિઓનો પણ કાળ કોળીઓ કરી ગયો છે અને કરી જાય છે. અમૃત સમાન મધુર અને ભવતારિણી દેશના આપનારા અને વજ્ર-ઋષભ-નારાચ સંહનનવાળા (ઉત્તમ બાંધાવાળા દેહવાળા) એવા તીર્થંકરોનું પણ સર્વભક્ષી કાળે દાક્ષિણ્ય સાચવ્યું નથી, તો પામરની શી વાત ?[2] આ વાત નિમ્ન-લિખિત ગાથામાં ઝળકી ઊઠે છે:—

---

૧ આ વાતના સમર્થનાર્થે નિમ્ન-લિખિત પદ્ય વિચારીશું:—

" आढ्यं निःस्वं नृपं रङ्कं, ज्ञं मूर्खं सज्जनं खलम् ।
अविशेषेण संहर्तुं, समवर्ती प्रवर्तते ॥ "—અનુ૦

અર્થાત્ તવંગર કે ગરીબ, રાજા કે રંક, પણ્ડિત કે મૂર્ખ, સજ્જન કે દુર્જન એ તમામનો નિષ્પક્ષપાતપણે સંહાર કરવા કાળ સર્વદા પ્રવર્તે છે.

૨ આ સંબંધમાં અંગ્રેજ કવિરાજ ગ્રે (Gray)ના ઉદ્દગારો એ છે કે—

"The boast of heraldry, the pomp of power,
And all that beauty, all that wealth ever gave,
Await alike the inevitable hour;
The Paths of glory lead but to the grave.
Can storied urn or animated bust,
Back to its mansion call the fleeting breath ?
Can honour's voice provoke the silent dust
Or flattery soothe the dull cold ear of 'Death'?"

" [1]तित्थयरा गणहारी, सुरवइणो चक्किकेसवा रामा ।
संहरिया हयविहिणा, सेसजिएसु च का गणना ? ॥ "—આર્યા

અર્થાત્ ક્રૂર વિધિએ ( કાળે ) તીર્થંકરો, ગણધર, ઇન્દ્રો, ચક્રવતીઓ, વાસુદેવો અને બળરામોનો સંહાર કર્યો છે, તો બાકીના (પામર) જીવોની તો શી ગણના ?

આથી સમજાય છે કે ક્રૂર કાળના ઉપર કોઇનો કાબુ નથી—એના કાર્યને અટકાવી શકાય તેમ નથી. આ સંબંધમાં શ્રીમહાવીરના જીવનના એક પ્રસંગ તરફ ઉડતી નજર ફેંકીશું. આ પ્રભુના નિર્વાણ–સમયે ઇન્દ્રે એમને આયુષ્ય અલ્પાંશે વધારવા વિનતિ કરી કે જેથી એમના અનુયાયીઓને ધર્મ–ધ્યાનમાં ભસ્મ ગ્રહ પીડા ન કરે.[2] પરંતુ એ વખતે એમણે ઇન્દ્રને શો જવાબ આપ્યો ? એ જ કે—

" हंहो शक्र ! सुरालयश्चलति चेत् प्राचो परित्यज्य चे—
दादित्योऽप्युदयं प्रयाति जलधिः सीमां च चेन्मुञ्चति ।
आयुर्न त्रुटितं तथापि भुवने सन्धातुमत्र क्षमः
कोऽप्येवं क्षणमेकमाह भगवान् श्री'वर्धमान'प्रभुः ॥"—શાર્દૂલ૦

અર્થાત્ હે હરિ ! સ્વર્ગ ચલાયમાન થાય, પૂર્વ દિશાને છોડીને સૂર્ય પશ્ચિમ દિશામાં ઊગે કે સમુદ્ર મર્યાદા મૂકે તોપણ ત્રુટેલા આયુષ્યને એક ક્ષણ જેટલું પણ સાંધવાને માટે આ બ્રહ્માણ્ડમાં કોઇ પણ સમર્થ નથી (એમ શ્રીવર્ધમાન પ્રભુએ કહ્યું ).

---

૧ છાયા—

तीर्थङ्करा गणधारी सुरपतयः चक्रिकेशवा रामाः ।
संहृता हतविधिना शेषजीवेषु च का गणना ? ॥.

૨ સરખાવો—

" आः कष्टं प्रतिपालय त्रिजगतोनाथ ! प्रसद्य क्षणं
यत् तीर्थं न विबाधते तव दृशा निस्तेजितो भस्मकः ।
इत्युक्ते हरिणा जगाद य इदं कस्यापि नैतद् भवेत्
स श्री'वीर'जिनः प्रणष्टवृजिनः पुष्णातु वः सम्पदम् ॥ "
　　　　　　　　　　　　—શાર્દૂલવિક્રીડિત (૧૨, ૭)

૩ સરખાવો દ્વિતીય અંગ–શ્રીસૂત્રકૃતાંગના દ્વિતીય વૈતાલીય અધ્યયનના પ્રથમ ઉદ્દેશગત નિમ્ન–લિખિત સૂત્રો—

" संबुज्झह, किं न बुज्झह, संबोही खलु पेच्च दुल्लहा ।
णो हूवणमंति राइओ, नो सुलभं पुणरावि जीवियं ॥ १ ॥
डहरा बुड्ढा य पासह गब्भत्था वि चयंति माणवा ।
सेणे जह वट्टयं हरे एवं आउखयम्मि तुट्टई ॥ २ ॥ "
[ सम्बुध्यध्वं किं न बुध्यध्वं सम्बोधिः खलु प्रेत्य दुर्लभा ।
नो खलु उपनमन्ति रात्रयो नो सुलभं पुनरपि जीवितम् ॥
बाला वृद्धाश्च पश्यत गर्भस्था अपि च्यवन्ति मानवाः ।
श्येनो यथा वर्तकं हरेत् एवमायुःक्षये त्रुटयति (जीवानां जीवितम्)॥]

આ ઉપરથી જોવાય છે તેમ કાળરૂપ પિશાચ સમગ્ર વિશ્વને ગળી જાય છે. એની આપખુદી સત્તા સામે અશરણ, અનાથક, અરાજક, પ્રતીકાર રહિત એવા આ વિશ્વમાં કોઇ આંગળી પણ ઊંચી કરી શકે તેમ નથી. આવી પરિસ્થિતિમાં અનંત કાળ સુધી જીવવાની ઇચ્છાવાળા જીવોએ શું કરવું ? એનો ઉત્તર એ છે કે વૈરાગ્ય-[1]રંગથી પૂરેપૂરા રંગાવું, જન્મ-મરણને છેલ્લી સલામ કરાવનારી ભાગવતી દીક્ષા-લલના સાથે લગ્ન કરવા, સંયમ-સામ્રાજ્યની શીતલ છાયાનું શરણ લેવું અને તેમ કરી મુક્તિ-મહિલાના મંદિરે પધારવું.

**મુક્તિ-મંદિર—**

મુક્તિ-મંદિર કહો કે નિર્વાણ-નગર કહો, શિવાલય કહો કે શિવપુરી કહો, સિદ્ધિ-ક્ષેત્ર કહો કે મોક્ષ-મહેલ કહો એ એક જ છે. જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મોથી મુક્ત થયેલા, જ્ઞાનાદિ અનંત-ચતુષ્ટયને પામેલા, દેહ રહિત બનેલા, આત્મ-રમણતામાં લીન એવા સિદ્ધ પરમાત્માઓનું-ઇશ્વરોનું નિવાસ-સ્થાન તે 'શિવાલય' છે. જૈનોની આ એક વિશિષ્ટ માન્યતા છે કે કોઇ પણ જીવ જન્મ-મરણથી રહિત એવી મુક્તિ મેળવે, ત્યારે તે લોકના અગ્ર ભાગમાં વિરાજે છે.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો જૈન દૃષ્ટિ પ્રમાણે આકાશના બે વિભાગો કલ્પવામાં આવ્યા છે. એક વિભાગમાં જીવો, પુદ્ગલો વગેરે પદાર્થો વિદ્યમાન છે, જ્યારે બીજા વિભાગમાં કેવળ આકાશ અસ્તિત્વ ધરાવે છે, આકાશ સિવાય કોઇ પદાર્થને માટે ત્યાં સ્થાન નથી. પ્રથમ વિભાગને 'લોકાકાશ' યાને 'લોક' એવી સંજ્ઞા આપવામાં આવી છે, જ્યારે દ્વિતીય વિભાગને 'અલોકાકાશ' યાને 'અલોક' કહેવામાં આવે છે.

કોઇએ પણ નહિ બનાવેલો કે કોઇએ પણ નહિ પકડી કે ઝાલી રાખેલો એવો અને સ્વયંસિદ્ધ તથા નિરાધાર આકાશમાં રહેલો એવો આ લોક કેડ ઉપર હાથ રાખી પગ પહોળા કરી ઊભા રહેલા મનુષ્યની આકૃતિને મળતો છે. એની એકંદર ઊંચાઇ ચૌદ રજ્જુની છે. એના અધો-લોક, મધ્ય (તિર્યગ્)-લોક અને ઊર્ધ્વ-લોક એમ ત્રણ વિભાગો છે. આ વિભાગો આપણે જે દ્વીપમાં વસીએ છિયે એ જમ્બૂદ્વીપના મધ્યમાં આવેલા મેરુ પર્વતના મધ્ય ભાગમાં રહેલા આઠ રુચક-પ્રદેશો આશ્રીને પાડવામાં આવ્યા છે. આપણે જે પૃથ્વી ઉપર

---

૧ આ રંગ બહારના દેખાવ પૂરતો ન હોવો જોઇએ, નહિ તો અંતે શ્રીરત્નાકરસૂરિ પોતે રચેલી પચ્ચીસીમાં નિમ્ન-લિખિત નવમા પદ્યમાં કહે છે તેમ પશ્ચાત્તાપ કરવાનો વારો આવશે:—

"वैराग्यरङ्गः परवञ्चनाय, धर्मोपदेशो जनरञ्जनाय ।
वादाय विद्याऽध्ययनं च मेऽभूत्, कियद् ब्रुवे हास्यकरं स्वमीश ! ॥"-ઉપ૦

૨ આની માહિતી માટે જુઓ શ્રીઋષભપંચાશિકાનું મારું સ્પષ્ટીકરણ (પૃ. ૫).

છિયે, તે પૃથ્વી ઉપરના સર્વે દ્વીપો અને સાગરોનો તેમજ સૂર્યાદિનાં વિમાનોનો ઝાલરની આકૃતિવાળા મધ્ય–લોકમાં સમાવેશ થાય છે. આની ઉપર વેત્રાસનના આકારવાળો અને અધો-લોકના જેટલી ઊંચાઇવાળો એટલે કે સાત રજ્જુમાં નવસો યોજન ન્યૂન એટલી ઊંચાઇવાળો ઊર્ધ્વ–લોક છે. આનો આકાર મુરજ જેવો છે. આ ઊર્ધ્વ–લોકમાં વૈમાનિકોનો વાસ છે. પુરુષાકાર લોકનું ઉદર અને ઉરઃસ્થાન તે બાર પ્રકારના કલ્પોપપન્ન દેવોનું સ્થાન છે, જ્યારે કલ્પાતીત વૈમાનિકોમાંથી જે દેવોનાં વિમાનો લોકની ડોક (ગ્રીવા)ને ઠેકાણે છે, તે 'ગ્રૈવેયક' કહેવાય છે. તેની ઉપરનાં પાંચ વિમાનો સર્વોત્તમ હોવાથી 'અનુત્તર' કહેવાય છે. આ વિમાનો લોકના મુખ–સ્થાનમાં છે. આ પાંચમાં પણ ઉત્તમ અને 'સર્વાર્થ–સિદ્ધ'ના નામથી ઓળખાતા વિમાનથી બાર [1]યોજન ઊંચે 'સિદ્ધિ–શિલા' છે. આ પણ એક પ્રકારની પૃથ્વી છે, જેને 'ઈષત્‌–પ્રાગ્ભારા' પણ કહેવામાં આવે છે. એ લોકના લલાટ–સ્થાને છે. એનો વિસ્તાર—વિષ્કંભ અને આયામ મનુષ્ય–લોકના જેટલો એટલે કે ૪૫ લાખ યોજનનો છે. આ પૃથ્વીને 'શ્વેત ઊઘાડેલી ચત્તી' (ઉત્તાન) છત્રીની ઉપમા આપવામાં આવે છે અને તે પરિમલથી પરિપૂર્ણ, પવિત્ર, દેદીપ્યમાન, મધ્યમાં આઠ યોજન જેટલા વિષ્કંભ અને આયામવાળી અને અંતમાં માખીની પાંખની જેમ પાતળી છે. આ સિદ્ધિ–શિલાની ઉપર એક યોજનાના અંતે લોકનો અંત આવે છે. લોકના આ અગ્ર ભાગને સ્પર્શીને સિદ્ધના જીવો વસે છે. તેઓ આ યોજનના [2]ચોવીસમા ભાગમાં વસે છે. આ યોજન પૂર્ણ થતાં અલોકાકાશનો પ્રારંભ થાય છે.

આ વિવેચન ઉપરથી કોઇ એમ કહેવા તૈયાર થાય કે આ ભાગમાં જે જીવ વસે તે મુક્ત યાને સિદ્ધ કહેવાય તો તે કથન અતિવ્યાપ્તિ દોષથી દૂષિત છે. એનું કારણ એ છે કે આ સમગ્ર લોક સૂક્ષ્મ નિગોદથી પણ વ્યાપ્ત છે, એટલે કે સિદ્ધના જીવના પ્રદેશો ઉપર પણ આ જીવો વસે છે, તો પછી તેમના નિવાસ–સ્થાનમાં તેઓ રહે છે એમ કહેવામાં શી હરકત છે? આથી જ કરીને અનંતજ્ઞાનાદિથી અલંકૃત એવા જે જીવો આ સ્થાનમાં વસતા હોય તે 'મુક્ત' કહેવાય એમ સુતરાં સમજાય છે અને ગ્રન્થકાર પણ સૂક્ષ્મ નિગોદરૂપે શિવાલયમાં રહેવાનું સૂચવતા નથી, પરંતુ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી તે પ્રદેશને અલંકૃત કરવાનું નિર્દેશે છે.

   

---

૧ ૨૦૦૦ ધનુષ્યનો એક ગાઉ એવા ચાર ગાઉ મળીને એક 'યોજન' થાય છે.

૨ મૂળ શરીર કરતાં એ તૃતીયાંશ જેટલી મોક્ષમાં અવગાહના હોય છે અને મુક્તિએ જનારના દેહની ઉત્કૃષ્ટ ઊંચાઇ ૫૦૦ ધનુષ્યની છે. એટલે આની અવગાહના $\frac{૧૦૦૦}{૩}$ ધનુષ્ય યાને $\frac{૧}{૨૪}$ યોજન છે, એ સહજ સમજાય છે.

**सर्वं कार्यं परित्यज्या–वश्यकं तत् सदा भज ।**
**मोक्षप्रयाणसाहाय्या, सामग्री खलु दुर्लभा ॥ ३ ॥**

**મોક્ષ માટેની સામગ્રીની દુર્લભતા—**

શ્લો૦–"(હે ચેતન !) સર્વ કાર્યનો ત્યાગ કરીને (મોક્ષ–પ્રયાણરૂપ) તે આવશ્યક ક્રિયાને સર્વદા ભજ, (કેમકે) મુક્તિએ જવામાં મદદગાર સામગ્રી(ની ફરીથી પ્રાપ્તિ) ખરેખર દુર્લભ છે."–૩

❦ ❦ ❦ ❦

**गम्भीरनीरधौ न्यस्त–मौक्तिकप्राप्तिवज्जनुः ।**
**समीला-युगवद् वाऽस्ति, मानुष्यं समवाप्य तत् ॥ ४ ॥**
**ऊषरे शस्यवत् तस्माद्, दुर्लभं कल्पवत् तथा ।**
**सुकुलत्वं मराविव, लब्ध्वा तत्रापि दुर्लभम् ॥ ५ ॥**
**भाविभद्रत्वतो भव्यो, भवस्थित्याः प्रपाकतः ।**
**सुगुरुवाक्यतः स्वस्मात्, कर्मग्रन्थिविभेदतः ॥ ६ ॥**
**प्राप्नोति शासनं जैनं, रङ्कगेहे निधानवत् ।**
**व्याधिग्रस्तनृणां वैद्य, इवातिपुण्ययोगतः ॥ ७ ॥**
**तस्माद्धितं विधातव्य–मात्मनो नाहितं कदा ।**
**येन चात्यन्तिकं सौख्यं, मोक्ष एकान्तिकं भवेत् ।८।–कुलकम्**

**માનવ–જીવન અને જૈન શાસનની પ્રાપ્તિ—**

શ્લો૦–"ગહન સમુદ્રમાં ફેંકેલા મોતીના લાભની જેમ અથવા ધોંસરાની ખીલી અને ધોંસરા(ના મેળાપ)ની પેઠે માનવ-જન્મ દુર્લભ છે. તે પામ્યા બાદ ઊષર ક્ષેત્રમાં ધાન્યની જેમ તેમજ મરૂ (મારવાડ)માં કલ્પવૃક્ષ પેઠે સારૂં કુળ મળવું દુર્લભ છે. તેના કરતાં પણ અતિશય દુર્લભ એવું જૈન શાસન (સમ્યક્ત્વ), ભવિષ્યમાં કલ્યાણ થનાર હોવાથી, ભવ–સ્થિતિના પરિપાકને લીધે, સદ્‌ગુરુના વચનથી કે પોતાની મેળે કર્મ-ગ્રન્થિના છેદનથી[૧] પુષ્કળ પુણ્યના યોગથી ભવ્ય (જીવ) પામે

---

૧ સમ્યક્ત્વની પ્રાપ્તિ નિસર્ગ અને અધિગમ એમ બે પ્રકારે છે એ વાત પ્રકારાંતરથી અત્ર દર્શાવવામાં આવી છે. છતાં આ બધાં પરસ્પર કાર્ય-કારણ ભાવથી જોડાયેલ હોય એમ જણાય છે. જેમકે ભવિષ્યમાં ભદ્ર થનાર હોય તો ભવ-સ્થિતિ પાકે અને ગુરુની સદ્‌વાણીનો યોગ મળે તો ભવિષ્યમાં કલ્યાણ થાય.

છે. આ પ્રાપ્તિ કંગાલના ઘરમાં નિધાન અથવા રોગી જનોને (કુશળ) વૈદ્યના લાભ જેવી છે. તેથી કરીને (અર્થાત્ જૈન શાસનની પ્રાપ્તિની દુર્લભતાને લીધે જીવે પોતાના) આત્માને કલ્યાણકારી કાર્ય કરવું, પરંતુ અહિતકારી કરવું નહિ, જેથી કરીને મોક્ષમાં આત્યન્તિક અને એકાન્તિક સુખ મળે."—[1]૪-૮

## મનુષ્ય-ભવની દુર્લભતા—

**સ્પષ્ટી૦**—વટ વૃક્ષને વિષે પુષ્પ, સ્વાતિ નક્ષત્રમાં વૃષ્ટિ, કલિ-કાલમાં દેવનું દર્શન, સમુદ્રમાંથી દક્ષિણાવર્ત શંખની પ્રાપ્તિ ઇત્યાદિ જેમ દુર્લભ છે તેમ મનુષ્ય-જન્મ અતિશય દુર્લભ છે. પ્રથમ તો એ જ ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે અનન્ત કાળ પર્યંત અવ્યવહાર-રાશિમાં અર્થાત્ જ્યાં વિવેક-દૃષ્ટિ બહેર મારી ગયેલી કહી શકાય-જ્યાં ચેતનત્વના ઉપર મોટું મીંડું વળી જવાનો ભય રહેતો હોય એટલી હદ સુધીની આત્માની અવનતિ અને અધોગતિરૂપ સૂક્ષ્મ નિગોદમાં સડયા પછી ભવ્યતાના પરિપાકને લઇને વ્યવહાર-રાશિમાં અવાય છે. કેટલાએ ભવો સુધી પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાયમાં ભમ્યા પછી દ્વીન્દ્રિયતા મેળવાય છે. ત્રીન્દ્રિયતા અને તેથી ઉચ્ચ ચતુરિન્દ્રિયતા મેળવતાં મહા મુસીબત પડે છે. વળી પંચેન્દ્રિયતા ને તેમાં પણ તિર્યંચાદિ તરીકે ઉત્પન્ન ન થતાં માનવ તરીકે જન્મ મેળવતાં તો કંઠે પ્રાણ આવે છે. આ ઉપરથી મનુષ્ય-જન્મની દુર્લભતા સિદ્ધ થાય છે. એનો આબેહુબ ખ્યાલ આવે તે માટે શાસ્ત્રકારો નિમ્ન-સૂચિત દશ દૃષ્ટાન્તો વડે તેની દુર્લભતા દર્શાવે છે. શ્રીઉત્તરાધ્યયન સૂત્રની ચૌદ પૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિર્યુક્તિના ૧૪૫મા પત્રમાં કહ્યું છે કે—

---

૧ આ પ્રમાણે પરસ્પર સંબંધવાળા ચાર પદ્યોથી વધારેના સમૂહને 'કુલક' કહેવામાં આવે છે. આ વાતની પુષ્ટિ અર્થે નિમ્ન-લિખિત પદ્ય વિચારીશું:—

" **द्वाभ्यां युग्ममिति प्रोक्तं, त्रिभिः श्लोकैर्विशेषकः ।**
**कलापकं चतुर्भिः स्यात्, तदूर्ध्वं 'कुलकं' स्मृतम् ॥** "

અર્થાત્ બે સંબદ્ધ શ્લોકોને 'યુગ્મ', ત્રણને 'વિશેષક', ચારને 'કલાપક' અને એથી વધારે પદ્યના સમુદાયને 'કુલક' કહેવામાં આવે છે.

આ કુલકનાં ઉદાહરણો કવીશ્વર કાલિદાસકૃત રઘુવંશ (સ. ૧, શ્લો. ૫-૯)માં, કવિરાજ માઘકૃત શિશુપાલવધ (સ. ૧. શ્લો. ૨-૧૦)માં, ચતુર્વિંશતિજિનદેશનાસંગ્રહ (પત્રાંક ૧૫, ૧૬, ૨૭, ૩૬-૩૭, ૫૫)માં ઇત્યાદિ કૃતિઓમાં નજરે પડે છે.

"¹ चुल्लग १ पासग २ धन्ने ३ जूए ४ रयणे ५ अ सुविण ६ चक्के ७ अ।
चम्म ८ जुगे ९ परमाणू १० दस दिट्ठंता मणुअलंभे॥ १६०॥"—આર્યા

અર્થાત્ (૧) ભોજન, (૨) પાશ, (૩) અનાજ, (૪) જુગાર, (૫) રત્ન, (૬) સ્વપ્ન, (૭) ચક્ર, (૮) ચર્મ, (૯) ધોંસરી અને (૧૦) પરમાણુ એ મનુષ્ય-પ્રાપ્તિ સંબંધી દશ ઉદાહરણો છે.

જોકે આ ગ્રન્થમાં ફક્ત ધોંસરીનાજ દૃષ્ટાન્તનો નિર્દેશ છે, છતાં ઉપલક્ષણથી બીજાં સમજી લઇ આ સંબંધમાં થોડો ઊહાપોહ **ઉત્તરાધ્યયનની** બૃહદ્વૃત્તિ (પત્રાંક ૧૪૫-૧૫૦) અનુસાર કરવામાં આવે છે:—

**(૧) ભોજનનું દૃષ્ટાન્ત—**

કોઇ બ્રાહ્મણના ઉપર **બ્રહ્મદત્ત** રાજા પ્રસન્ન થયો એટલે તેણે તેને ઇચ્છામાં આવે તે માંગવા કહ્યું. બ્રાહ્મણે તેનો વિચાર કરીને ઘેરે ઘેરથી, વારા દીઠ ભોજન અને દક્ષિણા મળે એવી અભિલાષા દર્શાવી. આથી આ ચક્રવર્તી ચકિત થયો, પરંતુ તેને એવી સ્ફુરણા થઇ કે પુષ્કરાવર્ત જેવો મેઘ ધરણી ઉપર વરસે, તો પણ પત્થર ઉપર તો તેના પ્રમાણમાંજ પાણી રહે; જેવું જેના ભાગ્યમાં હોય તેવું તેને મળે. બ્રાહ્મણની માગણી રાજાધિરાજે કબૂલ રાખી અને સૌથી પ્રથમ પોતાને ઘેર ભોજન કરાવી એક સોનામહોર દક્ષિણા તરીકે આપી વિદાય કર્યો. ચક્રવર્તીના ૯૬ કરોડ ગામોમાં ચૂલા દીઠ ભોજન કરતાં કરતાં ચક્રવર્તીને ત્યાં ભોજન કરવાનો ફરી વારો આવવો મુશ્કેલ છે. એનાથી પણ અધિક દુર્લભ તો મનુષ્ય-જન્મની પ્રાપ્તિ છે.

**(૨) પાશકનું દૃષ્ટાન્ત—**

ખજાનો તર કરવા માટે **ચાણક્યે** એક દેવનું આરાધન કરી દિવ્ય પાસાઓ મેળવ્યા. આ પાસા વડે જે કોઇ બાજી રમે, તેની કદી હાર થાય નહિ. દિવ્ય પાસા તેમજ સોનામહોરોથી ભરેલો થાળ આપીને **ચાણક્યે** દ્યુત-ક્રીડામાં પ્રવીણ પુરુષને મોટા રસ્તા ઉપર જુગાર ખેલવા મોકલ્યો. એણે લોકોને ભેગા કરી કહ્યું કે જે મને જીતે તેને હું આ થાળ આપું અને જો હું જીતું તો ફક્ત એક સોનામહોર લઉં. ઘણા જણા એની સાથે રમે, પરંતુ કોઇ તેને હરાવવા ભાગ્યે જ સમર્થ થાય તેમ મનુષ્ય-ભવ મળવો દુર્લભ છે.

**(૩) ધાન્યનું દૃષ્ટાન્ત—**

ભરતક્ષેત્રમાં જેટલી જાતનાં ²ધાન્ય મળતાં હોય તે બધાં એકઠાં કરી એમાં

---

૧ છાયા—

भोजनं पाशको धान्यं द्यूतं रत्नं च स्वप्नः चक्रं च ।
चर्म युगं परमाणुः दश दृष्टान्ता मनुजलाभे ॥

૨ ધાન્યના જવ, ઘઉં ઇત્યાદિ ચોવીસ પ્રકારોનો ઉલ્લેખ **દશવૈકાલિક સૂત્રની** યાકિની મહત્તરાસુત શ્રી**હરિભદ્રસૂરિ**કૃત વૃત્તિ ( પત્રાંક ૧૯૩ )માં છે.

સરસવનો એક પ્રસ્થ (પાલી?) નાંખી ઘરડી ડોશીને તે બધાં જૂદાં કરવાનો હુકમ કરવામાં આવે તો તે ડોશી દૈવયોગે જ તેમ કરી શકે, કિન્તુ મનુષ્ય-ભવ મળવો તો એથી પણ દુર્લભ છે.

(૪) દ્યૂતનું દૃષ્ટાન્ત—

કોઇ એક રાજાને એકસો આઠ થાંભલાવાળી સભા હતી. દરેક થાંભલા ઉપર ૧૦૮ હાંસિયા (અસ્ર) હતા. તેનો પુત્ર રાજ્ય મેળવવાની વાંછાથી વિચારવા લાગ્યો કે રાજા ઘરડો થયો છે, તો એને મારીને હું રાજ્ય ગ્રહણ કરૂં. પ્રધાન તેનો આશય જાણી ગયો એટલે તેણે રાજાને સમજાવ્યો કે તમારે પુત્રને બોલાવી કહેવું કે જો રાજ્ય જલદી લેવાનો તારો વિચાર હોય, તો તું મારી સાથે દ્યૂત રમ; પરંતુ સરત એ છે કે જ્યારે એકસો આઠ દાવ એક સામટા તારા પડે ત્યારે તું એક હાંસિયો જીતે, કિન્તુ જો વચ્ચે મારો દાવ પડે તો આખી બાજી ફોગટ ગણાય અને પાછો ફરીથી તારે પ્રયત્ન કરવો રહ્યો. આવી સરત હોવા છતાં ૧૦૮ સ્તંભો જીતવા જેટલે અંશે દુર્લભ છે, તેનાથી પણ મનુષ્ય-જન્મ મળવો વધારે મુશ્કેલ છે.

(૫) રત્નનું દૃષ્ટાન્ત—

કોઇ એક વેપારી પાસે અનેક રત્નોનો ભંડાર હતો, પરંતુ કોઇ પણ દહાડો તે એકે રત્ન બહાર કાઢતો ન હતો. એક વેળા તે પરદેશ ગયો, તેવામાં તેના પુત્રોએ વિચાર્યું કે પિતા લોભને લીધે રત્નો બહાર કાઢતા નથી; એથી આપણા ઘરમાં કરોડોનો માલ હોવા છતાં બીજા કોટિધ્વજોની માફક આપણે ઘર ઉપર ધ્વજા ચડાવી શકતા નથી. દેશાવરથી વેપારીઓ આવતાં તેમણે તે રત્નો વેચી નાંખ્યાં અને પોતે કોટિધ્વજ બન્યા. પિતા પરદેશથી પાછા પધાર્યા ત્યારે તેમણે જોયું તો રત્નો ન મળે; તે તો પરદેશીઓને વેચી નાંખેલાં જણાયાં. આથી તેણે પુત્રોને તે રત્નો જલદી પાછાં લાવવા ફરમાવ્યું, પરંતુ તે રત્નો પાછાં મળવાં દુર્લભ છે એના કરતાં પણ મનુષ્ય-ભવ અતિદુર્લભ છે.[1]

(૬) સ્વપ્નનું દૃષ્ટાન્ત—

એક વેળા એક કાર્પટિક (કાપડી) તેમજ એક બીજો પુરૂષ સૂતા હતા. તેવામાં બન્નેને એક સરખું ચન્દ્રનું પાન કર્યાનું સ્વપ્ન આવ્યું. કાપડીએ (ભિક્ષુકે) ગુરુ પાસે જઇને કહ્યું કે गुरुजी ! मैं ने आज रात को संपूर्ण चंद्र का पान किया આ સાંભળી ગુરુએ સ્વપ્નના ફળનો જવાબ આપતાં કહ્યું કે बच्चा ! आज तेरे को घी गुडवाली रोटी मिलेगी અને થયું પણ તેમજ.

પેલો બીજો આદમી વિધિસર સ્નાન કરી ફૂલ ફળ હાથમાં લઇ સ્વપ્ન

---

૧ કૃષ્ણર્ષીય શ્રીજયસિંહસૂરિકૃત કુમારપાલચરિત્ર (શ્લો. ૫૯-૧૦૭)માં રત્નનું દૃષ્ટાન્ત છે, પરંતુ તે આનાથી જૂદું છે.

પાઠક ( નિમિત્તિયા ) પાસે ગયો. તેણે વિચાર કરી કહ્યું કે તું સાતમે દિવસે રાજા થશે. એવામાં એક ગામનો રાજા સાતમે દિવસે મરણ પામ્યો. તેને પુત્ર ન હોવાથી દિવ્ય કરી ગામના લોકોએ આ પુરુષને રાજ્ય-પદ આપ્યું.

વખત જતાં કાપડાને ખબર પડી કે આ પુરુષને અને મને એક જ જાતનું સ્વપ્નું આવ્યું હતું, પરંતુ મેં બરાબર વિધિ સાચવી નહિ, તેથી તે મને ફળ્યું નહિ. વાસ્તે આજે ફરીથી એવું સ્વપ્ન આવે તેવો પ્રયત્ન કરૂં. પરંતુ આ પ્રયાસમાં તેને સફળતા મળવી જેમ દુઃશકય છે, તેમ માનવ-ભવ દુર્લભ છે.

(૭) ચક્રનું દૃષ્ટાન્ત—

'ઇન્દ્રપુર' નામના નગરમાં ઇન્દ્રદત્ત નામનો એક રાજા હતો. તેને બાવીસ પુત્રો હતા. તેમના ઉપર રાજાના ચાર હાથ હતા. એક વેળા આ રાજા અમાત્યની પુત્રીને પરણ્યો, પરંતુ તેને તે વખતે તેણે જોઇ તે જોઇ. એકદા ઋતુસ્નાન કરેલી એને જોતાં રાજાએ આસપાસના માણસને પૂછયું કે આ કોણ છે? ઉત્તર મળ્યો કે એ તમારી પત્ની છે. રાજા તેની સાથે એક રાત રહ્યો. આ સ્ત્રીને ગર્ભ રહ્યો. અમાત્યે તેને કહી મૂક્યું હતું કે જ્યારે તને ગર્ભ રહે ત્યારે તે વાત તું મને કહેજે. એ કબુલાત મુજબ પુત્રીએ પિતાને વાત કરી. દિવસ, મુહૂર્ત અને રાજા સાથેની વાતચિત એ બધું તેણે એક પત્ર ઉપર લખી લીધું; પરંતુ તે વાત પ્રકટ કરી નહિ. નવમે મહિને આને પુત્ર આવ્યો. એવામાં દાસી-વર્ગમાં પણ તે જ દિવસે અગ્નિક, પર્વત, બાહુલ અને સાગર એમ ચાર પુત્રોનો જન્મ થયો. અમાત્યે પોતાની પુત્રીના પુત્રને કલાચાર્ય પાસે ભણવા મૂકયો. તે ગણિતાદિ શીખ્યો તેમજ તેણે બધી કળાઓ પણ જાણી લીધી. રાજાના બાવીસ પુત્રો પણ આ કલાચાર્ય પાસે શીખતા હતા. તેઓ આચાર્યને પિટતા હતા, તેની અવગણના કરતા હતા અને તેને ગમે તેમ કહેતા હતા. પરંતુ જ્યારે આચાર્ય તેમને મારતા ત્યારે તેઓ પોતાની માતા પાસે જઇને આચાર્યને ઠપકો અપાવતા હતા. આથી તેઓ ઠોઠ રહી ગયા.

આ સમયે 'મથુરા'માં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. તેને નિર્વૃતિ નામની કુમારી પુત્રી હતી. તે એક દિવસ શણગાર સજીને રાજા પાસે આવી. તેને જોઇને રાજાએ કહ્યું કે તને રુચે તેની સાથે તું લગ્ન કરજે. પુત્રીએ જવાબ આપ્યો કે જે શૂરવીર હશે તેને હું પરણીશ. અને તે મને રાજ્ય આપશે. આમ કહી તે 'ઇન્દ્રપુર' નગરે ગઇ. ત્યાં તેને આવેલી જોઇ ત્યાંનો ઇન્દ્રદત્ત રાજા ખુશી થયો અને પોતાને બીજાઓથી અધિક ભાગ્યશાળી માનવા લાગ્યો. નગરને પતાકાથી શણગારવામાં આવ્યું. એક અક્ષમાં આઠ ચક્રો સ્થાપ્યાં, તેની સામે શાલભંજિકા

(પુતળી) સ્થાપી; તેની ડાબી આંખ વીંધે તેને આ પરણે એવી પ્રતિજ્ઞા જાહેર થઇ. ઇન્દ્રદત્ત પોતાના બાવીસ પુત્રો સાથે આ સ્થળે આવ્યો. તેના પુત્રોએ વારાફરતી પ્રયાસ કર્યો, પરંતુ કોઇને આમાં ફત્તેહ મળી નહિ. આથી રાજા નિરાશ થયો. પ્રધાને તે વખતે રાજાને કહ્યું કે આપનો એક બીજો પુત્ર કે જે મારો પૌત્ર છે તે આ વેધ કરી શકશે. પુત્ર બાબત રાજાને અભિજ્ઞાન (એંધાણી) દ્વારા ખાતરી કરાવી એટલે તે પુત્રે પુતળીની આંખ વીંધવા ધનુષ્ય હાથમાં લીધું. આ સમયે પેલા ચાર દાસી-પુત્રો ચાર દિશામાં ઊભા રહી વિઘ્ન કરવા લાગ્યા. વળી બે પુરૂષો પાસે ઊભા રહી ધમકી આપવા લાગ્યા કે જો તારાથી કામ નહિ સરે, તો અમે તારૂં માથું ઉડાવી દઇશું. કળાચાર્ય પણ સ્ખલના થશે તો મારી નાંખવામાં આવશે એમ બીક બતાવવા લાગ્યા. બાવીસ પુત્રો પણ આ નિશાન ચૂકી જાય એવો પ્રયત્ન કરવા લાગ્યા. છતાં આ ૨૯ જનોની પરવા ન કરતાં એક ચિત્તે આઠ ચક્રોનું અંતર ધ્યાનમાં રાખી તેણે પુતળીની ડાબી આંખ વીંધી નાંખી. આ વખતે લોકોએ હર્ષથી જય-નાદ કર્યો. જેમ આ વેધ દુષ્કર છે તેમ મનુષ્ય-જન્મ પણ દુર્લભ છે એમ આ ઉદાહરણથી સૂચવાય છે.

(૮) ચર્મનું દૃષ્ટાંત—

એક લાખ યોજન વિસ્તારવાળું તળાવ છે. તેમાં લીલ (સેવાલ) બાઝી ગઇ છે. પરંતુ એક દિવસ પવન ફુંકાવાથી તે જરા દૂર થતાં તેમાં એક છિદ્ર પડયું કે જેમાંથી કાચબો પોતાની ડોક બહાર કાઢી શકે. આ તળાવમાં રહેલો કાચબો સો વર્ષે પોતાની ગરદન પ્રસારે છે. તેને આ વેળા તે છિદ્રમાંથી ચન્દ્રનું દર્શન થયું. આથી તેણે એવો મનસુબો કર્યો કે મારા કુટુંબીઓને આ હું બતાવું. એમ વિચારી તે પોતાના સ્વજનોને બોલાવી લાવ્યો એટલામાં તો તે છિદ્ર પૂરાઇ ગયું અને ચન્દ્ર-દર્શન કરાવવાના તેના મનોરથ તો મનમાં જ રહી ગયા. ફરીથી આ માટે તે ઘણાંએ ફાંફાં મારે, પરંતુ તેમાં તે ભાગ્યે જ ફતેહમંદ થાય તેમ મનુષ્ય-જન્મ મળવો એ સહેલી વાત નથી.

(૯) યુગનું દૃષ્ટાન્ત—

કોઇ એક પુરુષ 'સ્વયંભૂરમણ' સમુદ્રના પૂર્વ કિનારેથી યુગ (ધોંસરા)-ને નાંખે અને પશ્ચિમ કિનારેથી તેની અંદર નાંખવાની (સમીલા ખીલી)ને નાંખે. પછી તે બન્ને ભેગાં થઇ ખીલી ધોંસરાના છિદ્રમાં આપોઆપ આવી જવી જેમ દુર્લભ છે, તેમ મનુષ્ય-જન્મ મળવો દુર્લભ છે.

(૧૦) પરમાણુનું દૃષ્ટાન્ત—

કોઇ એક સુર એક સ્તંભનો ચૂરેચૂરો કરી તેના પરમાણુઓને નળીમાં ભરે અને 'મેરુ' પર્વતની ચૂલા ઉપર ચડી ફુંક મારી તેને ઉડાવી દે. ત્યાર પછી તે પરમાણુઓને એકત્રિત કરી ફરી સ્તંભ બનાવવામાં જેટલે અંશે તે સફળ થાય એનાથી પણ ઓછે અંશે મનુષ્ય-જન્મ ફરીથી મળવો શક્ય છે.

**મનુષ્ય-જન્મની સફલતા—**

મનુષ્ય-ભવ મળ્યો એટલે ગંગા ન્હાયા અને ઘેર ઉતર્યાં એમ સમજવાનું નથી. એટલાથી કાર્ય-સિદ્ધિ થઇ ગઇ અર્થાત્ મોક્ષ મળી ગયો એમ માનવું તે મનમાં મોતીના ચોક પૂરવા જેવું છે (જોકે એ તો સોએ સો ટકા સાચી વાત છે કે આ ભવ વિના મોક્ષ નથી અને એની પ્રાપ્તિ અતિદુર્ઘટ છે). ઉત્તરાધ્યયનની નિર્યુક્તિ (પત્રાંક ૧૪૪)માં કહ્યું છે કે—

"[1]माणुस्स खित्त जाई कुल, रूवारोग्ग आउयं बुद्धी ।
सवणुग्गह सद्धा सं-जमो अ लोगम्मि दुलहाइं ॥ १५९ ॥"—આર્યા

અર્થાત્ આ સંસારમાં મનુષ્યત્વ, (આર્ય) ક્ષેત્ર, (ઉચ્ચ) જાતિ, (શુભ) કુળ, (સુન્દર) રૂપ, (અબાધ્ય) આરોગ્ય, (દીર્ઘ) આયુષ્ય, (ઉત્તમ) મતિ, (ધર્મ-)શ્રવણ, અવગ્રહ (તેનું અવધારણ), (સાચી અને સચોટ) શ્રદ્ધા અને (કલ્યાણકારી) સંયમ (ઉત્તરોત્તર વિશેષતઃ) દુર્લભ છે.

સ્ફુટ શબ્દોમાં કહીએ તો પૂર્વ પુણ્યથી કોઇ જીવ મનુષ્ય તરીકે ઉત્પન્ન થયો, પરંતુ ધર્મસહાયક સામગ્રીવાળા આર્ય દેશમાં તેનો જન્મ ન થયો તો એ ભવ નિરર્થક છે. ધારો કે આર્ય ક્ષેત્રમાં જન્મ તો થયો, પરંતુ ઉચ્ચ જાતિ કે શુભ કુળને બદલે વાઘરી, માછી જેવા હિંસક વંશમાં ઉત્પત્તિ થઇ, તો આથી શું વળ્યું? માની લઇએ કે પ્રબળ પુણ્યના પ્રભાવથી ઉત્તમ કુળમાં જન્મ પણ થયો, પરંતુ જો રૂપ (પંચેન્દ્રિયતા) અને એથી અધિક આવશ્યક આરોગ્ય અને આયુષ્યનો સુયોગ ન મળ્યો, તો માનવ-ભવ એળે ગયો ગણાય કે બીજું કંઇ? સ્વીકારી લઇએ કે ક્ષેત્રથી તે આયુષ્ય સુધીની સમગ્ર સામગ્રી મળી, પરંતુ જો એ જીવ અક્કલનો ઓથમીર હોય તો તે કેવી રીતે મોક્ષ-સાધન કરી શકે? વળી સુમતિ પણ મળી, છતાં ધર્મ-શ્રવણનો લાભ મળવો અને તે સાંભળ્યા પછી તેનું મનન કર્યા બાદ તેમાં શ્રદ્ધા થવી—મનને ડામાડોળ થતું અટકાવવું એ કંઇ બાળકનો ખેલ નથી. શ્રદ્ધા થયા પછી પણ તદનુસાર વર્તન કરવું—સંયમ લેવો એ મહાદુર્લભ છે.[2]

**મોક્ષનું સ્વરૂપ—**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો—વર્ગ-ચતુષ્ટય પૈકી મોક્ષને ઉત્તમ ગણવામાં આવે છે; કેમકે ધર્મ કરવાથી જે પુણ્ય ઉપાર્જન થાય

---

૧ છાયા—

**मानुष्यं क्षेत्रं जातिः कुलं रूपं आरोग्य आयुष्यं बुद्धिः ।**
**श्रवणं अवग्रहः ( श्रवणावग्रहो वा ) श्रद्धा संयमश्च लोके दुर्लभानि ॥**

૨ આ હકીકત સુન્દર શબ્દોમાં ન્યાયા૦ શ્રીયશોવિજયે 'શ્રીપાલ રાજાના રાસ'ના ચતુર્થ ખંડની સાતમી ઢાલમાં રજુ કરી છે.

છે, તે મોક્ષ-ગમનમાં પ્રતિબન્ધક હોવાથી સોનાની બેડી જેવું છે; અર્થ તો અનર્થજનક છે, કેમકે એના ઉપાર્જનમાં, રક્ષણમાં અને વ્યયમાં મુસીબતો વેઠવી પડે છે;[૧] અને કામ તો પ્રારંભે સુખદાયક પરંતુ અંતમાં કટુ ફળ આપનાર છે. એથી કરીને મોક્ષ એ જ સર્વોત્તમ છે. આ વાતને લક્ષ્યમાં રાખીને શ્રીદેવાનન્દસૂરિ **સમયસાર**ના પ્રારંભમાં કહે છે કે—

" [૨]सव्वन्नू मोक्खमक्खंति, चउव्वग्गम्मि उत्तमं ।
सुहं तओ तिवग्गम्मि, दिट्ठमेगंतिअं न हु ॥ १ ॥ "—અનુ૦

અર્થાત્ સર્વજ્ઞો ચાર વર્ગમાં મોક્ષને ઉત્તમ માને છે, કેમકે (ધર્માદિ) ત્રિવર્ગમાં ખરેખર એકાન્તિક સુખ (તેમના) જોવામાં આવ્યું નથી.[૩]

સંસારીનું સુખ વિષય-જન્ય છે, એટલે વાસ્તવિક રીતે તે દુઃખ જ છે. વિશેષમાં આ વૈષયિક સુખ [૪]અનિત્ય, ખેદ-જનક, ભયાવહ, પરાધીન, પરિણામે નીરસ અને દુઃખદાયી હોવાથી મોક્ષના સુખ સાથે એનો મુકાબલો થઇ શકે નહિ. અરે પ્રશમ-સુખ પણ મોક્ષ-સુખ આગળ પાણી ભરે છે, તો આનું શું ગજું? શ્રીજિનેશ્વરસૂરિકૃત **પંચલિંગી**માં સંવેગલિંગના અધિકારમાં કહ્યું પણ છે કે—

---

૧ સરખાવો ૪૭ મા અને ૪૮ મા પદ્યો તેમજ વિચારો શતાર્થિક **શ્રીસોમપ્રભાચાર્ય**કૃત **સિન્દૂરપ્રકર (સૂક્તિમુક્તાવલી)**નું નિમ્ન-લિખિત પદ્ય:—

" निम्नं गच्छति निम्नगेव नितरां निद्रेव विष्कम्भते
चैतन्यं मदिरेव पुष्यति मदं धूम्येव दत्तेऽन्धताम् ।
चापल्यं चपलेव चुम्बति दवज्वालेव तृष्णां नय—
त्युल्लासं कुलटाऽङ्गनेव कमला स्वैरं परिभ्राम्यति । ७३ । "—શાર્દૂલ૦

અર્થાત્ લક્ષ્મી નદીની પેઠે નીચ પ્રતિ જાય છે, નિદ્રાની માફક ચૈતન્યને તે વિઘ્ન કરે છે, દારૂની પેઠે તે અભિમાનને પોષે છે, ધૂમાડાના ગોટેગોટાની જેમ તે આંધળા બનાવે છે, વીજળીને જેમ તે ચંચળતાને ચુંબન કરે છે, દાવાનળની જેમ તે તૃષ્ણાનો ઉલ્લાસ કરે છે અને વારાંગનાની જેમ તે સ્વેચ્છા પૂર્વક પરિભ્રમણ કરે છે.

૨ છાયા—

सर्वज्ञा मोक्षमाख्यान्ति चतुर्वर्गे उत्तमम् ।
सुखं ततस्त्रिवर्गे दृष्टमेकान्तिकं न खलु ॥

૩ આ ઉપરથી સમજી શકાય છે કે એકાન્તિક સુખ તો મોક્ષમાં જ છે.

૪ સરખાવો **પંચલિંગી**ની શ્રીજિનપતિસૂરિકૃત વૃત્તિના ૬૩મા પત્રમાં સાક્ષીરૂપે આપેલું નિમ્ન-લિખિત પદ્ય:—

" भोगसुखैः किमनित्यै-र्भयबहुलैः काङ्क्षितैः परायत्तैः ।
नित्यमभयमात्मस्थं, प्रशमसुखं तत्र यतितव्यम् ॥ "—આર્યા

" [1]अक्खयमकिलेससाहणमलज्जणीयं विवागसुंदरीयं ।
पसमसुहमिमाहिंतो णंताणंतेहिं संगुणियं ॥ २२ ॥–આર્યા
मुक्खस्स सुहं ता तस्स साहणे इहहुज्जमो जुत्तो ।
धन्ना तिव्विय परमत्थसाहगा साहुणो निच्चं ॥ २३ ॥ "–આર્યા

અર્થાત્ અવિનાશી, અકષ્ટ–સાધ્ય, ( સ્ત્રી–પુરુષના સંગમ વિના ઉત્પન્ન થતું હોવાથી ) શરમાવું ન પડે એવું અને પરિણામે સુંદર એવું પ્રશમ–સુખ છે. એનાથી પણ અનંતાનંત ગુણું મોક્ષનું સુખ છે, વાસ્તે તેના ( ચારિત્રરૂપ ) સાધનને વિષે હવે ઉદ્યમ કરવો યુક્ત છે. (ચારિત્રને વિષે ઉદ્યમશીલ અને એથી કરીને) પરમાર્થના સાધક એવા તે સાધુઓ સદા ધન્ય છે.

મોક્ષ એ સર્વ કર્મના ક્ષયથી ઉદ્ભવતું, જન્મ, જરા, મરણ, રોગ, શોક, ભય વગેરે સંસારના વિકારોથી રહિત, ઐકાન્તિક, આત્યન્તિક, અમન્દ આનન્દથી સુન્દર અને પરમ પદને પામેલ આત્મ–સ્વરૂપ છે. કહ્યું પણ છે કે—

" [2]कृत्स्नकर्मक्षयान्मोक्षो, जन्ममृत्य्वादिवर्जितः ।
सर्वबाधाविनिर्मुक्त, एकान्तसुखसङ्गतः ॥ "–અનુ૦

આ મોક્ષનું સુખ ઉત્કણ્ઠાથી રહિત, દુઃખથી પર, અબાધિત, સર્વ કલ્યાણોમાં શિરોમણિ, સ્વાભાવિક, સ્વતન્ત્ર અને શાશ્વત છે. કહ્યું પણ છે કે—

" अपरायत्तमौत्सुक्य–रहितं निष्प्रतिक्रियम् ।
सुखं स्वाभाविकं तत्र, नित्यं भयविवर्जितम् ॥–અનુ૦
[4]परमानन्दरूपं तद्, गीयतेऽन्यैर्विचक्षणैः ।
इत्थं सकलकल्याण–रूपत्वात् साम्प्रतं ह्यदः ॥ "–અનુ૦

આવા અપૂર્વ સુખના અધિકારી માનવો, દાનવો કે દેવો નથી, પરંતુ એ તો સિદ્ધોને માટે સરજાયેલું છે. દેવેન્દ્રસ્તવ નામના પયન્નામાં કહ્યું પણ છે કે—

"[5]न वि अत्थि माणुसाणं, तं सुक्खं ण वि य सव्वदेवाणं ।
जं सिद्धाणं सुक्खं, अव्वाबाहं उवगयाणं ॥ २९४ ॥ "–આર્યા

---

૧ છાયા—
अक्षयमक्लेशसाधनमलज्जनीयं विपाकसुन्दरकम् ।
प्रशमसुखमस्मादनन्तानन्तैः सङ्गुणितम् ॥
मोक्षस्य सुखं तस्मात् तस्य साधने इदानीमुद्यमो युक्तः ।
धन्यास्त एव परमार्थसाधकाः साधवो नित्यम् ॥

૨–૪ આ પદ્યો પંચલિંગીની વૃત્તિમાં ૬૩મા પત્રમાં સાક્ષીરૂપે આપેલાં છે.

૫ છાયા—
नापि अस्ति मानुषाणां तत् सुखं नापि च सर्वदेवानाम् ।
यत् सिद्धानां सुखमव्याबाध(त्व)मुपगतानाम् ॥

વિશેષમાં આ મોક્ષ-સુખ એટલું બધું તો વિશાળ છે કે આ બ્રહ્માણ્ડમાં સમાઇ પણ ન શકે. આની પછીની ગાથામાં કહ્યું પણ છે કે—

" [1]सिद्धस्स सुहो रासी, सव्वद्धापिंडिओ जइ हविज्ज।
णंतगुणवग्गुभइओ, सव्वागासे न माइज्जा ॥ २९८ ॥ "–આર્યા

આ સંબંધમાં શ્રીવજ્રસેનસૂરિના શિષ્યરત્ન અને **નેમિચરિત્ર**ના કર્તા શ્રીહરિ(સેન) મુનિરાજે રચેલી [2]**કર્પૂરમંજરી**નું નિમ્ન-લિખિત પદ્ય પણ મનનીય થઇ પડશેઃ—

" मुक्तेः सौख्यप्रमाणं भवतु सुरगिरिः सोऽस्ति वा योजनानां
कक्षं वार्धिः स्वयम्भूरमण इति पुनः सोऽस्ति रज्जुप्रमाणः ।
लोकातीतं तदेतज्जिनपतिरपि वा नोपमातुं प्रगल्भो
भूभुग्भोगानुभूतिं स्वजनमनुवदन् यद्वदन्यं पुलिन्दः ॥१७७॥"–સ્રગ્૦

અર્થાત્ કોઇ એમ કહેવા તૈયાર થાય કે સિદ્ધિના સુખનું માપ સુરગિરિ ('મેરૂ') હો, (તો તે યુક્ત નથી, કેમકે ) એ તો લાખ યોજન (જેટલો જ ઊંચો) છે. (આથી તે એમ વદે કે ) એનું માપ 'સ્વયંભૂરમણ' સમુદ્ર જેટલું હો ( તો તે પણ વ્યાજબી નથી, કારણ કે ) એનું માપ તો [3]રજ્જુ (જેવડું જ વિપુલ) છે, તેથી

---

૧ છાયા—

सिद्धस्य सुखराशिः सर्वाद्धापिण्डितो यदि भवेत्।
अनन्तगुणवर्गभक्तः सर्वाकाशे न मायात् ॥

૨ આનું સંશોધન આ ગ્રન્થકારે (શ્રી**વિજયલબ્ધિસૂરિએ**) કર્યું હતું એમ 'જૈન ધર્મ પ્રસારક સભા' તરફથી ઇ. સ. ૧૯૧૯ માં પ્રસિદ્ધ થયેલા આ ગ્રન્થના વિદ્વાન મુનિરાજ શ્રી**ચતુરવિજયે** યોજેલી પ્રસ્તાવના ઉપરથી જાણી શકાય છે.

૩ 'રાજ' તરીકે પણ ઓળખાતા આ રજ્જુનું સ્વરૂપ નીચે મુજબની ગાથામાંથી સ્ફુરે છેઃ-

" जोयणलक्खपमाणं, निमेसमित्तेण जाइ जं देवो।
छम्मासेण य गमणं, एगं 'रज्जुं' जिणा बिंति॥ "–આર્યા
[ योजनलक्षप्रमाणं निमेषमात्रेण गच्छति यद् देवः ।
षण्मासेन च गमनं एकां रज्जुं जिनो वदन्ति ॥ ]

અર્થાત્ નિમેષ માત્રમાં—આંખના પલકારામાં લાખ યોજન જનારો દેવ ૭ મહિનામાં જેટલું જાય, તેને જિનવરો એક 'રજ્જુ' કહે છે. આ સંબંધમાં **રત્નસંચય** ( ગા૦ ૧૯-૨૦ )માં કહ્યું છે તેમ એક ૧૦૦૦ ભારના માપવાળા ખૂબ તપેલા લોખંડના ગોળાને પરાક્રમી દેવ જોરથી નીચે ફેંકે તો તે ગોળો ઘસાતો ઘસાતો ચંડા ગતિએ આવતો આવતો ૭ મહિના, ૭ દિવસ, ૭ પહોર અને ૭ ઘડીમાં જેટલું અંતર કાપે, તે અંતર 'રજ્જુ' કહેવાય છે.

કરીને જેમ કોઇ પુલિન્દ (ભિલ્લનો રાજા) અન્ય સ્વજનને પૃથ્વીપતિના ભોગના અનુભવનો નિર્દેશ કરવા શક્તિમાન્ નથી તેમ એ લોકાતીત હોઇ જિનેશ્વર પણ એને ઉપમા દ્વારા વર્ણવવા સમર્થ નથી.

   

**प्रथमं श्रेयसोऽर्थं भो, रुणद्धि योगमात्मनः।**
**अनिरोधादयं हा हा, साधयत्यशुभं न किम्? ॥९॥**

### યોગનો નિરોધ—

શ્લો૦—" હે (ચેતન !) કલ્યાણને માટે તું સૌથી પ્રથમ પોતાના વ્યાપારને રોક, કેમકે ખરેખર નહિ રોકેલ વ્યાપાર અરે રે શું શું અશુભ ( કાર્ય ) સાધતો નથી ?—૯

### યોગનો અર્થ—

સ્પષ્ટી૦—**તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના છઠ્ઠા અધ્યાયના પહેલા અને બીજા સૂત્રમાં યોગ એટલે શું તે સૂચવતાં વાચકવર્ય **ઉમાસ્વાતિ** કથે છે કે—

" **काय-वाङ्-मनः कर्म योगः । स आस्रवः ।** "

અર્થાત્ શારીરિક, વાચિક અને માનસિક ક્રિયા યાને શરીર, વચન અને મન સંબંધી વ્યાપાર ( પ્રવર્તન ) તે 'યોગ' છે. આ યોગ 'આસ્રવ' યાને કર્મ આવવાનું કારણ છે. આ યોગ જો શુભ હોય તો તે પુણ્યનો આસ્રવ છે અને જો તે અશુભ હોય તો તે પાપનો આસ્રવ છે.

હિંસા, ચોરી ઇત્યાદિ કાયિક અશુભ યોગ છે. નિંદા કરવી, જૂઠું બોલવું ઇત્યાદિ વાચિક અશુભ યોગ છે; અને કોઇને મારવાનો, લૂટવાનો ઇત્યાદિ વિચાર એ માનસિક અશુભ યોગ છે. આથી વિપરીત સ્વરૂપવાળો શુભ યોગ જાણવો.

### સંબોધ્ય વિનાનું સંબોધન--

આ પદ્યમાં સંબોધનવાચક ' ભોસ્ ' શબ્દ છે, પરંતુ સંબોધ્ય નથી, તે તો અધ્યાહાર્ય છે; એથી શું આવો પ્રયોગ સમુચિત છે એવો પ્રશ્ન ઊઠે છે. એના ઉત્તર તરીકે આવા પ્રયોગવાળું **ઉપદેશશતક**નું નિમ્ન-લિખિત છઠ્ઠું પદ્ય રજુ કરવામાં આવે છે:—

" [1]**कचवरसमः संसारोऽयं जनुर्मरणादिका-**
**ऽशुचिचितमृतिश्वाहिव्यालाश्वकुत्सितदेहभृत् ।**

---

૧ આનો અર્થ એ છે કે આ સંસાર કચરા જેવો છે. જન્મ-મરણ ઇત્યાદિ અશુચિથી એ વ્યાપ્ત છે. વળી મરેલા કૂતરા, સાપો, વાઘો, હાથીઓ કે ચિત્તાઓ તથા ઘોડાઓના

किमुत रमते तस्मिन् हंसः सुमानसमन्दिरो
भवकृमिगणे मुक्ताभ्रान्त्या रतिस्तव तत्र भो ।"—હરિણી (૪, ૬, ૭)

આવા પ્રયોગને સમર્થન કરનારૂં નીચે મુજબનું એક પદ્ય મુનિરાજ શ્રીજ્યોતિર્વિજયે રચેલા [1]તત્ત્વામૃતમાં પણ મળી આવે છે.

" धर्म एव सदा त्राता, जीवानां दुःखसङ्कटात् ।
तस्मात् कुरुत भो यत्नं, तत्रानन्तसुखप्रदे ॥ ७३ ॥ "—અનુ૦

આનો અર્થ એ છે કે જીવોને દુઃખના સંકટમાંથી સદા બચાવનાર ધર્મ જ છે, વાસ્તે હે (ભવ્યો!) અનન્ત સુખને આપનાર તે (ધર્મ)ને વિષે તમે પ્રયત્ન કરો.

કર્પૂરમંજરીનું નિમ્ન-લિખિત પદ્ય પણ આવું ઉદાહરણ પૂરૂં પાડે છે:-

"श्रीरामवद् भो नय एव सेव्यः
प्रजानुरागव्रतवित्तमूलम् ।
को दक्षिणावर्तमुपेत्य शङ्खं
त्यजेन्मुधा श्यामकचित्रकं वा ? ॥७८॥"—ઉપજાતિ

આનો ભાવાર્થ એ છે કે હે (લોકો!) પ્રજાના રંજનરૂપ વ્રત અને દ્રવ્યના મૂળરૂપ નય (નીતિ) શ્રીરામની જેમ તમારે સેવવા યોગ્ય છે. દક્ષિણાવર્ત શંખ કે શ્યામલ ચિત્રક (ચિત્રવલ્લી) પ્રાપ્ત કર્યા બાદ તેને કોણ ફોગટ ત્યજી દે?

   

**मनोमत्तकरी लोके, कुमतिकरिणीयुतः ।**
**कषायकलभैर्युक्तः, किं किं नोन्मूलयेन्ननु ? ॥ १० ॥**

**મનની ઉચ્છૃંખલતા—**

શ્લો૦—"દુર્બુદ્ધિરૂપી હાથિણી તેમજ કષાયરૂપ તેનાં બચ્ચાંઓથી યુક્ત એવો મનરૂપ મદોન્મત્ત હાથી (આ) લોકમાં શું શું ઉખેડતો નથી?" ૧૦

સ્પષ્ટી૦—પૂર્વોક્ત પદ્યમાં યોગનો નિરોધ કરવાનું સૂચવી ગ્રન્થકારે આ પદ્યમાં પ્રથમ માનસિક યોગના ઉપર અંકુશ મેળવવા કથન કર્યું છે. કારણ કે એ તો સૌ કોઇ જાણે છે તેમ જેણે મનને જીત્યું તેણે સર્વ જીત્યું. જ્યાં મન ઉપર આત્મ-સત્તા જામી ગઇ કે કાયિક અને વાચિક પ્રવૃત્તિઓ પણ અંકુશમાં આવી

ખરાબ શરીરોથી એ ભરેલો છે. એ ભવરૂપ કીડાઓના સમૂહમાં શુભ માનસરૂપ મન્દિરવાળો એવો (હંસરૂપ) આત્મા મોતીની ભ્રાન્તિથી કેમ રમે છે? હે (જીવ!) તેમાં તારો પ્રેમ કેવો છે!!!

૧ શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી ગ્રંથમાલાના ચતુર્થ પુષ્પ તરીકે આ ગ્રંથ ઇ. સ. ૧૯૧૮માં પ્રસિદ્ધ થયો હતો.

**જ જવાની, કેમકે કેવાં વચન ઉચ્ચારવાં કે કેવી કાયિક ચેષ્ટા કરવી એ મનની આજ્ઞાને અધીન છે.**

મન એ જ સંસાર-ચક્રનું કારણ છે. એને મોકળું મૂકવાથી ચોખા જેવડો [1]તંદુલ મત્સ્ય સાતમી નરકે જાય છે. અરે એનો નિગ્રહ કરવામાં કચ્ચાસ રહી જાય તો મોટા મહર્ષિઓને માટે પણ સાતમી નરકે સિધાવવાની પરિસ્થિતિ ઊભી થાય છે અને એના ઉપર જો વિજય મેળવાય તો ક્ષણ વારમાં સ્વર્ગ તો શું પણ સિદ્ધ-સુન્દરીના મહેલે પહોંચાય છે.[2] આ પ્રમાણે મનની મહત્તા જોઇને તો સહસ્રાવધાની શ્રી**મુનિસુન્દરસૂરિ અધ્યાત્મકલ્પદ્રુમ**ના નવમા અધિકારના નિમ્ન-લિખિત પાંચમા પદ્ય દ્વારા કથે છે કે—

**" वशं मनो यस्य समाहितं स्यात्**
**किं तस्य कार्यं नियमैर्यमैश्च ? ।**
**हतं मनो यस्य च दुर्विकल्पैः**
**किं तस्य कार्यं नियमैर्यमैश्च ? ॥ "**–ઉપજાતિ

અર્થાત્ જેનું ચિત્ત સમાધિયુક્ત હોઇ પોતાને વશ વર્તે, તેને નિયમો અને યમોથી શું ? તેમજ કુવિકલ્પોથી જેનું મન હણાયેલું છે, તેને નિયમો અને યમો શા કામના ?

મનને વશ થવાથી શો ગેરલાભ છે તેમજ એને વશ કરવાથી શો ફાયદો છે તેનું આબેહુબ ચિત્ર મારા જેવો મન્દમતિ શું આલેખે ? વાસ્તે પાઠક મહાશયના વિમળ કર-કમલમાં ધનાશ્રી રાગમાં ગવાતું નિમ્ન-લિખિત પદ અર્પણ કરવા લલચાઉં તો કેમ ?

"જબ લગ આવે નહિ મન ઠામ—ટેક

જબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફળ, જ્યોં ગગને ચિત્રામ. જબ લગ. ૧
કરની બિન તું કરે રે મોટાઇ, બ્રહ્મવ્રતી તુઝ નામ;
આખર ફલ ન લહેગો જ્યોં જગ, વ્યાપારી બિનુ દામ. જબ લગ. ૨
મુંડ મુંડાવત સબ હી ગડરિયા, હરિણ રોઝ બન ધામ;
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હે ઘામ. જબ લગ. ૩
એતે પર નહીં યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત્ત અંતર પટ છલવેકું ચિંતવત, કહા જપત મુખ રામ. જબ લગ. ૪

---

૧. આની માહિતી માટે જુઓ **ઋષભપંચાશિકા**નું સ્પષ્ટીકરણ ( પૃ. ૧૩૯-૧૪૧ ).
૨. આ સંબંધમા શ્રી**પ્રસન્નચંદ્ર** રાજર્ષિનું દૃષ્ટાંત વિચારવું. આની સ્થૂળ રૂપરેખા **આર્હતદર્શનદીપિકા**( પૃ. ૮૮-૮૯ )માંથી મળી શકશે.

વચન કાય ગોપે દઢ ન કરે, ચિત્ત તુરંગ લગામ;
તામે તું ન લહે શિવ સાધન, જ્યું કણુ સુને ગામ. જબ લગ. ૫
પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ;
**આનંદઘન** સુજસ વિલાસી, પ્રગટે આતમરામ. જબ લગ. ૬ ”

આ સમગ્ર કથનના ઉપસંહાર તરીકે **મૈત્રાયણ્યુપનિષદ્**ના ચોથા પ્રપાઠકનું નિમ્ન-લિખિત પદ્ય રજુ કરવું અનાવશ્યક નહિ ગણાયઃ—

**“ मन एव मनुष्याणां, कारणं बन्ध-मोक्षयोः ।**
**बन्धाय विषयासक्ति, मोक्षे निर्विषयं मतम् ॥** ”—અનુ૦

**કષાય-વિચાર—**

**શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ**ના પ્રથમ વિભાગ (પૃ. ૩૨–૩૭)માં ‘ કષાય-મીમાંસા ’ના શીર્ષક દ્વારા અને **ઋષભપંચાશિકા**ના સ્પષ્ટીકરણ ( પૃ. ૯૦ )માં ‘ કષાયની વ્યુત્પત્તિ ’ એ મથાળા હેઠળ કષાયો સંબંધી મેં વિચાર કરેલો હોવાથી એ સંબંધમાં વિશેષ ઊહાપોહ ન કરૂં તો તે અસ્થાને નહિ ગણાય.

‘કષ’ અને ‘આય’ એ બે શબ્દો મળીને ‘ કષાય ’ બને છે. આનો અર્થ સમજાવતાં વાદિવેતાલ **શ્રીશાન્તિસૂરિ ઉત્તરાધ્યયનસૂત્ર**ની બૃહદ્ વૃત્તિ (પત્રાંક ૧૯)માં કથે છે કે—

**“ कष्यतेऽस्मिन् प्राणी पुनः पुनरावृत्तिभावमनुभवति कषोपलकष्यमान-कनकवदिति कषः–संसारस्तस्मिन् आ–समन्तादयन्ते–गच्छन्त्येभिरसुमन्त इति कषायाः, यद्वा कषाया इव कषायाः, यथाहि तुवरिकादिकषायकलुषितवाससि मजिष्ठादिरागः श्लिष्यति चिरं चावतिष्ठते, तथैतत्कलुषित आत्मनि कर्म सम्बध्यते चिरतरस्थितिकं च जायते, तदायत्तत्वात् तत्स्थितेः ”**

અર્થાત્ જેમ સોનાને કસોટી ઉપર કસવામાં આવે છે તેમ જેમાં પ્રાણી ફરી ફરીને ગમનાગમન અનુભવે છે તે ‘કષ’ એટલે સંસાર છે. એમાં સર્વ બાજુથી પ્રાણીઓ આ વડે જાય છે, એથી તે ‘કષાય’ કહેવાય છે. અથવા કષાયના જેવા હોય તે ‘ કષાય ’ છે. જેમ તુવેર વગેરે કષાયોથી કલુષિત વસ્ત્રમાં મજીઠાદિના રંગ બેસે છે અને લાંબા વખત સુધી રહે છે તેમ આ કષાયથી કલુષિત થયેલા આત્મામાં કર્મનો આશ્લેષ થાય છે અને તે કર્મ ચિર કાળ પર્યંત

---

૧ અન્ય શબ્દોમાં કહીએ તો “ **कष्यन्ते-पीड्यन्ते प्राणिनः परस्परं यस्मिन्नसौ कषः- संसारः, तमयन्ते-प्राप्नुवन्ति जन्तवोऽनेनेति कषायः** ”

રહે છે. આ [1]કષાયના એક એકથી ઉતરતા બળવાળા અને એથી કરીને ઓછા અહિતકારી એવા (૧) અનન્તાનુબન્ધી, (૨) અપ્રત્યાખ્યાન, (૩) પ્રત્યાખ્યાન અને (૪) સંજ્વલન એમ ચાર પ્રકારો છે.

તેમાં અનન્તાનુબન્ધી કષાય સમ્યગ્દર્શનનો ઘાતક છે. એના ઉદય દરમ્યાન સમ્યગ્દર્શન સંભવતું નથી અને પહેલાં ઉત્પન્ન થયું હોય તો તેનો નાશ થાય છે. અપ્રત્યાખ્યાન કષાયના ઉદય દરમ્યાન વ્રત ( વિરતિ )ને માટે અવકાશ નથી. પ્રત્યાખ્યાન કષાયની હૈયાતીમાં દેશવિરતિ યાને શ્રાવકપણું મળી શકે છે, પરંતુ સાધુ-ધર્મ ( સંયમ-દીક્ષા ) માટે સ્થાન નથી. સંજ્વલન કષાયના અસ્તિત્વમાં યથાખ્યાત-ચારિત્રનો પ્રાદુર્ભાવ થતો નથી.

આ પ્રત્યેક કષાયના (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા અને (૪) લોભ એમ ચાર ચાર પ્રકારો છે. એનાથી શી ખરાબી થાય છે તે વિષે વિશેષ કહેવાની કશી જરૂર નથી એટલે એ પ્રત્યેકના પરાક્રમના પ્રદર્શનરૂપ એકેક પદ્ય વિચારીશું. ક્રોધના સંબંધમાં શ્રી**સોમપ્રભસૂરિ સૂક્તિમુક્તાવલી**માં નિમ્ન-લિખિત પદ્ય દ્વારા એવા ઉદ્‌ગાર કાઢે છે કે—

**" सन्तापं तनुते भिनत्ति विनयं सौहार्दमुत्सादय-**
**त्युद्वेगं जनयत्यवद्यवचनं सूते विधत्ते कलिम् ।**
**कीर्तिं कृन्तति दुर्मतिं वितरति व्याहन्ति पुण्योदयं**
**दत्ते यः कुगतिं स हातुमुचितो रोषः सदोषः सताम् ॥४७॥"**—શાર્દૂલ૦

અર્થાત્ જે કોપ સન્તાપને વિસ્તારે છે, વિનયને ભેદે છે, મિત્રતાનો વિનાશ કરે છે, ઉચાટ ઉત્પન્ન કરે છે, અસત્ય વચનને જન્મ આપે છે, કંકાસ કરે છે, આબરૂને હણે છે, દુર્બુદ્ધિ આપે છે, પુણ્યના ઉદયનો નાશ કરે છે અને કુગતિ આપે છે, તે દૂષિત ક્રોધ સજ્જનોને ત્યજવા યોગ્ય છે.

માન પરત્વે આ સૂરિવર્યનું કહેવું એ છે કે—

**" औचित्याचरणं विलुम्पति पयोवाहं नभस्वानिव**
**प्रध्वंसं विनयं नयत्यहिरिव प्राणस्पृशां जीवितम् ।**
**कीर्तिं कैरविणीं मतङ्गज इव प्रोन्मूलयत्यञ्जसा**
**मानो नीच इवोपकारनिकरं हन्ति त्रिवर्गं नृणाम् ॥ ५३ ॥ "**—શાર્દૂલ૦

અર્થાત્ જેમ પવન મેઘને વિખેરી નાંખે છે. તેમ માન ઉચિત આચરણનો

---

૧ જૈન શાસ્ત્રમાં પાડવામાં આવતા કર્મોના જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારોમાંના એકનું નામ મોહનીય છે. એના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એવા બે પ્રકારો છે. તેમાં ચારિત્રમોહનીયના કષાય અને નોકષાય એવા જે વિભાગો છે તે પૈકી આ એક છે.

વિનાશ કરે છે. જેમ સર્પ જીવનનો નાશ કરે છે, તેમ માન પ્રાણીઓના વિનયનો સંહાર કરે છે. જેમ હાથી ચન્દ્ર-કમલોની લતાને જડમૂળથી ઉખેડી નાંખે છે, તેમ માન કીર્તિનો સત્વર ઉચ્છેદ કરે છે. જેમ નીચ ( માનવ ) ઉપકારના સમૂહનો નાશ કરે છે, તેમ માન મનુષ્યોના ત્રિવર્ગને હણે છે.

માયા પરત્વે તેમનો એ મુદ્રાલેખ છે કે—

“ **कुशलजननवन्ध्यां सत्यसूर्यास्तसन्ध्यां**
**कुगतियुवतिमालां मोहमातङ्गशालाम् ।**
**शमकमलहिमानीं दुर्यशोराजधानीं**
**व्यसनशतसहायां दूरतो मुञ्च मायाम् ॥५३॥** ” –માલિની (૮,૭)

અર્થાત્ સુખને ઉત્પન્ન કરવામાં વાંઝણીરૂપ, સત્યરૂપ સૂર્યનો અસ્ત કરાવવામાં સન્ધ્યા સમાન, દુર્ગતિરૂપ દયિતાની ( વર )માલા જેવી, મોહરૂપ કુંજરની શાળા ( બન્ધન-સ્થાન ) તુલ્ય, શાંતિરૂપ સૂર્ય-કમલનો સંહાર કરવામાં બરફના સમૂહરૂપ, અપકીર્તિની રાજધાની અને સેંકડો વ્યસનોની મદદવાળી માયાને ( હે ભવ્ય ! ) તું દૂરથી ત્યજી દે.

લોભને તો એમના તરફથી એવું પ્રમાણપત્ર ( certificate ) મળ્યું છે કે–

“ **मूलं मोहविषद्रुमस्य सुकृताम्भोराशिकुम्भोद्भवः**
**क्रोधाग्नेररणिः प्रतापतरणिप्रच्छादने तोयदः ।**
**क्रीडासद्म कलेर्विवेकशशिनः स्वर्भानुरापन्नदी**
**सिन्धुः कीर्तिलताकलापकलभो लोभः पराभूयताम् ॥५८॥** ” –શાર્દૂલ૰

અર્થાત્ અજ્ઞાનરૂપ વિષ-વૃક્ષના મૂળરૂપ, પુણ્યરૂપ સાગરને (શોષવામાં) **અગસ્ત્ય** સમાન, ક્રોધરૂપ અગ્નિને (ઉત્પન્ન કરનાર) અરણિ(ના કાષ્ઠ)રૂપ, પ્રતાપરૂપ સૂર્યને ઢાંકી દેવામાં વાદળા જેવા, કલહના ક્રીડા-સ્થાનરૂપ, વિવેકરૂપ ચન્દ્રને (ગળી જવામાં) રાહુ જેવા, કષ્ટરૂપ નદીઓના ( સંગમ માટે ) સમુદ્ર તુલ્ય અને કીર્તિરૂપ વેલના સમુદાયને ( ઉખેડી નાંખવામાં ) કુંજર જેવા લોભનો પરાભવ કરો.

આ ઉપરથી જોઇ શકાય છે કે કષાયોને પોષવા એ સંસારને પુષ્ટ કરવા બરાબર છે, જ્યારે એને શોષવા તે સંસાર-સાગરના શોષણરૂપ છે. આ ભાવ **ભક્ત-પરિજ્ઞા** નામના પયન્નાની નિમ્ન-લિખિત ગાથામાં ઝળકી ઊઠે છેઃ—

“ [1]**जं अइतिक्खं दुक्खं, जं च सुहं उत्तमं तिलोईए ।**
**तं जाण कसायाणं, वुड्ढिक्खयहेउअं सव्वं ॥ १ ॥** ”--આર્યા

---

૧ છાયા—

**यदतितीक्ष्णं दुःखं यच्च सुखमुत्तमं त्रिलोक्याम् ।**
**तज्जानीहि कषायाणां वृद्धि-क्षयहेतुकं सर्वम् ॥**

અર્થાત્ ત્રૈલોક્યમાં જે અત્યંત દુઃખ તેમજ ઉત્તમ સુખ છે તે સર્વે કષાયોની વૃદ્ધિ અને ક્ષયને અનુક્રમે આભારી છે, એમ જાણુ.

આ ઉપરથી કષાયોની કલુષતાનું મનન કરી એનાથી દૂર રહેવા મથતા આત્માના ઉદ્ગારો, એવા સંભવે કે—

"बन्धो ! क्रोध ! विधेहि किञ्चिदपरं स्वस्याधिवासास्पदं
भ्रातर्मान ! भवानपि प्रचलतु त्वं देवि ! माये ! व्रज ।
हंहो लोभ ! सखे ! यथाऽभिलषितं गच्छ द्रुतं वश्यतां
नीतः शान्तरसस्य स[illegible]ते लसद्वाचा [illegible]रूणामहम् ॥८७॥"—શાર્દૂલ૦

—શ્રીપદ્માનન્દ કવિકૃત વૈરાગ્યશતક

અર્થાત્ હે બાન્ધવ ક્રોધ ! તું તારૂં નિવાસ-સ્થાન ( મારા સિવાય ) બીજું કોઇ બનાવ. હે ભાઇ અભિમાન ! આપ પણ ચાલવા માંડો. હે માયા દેવી ! તું પણ સિધાવ. હે મિત્ર લોભ ! તું પણ તારી ઇચ્છામાં આવે ત્યાં સત્વર જા. (કેમકે) હું અત્યારે ગુરુઓની શાંત રસથી શોભતી વાણીને વશ થયો છું.

હવે આગળ ઉપર જાણવા લાયક અનન્તાનુબન્ધી આદિ ચારે પ્રકારના ક્રોધની સ્થિતિનો વિચાર કરી આ પ્રકરણ પૂર્ણ કરીશું.

અનન્તાનુબન્ધી ઇત્યાદિ ચાર પ્રકારના ક્રોધને પર્વતને વિષે, ભૂમિમાં, રેતીમાં અને જળમાં પાડેલી રેખા સાથે સરખાવવામાં આવ્યા છે. તેમાં સૌથી ઉગ્રમાં ઉગ્ર એવો અનન્તાનુબંધી ક્રોધ મરણ પર્યંત રહે છે. આવા ક્રોધ પૂર્વક મરણ પામનાર જીવ નરકમાં ઉત્પન્ન થાય છે. અપ્રત્યાખ્યાન ક્રોધની આઠ માસની સ્થિતિ છે. એવા ક્રોધમાં જે મરણ પામે તે તિર્યગ્-ગતિમાં જન્મે છે. પ્રત્યાખ્યાન ક્રોધની એક દિવસ, પખવાડિયા, મહિના કે ચાતુર્માસ જેટલી સ્થિતિ છે. મરણ-સમયે આ ક્રોધ ઉદયમાં આવ્યો હોય તો તે મનુષ્ય તરીકે જન્મે. સંજ્વલન ક્રોધી મરીને દેવગતિમાં ઉત્પન્ન થાય છે. એના ક્રોધની સ્થિતિ અતિશય ઓછી છે. જુઓ તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ. ૮, સૂ. ૧૦) નું સ્વોપજ્ઞ ભાષ્ય (પૃ૦ ૧૪૪-૧૪૫ ).

❋ ❋ ❋ ❋

**अनिरुद्धा वचःश्रेणी, महाऽनर्थविधायिनी ।**
**निरपेक्षा भवत्येव, तत् तस्याः संयमं कुरु ॥ ११ ॥**

**વાણીનો સંયમ—**

શ્લો૦—" નહિ રોકવામાં આવેલી એવી અપેક્ષા વિનાની વચનની શ્રેણિ મોટા અનર્થને કરનારી થાય છે જ, વાસ્તે તેના ઉપર ( હે જીવ ! ) તું કાબુ રાખ. "—૧૧

**વાણીની સાપેક્ષતા—**

**સ્પષ્ટી૦**—જૈન દર્શનમાં વારંવાર સૂચવવામાં આવે છે કે વચન સાપેક્ષ હોય અર્થાત્ સ્યાદ્વાદથી લક્ષિત હોય–અનેકાન્તાત્મક હોય તો જ તે ઉપાદેય છે–સત્ય છે–લાભકારી છે, પરંતુ જો તે નિરપેક્ષ હોય, તો તે અસત્ય હોઇ અનર્થકારી છે.

✽　✽　✽　✽

**अश्रेयःपथिकः कायः, तप्तायोगोलको मतः ।**
**तस्माच्छ्रेयःप्रवृत्तिभाक्, कर्तव्यस्तस्य संयमः ॥ १२ ॥**

**દેહનું દમન—**

**શ્લો૦**—" અવિરતિના માર્ગે જનારો દેહ તપેલા લોખંડના ગોળા જેવો મનાય છે ( અર્થાત્ જેમ તપેલો લોખંડનો ગોળો જેના અડકવામાં આવે તે દાઝે, તેમ આવો દેહ પણ પ્રાણીઓને ઉપદ્રવકારી છે ), તેથી કરીને તેનો કલ્યાણના કાર્યને કરનાર એવો સંયમ કરવો–અર્થાત્ આવા દેહને વશ કરવો. "–૧૨

**' અશ્રેયઃ ' એટલે શું ?—**

**સ્પષ્ટી૦**—' અશ્રેયઃ 'નો અર્થ અવિરતિ કરવો તે કેવી રીતે યુક્તિ-સંગત છે એ પ્રશ્નના ઉત્તર તરીકે નિવેદન કરવાનું કે **દશવૈકાલિકસૂત્ર**ના ચોથા અધ્યયનના ઉપદેશ–અધિકારની નિમ્ન-લિખિત—

" [1]**सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।**
**उभयं पि जाणए सोच्चा, जं छेयं तं समायरे ॥ ११ ॥** "

—ગાથાની વૃત્તિમાં શ્રીહરિભદ્રસૂરિ **कल्लाणं**નો અર્થ કરતાં કહે છે કે—

" **कल्यो–मोक्षस्तमणति–प्रापयतीति कल्याणं–दयाख्यं संयमस्वरूपं** "

અર્થાત્ જેમ અત્ર કલ્યાણથી સંયમ સમજવાનો છે, તેમ પ્રસ્તુતમાં ' શ્રેયઃ 'થી 'સંયમ' યાને 'વિરતિ' અર્થ કરવો તે વ્યાજબી છે.

**તપાવેલા લોખંડના ગોળાની ઉપમા—**

આ પદ્યમાં અવિરત જીવને લોખંડના ગોળાની ઉપમા આપવામાં આવી છે તે શાસ્ત્રોક્ત છે, કેમકે શ્રીરત્નશેખરસૂરિકૃત **શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પત્રાંક ૧૦૮–૧૦૯ )માં નીચે મુજબનું સાક્ષીભૂત પદ્ય નજરે પડે છેઃ—

---

૧ છાયા—

**श्रुत्वा जानाति कल्याणं श्रुत्वा जानाति पापकम् ।**
**उभयमपि जानाति श्रुत्वा यत् छेकं तत् समाचरेत् ॥**

" [1]फारप्फुलिंगभासुर–अयगोलयसन्निहो इमो निच्चं ।
अविरयपावो जीवो, दहइ समंता समत्थ जिए ॥"–આર્યા

અર્થાત્ મોટા તણખાના જેવા પ્રકાશિત લોખંડના ગોળા સમાન આ અવિરત અને ( એથી કરીને )પાપી જીવ સર્વદા સર્વ બાજુથી સમસ્ત જીવોને બાળે છે.

**સંધિની આવશ્યકતા—**

ક્યારે સંધિ કરવી જોઇએ એ સંબંધમાં કહ્યું છે કે—

" संहितैकपदे नित्या, नित्या धातूपसर्गयोः ।
नित्या समासे वाक्ये तु, सा विवक्षामपेक्षते ॥ "–અનુ૦

અર્થાત્ એક પદને વિષે, ધાતુ અને ઉપસર્ગો પરત્વે તેમજ સમાસમાં સંધિ અવશ્ય કરવી જોઇએ, પરંતુ વાક્યમાં તે કરવી કે નહિ તે વિવક્ષાને અધિન છે.

   

**शास्त्राभ्याससहायेन, जीवेन क्रियते सुखम् ।**
**तन्निरोधस्ततो जीव !, शास्त्राभ्यासे रतो भव ॥ १३ ॥**
**यतस्तत्रास्ति सद्युक्तिः, मनोबोधप्रदायिका ।**
**प्रथमं दर्श्यते साऽत्र, पश्चादन्ये गुणा अपि ॥ १४ ॥**–युग्मम्

**યોગના નિરોધનું સાધન—**

શ્લો૦—" આ (યોગ)નો નિરોધ (સંયમ) શાસ્ત્રના અભ્યાસની મદદથી જીવ સહેલાઇથી કરી શકે છે, વાસ્તે હે જીવ ! તું શાસ્ત્રના અભ્યાસમાં લીન થા. કેમકે તેમાં ચિત્તને સમજાવી શકે એવી જે સુન્દર યુક્તિ છે તે અહીં પ્રથમ બતાવાય છે અને પછીથી બીજા ગુણો (અર્થાત્ બીજા વિષયો સંબંધી સચોટ યુક્તિઓ) પણ દર્શાવાશે."–૧૩—૧૪

   

**जन्म-मृत्यु-जराजात–वेदसा दग्धधामनि ।**
**ज्ञानोदधिमिहाश्रित्य, [2]मुदं याहि वरं मनः ! ॥ १५ ॥**

**જ્ઞાનનું શરણ—**

શ્લો૦—" જન્મ, મરણ અને ઘડપણરૂપ અગ્નિથી બળેલા આ ( સંસારરૂપ ) સ્થળમાં જ્ઞાનરૂપ સાગર ( જેવા શાસ્ત્ર )નો આશ્રય લઇ હે ચિત્ત ! તું ઉત્તમ આનંદ પામ. "–૧૫

---

૧ છાયા—

स्फारस्फुलिङ्गभासुरायोगोलकसन्निभोऽयं नित्यम् ।
अविरतपापी जीवो दहति समन्तात् समस्तान् जीवान् ॥

૨ 'मुद' શબ્દ અકારાન્ત પણ છે. આ સંબંધમાં જુઓ **સરસ્વતી-ભક્તામરનું** સ્પષ્ટીકરણ ( પૃ. ૧ ).

**વ્યતિક્રમ-વિચાર—**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં 'મૃત્યુ' પૂર્વે 'જરા'નો નિર્દેશ ન કરતાં ત્યાર પછી તેમ કરવામાં આવ્યો છે એથી વ્યતિક્રમ હોવાની શંકા ઉદ્ભવે છે, પરંતુ આમ કરવામાં ગ્રન્થકારનો આશય મરણ પછી પણ જન્મ, જરા ઇત્યાદિ છે એ સૂચવવાનો હોય એમ જણાય છે એટલે કે જેમ ખ્રિસ્તિઓ, મુસલમાનો વગેરે આ દેહનો અંત થતાં ફરીથી આ સંસારમાં જન્મનો સદ્ભાવ સ્વીકારતા નથી, તેવી માન્યતાથી જૈનો જુદા પડે છે.

વિશેષમાં આ શ્લોકમાં જેમ વ્યતિક્રમ છે તેમ **તત્ત્વામૃત**ના નિમ્ન-લિખિત શ્લોકમાં પણ છેઃ—

"[1]**जरा-मरण-रोगाणां, सम्यक्त्व-ज्ञानभैषजैः ।**
**शमनं कुरुते यस्तु, स वै वैद्योऽभिधीयते ॥ ४४ ॥**"—અનુ૦

**किं चित्त ! चिन्तितैर्द्रव्यै-रस्थिरैरसुखावहैः ? ।**
**तेभ्यस्तृष्णाशमस्ते न, तत् सन्तोषरसं पिब ॥ १६ ॥**

**સંતોષનું સેવન—**

**શ્લો૦**—"હે મન ! ચિંતિત કિન્તુ અનિત્ય અને દુઃખદાયી એવા પદાર્થોથી શું ? આનાથી તારી તૃષ્ણા શાંત નહિ થાય, માટે તું સંતોષ-રસનું પાન કર."—૧૬

**તૃષ્ણાની શાંતિ—**

**સ્પષ્ટી૦**—જો નદીઓનાં જળોથી સાગર અને સમુદ્રના જળથી વડવાનલ તૃપ્ત થાય, અનેક જીવોના પ્રાણ લીધા પછી પણ યમરાજને સંતોષ મળે અથવા અનેક કાષ્ઠો મળવાથી અગ્નિ શાંત થાય, તો તૃષ્ણાની તૃપ્તિ સંભવે. 'તૃષ્ણા' કહો કે 'આશા' કહો તે એક જ છે; એ તો જીવને ચામજૂની જેમ વળગી રહે છે. **શ્રીશંકરાચાર્યે ચર્પટપંજરિકા**માં કહ્યું પણ છે કે—

"**अङ्गं गलितं पलितं मुण्डं, दशनविहीनं जातं तुण्डम् ।**
**वृद्धो याति गृहीत्वा दण्डं, तदपि न मुञ्चत्याशा पिण्डम् ॥ ६ ॥**"-પાદાકુલક

અર્થાત્ અંગ ગળી ગયું, માથામાં પલિયા આવ્યા અને મુખ દાંત વગરનું થઇ ગયું. ( એવી અવસ્થા પામેલો ) વૃદ્ધ દંડો હાથમાં લઇને જાય છે. તો પણ હજી આશા તેના પિણ્ડનો પીછો છોડતી નથી. આશા પરત્વે મહર્ષિ **શ્રીભર્તૃહરિ**કૃત **વૈરાગ્યશતક**નું સાવયવ રૂપકાલંકારથી અલંકૃત નિમ્ન-લિખિત પદ્ય મનનીય છેઃ-

"**आशा नाम नदी मनोरथजला तृष्णातरङ्गाकुला**
**रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ।**

---

૧ આનો અર્થ એ છે કે ઘડપણ, મરણ અને રોગોની જે સમ્યક્ત્વ અને જ્ઞાનરૂપ ઔષધો વડે શાંતિ કરે છે, તે ખરેખર 'વૈદ્ય' કહેવાય છે.

मोहावर्तसुदुस्तराऽतिगहना प्रोत्तुङ्गचिन्तातटी
तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ।१०।''-शार्दूल०

અર્થાત્ ( સારાં સારાં ભોજન, મધુર પાન, સુન્દર વસ્ત્ર, અમૂલ્ય અલંકાર, સોળ વર્ષની સુન્દરીનો સમાગમ ઇત્યાદિ સંબંધી ) મનોરથોરૂપ જળવાળી, તૃષ્ણાઓ રૂપ મોજાંથી વ્યાપ્ત, રાગ ( દ્વેષ, મોહ ઇત્યાદિ )રૂપ મગરોથી યુક્ત, વિતર્ક-રૂપ ( કારણ્ડવ ઇત્યાદિ ) પક્ષીઓથી યુક્ત, ધીરજરૂપ ઝાડનો નાશ કરનારી, મોહ ( એટલે અજ્ઞાન તેની વૃત્તિરૂપ દંભ, દર્પ ઇત્યાદિ )રૂપ વમળોને લીધે અત્યંત કષ્ટે તરી શકાય તેવી, અતિશય ઊંડી તથા મોટી ચિન્તારૂપ કાંઠાવાળી એવી ( જે પ્રવાહરૂપે અવિચ્છિન્ન ) આશા ખરેખર નદી છે. તેનો ( જ્ઞાનરૂપ નૌકા વડે ) પાર પામેલા અને ( એથી કરીને તો ) નિર્મળ મનવાળા યોગિરાજો ( અદ્વિતીય ) આનંદ અનુભવે છે. આ ઉપરથી આપણે જોઇ શકીએ છિયે કે જેઓ ઝેરની માંજર જેવી અને જુની મદિરા જેવી આશાને અધીન થયા નથી, કિન્તુ તેને વશ કરી લીધી છે તેઓ સુખી છે. બાકી જે તૃષ્ણાના તરંગોમાં ઊંચા નીચા થાય છે તેઓ દુઃખી છે, દરિદ્રી છે. ઉપર્યુક્ત **વૈરાગ્યશતકમાં** કહ્યું પણ છે કે—

" वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः
सम इह परितोषो निर्विशेषो विशेषः ।
स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ?॥ ५३ ॥''-માલિની

અર્થાત્ ( હે રાજન્ ! ) અમે અહીં ઝાડની છાલનાં વસ્ત્રોથી સંતુષ્ટ છીએ, જ્યારે તું રેશમી ચીનાઇ વસ્ત્રોથી તૃપ્ત છે. ( આથી કરીને આપણા બેના ) સંતોષમાં કશો અંતર નથી. જેની ધન મેળવવાની વાંછા વિશાળ હોય તે ભલે દરિદ્ર હો. બાકી મન સંતુષ્ટ થતાં કોણ ધનાઢ્ય છે કે કોણ દરિદ્ર છે ?[1]

❦ ❦ ❦ ❦

**चित्त ! भवस्वरूपं त्वं, चिन्तयस्व निरन्तरम् ।**
**इन्द्रजालसमं सर्वं, यदा सौख्यं समीहसे ॥ १७ ॥**

### સંસારને ઇન્દ્રજાળની ઉપમા—

શ્લો૦—"હે મન ! જ્યારે તું સુખની ઇચ્છા રાખે છે, તો પછી (આ) સંસારના સમગ્ર સ્વરૂપને તું સદા ઇન્દ્રજાળના જેવું માન."—૧૭

---

૧ સરખાવો ગ્રીન (Green)ની નિમ્ન-લિખિત ઉક્તિઃ—
" A mind content both crown and kingdom is "
તથા
" My mind to me a kingdom is;
Such perfect joy therein I find,
As far exceeds all earthly bliss
That world affords or grows by kind;
Though much I want what most men have,
Yet doth my mind forbid me crave."

**ઉપમાનો હેતુ—**

**સ્પષ્ટી૦**—અત્ર જે સંસારને ઐન્દ્રજાલિક સૂચવ્યો છે, તે તેની અનિત્યતાને ઉદ્દેશીને છે. જૈન મહર્ષિઓ વેદાન્તીઓની જેમ જગત્‌ને માયારૂપ કે બૌદ્ધોની માફક શૂન્યસ્વરૂપી માનતા નથી. બાકી તેની ચંચલતા અને નિઃસારતા દર્શાવવાને તેઓ એને [1]ગન્ધર્વ-નગરી, સ્વપ્ન, મૃગતૃષ્ણા (ઝાંઝવા) ઇત્યાદિની ઉપમા આપે છે.

❖ ❖ ❖ ❖

**मित्र-द्विषां यदा तुल्या, प्रवृत्तिस्तव मानस ! ।**
**अनर्गलं सुखं तर्हि, लप्स्यसे त्वं न संशयः ॥ १८ ॥**

**[2]સમતાનો પ્રભાવ—**

**શ્લો૦**—હે ચિત્ત ! જ્યારે તારૂં વર્તન દોસ્તદારો અને દુશ્મનોને ઉદ્દેશીને સમાન થશે ( અર્થાત્ તું સમતાને ભજશે ) ત્યારે તને અનહદ સુખ મળશે તેમાં જરા પણ સંશય નથી.”—૧૮

❖ ❖ ❖ ❖

**देव-नारकयोस्तुल्यं, दुःखे सुखे मणौ तृणे ।**
**लोष्ठ-काञ्चनयोश्चित्त !, तदा ते परमं सुखम् ॥ १९ ॥**

**શ્લો૦**—(સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા) દેવોના સુખમાં અને (નરકમાં ઉત્પન્ન થયેલા) નારકોના દુઃખમાં તેમજ રત્નમાં અને ઘાસમાં તથા માટીના ઢેફામાં અને સોનામાં તું સમાન ( ભાવથી ) રહેશે, ત્યારે હે ચિત્ત! તને ઉત્કૃષ્ટ સુખ મળશે. ”[3]—૧૯

---

૧ જુઓ દ્વિતીય ગુચ્છકનું ૨૮ મું પદ્ય.

૨ સમતા જેમ પોતાને લાભકારી છે તેમ તે પરને પણ કલ્યાણકારી છે અર્થાત્ સમતાશાળીના સમાગમમાં આવતાં જાતિવૈરવાળાં ક્રૂર પ્રાણીઓ પણ શાંત થઇ જાય છે. શ્રીશુભચન્દ્રસૂરિકૃત **જ્ઞાનાર્ણવ** ( પ્ર૦ ૨૪, શ્લો૦ ૨૬ )માં કહ્યું પણ છે કે—

**“सारङ्गी सिंहशावं स्पृशति सुतधिया नन्दिनी व्याघ्रपोतं**
**मार्जारी हंसबालं प्रणयपरवशा केकिकान्ता भुजङ्गम् ।**
**वैराण्याजन्मजातान्यपि गलितमदा जन्तवोऽन्ये त्यजन्ति**
**श्रित्वा साम्यैकरूढं प्रशमितकलुषं योगिनं क्षीणमोहम् ॥”**—સ્રગ્ધરા

આ પદ્ય સાક્ષીરૂપે **સમ્યક્ત્વ-કૌમુદી**ના પાંચમા પત્રમાં નજરે પડે છે.

૩ આ ભાવને સ્ફુટ કરનારૂં નિમ્ન-લિખિત પદ્ય વિચારોઃ—

**“ अहौ वा हारे वा कुसुमशयने वा दृषदि वा**
**मणौ वा लोष्ठे वा बलवति रिपौ वा सुहृदि वा ।**
**तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्तु दिवसाः**
**क्वचित् पुण्यारण्ये शिव ! शिव ! शिवेति प्रलपतः ॥ ”**—શિખરિણી

**સમતાશાળીનું સ્થાન—**

**સ્પષ્ટી૦—મહાભારતના શાંતિપર્વ** (અ૦ ૨૩૩)માં સમભાવમાં રહેનારાને સર્વ પુરુષોમાં શિરોમણિ ગણ્યો છે એમ એના વંશસ્થ છંદમાં રચાયેલા નિમ્ન-લિખિત પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

**" यमर्थसिद्धिः परमा न हर्षयेत्, तथैव काले व्यसनं न मोहयेत् ।**
**सुखं च दुःखं च तथैव मध्यमं, निषेवते यः स धुरन्धरो नरः ॥ ६ ॥"**

❖ ❖ ❖ ❖

**दुर्वारं मरणं चित्त !, प्रत्यासन्नं दिने दिने ।**
**चिन्तनीयं त्वया शेष-विकल्पजालकैः किमु ? ॥ २० ॥**

**મરણનું ચિન્તન—**

શ્લો૦—"જેને દુઃખે કરીને (પણ) રોકી (ન) શકાય એવા અને દિવસે દિવસે પાસે આવતા જતા મરણની (જ હે ચિત્ત !) તારે ચિન્તા કરવી જોઇએ; એ સિવાયના બીજા તર્ક-વિતર્કોની જાળો(નો વિચાર કરવા)થી શું ?"—૨૦

**મરણનું વિસ્મરણ—**

સ્પષ્ટી૦—આ પદ્યમાં અન્ય કોઇ વસ્તુની ચિન્તા કરવાનું માંડી વાળી ફક્ત મરણની જ ચિન્તા કરવાનો જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે યથાર્થ છે, કેમકે આ સંસારના વિલાસોમાં ઓતપ્રોત બનેલો પ્રાણી શેખસલ્લીની માફક હવાઇ કિલ્લા ચણવામાં ને ચણવામાં પ્રતિક્ષણ તેની સમીપ આવતા મૃત્યુને ભૂલી જાય છે. કહ્યું પણ છે કે—

" करिष्यामि करिष्यामि, करिष्यामीति चिन्तया ।
मरिष्यामि मरिष्यामि, मरिष्यामीति विस्मृतम् ॥"—અનુ૦

❖ ❖ ❖ ❖

**जन्म-रोग-जरा-शोक-मृत्यादिनिवहो मनः ! ।**
**यत्र प्रवर्तते तत्र, वैराग्यं वहसे न किम् ? ॥ २१ ॥**

**સંસારને વિષે અનાસક્તિ—**

શ્લો૦—"હે મન ! જન્મ, રોગ, ઘડપણ, શોક, મરણ ઇત્યાદિનો સમૂહ જેમાં પ્રવર્તે છે, તે (સંસાર)ને વિષે તું વૈરાગ્ય કેમ ધારણ કરતો નથી ?"—૨૧

❖ ❖ ❖ ❖

**गतागतं सदा जीवं, कुर्वन्तं स्वशरीरके ।**
**श्वासोच्छलन रे चित्त !, तं त्वं जानासि किं नहि ? ॥२२॥**

### સંસારી જીવની અનિત્યતા—

શ્લો૦—" સર્વદા પોતાના દેહમાં ઉચ્છ્વાસ અને નિઃશ્વાસના બહાનાથી ગમન અને આગમન કરતા તે (અર્થાત્ સંસારી) જીવને શું તું જાણતો નથી ? "—૨૨

   

**एतत् कृतमिदं कुर्वे, करिष्यामीदकं ध्रुवम् ।**
**ध्यायतो व्याकुलस्येति, वासरा यान्ति निष्फलाः ॥२३॥**

### અશુભ વિકલ્પ-જાળ—

શ્લો૦—" આ મેં કર્યું, આ હું કરૂં છું અને આ હું નક્કી કરીશ એમ ચિન્તન કરતા વ્યાકુળ (જીવ)ના દિવસો નિષ્ફળ જાય છે."—૨૩

   

**विवाहिता सुता नास्ति, पाठितो बालको न च ।**
**प्रव्रजेयं कथं हंहो, व्यवस्थामन्तरेण हा ॥ २४ ॥**

### પ્રવ્રજ્યા-પ્રસંગે મુંઝવણ—

શ્લો૦—" ( હજી તો ) મેં પુત્રીને પરણાવી નથી, બાળકને ભણાવ્યો નથી ( તેમજ કુટુંબનું પોષણ થાય એટલું કમાયો નથી ) તો હાય ( આવી ) વ્યવસ્થા (કર્યા) વિના હું કેવી રીતે દીક્ષા લઉં ? "—૨૪

   

**प्रभूक्ते सुन्दरे मार्गे, विचारोऽयं प्रवर्तते ।**
**कदर्थितः कृतान्तेन, वक्तुमेवं न पार्यते ॥ २५ ॥**

---

૧ સરખાવો શ્રીઅમિતગતિકૃત સુભાષિતરત્નસન્દોહનું નિમ્ન-લિખિત પદ્ય:—

" **कार्यं यावदिदं करोमि विधिवत् तावत् करिष्याम्यद-**
**स्तत् कृत्वा पुनरेतदद्य कृतवानेतत् पराकारितम् ।**
**त्यात्मीयकुटुम्बपोषणपरः प्राणी क्रियाव्याकुलो**
**मृत्योरेति करग्रहं हतमतिः सन्त्यक्तधर्मक्रियः ॥ ३०८ ॥**—શાર્દૂલ૦

અર્થાત્ આ કાર્ય હું વિધિસર કરૂં છું. એ થઇ રહેશે એટલે આ કરીશ. તે થઇ રહેતાં વળી આજે આ કર્યું, આ અન્ય પાસે કરાવ્યું. આ પ્રમાણે પોતાના કુટુંબનું પોષણ કરવામાં તત્પર, કાર્યોથી વ્યાકુળ તથા વળી જેની બુદ્ધિ હણાઇ ગઇ છે તેમજ જેણે ધર્મ-ક્રિયા છોડી દીધી છે એવો જીવ મરણના હાથમાં પકડાય છે.

શુભ કાર્યમાં વિઘ્ન—

શ્લો૦—" આ વિચાર પ્રભુએ કથેલા સુંદર માર્ગમાં પ્રવર્તે છે, ( પરંતુ ) કાળ વડે કદર્થના પામતી વેળા એ પ્રમાણે બોલવાનું શક્ય નથી."–૨૫

❖ ❖ ❖ ❖

**रे चित्त ! विविधां चिन्तां, मुहुर्मुहुः करिष्यसि ।**
**भवार्णवं तदा घोरं, कदापि न तरिष्यसि ॥ २६ ॥**

ચિન્તાથી બન્ધન—

શ્લો૦—" હે મન ! જો તું ( અનુપયોગી એવી ) વિવિધ ચિન્તા વારંવાર કરીશ, તો ઘોર સંસાર-સમુદ્ર કદાપિ તરી શકીશ નહિ."—૨૬

❖ ❖ ❖ ❖

**दीनो धनी धनी राजा, राजा देवः सुरस्तथा ।**
**सुरेशः सिद्धिपुर्वासी, भवयन्निति वाञ्छति ॥ २७ ॥**

ઇચ્છાની અમર્યાદા—

શ્લો૦—" ગરીબ હું તવંગર થાઉં, ધનિક રાજા થાઉં, નૃપતિ દેવ થાઉં, દેવ ઇન્દ્ર થાઉં અને ઇન્દ્ર ( તપ જપ કર્યા વિના વગર મહેનતે ) સિદ્ધિ-પુરીનો રહેવાસી થાઉં એમ જીવ ઇચ્છે છે."–૨૭

❖ ❖ ❖ ❖

**प्रविशच्छल्यवच्चित्त !, प्रकृत्यैव व्यथाकराः ।**
**कामक्रोधादयो नित्यं, सर्वेऽप्यान्तरिकारयः ॥ २८ ॥**

કામાદિથી કષ્ટ—

શ્લો૦—" હે મન ! કામ, ક્રોધ[1] ઇત્યાદિ સર્વે આંતરિક શત્રુઓ સ્વભાવથી જ પ્રવેશ કરતા શલ્યની પેઠે સર્વદા દુઃખદાયી છે."—૨૮

❖ ❖ ❖ ❖

**तानुपेक्ष्य महामूढ !, बाह्यशत्रुषु धावसि ।**
**यद्भावे यदभावो न, धिग् धिग् मोहविचेष्टितम् ॥ २९ ॥**

---

૧ 'ઇત્યાદિ'થી લોભ, મોહ, મદ અને મત્સર સમજવા, કેમકે અનેક સ્થળે આ છના વર્ગનો વિજય સૂચવાયો છે. જુઓ કવિરાજ શ્રીભારવિકૃત કિરાતાર્જુનીય ( સ૦ ૧)નો નિમ્ન-લિખિત નવમો શ્લોકઃ—

" कृतारिषड्वर्गजयेन मानवी-मगम्यरूपां पदवीं प्रपित्सुना ।
विभज्य नक्तंदिवमस्ततन्द्रिणा, वितन्यते तेन नयेन पौरुषम् ॥"–वंशस्थ

**મોહથી વિડંબના—**

શ્લો૦—" તે ( ષડરિ )ની ઉપેક્ષા કરીને હે મહામૂર્ખ ! જે ( ષડરિ )ની હૈયાતીમાં જેનો અભાવ થાય તેમ નથી એવા બાહ્ય દુશ્મનો પ્રતિ તું દોડે છે, વાસ્તે ( તારી આવી ) મોહગર્ભિત ચેષ્ટાને ધિક્કાર હો, ધિક્કાર હો."—૨૯

❦ ❦ ❦ ❦

**मित्रतां कुरु बाह्येष्वा—न्तरिकेषु च शत्रुताम् ।**
**साधयसि तदा कार्य—मन्यथा रिपुरात्मनः ॥ ३० ॥**

**કાર્યની સિદ્ધિ—**

શ્લો૦—" જો તું બાહ્ય ( શત્રુઓ ) સાથે દોસ્તી કરશે અને (ક્રોધાદિ) આંતરિક ( દુશ્મનો ) સાથે દુશ્મનાવટ રાખશે તો તું તારૂં કાર્ય સાધી શકશે;[1] નહિ તો તું તારી જાતનો શત્રુ છે."—૩૦

❦ ❦ ❦ ❦

**मधुराः कटुका ये स्यु—रादौ चान्ते मनस्त्वया ।**
**त्याज्याः स्वयं हि गन्तारो, विषया दुःखदायिनः ॥ ३१ ॥**

**વિષયોનો પહેલેથી ત્યાગ—**

શ્લો૦—" હે ચિત્ત ! પ્રારંભમાં મધુર પરંતુ પરિણામે કડવા એવા તે વિષયોને તારે તજી દેવા જોઇએ, કેમકે તે પોતે જ જતા રહેનારા છે (અને એથી કરીને) દુઃખદાયી છે."—૩૧

---

૧ આ સંબંધમાં વિચારો **તત્ત્વામૃત**નું નિમ્ન-લિખિત પદ્ય:—

" **रोषे रोषं परं कृत्वा, माने मानं विधाय च ।**
**सङ्गे सङ्गं परित्यज्य, स्वात्माधीनं सुखं कुरु ॥ १९३ ॥**"—અનુ૦

અર્થાત્ ( હે ચેતન ! ) ક્રોધના ઉપર (જ) અત્યંત ગુસ્સે થઇને, ગર્વ સાથે (જ) અભિમાન રાખીને અને સંગની (જ) સોબતનો ત્યાગ કરીને તું તારા આત્માને અધીન એવું (મોક્ષનું) સુખ (પ્રાપ્ત) કર.

અત્ર સ્વાધીન સુખની વાત કરી તેનું કારણ દેખીતું છે કે, પરાધીન સુખ તે વળી સુખ કહેવાય જ કેમ ? આ ભાવ **તત્ત્વામૃત**ના નિમ્ન-લિખિત પદ્યમાં શોભી રહ્યો છે:—

" **आत्माधीनं तु यत् सौख्यं, तत् सौख्यं वर्णितं बुधैः ।**
**पराधीनं तु यत् सौख्यं, दुःखमेव न तत् सुखम् ॥ ३०९ ॥**—અનુ૦

અર્થાત્ જે સુખ આત્માને અધીન છે તેને (જ) પણ્ડિતોએ સુખ કહ્યું છે. (બાકી) જે પરાધીન સુખ છે, તે સુખ નહિ પણ દુઃખ જ છે.

**વિષયનો વ્યુત્પત્તિ-અર્થ—**

**સ્પષ્ટી૦**—શ્રીદેવગુપ્તસૂરિકૃત **નવતત્ત્વપ્રકરણ**નું વિવરણ કરતાં ત્રીજા પત્રમાં ઉપાધ્યાય શ્રીયશોદેવે વિષયની વ્યુત્પત્તિ નીચે મુજબ સૂચવી છેઃ—

" **विषीयन्ते—बध्यन्ते कर्म्मपाशेन एभिः प्राणिन इति ' विषयाः '** "

અર્થાત્ જેનાથી કર્મરૂપ પાશથી જીવો બંધાય છે તે 'વિષય' છે.

**પદ્ય-ધ્વનિ—**

**સ્પષ્ટી૦**—આ પદ્ય દ્વારા ગ્રન્થકારે જે વાતનું સૂચન કર્યું છે, તે રાજર્ષિ શ્રીભર્તૃહરિકૃત **વૈરાગ્યશતક**ના નિમ્ન-લિખિત—

"**अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषया**
**वियोगे को भेदस्त्यजति न जनो यत् स्वयममून् ।**
**व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः**
**स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥ १२ ॥**"—શિખરિણી

—પદ્યમાં ઝળકી ઊઠે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે વિષયો લાંબા વખત સુધી રહીને પણ અવશ્ય જતા રહેનારા છે; તે વખતે તેઓ જીવોની સાથેના દીર્ઘ કાળના પરિચયને ધ્યાનમાં લેવાના નથી. એથી કરીને જીવ તેમને ત્યજી દે તેથી થતો વિયોગ કે તેઓ જીવને છોડી દે તેથી થતો વિયોગ એ બેમાં શું ફરક છે ? આથી કરીને વિષયો સ્વતંત્રપણે જીવને છોડી જાય અને તેમ થતાં તેના મનને અસાધારણ પરિતાપ થાય તે કરતાં જીવ પોતે જ આને પહેલેથી ત્યજી દે—એની સાથે પરિચય ન કરે અને પોતાની રાજી ખુશીથી આવતા વેંત જ તેમને વિદાય કરે—તેમના પાશમાં ન સપડાય તો તેથી તેને આ વિષયો દ્વારા અનન્ત શાંતિ-સુખ-પરમ આનંદ મળે.

આ વિષયના સંબંધમાં **કિરાતાર્જુનીય**ના ૧૧ મા સર્ગના નિમ્ન-લિખિત પદ્યોમાં કહ્યું પણ છે કે—

" **शरदम्बुधरच्छाया, गत्वर्यो यौवनश्रियः ।**
**आपातरम्या विषयाः, पर्यन्तपरितापिनः ॥ १२ ॥**—અનુ૦
**अन्तकः पर्यवस्थाता, जन्मिनः सन्ततापदः ।**
**इति त्याज्ये भवे भव्यो, मुक्तावुत्तिष्ठते जनः ॥ १३ ॥**"—અનુ૦

અર્થાત્ શરદ્ (ઋતુ)નાં વાદળાંની છાયાની જેમ જુવાનીની લક્ષ્મીઓ જતી રહેનાર છે. વિષયો પ્રારંભે મનોહર પરંતુ પ્રાન્તે સંતાપકારક છે. નિરંતર આપત્તિ-

વાળા પ્રાણી પાસે યમ આવનાર છે. એથી કરીને ત્યજવા લાયક સંસારમાં ભવ્ય મનુષ્ય મુક્તિને માટે તૈયાર થાય છે.

❈ ❈ ❈ ❈

**मुखमिष्टेषु चेदेषु, प्रथमं न विमुह्यसि ।**
**सन्तापं लप्स्यसे चेत–स्तदा त्वं न कदाचन ॥ ३२ ॥**

**પ્રસ્તુતની પુષ્ટિ—**

શ્લો૦—"શરૂઆતમાં મીઠા એવા આ ( વિષયો )માં જો તું પ્રથમ મુગ્ધ થતો ન હોય, તો ( પાછળથી ) તને કદાપિ સંતાપ ન થાય."—૩૨

❈ ❈ ❈ ❈

**आपातं प्रेक्षसे तद्वद्, विपाकं प्रेक्षसे यदा ।**
**विषयाणां तदा चेतः !, न स्याद् विडम्बना तव ॥ ३३ ॥**

**[1]વિષયોથી વિડંબના—**

શ્લો૦—"હે મન ! જેમ તું વિષયોના પ્રારંભને જુએ છે તેમ જો તું તેના વિપાકને ( પણ ) જોતો હોય, તો તને તેની વિડંબના થાય નહિ."—૩૩

❈ ❈ ❈ ❈

**एतत्पापात्मकेष्वेव, दुःखदेषु रतिस्तव ।**
**श्वभ्रे गतागतिं कुर्या, न प्रयासि कदा शिवे ॥ ३४ ॥**

**વિષયાસક્તની ગતિ—**

શ્લો૦—"જો પાપસ્વરૂપી અને દુઃખદાયક એવા ( આ વિષયો )ને વિષે જ જો તારી પ્રીતિ હોય તો તું નરકમાં જાવ આવ કર, કિન્તુ મોક્ષે તો તું કદી જનાર નથી."—૩૪

❈ ❈ ❈ ❈

**विषयान् विषमान् ध्यात्वा, सन्तापं प्राप्स्यसि बहुम् ।**
**ततस्तादृक् कुरु ध्यानं, नि[illegible]तिः परमा यतः ॥ ३५ ॥**

**શુભ ધ્યાનની ભલામણ—**

શ્લો૦—"વિષમ વિષયોનું ધ્યાન ધરીને તું બહુ સંતાપ પામશે, વાસ્તે તું એવી જાતનું ધ્યાન ધર કે જેથી તને ઉત્કૃષ્ટ શાંતિ થાય."—૩૫

❈ ❈ ❈ ❈

---

૧ સ્પર્શનેન્દ્રિયના વિષયોને વશ થયેલો પ્રાણી કેવી કદર્થના પામે છે તેની થોડી ઘણી માહિતી શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિના સ્પષ્ટીકરણ (પૃ૦ ૧૪૮–૧૫૦)માંથી મળી શકશે.

**शीर्णे शरेण कामस्य, मनःकुम्भ ! त्वयि कथम् ।**
**आत्मनैर्मल्यदं स्थेयाः, सर्वज्ञवचनामृतम् ? ॥ ३६ ॥**

**કામીને શાસ્ત્રોપદેશથી શું ?—**

શ્લો૦—"હે ચિત્તરૂપ કળશ ! મદનરૂપ બાણથી ભગ્ન થયેલા એવા તારે વિષે કેવી રીતે આત્માને પાવન કરનારૂં સર્વજ્ઞના વચનરૂપ અમૃત રહી શકશે ? "—૩૬

❦ ❦ ❦ ❦

**मथितोऽनेकशो दुःखै, रे रे हृदयसागर ! ।**
**तथापि निर्गतं नैव, रत्नं सुधामयं कथम् ? ॥ ३७ ॥**

**હૃદયનું વલોણું—**

શ્લો૦—"હે હૃદયરૂપ સમુદ્ર ! દુઃખોથી અનેક રીતે તારૂં મંથન થયું, તોપણ કેમ ( વિવેકરૂપ ) અમૃત-રત્ન તેમાંથી બહાર ન જ નીકળ્યું ? "—૩૭

**સમુદ્ર-મંથન—**

**સ્પષ્ટી૦**—પુરાણોમાં સૂચવવામાં આવ્યું છે તેમ 'ક્ષીર'-સમુદ્રનું 'મન્દરા'-ચળરૂપ મન્થન-દણ્ડ અને **વાસુકી** નાગરૂપ રજ્જુ વડે દેવ અને દાનવોએ મન્થન કર્યું ત્યારે તેમાંથી (૧) લક્ષ્મી, (૨) કૌસ્તુભ, (૩) પારિજાતક, (૪) સુર, (૫) ધન્વંતરિ, (૬) ચંદ્રમા, (૭) કામધેનુ, (૮) ઐરાવત, (૯) રંભા, (૧૦) અશ્વ, (૧૧) ઝેર, (૧૨) મદિરા, (૧૩) શંખ અને (૧૪) અમૃત એમ ૧૪ રત્ન નીકળ્યાં હતાં.[1]

ઉત્તર પદ્યમાં ગ્રન્થકાર એમ પ્રબોધે છે કે હૃદયરૂપ સાગરનું અનેક રીતે આ જીવે મન્થન કર્યું તેને તો વિષરૂપ જ રત્ન મળ્યું, કિન્તુ વિવેકાત્મક અમૃત-રત્ન તો ન જ પ્રાપ્ત થયું.

❦ ❦ ❦ ❦

**विषं यन्निर्गतं त्वत्तः, तत् तु व्याप्तं जगत्त्रये ।**
**येनाकुलं जगत् सर्वं, प्रत्यक्षेण विलोक्यते ॥ ३८ ॥**

---

૧ સરખાવો—

" लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वन्तरिश्चन्द्रमा
गावः कामदुघाः सुरेश्वरगजो रम्भादिदेवाङ्गनाः ।
अश्वः सप्तमुखो विषं हरिधनुः शङ्खोऽमृतं चाम्बुधे
रत्नानीह चतुर्दश प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ "

**વિશ્વમાં વિષનો પ્રચાર—**

શ્લો૦—"( એને બદલે ઉલટું ) તારામાંથી જે ઝેર નીકળ્યું, તે ( સ્વર્ગ, મર્ત્ય અને પાતાળરૂપ અથવા અધો-લોક, તિર્યગ્-લોક અને ઊર્ધ્વ-લોકરૂપ ) ત્રિભુવનમાં પસરી ગયું, જેથી કરીને સમસ્ત જગત્ પ્રત્યક્ષ આકુળ ( વ્યાકુળ ) દેખાય છે. "—૩૮

❦ ❦ ❦ ❦

**संयोगे क्षणिकं सौख्यं, वियोगेऽनन्तवेदनाः ।**
**विषया हा ! ददत्येव, तस्मात् त्याज्या विवेकतः ॥ ३९ ॥**

**વિષયોનો પરિત્યાગ—**

શ્લો૦—"અરે રે વિષયો ( તેનો ) સંયોગ થતાં ક્ષણિક સુખ અને વિયોગ થતાં અપાર દુઃખો આપે છે, તેથી કરીને વિવેક પૂર્વક તેનો ત્યાગ કરવો જોઇએ. "—૩૯

❦ ❦ ❦ ❦

**दानेन तपसा किं वा ? बाह्यकष्टेन किं तव ? ।**
**पठितेनापि किं भूया–दात्मपथ्यं न चेतसि ? ॥ ४० ॥**

**આત્મ-હિત વિના અંધારૂં—**

શ્લો૦—"જો આત્માનું પથ્ય ( હિત ) તારા ચિત્તમાં નથી, તો પછી તારાં દાન, તપશ્ચર્યા, બાહ્ય કષ્ટ અને ભણતર પણ શા કામનાં ? " ૪૦

❦ ❦ ❦ ❦

**भोगाद् विरम चेतस्त्वं, वैराग्ये तु रमस्व भोः ! ।**
**एतत् पथ्यं धृतं चेत् स्यात्, क्रियाकष्टैरलं तव ॥ ४१ ॥**

**આત્માનું પથ્ય—**

શ્લો૦—"હે ( ચિત્ત ) ! તું ભોગ ( ભોગવવા )થી અટક અને ( એને બદલે ) વૈરાગ્યમાં રમણ કર. જો આ પથ્યને તેં ધારણ કર્યું છે, તો તારે ક્રિયા-કષ્ટોથી સર્યું."—૪૧

❦ ❦ ❦ ❦

**बहुच्छिद्रं गृहं कृत्वा, चारुचन्दनकाष्ठकैः ।**
**फाणि- वासिते स्थाने, पुष्पशय्यां विधाय च ॥ ४२ ॥**

**निद्रामिच्छति यद्वत् क–स्तद्वद् विषय ागतः ।**
**मुक्त्वा विरक्तभावं हा, मूढः सौख्यं समीहते ॥४३॥–युग्मम्**

**વિષયાતુરની સુખની અભિલાષા—**

શ્લો૦—" સર્પોના નિવાસ–સ્થળમાં મનોહર ચંદનનાં લાકડાંથી ઘણાં છિદ્રોવાળું ઘર બનાવીને ( માલતી ) પુષ્પની પથારી પાથરીને ( સુખેથી ત્યાં ) નિદ્રા લેવા જેમ કોઇ ઇચ્છે, તેમ વિષય તરફની પ્રીતિને લઇને વૈરાગ્યને મૂકીને અરે રે તું મૂર્ખ ( માનવી ) સુખની અભિલાષા રાખે છે."—૪૨–૪૩

   

**ऐश्वर्यमीहसे चेत् त्वं, सर्वदैव सुख [illegible] ।**
**धारय त्वं तदा स्वस्मिन्, ज्ञानरत्नं सुखाकरम् ॥ ४४ ॥**

**સુખની પ્રાપ્તિનો માર્ગ—**

શ્લો૦—" જો તું સર્વદા સુખકારી એવી પ્રભુતાને ઇચ્છે છે જ, તો તું સુખની ખાણરૂપ જ્ઞાન–રત્નને તારે વિષે ધારણ કર."—૪૪

   

**द्रव्यादीनां ग्रहं त्यक्त्वा, त्वं संवेगमनुसर ।**
**आमूलचूलतो येन, त्रटयति भवसन्ततिः ॥ ४५ ॥**

**સંવેગનો આશ્રય—**

શ્લો૦—" ધન વગેરે ( અસ્થિર પદાર્થો )નો મમત્વ છોડીને તું [1]સંવેગને અનુસરજે જેથી કરીને તારી ભવોની શ્રેણિ મૂળથી તે અંત સુધીની તૂટી જશે. "—૪૫

   

**सखेदैर्विभवैः किं ते, कामितैर्विफ[illegible]र्भवेत् ।**
**[illegible]न्ताषमाशये धेहि, याहि च परमं सुखम् ॥ ४६ ॥**

---

૧ સંવેગ એટલે વિષય પ્રતિ ઉદાસીનતા. આની વિશેષ માહિતી માટે જુઓ આઠમો 'પંચલિંગી' ગુચ્છક.

**સંપત્તિની અનિચ્છા—**

શ્લો૦—"ખેદકારી અને (વળી) નિષ્ફળ એવા ઇચ્છિત વૈભવોથી સર્યું. તારા મનમાં તું સંતોષ ધારણ કર અને (એમ કરીને) તું ઉત્તમ સુખ પામ."—૪૬

❖　❖　❖　❖

**अर्जने यस्य क्लेशोऽस्ति, आर्जि[illegible]स्य [illegible]पे रक्षणे ।**
**मोहो नाशे च सन्तापः, स्वं प्रकृत्यैव दुःखदम् ॥४७॥**

**સંપત્તિથી વિપત્તિ—**

શ્લો૦—"જેને મેળવવામાં કષ્ટ છે અને કમાયા પછી જેનું રક્ષણ કરવામાં પણ મોહ છે અને જેનો નાશ થતાં સંતાપ થાય છે તે ધન સ્વભાવથી જ દુઃખદાયક છે."—[1]૪૭

❖　❖　❖　❖

**कुगतिवर्त्म - तस्मिन्, राजा-ऽग्नि-चौरग्राह्यके ।**
**तत्त्वचिन्तनतश्चित्त !, त्यज तस्य परिग्रहम् ॥ ४८ ॥**

**ધનના પરિગ્રહનો ત્યાગ—**

શ્લો૦—"કુગતિના માર્ગે લઇ જનારા અને રાજા, આગ અને ચોરથી ગ્રહણ કરાતા એવા તે (દ્રવ્ય)ને વિષે તાત્ત્વિક ચિન્તન કરી હે ચિત્ત! તું એના પરિગ્રહને છોડી દે."—૪૮

**પરિગ્રહથી પરિતાપ—**

સ્પષ્ટી૦—વાસ્તવિક રીતે વિચાર અર્થ કરતાં અનર્થનું મૂળ છે. આ સંબંધમાં શ્રીસૂત્રકૃતાંગની ટીકામાં શ્રીશીલાંકાચાર્યે ૧૩ મા પત્રમાં સાક્ષીરૂપે જે પદ્યો આપે છે, તેનો નિર્દેશ કરવો અનુચિત નહિ ગણાયઃ—

"**ममाहमिति चैष यावदभिमानदा[illegible] ज्वरः**
**कृतान्तमुखमेव तावदिति न [illegible]नयः ।**
**य[illegible]ः[illegible]खापपासितैरयमसावनर्थोत्तरः**
**प[illegible]पसदः कुतोऽपि कथमप्यपाकृष्यते ॥१॥**—પૃથ્વી

**द्वेषस्यायतनं धृतेरपचयः क्षान्तेः प्रतीपो विधि-**
**र्व्याक्षेपस्य सुहृन्मदस्य भवनं ध्यानस्य कष्टो रिपुः ।**
**दुःखस्य प्रभवः सुखस्य निधनं पापस्य वासो निजः**
**प्राज्ञस्यापि परिग्र[illegible] ग्रह इव क्लेशाय नाशाय च ॥२॥**"-શાર્દૂલ૦

---

૧ સરખાવો—
"**अर्थानामर्जने दुःख-म[illegible]नां च रक्षणे ।**
**अर्जितानां व्यये दुःखं, धिगर्थं दुःखभाजनम् ॥**"

**अस्थिस्थूणाधृते काये, स्नायुबन्धनिबन्धने।**
**त्वचा-मांस-वसाछन्ने, इन्द्रियारक्षगोप्तृके ॥ १ ॥**
**स्वकर्मनिगडाबद्धो, जीवो गुप्तिगृहोपमे।**
**वसति तत्र चित्त ! त्वं, मोहं मा मा वृथा कृथाः ॥२॥—युग्मम्**

**કારાગૃહ સમાન દેહને વિષે મોહ—**

**શ્લો૦**—" હાડકાં રૂપ થાંભલાથી ટેકવાયેલા, સ્નાયુરૂપ બન્ધ વડે બંધાયેલા, ચામડી, માંસ અને ચરબીથી ઢંકાયેલા, ઇન્દ્રિયો રૂપ કોટવાલથી રક્ષણ કરાયેલા અને કેદખાનાની ઉપમાવાળા એવા જે ( દેહ )માં પોતાનાં કર્મરૂપ બેડીથી બંધાયેલો જીવ વસે છે, તેમાં હે ચિત્ત! તું ફોગટ મોહ ન કર, ન કર."૧–૨

   

**कोशिकारकृमेः पश्य, दुःखं वेष्टयतः सतः।**
**दुःखं भावि तवाप्येवं, ममत्वसाहितस्य हा ॥ ३ ॥**

**મમત્વથી મુસીબત—**

**શ્લો૦**—" પોતાની જાતને વીંટતા કોશેટાના કીડાનું દુઃખ તું જો. મમતાથી યુક્ત એવા તને પણ એવું દુઃખ હાય થશે. "—૩

**કોશેટાનો કીડો—**

**સ્પષ્ટી૦**—રેશમનો કીડો એ કંસારી જેવું પ્રાણી છે. શેતુરનાં પાંદડાં ઉપર મૂકાયેલાં રાઈના દાણા જેવડાં પીળા રંગનાં ચારસે ઇંડાં ગરમીથી સેવાય છે એટલે તેમાંથી કાળાશ પડતી ઇયળ જન્મે છે. જન્મતાં તે શેતુરનાં પાંદડાં ખાવા મંડી પડે છે અને પુષ્ટ થાય ત્યાં સુધી તે ખાયા કરે છે. કેટલાક મુલકોમાં રેશમના કીડાને ઉછેરવા માટે ખાસ જગ્યા હોય છે. ત્યાં તેને પાળનારા કપડા ઉપર ઇંડાં રાખે છે. તેમાંથી ઇયળ જન્મતાં તેને શેતુરનાં પાંદડાં ખાવા આપે છે. તે છ સાત અઠવાડિયાં જીવે છે તેટલામાં તો ચાર પાંચ વખત પોતાની ખાલ ઉતારે છે. તે પૂરેપૂરી મોટી થયા વિના કાંતવા માંડતી નથી. તેના મોં

૧ જુઓ કન્યાવાચનમાળા પુસ્તક બીજું, પાઠ ૮૦ મો.

નીચે બે છિદ્રો હોય છે. તેમાંથી ચીકણો પદાર્થ ઝરે છે. તે હવામાં સખત થયા પછી તેનો બારીક તાર થાય છે. આ [1]તારનો કોશેટો બનાવી ઇયળ તેમાં ભરાઇ બેસે છે. ત્યાં બેઠાં બેઠાં પણ તારથી તે પોતાનું શરીર વીંટી લે છે. આવી રીતની ખાસી સુંવાળી પથારીમાં તે ત્રણેક અઠવાડિયાં સુધી નિરાંતે ઊંઘે છે. આ દરમ્યાન તેનું રૂપાન્તર થાય છે. તે જાગે છે ત્યારે તે પતંગીઆ કે કંસારીરૂપે બહાર નીકળે છે. આ વખતે તેને પાંખો અને તેના ઉપર સુંદર રીતે શોભતાં પીછાં હોય છે. સાધારણ પતંગીઆ કરતાં તેની પાંખ નાની અને શરીર બેઠા-ઘાટનું તથા ભરાઉ હોય છે. કેદખાનામાંથી તે છુટી થઇ તેથી જાણે તેનો આનંદ માતો ન હોય તેમ કૂદતી આમથી તેમ તે ઊડે છે.

❦ ❦ ❦ ❦

**निःसारेऽत्रैव संसारे, सारं सारङ्गलोचना ।**
**एवं भ्रमितचेतास्त्वं, कुतस्ते निर्वृतिर्भवेत् ? ॥ ४ ॥**

**ભ્રાન્ત ચિત્ત—**

શ્લો૦— " (હે જીવ !) અસાર એવા આ સંસારમાં મૃગનયના જ સાર છે એમ જેનું ચિત્ત ભમી ગયું છે તેવો તું છે. એટલે તને નિર્વૃત્તિ (નિરાંત) ક્યાંથી મળે ? "—૪

❦ ❦ ❦ ❦

**मुखं पङ्कजेनात्र, पामरेणोपमीयते ।**
**स तत्र भ्रमरीभूय, मृत्वा साक्षात् करोति तत् ॥ ५ ॥**

**ઉપમાનો સાક્ષાત્કાર—**

શ્લો૦—" આ દુનિયામાં વનિતાના વદનને પામર કમળની ઉપમા આપે છે એટલું જ નહિ, પણ તે તેમાં ભમરારૂપ બની મરીને તે ઉપમાનો સાક્ષાત્કાર કરે છે."—૫

---

૧ જે તારથી તે કોશેટો બનાવે છે તેને 'રેશમ' કહેવામાં આવે છે અને આ તાર પોતાની આસપાસ વીંટાળીને જે ઘર તે બનાવે છે તેને 'કોશેટો' કહેવામાં આવે છે.

આ કોશેટો એક જ તાંતણાનો બનેલો હોય છે. તેને યુક્તિથી ઉકેલવામાં આવે તો તે ગુંચવાઇ ન જતાં ૬૦૦ થી ૧૨૦૦ વાર જેટલો લાંબો નીકળે છે. કોશેટામાંથી રેશમ કાઢવાને માટે તેનું ઉપલું પડ જુદું પાડવું પડે છે અને તે માટે તેને ઊના પાણીમાં બોળી રાખવું પડે છે.

પદ્યનો નિષ્કર્ષ—

સ્પષ્ટી૦—આ પદ્યમાંથી એ અર્થ નીકળે છે કે જેમ કમળને વિષે આસક્ત થયેલો ભમરો સૂર્યાસ્ત થવાના સમય સુધી તેનાથી નિવૃત્ત થતો નથી અને અંતમાં આખી રાત સુધી તેમાં ગોંધાઇ રહે છે અને કોઇક વાર તો સૂર્યોદય પૂર્વે કોઇ પ્રાણીના સપાટામાં આવી જાય, તો ત્યાંને ત્યાં મરણ પામે છે[1] તેમ જે માનવ મહિલાના મુખને કમળ સમજી તેનો રાગી બને છે તે મરણાન્ત કષ્ટ ભોગવે છે.

   

**वसा-फुप्फुस-जम्बाल-स्नायु-रक्तभृतं वपुः ।**
**चन्द्राद्युपमया मोह-चेष्टितेनैव कथ्यते ॥ ६ ॥**

## અનુચિત પ્રશંસા—

શ્લો૦—"ચરબી, ફેફસાં, (કફરૂપ) કાદવ, સ્નાયુ અને લોહીથી ભરેલા દેહને મોહની ચેષ્ટાવાળો જ માનવી ચન્દ્ર વગેરેની ઉપમા આપે છે."—૬

સ્પષ્ટી૦—આ પદ્ય દ્વારા ગ્રન્થકારે કવિ-વર્ગ તરફથી વનિતાના વદન વગેરેને ચન્દ્રાદિની જે ઉપમાઓ અપાય છે તેનું સૂચન કર્યું છે. કયા અવયવને કઇ ઉપમા અપાય છે એ વાત સંસ્કૃતજ્ઞોથી અજાણી નથી. આ સંબંધમાં **સુભાષિતરત્નભાણ્ડાગાર**નું નવરસપ્રકરણ (પૃ. ૨૬૯–૨૮૨) સુન્દર પ્રકાશ પાડે છે. આવું સમુચ્ચયાત્મક વર્ણન ગૂર્જર ગિરામાં ગૂંથાયેલી અને સ્વ૦ વૈદ્ય શાસ્ત્રી **મણીશંકર ગોવિંદજી**એ રચેલી **મુક્તાના** ૨૭ મા પ્રકરણ (પૃ. ૨૧૩–૨૨૪)માં જોવામાં આવે છે. આ બે ગ્રન્થોના આધારે કેટલીક હકીકત અત્ર રજુ કરવામાં આવે છેઃ—

**કેશપાશ**—કામી જનોના મનરૂપ મત્સ્યને પકડવા માટે મદને પાથરેલી જાળ, મુખરૂપ ચન્દ્રમાંથી ઝરતા અમૃતનું પાન કરવા આવેલી નાગણ, વદનરૂપ કમળના મકરંદ પીવાને એકઠી મળેલી ભ્રમરોની શ્રેણિ, મુખની કાંતિને ગંગાનો પ્રવાહ ધારી તેને મળવા આવેલ યમુનાનો પ્રવાહ, યુવકોના ચિત્તરૂપ

---

૧ સરખાવો નિમ્ન-લિખિત પદ્યઃ—

"**रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं**
**भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ।**
**इत्थं विचिन्तयति कोशगते द्विरेफे**
**हा मूलतः कमलिनीं गज उज्जहार ॥**"—વસંતતિલકા

અશ્વને વશ કરવા કામદેવે તૈયાર કરેલ ચાબુક ઇત્યાદિ જે ઉપમાઓ કેશપાશને અપાય છે તે પૈકી કેટલીક નિમ્ન-લિખિત પદ્યમાં નજરે પડે છેઃ—

" न जीमूतच्छेदः, स हि गगनविहारी, न च तमो
　　न तच्चन्द्रे मैत्री, न च मधुकरास्ते हि मुखराः ।
न पिच्छं, तत् केकिन्युचितमसितोऽयं न च मणि-
　　र्मृदुत्वादा ज्ञातं घनचिकुरपाशो मृगदृशः ॥ "–શિખરિણી

અર્થાત્ આ કંઇ મેઘનો કકડો નથી, કેમકે તે તો ગગનમાં વિચરે છે. વળી આ કંઇ અંધકાર નથી, કારણ કે તેને ચન્દ્ર સાથે દોસ્તી નથી. આ ભમરા પણ નથી, કેમકે તે તો મુખર (ગુંજારવ કરનારા) હોય છે. આ પીંછું પણ નથી, કેમકે તે તો મોરને વિષે હોય છે. આ કૃષ્ણ મણિ પણ નથી, કેમકે આ તો મૃદુ છે. (ત્યારે આ છે શું?) હા, જાણ્યું, એ તો હરિણાક્ષીનો ઘન કેશપાશ છે.

**લલાટ**—કસ્તૂરીના તિલકરૂપ કલંકનો અનુભવ કરવા આવેલ અષ્ટમીનો ચન્દ્ર, કામદેવને બિરાજવાની સ્ફાટિકમય પીઠિકા.

**લલાટગત તિલક**—નેત્રરૂપ કમળોમાંથી કોનો સ્વીકાર કરવો એ વિચાવવા થોભી ગયેલું ભ્રમરનું બચ્ચું, મન્મથ મહીપાલની મુદ્રા. આ સંબંધમાં કહ્યું પણ છે કે—

" केयूरं न करे पदे न कटकं मौलौ न माला पुनः
　　कस्तूरीतिलकं तथापि तनुते संसारसारश्रियम् ।
सर्वाधिक्यमलेखि भालफलके यत् सुभ्रुवो वेधसा
　　जानीमः किमु तत्र मन्मथमहीपालेन मुद्रा कृता ॥"–શાર્દૂલ૦

અર્થાત્ કરમાં કેયૂર નથી, પગમાં કડું નથી, મસ્તક ઉપર માળા નથી, છતાં કસ્તૂરીનું તિલક સંસારની સારરૂપ લક્ષ્મીનો વિસ્તાર કરે છે. બ્રહ્માએ સુન્દર ભ્રવાવાળી સ્ત્રીના લલાટરૂપ પાટિયા ઉપર સર્વથી અધિક એવો જે લેખ લખ્યો, તે સંબંધમાં મદનરૂપ મહીપતિએ કરેલી (એ) મુદ્રા (મહોર) હોય એમ અમે જાણીએ છીયે.

**ભમરો**—કામી જનો ઉપર કટાક્ષરૂપ[1] બાણ ફેંકવા માટે કામદેવે ગોઠવેલી કમાનો, મદોન્મત્ત બનેલા યૌવનરૂપ કુંજરની મદ-લેખાઓ.

---

૧ કટાક્ષોને ઉદ્દેશીને એમ પણ કહેવાય કે તે ગણેશિયાઓ છે. આનાથી હૃદયરૂપ ભીંતને ફાડીને મદન યુવકોના ચૈતન્યરૂપ સર્વસ્વનું હરણ કરે છે.

**नेत्र**—જુવાનોના દેહને શ્રમિત અને તેમના ચિત્તને ભ્રમિત કરનાર [1]વિષ, ખંજન, હરણ, કમળ વગેરેને શરમાવનારી વસ્તુ, [2]કુરુક્ષેત્ર. આ સંબંધમાં એટલું જ કહેવું બસ થશે કે—

" चकोरनेत्रैणदृगुत्पलानां, निमेषयन्त्रेण किमेष कृष्टः ? ।
सारः सुधोद्गारमयः प्रयत्नै–र्विधातुमेतन्नयने विधातुः ॥"–ઉપજાતિ

અર્થાત્ આ નયનોને રચવા માટે ચકોરનાં નેત્ર, હરણનાં લોચન અને કમળોનાં અમૃત જેવા ઉદ્ગારમય સારને શું બ્રહ્માએ પ્રયત્નો પૂર્વક નિમેષરૂપ યત્ન દ્વારા ખેંચી કાઢ્યો છે?

**નાસિકા**—દાંતની શ્રેણિરૂપ દાડિમની કળીઓનું ભક્ષણ કરવા તૈયાર થયેલ પોપટની ચાંચ, તલનું કુસુમ,[3] ડાબા અને જમણા નેત્રને પરસ્પરના ચમત્કારની અદેખાઈ થતી અટકાવવા વિધાતાએ મધ્યમાં ગોઠવેલી સોનાની પાળ.

**કર્ણ**—મુખમાં નહિ સમાતા લાવણ્યના પ્રવાહને આશ્રય આપનારા કૂવા, નેત્રોની અણીઓને બહુ દૂર જતી અટકાવવા બ્રહ્માએ તૈયાર કરેલા સીમાડાની નિશાનીઓ, રસ–રહસ્યને ભરી રાખવાનાં પાત્ર.

**કપોલો**—લાવણ્યને નાચવાની રંગભૂમિઓ, પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમ ગોળાર્ધ, ચંદ્રના બે ગોળ કટકા, શંકરરૂપ હરીફને હરાવવા કસરત કરવા સારૂ તૈયાર કરેલા દડા.

**અધર**—દ્રાક્ષા અને અમૃત કરતાં મધુર, પરવાળા, બિંબ ફળ અને પલ્લવ સાથે ટક્કર ઝીલનાર. આ વિષે એમ કહેવાય છે કે—

" सन्ततोदवसन्ध्येव, वदनेन्दोरनिन्दिता ।
तदोष्ठमुद्रा लावण्य–समुद्रस्येव विद्रुमः ॥ "–અનુ०

**મુખ**—કલંક વગરનો શારદા પૂર્ણિમાનો ચન્દ્ર, અમૃતને મધુરતાનો અભ્યાસ કરાવનાર ઉપાધ્યાય.

---

1 સરખાવો—
" भ्रमयति शरीरमधिकं, भ्रमयति चेतः करोति सन्तापम् ।
मोहं मुहुश्च कुरुते, विषविषमं वीक्षणं तस्याः ॥ "–આર્યા

2 " अर्जुनः कृष्णसंयुक्तः, कर्णं यत्रानुधावति ।
तन्नेत्रं तु कुरुक्षेत्र–मिति मुग्धे ! मृशामहे ॥ "—અનુ०

3 " केचित् तिलस्य कुसुमं शुकचञ्चुमन्ये
नासां [illegible] कथयाम्यहमन्यदेव ।
संरक्षितो निज[illegible]रासनसन्निधाने
कामेन कैतकदलैकमयो निषङ्गः ॥ '—વસન્ત०

કંઠ—કોકિલાના પંચમ સ્વર અને સરસ્વતીની વીણાને લજ્જિત કરનાર, ગાયન સંબંધી ત્રણ ગ્રામોની લીલ્લેરી જેવી ત્રણ રેખાથી અંકિત અનંગના દિગ્વજયના પ્રયાણનો શંખ. કહ્યું પણ છે કે—

" अयं त्रयाणां ग्रामाणां, निधानं मधुरध्वनिः ।
रेखात्रयमितीवास्याः, सूत्रितं [illegible]ले ॥ "—અનુ૦

કર—કમળની નાળ.

કટિ—સિંહના જેવી.

નિતંબ—કામદેવને બિરાજવાનું સિંહાસન, કંદર્પની પ્રશસ્તિનું ફલક.

ઊરુ—કામદેવના વિજય-સ્તંભ, કેળના થાંભલા, હાથીની સૂંઢ. આ સંબંધમાં વિચારો નિમ્ન-લિખિત પદ્યઃ—

" ऊरुः कुरङ्गकदृश-श्चञ्चलचेलाञ्चलो भाति ।
सपताकः कनकमयो, विजय[illegible]म्भः स्मरस्येव ॥ "—આર્યા

ચરણ—કમળ. વિચારો નિમ્ન-લિખિત પદ્યઃ—

" चरणकमलं तदीयं, ला[illegible]बालातपेन संवलितम् ।
अध्यास्त भृङ्गमाला-ऽऽवलिभिर्मणिखचितनूपुरव्याजा[illegible] ॥ "—આર્યા

આ પ્રમાણે અત્ર કેટલાક અવયવોનું આછું ચિત્ર આલેખ્યું છે. આ શૃંગારાત્મક સામગ્રીને વૈરાગ્યરૂપે પરિણમાવવાનું અજબ કાર્ય શ્રીસોમપ્રભ-સૂરિએ **શૃંગારવૈરાગ્યતરંગિણી** દ્વારા કરી બતાવ્યું છે. શ્રીદિવાકર મુનિરાજે રચેલી **શૃંગારવૈરાગ્યતરંગિણી** પણ મનન કરવા જેવી છે, એટલું સૂચવી આપણે આગળ પ્રયાણ કરીશું.

**પદ્યનું તાત્પર્ય—**

આ પદ્યથી એમ સૂચવવામાં આવે છે કે ખરી રીતે સ્ત્રીનું શરીર સ્વતઃ સારભૂત નથી. આમ છતાં કામી જનોનું એ ક્રીડા-સ્થાન કેમ બન્યું છે એનો ઉત્તર આ પદ્યમાંથી તેમજ મહર્ષિ **ભર્તૃહરિકૃત વૈરાગ્યશતકના** નિમ્ન-લિખિત પદ્યમાંથી મળી આવે છે:—

" स्तनौ मांसग्रन्थी कनककलशावि[illegible]पमितौ
मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम् ।
स्रवन्मूत्रक्लिन्नं क[illegible]वरोत्तरःस्पर्धि जघनं
[illegible]निन्द्यं रूपं कविजनविशेषैर्गुरु कृतम् ॥१६॥—શિખરિણી

અર્થાત્ સ્તનો એ માંસની ગાંઠો છે, છતાં તેને સોનાના કળશોની ઉપમા અપાય છે. મુખ એ શ્લેષ્મનું ઘર છે, તોપણ તેને ચન્દ્ર સાથે સરખાવવામાં આવે છે. જઘન ઝરતા મૂત્રથી આર્દ્ર છે, છતાં તેને કુંજરરાજના મસ્તક ( કુમ્ભસ્થળ )ની સ્પર્ધા કરનારૂં ( આલેખવામાં આવે ) છે. આ પ્રમાણે વારંવાર નિન્દવા યોગ્ય રૂપને તે તે વિશેષ કલ્પનામાં ચતુર એવા કવિ-વર્ગે શ્રેષ્ઠ બનાવ્યું છે—મનાવ્યું છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે સ્તન એ માંસના પિંડો છે, તો તેનું મર્દન કરવું તે યોગ્ય નથી. મુખ એ કફ, લાળ, દાંતનો મેલ ઇત્યાદિ દુર્ગન્ધી પદાર્થોથી વ્યાપ્ત છે, તો પછી તે ચુંબનને લાયક કેમ ગણાય ? જ્યારે જઘન મૂત્ર વડે અપવિત્ર બન્યું છે, તો સંભોગના પાત્ર તરીકે તેનો કેમ ઉપયોગ થાય ? આ પ્રમાણે જ્યારે કામિનીનાં અવયવો નિન્દ્ય છે, તો તેની સાથે ભોગ ભોગવવા શું ઉચિત ગણાય ? એક સ્થળે તો કામિનીને નરકની ઉપમા આપતાં કહ્યું છે કે—

" हासोऽस्थिसंदर्शनमक्षियुग्म-
मत्युज्ज्वलं तत् कलुषं वसायाः ।
स्तनौ च पीनौ पिशितास्रपिण्डौ
स्थानान्तरे किं नरको न योषित् ? ॥ "—ઉપજાતિ

અર્થાત્ હાસ્ય એ હાડકાનું પ્રદર્શન છે, ( કેમકે હસતી વેળા દાંત દેખાય છે અને તે હાડકાં નથી તો બીજું શું છે ? ) અત્યંત નિર્મળ નેત્ર-યુગલ તે ચરબીની કાળાશ છે અને પીન પયોધર માંસના અને લોહીના પિણ્ડ છે. આથી શું નારી અન્ય સ્થાનમાં ઉતરી આવેલી નરક નથી ?

આ સમગ્ર કથનનો સારાંશ એ છે કે નિન્દ્ય વસ્તુમાં આદર રખાય છે તે મોહને આભારી છે. આ બધો મોહનો મહિમા છે એમ શ્રીભર્તૃહરિ ઉદ્ઘોષણ કરે છે. જુઓ શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ ( પૃ. ૬૧ ).

❖ ❖ ❖ ❖

**पुरीष-मांस-[illegible]-दुर्गन्धैः परिपूरितम् ।**
**[illegible]रीरं योषितां ज्ञात्वा, तत्र किं रमसे वृथा ? ॥ ७ ॥**

**દયિતાનો દેહ—**

શ્લો૦—" વિષ્ટા, માંસ, લોહી વગેરે દુર્ગન્ધી ( પદાર્થો )થી સુન્દરીઓનું શરીર ભરપૂર છે એમ જાણ્યા પછી (પણ) તેમાં (હે ચેતન !) તું કેમ રમણ કરે છે ?"—૭

❖ ❖ ❖ ❖

**बडिशं स्त्रीजनं क्षिप्त्वा, मनस्त्वां मकरध्वजः ।**
**शब्दादिद्रहमीनं हा, पचति रागपावके ॥ ८ ॥**

**મચ્છીમાર મદન—**

શ્લો૦—"હે મન ! શબ્દાદિ ( વિષયો )રૂપ જળાશયને વિષે માછલા જેવા તારી પાસે લલના–વર્ગ રૂપ [1]બડિશને ફેંકીને મદન( રૂપ મચ્છીમાર ) તને રાગરૂપ અગ્નિમાં પકાવે છે."—૮

❈ ❈ ❈ ❈

**स्तोकमपि विकारं ते, कुर्वन्ति नाङ्गना यदा ।**
**हसित-ललितादिभि–स्तदा ते परमं सुखम् ॥ ९ ॥**

**ઉત્તમ સુખનો માર્ગ—**

શ્લો૦—"જ્યારે હાસ્ય, વિલાસ ઇત્યાદિ વડે (પણ) તે વનિતાઓ તારે વિષે જરા પણ વિકાર ઉત્પન્ન નહિ કરી શકે ત્યારે તને પરમ સુખ મળશે."—૯

**સ્પષ્ટી૦**—રમણીની રમણીયતા અને તેના હાવ-ભાવો એ પુરુષોને વિકારની પાશમાં સપડાવનારાં પ્રલોભનો છે. એનાથી જે પુરુષ અંજાઇ જાય છે તેની અધોગતિ સરજાયેલી છે; તેને માથે દુઃખનાં ઝાડ ઉગવાં બાકી છે. જેમ ડુંગર દૂરથી રળિયામણો છે, પરંતુ પાસે જનારને તે બીહામણો થઇ પડે છે તેમ દયિતાના દર્શન આહ્લાદ–જનક છે, પરંતુ તેનો સંયોગ સંહાર-કારક છે. આ હકીકત સ્ફુટ શબ્દોમાં **ભક્ત–પરિજ્ઞા**ની નિમ્ન–લિખિત ગાથામાં નજરે પડે છે:—

"[2]**रमणीअदंसणाओ, सोमालंगीओ गुणनिबद्धाओ ।**
**नवमालइमालाउ, व हरंति हिअयं महिलिआओ** ॥११९॥—આર્યા
**किंतु महिलाण तासिं, दंसण-सुंदेरजणिअमोहाणं ।**
**आलिंगणमइरा देइ वज्झमाला(णा)ण व विणासं ॥ १२० ॥**"

---

૧ માછલાંને જાળમાં ફસાવવા માટે તેને ખાવા માટે બનાવેલી આટાની ગોળી 'બડિશ' કહેવાય છે.

૨ છાયા—
**रमणीयदर्शनाः सुकुमालाङ्ग्यो गुणनिबद्धाः ।**
**नवमालतीमाला इव हरन्ति हृदयं महिलिकाः ॥**
**किन्तु महिलानां तासां दर्शन-सौन्दर्यजनितमोहानाम् ।**
**आलिङ्गनमचिराद् ददाति वध्यमाला(ना)नामिव विनाशम् ॥**

[1]रमणोण दंसणं चेव, सुंदरं होउ संगमसुहेणं ।
गंधुच्चिय सुरहो मालईइ मलणं पुण विणासो ॥१२१॥[2]—આર્યા

   

**चित्त ! चेतसि चेत त्वं, गौरीणां गात्रसागरे ।**
**लग्ना स्तनगिरौ भग्ना, भाविनी धर्मनौस्तव ॥ १० ॥**

**ધર્મ-નૌકાનું ભંગાણ—**

શ્લો૦—" હે મન ! તું ચિત્તમાં ચેતી લેજે કે સુન્દરીઓના શરીરરૂપ સમુદ્રમાં રહેલા પયોધરરૂપ પર્વતની સાથે તારી ધર્મરૂપ હોડી અથડાતાં તે ભાંગી જશે."—૧૦

   

**ઉપમા-પરામર્શ—**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં સ્તનને ગિરિની ઉપમા આપી છે તે શું વ્યાજબી છે એવો પ્રશ્ન ઊઠાવનારનું **સુભાષિતરત્નભાણ્ડાગાર** ( પૃ. ૨૭૯ )ગત નિમ્ન-લિખિત પદ્ય દ્વારા ધ્યાન ખેંચવું અનાવશ્યક નહિ ગણાયઃ—

" तुङ्गाभोगे स्तनगिरियुगे प्रौढबिम्बे नितम्बे
सीमादेशं हरति नृपतौ यौवने जृम्भमाणे ।
मध्यो भीरुः क्वचिदपि ययौ पद्मपत्रेक्षणायाः
शून्यं मध्यस्थलमिति ततः किंवदन्तीं वदन्ति ॥ "—મન્દાક્રાન્તા

   

**चित्त ! चेतसि चेत त्वं, स्त्रीशरीरार्णवे तव ।**
**लोचनावर्तके मग्ना, धर्मनौर्नाशमेष्यति ॥ ११ ॥**

---

૧ છાયા—

रमणीनां दर्शनमेव सुन्दरं भवति सङ्गमसुखेन ।
गन्ध एव सुरभिर्मालत्या मर्दनं पुनर्विनाशः ॥

૨ આનો અર્થ એ છે કે મનોહર દેખાવવાળી અત્યંત નાજુક અંગવાળી અને દોરાથી ( પક્ષાન્તરમાં ગુણોથી ) ગૂંથાયેલી નૂતન માલતી ( પુષ્પો )ની માળાઓ જેવી હરિણાક્ષીઓ હૃદયને હરે છે કિન્તુ દેખાવ અને ખૂબસુરતીથી મોહ પમાડનારી તે મહિલાઓને કરાતું આલિંગન વધ્ય-આલાન પેઠે નાશ કરે છે. માલતીની સુગંધની જેમ સુન્દરીઓનું દર્શન જ સુન્દર છે, પરંતુ આ પુષ્પના મર્દનની જેમ તેનું સંગમ-સુખ વિનાશકારી છે.

ધર્મરૂપ હોડીનું નિમજ્જન--

શ્લો૦--હે મન ! તું ચિત્તમાં ચેતી લે કે નેત્રરૂપ વમળવાળા એવા દયિતાના દેહરૂપ દરિયામાં રહેલી તારી ધર્મરૂપ નૌકા નાશ પામશે. "—૧૧

સ્પષ્ટી૦—અધ્યાત્મ-વૈરાગ્ય સંબંધી ગ્રન્થોમાં સ્ત્રી-મમત્વ-મોચનનો અધિકાર બહુધા નજરે પડે છે તેમ આ ગુચ્છકમાં પણ ચોથાથી અગ્યારમા પદ્ય દ્વારા અને અષ્ટમ ગુચ્છકમાં ૧૮ મા પદ્ય દ્વારા તેના દેહની અશુચિતા વર્ણવીને, ચતુર્થ ગુચ્છકમાં ૯૦ મા પદ્યમાં સુન્દરીને સ્વાર્થી સૂચવીને અને છઠ્ઠા ગુચ્છકમાં ૮૨-૮૩ મા પદ્ય દ્વારા વનિતાને તેના વલ્લભ સાથે પરભવમાં નહિ સંચરનારી ઉલ્લેખીને નારીની સંગતિ નહિ કરવાનો-એનાથી વિરક્ત રહેવાનો ઉપદેશ આ ગ્રન્થકારે આપ્યો છે. વૈરાગ્યના ઉપદેશકોને હાથે વનિતાને વિષવલ્લી, વજ્રાશનિ, વ્યાધિ, વાઘણ, વગેરે વિશેષણોથી નવાજવામાં આવી છે. એની પરકાષ્ઠાનું ચિત્ર તન્દુલ-વૈચારિક નામના પ્રકીર્ણક (પયન્ના)ગત નિમ્નલિખિત પંક્તિઓ પૂરૂં પાડે છે:—

[1]"जाओ वि अ इमाओ इत्थियाओ अणेगेहिं कइवरसहस्सेहिं विलेपण-पडिबद्धेहिं कामरागमोहेहिं वण्णियाओ ताओ वि एरिसाओ, तंजहा पगइविसमाओ ( पियरुसणाओ कतिपयइ चडुप्परुन्नातो अवक्कहसियभासिया वीसंभभूयाओ अविणयवातुलीउ मोहमहावत्तिणीओ विसमाओ ) १ पियवयणवल्लरीओ २ कइयवपेमगिरितडीओ ३ अवराहसहस्सघरिणीओ ४ पभवो सोगस्स ५ विणासो बलस्स ६ सूणा पुरिसाणं ७ नासो लज्जाए ८ संकरो अविणयस्स ९ निलयो निअडीण १० खाणी वइरस्स ११ सरीरं सोगस्स १२, भेओ मज्जायाणं १३, आसओ रागस्स १४, निलओ दुच्चरियाणं १५, माइए संमोहो १६, खलणा नाणस्स १७, चलणं सीलस्स १८, विग्घो धम्मस्स १९, अरी साहूण २०, दूसणं आयारपत्ताणं २१, आरामो कम्मरयस्स २२, फलिहो मुक्खमग्गस्स २३, भवणं दरिद्दस्स २४, अवि आई ताओ आसीविसो वि व कुवियाओ २५, मत्तगओ वि व मयणपरवसाओ २६, वग्घी वि व दुट्ठहिअयाओ २७ तणच्छन्नकूवो वि व अप्पगासहिअयाओ २८ मायाकारओ वि व उवयारसयाबंधणपओत्तीओ २९, आयरिसबिंबं पि व दुग्गिज्झसब्भावाओ ३०, फुंफया वि व अंतोदहनसीलाओ ३१, नग्गयमग्गो वि व अणवट्ठिअचित्ताओ ३२, अंतो दुट्ठवणो वि व कुहियहियया ओ ३३. कण्हसप्पो वि व अविस्ससणिज्जाओ

૧ આની સંસ્કૃત છાયા માટે જુઓ ચતુઃશરણાદિ પ્રકીર્ણક દશકનાં ૪૯-૫૧ પત્રો.

३४, संथारो वि व छन्नमायाओ ३५ संज्झब्भरागो वि व मुहुत्तरागाओ ३६, समुद्दवीचीओ वि व चलस्सभावाओ ३७, मच्छो वि व दुपरियत्तणसीलाओ ३८, वानरो विव चलचित्ताओ ३९, मच्चू वि व निव्वसेसाओ ४०, कालो वि व निरणुकंपाओ ४१, वरुणो वि व पासहत्थाओ ४२, सलिलमिव निन्नगामिणीओ ४३, किविणो वि व उत्ताणहत्थाओ ४४, नरओ वि व उत्तासणिज्जाओ ४५, खरो इव दुस्सीलाओ ४६, दुट्ठस्सो वि व दुद्दमाओ ४७, वालो इव मुहुत्तहिययाओ ४८, अंधकारमिव दुप्पवेसाओ ४९, विसवल्ली वि व अणल्लियणिज्जाओ ५०, दुट्ठगाहा इव वावीअणवगाहाओ ५१, ठाणभट्ठो वि व इस्सरो अप्पसंसणिज्जाओ ५२, किंपागफलमिव मुहमहुराओ ५३, रित्तमुट्ठी वि व बाललोभणिज्जाओ ५४, मंसपेसीगहणमिव सोवद्दवाओ ५५, जलीयचुडली वि व अमुच्चमाणडहणसीलाओ ५६, अरिट्ठिमिव दुल्लंघणिज्जाओ ५७, कूडकरिसावणो वि व कालविसंवायणसीलाओ ५८, चंडसीलो वि व दुक्खरक्खियाओ ५९, अइविसाओ ६०, दुगुंछियाओ ६१, दुरुवचराओ ६२, अगंभीराओ ६३, अविस्ससणिज्जाओ ६४ अणवत्थियाओ ६५ दुक्खरक्खियाओ ६६, दुक्खपालियाओ ६७, अरइकराओ ६८, कक्कसाओ ६९, दढवेराओ ७०, रूवसोहग्गमउम्मत्ताओ ७१, भुयगगइकुडिलहिययाओ ७२, कंतारगइट्ठाणभूयाओ ७३, कुलसयणमित्तभेयणकारियाओ ७४, परदोसपगासियाओ ७५, कयग्घाओ ७६, बलसोहियाओ ७७ एगंतहरणकोलाओ ७८, चंचलाओ ७९, जाइयभंडोवगारो वि व (जच्चभंडोवगारो इव) मुहरागविरागाओ ८०, अवि याई ताओ अंतरं भंगसयं ८१, अरज्जुओ पासो ८२, अदारुया अडवी ८३, अणालस्स निलओ ८४, अ (ण)इक्खा वेयरणी ८५, अनामिओ वाही ८६, अविओगो विप्पलावो ८७, अरूउवसग्गो, ८८, रइवंतो चित्तविब्भमो ८९, सव्वंगओ दाहो ९०, अणब्भप्पसूया (अणब्भा) वज्जासणी ९१, असलिलप्पवाहो ९२, समुद्दरओ ९३ ॥"

અર્થાત્ વિવિધ પાશોથી બંધાયેલા અને કામ-રાગથી મૂઢ બનેલા એવા અનેક કવીશ્વરોએ જે વનિતાઓનાં અંગોપાંગનું શૃંગારાત્મક વર્ણન કર્યું છે, તે ખરેખર આવી છે એટલે કે તેઓ સ્વભાવે વિષમ છે ( તેમને ક્રોધ વહાલો છે, કેટલીક અત્યંત ખુશામત કરનારીઓ, બહારથી શાણી લાગે એવી રીતે હસનારી, બોલનારી, વિલાસ કરનારી (અને એથી ઉપરથી) વિશ્વાસભૂત, અવિનયનો પ્રચણ્ડ વાયુ, મોહરૂપ મહાસમુદ્રની આવર્તિનીકા, વિષમ વલ્લભ વચનોની વેલડીઓ, કપટ અને પ્યારરૂપ પહાડમાંથી વહેતી સરિતાઓ, હજારો અપરાધની નિવાસ-ભૂમિઓ, શોકની ઉત્પત્તિ,

પરાક્રમનો પ્રધ્વંસ, પુરુષોનું કતલખાનું, લજ્જાનો વિનાશ, અવિનયનો મહોલ્લો, કપટોનું ઘર, દુશ્મનાવટની ખાણ, શોકનું શરીર, મર્યાદાઓનો ભેદ (કરવાવાળી), રાગનો આશ્રય, દુષ્ટ ચરિત્રોનું ઘર, માતાને મોહ(નું કારણ), જ્ઞાનની સ્ખલના, શીળનું ક્ષોભન, ધર્મમાં વિઘ્ન, સાધુઓનો શત્રુ, સદાચારીઓનું દૂષણ, કર્મરજનો બગીચો, મોક્ષ-માર્ગની અર્ગલા, દરિદ્રતાનું ભવન, આશીવિષ સર્પની જેમ ક્રોધી, મદોન્મત્ત કુંજરની જેમ કામાતુર, વાઘણની પેઠે દુષ્ટ હૃદયવાળી, ઘાસથી ઢંકાયેલા કૂવાની જેમ ગુપ્ત અંતઃકરણવાળી, કપટીની પેઠે સેંકડો ઉપચારોના ઉપાયોને યોજનારી, દર્પણગત પ્રતિબિંબની પેઠે દુર્ગ્રાહ્ય સદ્‌ભાવવાળી, છાણાની આગની જેમ અંદરથી દહનશીલ, પર્વતના માર્ગની જેમ અનવસ્થિત ચિત્તવાળી, આંતરિક દુષ્ટ ગુમડાની જેમ કુથિત હૃદયવાળી, કાળા સાપની જેમ અવિશ્વાસપાત્ર, શય્યાની પેઠે (અર્થાત્ પથારી જેમ ચાદરથી ઢાંકેલો હોય તેમ) ગુપ્ત માયાવાળી, સન્ધ્યાના વાદળના રંગની જેમ બે ઘડી રાગવાળી, સાગરના કલ્લોલોની પેઠે ચંચળ સ્વભાવવાળી, માછલાંની જેમ દુષ્પરિવર્તનશીલ, વાંદરાની જેમ ચંચળ ચિત્તવાળી, મરણની પેઠે નિર્વિશેષ (એટલે જેમ મરણ જેની પાછળ પડે છે તેનો પીછો છોડતું ,નથી તેવી), કાળની જેમ નિર્દય, વરુણની પેઠે હાથમાં ફાંસાવાળી, જળની જેમ નીચે જનારી, કંજુસની જેમ ચત્તા હાથવાળી, નરકની જેમ ત્રાસ ઉપજાવનારી, ગધેડાની જેમ ખરાબ શીળવાળી, દુષ્ટ ઘોડાની પેઠે વશ ન કરી શકાય તેવી, બાળકની જેમ ક્ષણિક હૃદયવાળી, અંધારાની પેઠે દુઃખે પ્રવેશ કરી શકાય તેવી, ઝેરની વેલની પેઠે અનાશ્રયણીય, દુષ્ટ ગ્રાહની જેમ નવીન ગૃહોને વ્યાપ્ત કરનારી, સ્થાનભ્રષ્ટ ઇશ્વરની જેમ અસ્તુતિ–પાત્ર, કિંપાકનાં ફળની પેઠે મુખે મીઠી, ખાલી મુઠીની જેમ બાળકોને લોભાવનારી, માંસના ખંડના ગ્રહણની પેઠે ઉપદ્રવકારી, બળતી ઘાસની પુળીની જેમ નહિ છોડનાર દહનશીલ, દુર્ભાગ્યની પેઠે દુર્લંઘનીય, ખોટા કાર્ષાપણ (એક જાતના સિક્કા)ની પેઠે વિસંવાદનસ્વભાવી, ક્રોધીની પેઠે દુઃખે રક્ષણ કરાય એવી, અત્યંત ઝેરીલી, નિન્દિત, દુષ્ટ ઉપચાર-વાળી, છાછરી, વિશ્વાસ કરવાના માટે નાલાયક, અસ્થિર, કષ્ટે રક્ષણ કરાય એવી, મહામહેનતે જાળવી શકાય તેવી, દ્વેષકારી, કઠોર, તીવ્ર દુશમનાવટવાળી, રૂપ અને સૌભાગ્યનો ગર્વ ધારણ કરનારી, સાપની ચાલની જેમ કુટિલ અંતઃ-કરણવાળી, જંગલમાં ગમન માટે સ્થાનરૂપ, કુળ અને સ્વજનમાં ભેદ–ભાવ ઉત્પન્ન કરનારી, પારકાના દોષો પ્રકટ કરનારી, કૃતઘ્ન, બળથી શોભનારી, એકાન્તને હરનારા સૂઅરો, ચંચળ, માંગી લાવેલા વાસણની પેઠે મુખરાગ વિનાની, અંદરથી સેંકડો ભાંગાવાળી, રજ્જુ વિનાનો પાશ, લાકડાં વિનાનું અરણ્ય, અનાલસ્યનું ઘર (અર્થાત્ કામ–રાગમાં આળસનો સદા ત્યાગ કરનારી), ન જોઈ શકાય એવી વૈતરણી, નામ વિનાનો રોગ, વિયોગ વિનાનો વિપ્રલાપ, રોગ વગરનો ઉપસર્ગ, રાગી ચિત્તનો વિભ્રમ, સમગ્ર સ્થળે વ્યાપ્ત તાપ, વાદળ વિનાની વિજળી, જળ વિનાનો પ્રવાહ, સાગરનો વેગ.

**મહાનિશીથ** નામના છેદસૂત્રમાં પણ આવું વર્ણન નજરે પડે છે. આ પ્રમાણેનો જૈન આગમોમાં નારીનો નિર્દેશ થયેલો જોઇ કોઇ પણ મનસ્વીના મનમાં એવો પ્રશ્ન જરૂર જ ઉદ્ભવે કે શું આ અખિલ બ્રહ્માણ્ડમાં પુરુષો જ પવિત્રતાની પ્રતિમા છે અને શું તેમનું જ ચારિત્ર આદર્શરૂપ છે કે જેથી કરીને આ સંસારમાં અસારમાં અસાર પદાર્થ તરીકે અબલાનો ઉલ્લેખ કરવામાં આવે છે ? આથી શું એવી શંકા ઉપસ્થિત નથી થતી કે વૈરાગ્યના ઉપદેશકો નર હોવાથી તેઓ પુરુષ–પક્ષપાતી બની દયિતાદ્વેષી હોવાનું સૂચન થાય છે ? આનું સમાધાન સમર્થ વિદ્વાન્ કલિકાલસર્વજ્ઞ શ્રી**હેમચન્દ્ર**સૂરિના શબ્દોમાં રજુ કરવું પ્રાસંગિક થઇ પડશે.

**" यत् स्त्रीणां दोषबहुलत्वमुच्यते, पुरुषेष्वपि हि समानमेतत् । तेऽपि क्रूराशयाः, दोषबहुलाः, नास्तिकाः, कृतघ्नाः, स्वामिद्रोहिणः, देवगुरुवञ्चकाश्च दृश्यन्ते । तद्दर्शनेन च महापुरुषाणामवज्ञा कर्तुं न युज्यते, एवं स्त्रीणामपि । यद्यपि कासाञ्चिद् दोषबहुलत्वमुपलभ्यते, तथापि कासाञ्चिद् गुणबहुलत्वमप्यस्ति । तीर्थकरादिजनन्यो हि स्त्रीत्वेऽपि तत्तद्गुणसुरेन्द्रैरपि पूज्यन्ते, मुनिभिरपि स्तूयन्ते । लौकिका अप्याहुः–**

**' निरतिशयं गरिमाणं, तेन युवत्या वदन्ति विद्वांसः ।**
**तं कमपि वहति गर्भं, जगतामपि यो गुरुर्भवति ॥ '**–આર્યા

**काश्चन स्वशीलप्रभावाद् अग्निं जलमिव, विषधरं रज्जुमिव, सरितं स्थलमिव विषममृतमिव कुर्वन्ति । चतुर्वर्णे च सङ्घे चतुर्थमङ्गं गृहमेधिस्त्रियोऽपि । सुलसाप्रभृतयो हि श्राविकास्तीर्थकरैरपि प्रशस्यगुणाः, सुरेन्द्रैरपि स्वर्गभूमिषु पुनः पुनर्बहुमतचारित्राः, प्रबलमिथ्यात्वैरपि अक्षोभ्यसम्यक्त्वसम्पदः, काश्चित् चरमदेहाः, काश्चिद् द्वित्रिभवान्तरितमोक्षगमनाः शास्त्रेषु श्रूयन्ते । तद् आसां जननीनामिव, भगिनीनामिव, स्वपुत्रीणामिव वात्सल्यं युक्तियुक्तमेवोत्पश्यामः । "**

અર્થાત્ સ્ત્રીઓમાં જે દોષોની પુષ્કળતા કહેવાય છે, તેમ પુરુષોમાં પણ તે બાબત સમાન છે (એટલે કે તેઓ પણ દોષગ્રસ્ત છે). તેઓ પણ ક્રૂર આશયવાળા, દોષબહુલ, નાસ્તિક, કૃતઘ્ન, સ્વામીનો દ્રોહ કરનારા તેમજ દેવ અને ગુરુને ઠગનારા જોવામાં આવે છે, આ દેખાવથી જેમ મહાપુરુષોનો તિરસ્કાર કરવો ઉચિત નથી, તેમ સ્ત્રીઓનો પણ. જોકે કેટલીક કામિનીઓમાં દોષબહુલતા માલૂમ પડે છે, તોપણ કેટલાકમાં ગુણબહુલતા પણ છે. તીર્થંકર પ્રમુખની માતાઓ સ્ત્રી હોવા છતાં પણ તે તે ગુણોના ગૌરવથી યુક્ત હોવાને લીધે

સુરેન્દ્રોને પૂજનીય અને મુનિઓની સ્તુતિને પાત્ર બની છે. લૌકિક વિદ્વાનોએ પણ કહ્યું છે કે વિદ્વાનો વનિતાના ઉચ્ચ ગૌરવને એટલા માટે પ્રશંસે છે કે તે કોઇ એવા ગર્ભને વહન કરે છે કે જે જગતનો ગુરુ બને છે. કેટલીક સ્ત્રીઓ પોતાના શીળના પ્રભાવથી અગ્નિને જળરૂપે, સાપને દોરડારૂપે, નદીને જમીન તરીકે અને ઝેરને અમૃતરૂપે પરિણમાવે છે. ચતુર્વર્ણ સંઘનું ગૃહસ્થની જેમ સ્રીઓ પણ ચોથું અંગ છે. **સુલસા** જેવી શ્રાવિકાના ગુણોની તીર્થંકરોએ પણ પ્રશંસા કરી છે. સ્વર્ગના સમ્રાટોએ પણ તેના ચારિત્રની ભૂરિ ભૂરિ અનુમોદના કરી છે. તેમના સમ્યક્ત્વને પ્રબળ મિથ્યાત્વીઓ પણ ક્ષોભ પમાડી શકયા નથી. કેટલીક ચતુરાઓ ચરમદેહી છે. કેટલીક સુન્દરીઓ બે ત્રણ ભવમાં મોક્ષે જનાર છે એવો શાસ્રોમાં ઉલ્લેખ છે. તેથી કરીને જનનીની જેમ, ભગિનીની પેઠે તથા પુત્રીની માફક એમનું વાત્સલ્ય કરવું તે યુક્તિ-સંગત છે એમ અમે જોઇએ છિયે. આચાર્યવર્યના આ ઉદ્ગારો ગૌરીઓના ગૌરવ વિષે કેવો સ્પષ્ટ અને અભિનંદનીય પ્રકાશ પાડે છે એ બાબત સ્ફુટ રીતે પાઠક મહાશયના ધ્યાનમાં આવી હશે.

**શીલોપદેશમાલા**ની ૭૯મી ગાથામાં તેના કર્તા **શ્રીજયકીર્તિ**સૂરિએ સ્રીની કાળી બાજુ ચીતરી છે, પરન્તુ તેમણે પણ ૧૦૩ મી અને ૧૦૯મી ગાથાઓમાં ઉજ્જવલ પક્ષ તરફ પ્રકાશ પાડયો છે; પ્રસ્તુત ગ્રન્થકારે પણ સમ્યક્ત્વના ૬૭ પ્રકારોનાં ઉદાહરણો રજુ કરતાં આદર્શ તરીકે નારીઓનાં નામોનો પૂર્વાચાર્યોની જેમ નિર્દેશ કર્યો છે એટલે કે તેમણે સુન્દરીઓને શંખણી જ ઉલ્લેખી નથી. આ ઊહાપોહ ઉપરથી એટલું તો જરૂર સમજાયું હશે કે વૈરાગ્યવાસિત જૈનાચાર્યોને વનિતાઓના વેરી ગણવા તે યુક્તિ-યુકત નથી. આ હકીકતને સમર્થિત કરનારા જૈનાચાર્યોને સૌ કોઈ અભિનંદન આપી શકે એવા ઉદ્ગારો **કર્પૂરમંજરી**નાં નિમ્નલિખિત પદ્યોમાં મળી આવે છે.—

**" धर्मः पुंप्रभवो यदेतदिदमेवार्याऽपि पूज्या पुन-**
**र्यस्या धर्मसमुद्भवो गुरुजनेष्वप्युन्नतिर्यत्पुरा ।**
**सौनन्देयनृपेऽन्निकासुतगुरौ श्रीचन्दनायां न किं**
**ब्राह्मी [illegible]प्पवतासुता किल मृगावत्यप्यभून्मुक्तये ? ॥ ६७ ॥"**—શાર્દૂલ૦

અર્થાત્ "**धम्मो पुरिसप्पभवो**" એ **શ્રીધર્મદાસ**ગણિકૃત **ઉપદેશમાલા**ની ૧૬ મી ગાથાના પ્રારંભિક પદ અનુસાર ધર્મની ઉત્પત્તિ પુરુષથી છે એમ કહેવું યથાર્થ છે, પરન્તુ સાથે સાથે આર્યા (મહાસતી) પૂજ્ય છે, કેમકે આર્યાની પાસેથી પૂર્વ ગુરુજનોએ પણ પુણ્ય અને ઉન્નતિ(ના માર્ગ) પ્રાપ્ત કરેલ છે.

**સુનન્દાના** પુત્ર (**બાહુબલિ**) રાજાને વિષે **બ્રાહ્મી**, **અગ્નિકાસુત** નામના ગુરુને વિષે **પુષ્પાવતીની** પુત્રી ([1]**પુષ્પચૂલા**) અને **શ્રીચન્દનાને** વિષે **મૃગાવતી** ખરેખર મોક્ષના હેતુરૂપ નથી બની ?

અત્યાર સુધીના ઉલ્લેખથી તો નારી નિન્દ્ય નથી એટલું જ સમજાયું હશે, પરન્તુ પ્રમદા તો પુરુષથી પણ અધિક **છે** એ વાત તો નિમ્ન-લિખિત પદ્યમાં ઝળકી ઉઠે છેઃ—

**" स्त्री पुंसोऽप्यधिका त्रिपक्षविशदा पुंरत्नखानिर्यतः**
**स्वामिन्या मरुदेवया तु सदृशो भूता न भाविन्यपि ।**
**विश्वार्च्यौ जिनचक्रिणौ प्रथमतो यत्पुत्रपौत्रावहो**
**या प्रागेव शुभेऽह्न्यभूच्छिवपुरप्रस्थानकस्था प्रभोः ॥७१॥"**—શાર્દૂલ૦

અર્થાત્ નારી નરથી પણ અધિક છે, કેમકે તે (માતૃ-પક્ષ, પિતૃપક્ષ, અને શ્વસુર-પક્ષ એમ એમ) ત્રણ પક્ષોને (જ્યારે પુરુષ બે જ પક્ષને) નિર્મળ કરે છે તેમજ તે પુરુષરૂપ રત્નોની ખાણ છે. વળી સ્વામીની **મરુદેવી** જેવી તો કોઇ મહિલા થઇ નથી અને થશે પણ નહિ કે સૌથી પ્રથમ તો અહો જેના પુત્ર અને પૌત્ર વિશ્વને વંદનીય એવા પ્રથમ તીર્થંકર અને ચક્રવર્તી થયા અને જે પ્રભુ (**શ્રીઋષભદેવ**)ની પહેલાં જ શિવપુર પ્રતિ પ્રસ્થાન કરી ગઇ.

આ ઉપરથી સમજી શકાયું હશે કે વિશ્વોપકારી ઉપદેશકોને પક્ષપાતના ચશ્મા ચડાવેલાની ઉપમા આપવા ઉશ્કેરાઇ જવું એ ન્યાયસંગત નથી. અલબત્ત જૈન તેમજ અજૈન ધર્મોપદેશકોએ વૈરાગ્ય-વિષયનું વિવેચન કરતી વેળાએ 'તરૂણી ત્યાજ્ય છે' એવો સચોટ ઉપદેશ આપ્યો છે, અર્થાત્ પ્રસંગ-વશાત્ પ્રમદાને પ્રધાનતા આપી તેના તરફ મોહની દૃષ્ટિએ ન જોવાની તેમણે પુરુષોને અનુપમ સલાહ આપી છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેમ મોહિની તરફ મોહની નજરે નિહાળવાથી પુરુષોનું અધઃપતન થાય તેવી જ રીતે પુરુષો તરફ અનુચિત પ્યાર રાખવાથી નારી પણ નરકવાસિની બને. આથી એ ફલિત થાય છે કે 'મોહની મુંઝવણ' કહો કે 'વિષય-વાસના' કહો એ જ દુર્ગતિનું દ્વાર છે; અને નહિ કે 'નર' અથવા 'નારી'. સંસાર-સાગર તરી જવાનું અનુપમ નાવ રાગ અને દ્વેષનો સંહાર છે અને એમ કરવા કમ્મર કસવી એ જ આ ઉપદેશકોનું મનનીય કથન છે.

   

**सिद्धान्तवासितचित्तानां, जिनानां जगतां मतम् ।**
**इदं प्रवचनं यस्य, निर्विकाराः प्ररूपकाः ॥ १२ ॥**

---

1 આના વૃત્તાન્ત માટે જુઓ નવમા ગુચ્છકના ચોથા પદ્યનું સ્પષ્ટીકરણ.

જિનેશ્વરોની પ્રરૂપણા—

શ્લો૦—"જેમનું ચિત્ત સિદ્ધાન્તોને વિષે રહેલું છે એવા જગત્‌ને જિનોનું આ પ્રવચન માન્ય છે કે જે સિદ્ધાન્તની પ્રરૂપણા કરનારા જિનો અવિકારી છે."—૧૨

❋ ❋ ❋ ❋

**स्वकेऽ देहेऽपि जीवस्य, संयोगो नहि शाश्वतः ।**
**तदन्येषां कथं भावी ?, तस्मान्मोहं परित्यज ॥ १३ ॥**

દેહ અને જીવનો સંયોગ—

શ્લો૦—"પોતાના દેહની સાથે પણ જીવનો સંયોગ નિત્ય નથી, તો અન્યોની સાથે ક્યાંથી હોય ? માટે તું મોહનો ત્યાગ કર."—૧૩

❋ ❋ ❋ ❋

**संयोगाश्च वियोगाश्च, पानीयबुद्बुदा इव ।**
**जायन्ते प्राणिनां लोके, नश्यन्ति क्षणमात्रतः ॥ १४ ॥**

પ્રસ્તુતનું સમર્થન—

શ્લો૦—"(આ) લોકમાં જીવોના સંયોગો અને વિયોગો જળના પરપોટાની પેઠે પળ માત્રમાં ઉત્પન્ન થાય છે અને પળ માત્રમાં નાશ પામે છે."—૧૪

❋ ❋ ❋ ❋

**प्रकृतिचपलाः प्राणा–स्तिष्ठन्ति महदद्भुतम् ।**
**नह्युद्द्योतः क्षणादूर्ध्वं, विद्युतः क्वापि दृश्यते ॥ १५ ॥**

આશ્ચર્યકારી ઘટના—

શ્લો૦—"સ્વભાવથી ચંચળ એવા પ્રાણો ટકે છે એ મોટી નવાઇ છે, કેમકે વીજળીનો ચમકારો (તો) એક ક્ષણથી વધારે કદાપિ જોવામાં આવતો નથી."—૧૫

❋ ❋ ❋ ❋

**यावज्जन्मसहस्रं स्याद्, वियोगः सौजनस्तव ।**
**संयोगः स्वल्पकालीना, मूढ ! किं तं समीहसे ? ॥१६॥**

સ્વજનનો સંયોગ—

શ્લો૦—" હજારો જન્મ સુધી જે સ્વજનનો વિયોગ થનાર છે તેનો સંયોગ અત્યંત થોડા વખતનો છે, તો હે મૂર્ખ ! તું તેની કેમ ઇચ્છા રાખે છે ? "—૧૬

* * * *

**आपातमात्रतो रम्यान्, हृदय! प्रियसङ्गमान् ।**
**दारुणान् परिणामे तान्, मिष्टविषमिव त्यज ॥ १७ ॥**

વિષયોને વિષની ઉપમા—

શ્લો૦—" હે હૃદય ! કેવળ પ્રારંભે મનોહર પરંતુ પરિણામે ભયંકર એવા તે પ્રિય (જનોના) સંગમોનો મીઠા ઝેરની માફક તું ત્યાગ કર. "—૧૭

* * * *

**तपः-सन्तोषयोर्मग्ने, दयया वासिते तथा ।**
**मनसि स्थीयते धर्मो, दूरीकृतकुमार्गकः ॥ १८ ॥**

ધર્મનું સ્થાપન—

શ્લો૦—" તપશ્ચર્યા અને સંતોષમાં લીન અને દયા વડે વાસિત એવા મનમાં કુમાર્ગને દૂર કરનારો ધર્મ ટકે છે. "—૧૮

પદ્યાર્થ વિચાર—

સ્પષ્ટી૦—આ પદ્યથી ધર્મ ક્યાં ટકે છે તે જણાય છે, પરંતુ તે કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેવી રીતે તે પુષ્ટ બને છે અને કેવી રીતે તેનો નાશ થાય છે એ જાણવું બાકી રહે છે. આ સંપૂર્ણ હકીકતનો ઉત્તર **મહાભારતના** નિમ્ન-લિખિત પદ્યમાંથી મળી આવે છે:—

" **सत्येनोत्पद्यते धर्मो, दयादानेन वर्धते ।**
**क्षमायां स्थाप्यते धर्मः, क्रोधाद् धर्मो विनश्यति ॥** "—અનુ૦

અર્થાત્ સત્ય એ ધર્મની ઉત્થાનિકા છે, દયા કરવાથી તે વધે છે, ક્ષમાથી એ સ્થિર થાય છે અને ક્રોધથી એનો નાશ થાય છે.

* * * *

૧ આ પ્રશ્નોને સૂચવનારૂં પદ્ય **મહાભારતમાં** નીચે મુજબ મળી આવે છે:—

" **कथमुत्पद्यते धर्मः ? कथं धर्मो विवर्धते ? ।**
**कथं च स्थाप्यते धर्मः ? कथं धर्मो विनश्यति ? ॥**"—અનુ૦

**सन्तोषामृतमग्नस्य, सुखं यत् ते प्रजायते ।**
**तत् कुतश्चिन्तनासक्त-स्यासन्तुष्टस्य मानस ! ॥ १९ ॥**

**સંતોષ-જન્ય સુખની પરાકાષ્ઠા—**

શ્લો૦—" હે ચિત્ત ! સંતોષરૂપ અમૃતમાં મગ્ન થયેલા એવા તને (તે વખતે) જે સુખ ઉત્પન્ન થાય છે, તે સુખ ચિન્તનોમાં આસક્ત અને અસંતુષ્ટને ક્યાંથી હોય ? "—૧૯

❋ ❋ ❋ ❋

**उदारत्वं गुरुत्वं च, सौभाग्यं च तदेव हि ।**
**सा कीर्तिस्तत् सुखं चेत--स्त्वं सन्तोषेऽसि तत्परम् ॥२०॥**

**સંતોષથી ઉદારતા વગેરે—**

શ્લો૦—" હે ચિત્ત ! જો તું સંતોષમાં તત્પર છે, તો (તને) તે ઉદારતા, તે ગુરુતા, તે સુભગતા અને તે આબરૂ હસ્તગત છે. "—૨૦

❋ ❋ ❋ ❋

**सन्तोषतत्परे जीव !, सम्पदा सर्वदा तव ।**
**अन्यथा चक्रिसुरत्वे, सत्यपि दुःखी सर्वथा ॥ २१ ॥**

**સંતોષ સમાન સુખ નહિ—**

શ્લો૦—" હે જીવ ! જો તું સંતોષમાં તલ્લીન થયો છે, તો (સમગ્ર) સંપત્તિ સર્વદા તારી (જ) છે; નહિ તો [1]ચક્રવતી કે દેવ હોવા છતાં પણ તું સર્વ રીતે દુઃખી છે. "—૨૧

❋ ❋ ❋ ❋

**अर्थी दीनत्वमाप्नोति, भय-गर्वौ धृतार्थकः ।**
**शोकं नष्टार्थको लोके, नैराश्यं तिष्ठ रे मनः ! ॥ २२ ॥**

**[1]અર્થથી અનર્થ—**

શ્લો૦—" આ લોકને વિષે પૈસાનો અભિલાષી દીનતાને પામે છે. જેણે

---

૧ સરખાવો શ્રીશંકરાચાર્યકૃત દ્વાદશપંજરિકા સ્તોત્રનું નિમ્ન-લિખિત પદ્ય:—
" **अर्थमनर्थं भावय नित्यं, नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥ २ ॥**"

પૈસો મેળવ્યો છે તે ભય પામે છે અને અભિમાન રાખે છે અને જેનો પૈસો જતો રહ્યો છે તે શોક પામે છે, (માટે) હે મન ! તું આશા રહિત રહે. "—૨૨

❦ ❦ ❦ ❦

**अर्थित्वेन समं सार, आन्तरिको विनश्यति ।**
**अन्यथा तदवस्थेऽपि, लघुत्वं जायते कथम् ? ॥२३॥**

**યાચકતાથી લઘુતા—**

શ્લો૦—" યાચકતા (અર્થાત્ પૈસા માંગતા )ની સાથે આન્તરિક સાર નાશ પામે છે; એમ ન હોય તો તેની તે દશામાં લઘુતા કેમ ઉત્પન્ન થાય છે ? "—૨૩

❦ ❦ ❦ ❦

**दूयसे दुःखतो नित्यं, सदा सौख्यं समीहसे ।**
**तां क्रियां न करोष्येवा–वाप्यते च यया सुखम् ॥२४॥**

**કર્તવ્ય-વિમુખતા—**

શ્લો૦—" તું રોજ દુઃખથી દુભાય છે અને સદા સુખની ઇચ્છા રાખે છે, (છતાં) તે ક્રિયા તું કરતો જ નથી કે જેથી સુખ મળે. "—૨૪

❦ ❦ ❦ ❦

**[illegible]र्माणि दुष्टचण्डालो, व्याख्यायां गौतमायसे ।**
**[illegible]ोचसि नैव [illegible]ढाते, भाविनी का गतिर्मम ॥२५॥**

**કથન અને ક્રિયામાં ભિન્નતા—**

શ્લો૦—" હે જીવ ! કૃત્યમાં દુષ્ટ ચંડાળ (જેવો) તું વ્યાખ્યાન કરવામાં ગૌતમ જેવો બને છે. (આથી) અરે રે તારી શી ગતિ થશે, તે તું ખરેખર કેમ શોચતો નથી ? "—૨૫

❦ ❦ ❦ ❦

**[illegible] सुरशैलेश–सदृशोऽपि कुक[illegible]कः ।**
**धिग् धिग् ते बाह्यसौ[illegible]र्य–मन्तरे मलिनात्मक ! ॥२६॥**

બાહ્ય અને આંતરિક સ્વરૂપમાં અંતર—

શ્લો૦—" રૂપમાં ( સોનાના ) મેરુના જેવો ( હોઇ કરીને ) પણ તું કુકર્મી છે, વાસ્તે હે અંદરથી મલિન સ્વભાવી ! તારી બાહ્ય સુન્દરતાને ધિક્કાર છે- ધિક્કાર છે. "—૨૬

❖ ❖ ❖ ❖

**ददत उपदेशं ते, शौर्यं वचसि यद् भवेत् ।**
**तच्छौर्यं काय-मनसो-र्भवेच्च हस्तगं शिवम् ॥२७॥**

બહારનો દેખાવ અને અંદરથી પોલ—

શ્લો૦—"( હે ચેતન ! ઇતર જનોને ) ઉપદેશ આપતી વેળા તારી વાણીમાં જે શૂરાતન હોય છે, તે શૌર્ય તારી કાયા અને ચિત્તમાં હોય તો તો મોક્ષ મારા હાથમાં આવે. "—૨૭

❖ ❖ ❖ ❖

**मुधा मूढैर्हि संसारो, मथ्यते सारमिप्सुभिः ।**
**म्रक्षणं लेभिरे केऽत्र, पानीयस्य विलोडना ? ॥२८॥**

ખોટી દિશામાં પ્રયાસ—

શ્લો૦—" સારની ઇચ્છાવાળા મૂર્ખો ફોગટ સંસારનું મન્થન કરે છે, કેમકે પાણીને વલોવીને કોઇએ આ સંસારમાં માખણ મેળવ્યું કે ? "—૨૮

❖ ❖ ❖ ❖

**तुषवपनवत् सारः , संसारे नात्र विद्यते ।**
**गन्धर्वनगरीतुल्या, व्यवस्था दृश्यतेऽखिला ॥२९॥**

સંસારની અસારતા—

શ્લો૦—" છોતરાને રોપવાની જેમ આ સંસારમાં સાર નથી. (અહીં તો) બધી વ્યવસ્થા ગન્ધર્વ-નગરી જેવી દેખાય છે. "—૨૯

❖ ❖ ❖ ❖

**मुक्त्वा त्वं सकलां चिन्ता-मेकां चिन्तां मनः ! कुरु ।**
**तां यया निर्वृतिस्थाने, सुखं भुङ्क्ष्व निरन्तरम् ॥३०॥**

મુક્તિની પ્રાપ્તિ માટે ચિન્તન—

શ્લો૦—" હે ચિત્ત ! તું (બીજી) બધી ચિન્તાઓને છોડીને તે એક (જ) ચિન્તા કર કે જેથી તું નિરંતર મુક્તિ-મહેલમાં સુખ ભોગવી શકે. "—૩૦

   

**मन्त्र-तन्त्रैर्मूढ !, हा हा त्वमीहसे सुखम् ।**
**समाधिमेकमन्त्रं नो, यावत् तावत् कथं सुखम् ? ॥३१॥**

સમાધિરૂપ મન્ત્રની બલિહારી—

શ્લો૦—" હે મૂર્ખ ! અરે રે મન્ત્ર, તન્ત્ર ઇત્યાદિ વડે તું સુખ (મેળવવા)ની ઇચ્છા રાખે છે, (પરંતુ) જ્યાં સુધી સમાધિરૂપ અસાધારણ મન્ત્ર ( તારી પાસે ) નથી, ત્યાં સુધી તને કેમ સુખ સંભવે ? "—૩૧

   

**समाधिदायकं मन्त्रं, नमस्कारं विमुच्य हा ।**
**मूढा गवेषयन्त्यन्य-मन्त्रकं दुःखव्याकुलाः ॥३२॥**

મન્ત્રની શોધ—

શ્લો૦—" સમાધિ આપનારા ( [1]પંચપરમેષ્ઠીને પ્રણામરૂપ) નમસ્કાર મન્ત્રને મૂકીને અરે દુઃખથી વ્યાકુળ (બનેલા) મૂર્ખો અન્ય મન્ત્રની શોધ કરે છે. "—૩૨

   

**औद्धत्याग्निप्रदग्धा ये, मान-मायाहताश्च ये ।**
**रसनेन्द्रियलुब्धाश्च, तेषां सौख्यं कुतो भवेत् ? ॥३३॥**

સુખી કોણ ?—

શ્લો૦—" ઉદ્ધતાઇરૂપ આગમાં બળેલા, માન અને માયાથી મરાયેલા અને રસના ( જીભ ) ઇન્દ્રિયમાં લંપટ એવા જે ( જીવો ) છે, તેમને સુખ ક્યાંથી હોય ? "—૩૩

   

---

૧ આનું સ્વરૂપ અંગ્રેજી ભાષામાં ન્યાયકુસુમાંજલિ (સ્ત૦ ૪, શ્લો૦ ૩૯ )ના સ્પષ્ટીકરણમાં આલેખવામાં આવ્યું છે.

**रहस्य[illegible]न्य[illegible]दया, आ[illegible]र्मुखाः ।**
**रता गालिप्र[illegible]ने च, तेषां सौख्यं कुतो भवेत् ? ॥३४॥**

**દુઃખનું મૂળ—**

શ્લો૦—" જેમનું હૃદય રહસ્યથી શૂન્ય છે ( અર્થાત્ જે સાર ગ્રહણ કરી શક્યા નથી ) અને જેઓ આત્મિક ભાવ તરફ જોતા નથી તેમજ જેઓ ગાળો દેવામાં આસક્ત છે, તેમને ક્યાંથી સુખ સંભવે ? "—૩૪

  

**निष्प[illegible]े सु[illegible]रुमज्ञा, जानन्ति पक्षपातिनम् ।**
**भुक्तधत्तुरकाः श्वेतं, यथा पीतं वदन्ति ते ॥३५॥**

**મૂર્ખના ઉદ્‌ગાર—**

શ્લો૦—" જેમણે ધંતુરો ખાધો હોય તેઓ જેમ સફેદ (રંગ)ને પીળો કહે છે તેમ મૂર્ખ (માનવીઓ) નિષ્પક્ષપાતી સદ્‌ગુરુને પક્ષપાતી કહે છે. "—૩૫

[1] વર્ણ-વિપર્યય—

સ્પષ્ટી૦—જેમ ધંતૂરો ખાનાર સફેદ વસ્તુને પીળી ગણે છે, તેમ જે પિત્તથી પીડાતો હોય તેની પણ આવી દશા થાય છે. આ સંબંધમાં **કાવ્યપ્રકાશ**(ના દશમા ઉલ્લાસ )ની **કાવ્યપ્રદીપ** નામની પ્રતિચ્છાયા—વૃત્તિ (પૃ. ૨૫૦)માં અર્થાન્તર-ન્યાસના ઉદાહરણ તરીકે **શ્રીગોવિન્દ ઠક્કુરે** આપેલો નિમ્ન-લિખિત શ્લોક રજુ કરીએ.

" **[illegible]षाहृतमनसा—मति[illegible]न्दरमेव भाति विपरीतम् ।**
**पश्यति पित्तोपहतः, शशि शुभ्रं शङ्खमपि पीतम् ॥** "—આર્યા

   

---

૧ શ્વેત શંખના વર્ણના વિપર્યયની હકીકત **કલ્યાણમંદિર** સ્તોત્રના નિમ્ન-લિખિત પદ્યમાં દૃષ્ટિગોચર થાય છે:—

"**त्वामेव [illegible]ं च बादिनोऽपि**
**नूनं विभो! हरि-हरादिधिया प्रपन्नाः ।**
**किं [illegible]चकामलिभिरीश! सितोऽपि शङ्खो**
**नो गृह्यते विविधवर्णवि[illegible]र्ययेण ? ॥ १८ ॥** "—વસન્ત૦

मा[illegible]से त्वं न लक्ष्म्या च, रागादीनां वशे नहि ।
योषि[illegible]ह्रियसे नैव, मुह्यते विषयैर्नहि ॥३६॥
मुच्यसे नैव तोषेण, नेच्छयाऽऽलिङ्ग्यसे यदा ।
पात्यसे नैव पापैश्चेत्, तदा मुक्तिः प्रिया तव ॥३७॥–युग्मम

સિદ્ધિરૂપ સુન્દરીનું સ્વામિત્વ—

શ્લો૦—"જો તું ધનથી છાકી જતો ન જ હોય, રાગાદિને વશ થતો ન જ હોય, વનિતાઓથી (તારૂં મન) હરાતું ન જ હોય, વિષયોને વિષે તું મોહિત બનતો ન જ હોય, સંતોષ વડે તું ત્યજાતો ન જ હોય, ઇચ્છાથી તું આલિંગાતો ન જ હોય અને પાપોથી તું પતિત ન જ થતો હોય, તો મુક્તિ તારી મહિલા થશે."—૩૬-૩૭

❈ ❈ ❈ ❈

अनभिषङ्गतः सङ्ग–मप्रीतिपरिहारतः ।
द्वेषं मोहं च सद्ज्ञानात्, क्रोधं च क्षमया तथा ॥३८॥
मार्दवादभिमानं च, मायामार्जवतो जय ।
लोभं सन्तोषतश्चित्त !, तदा ते परमं शिवम् ॥३९॥–युग्मम्

ઉત્કૃષ્ટ કલ્યાણ માટેની તૈયારીઓ—

શ્લો૦—" નિઃસંગથી સંગને, અપ્રીતિને દૂર કરીને દ્વેષને, સાચા જ્ઞાન વડે મોહને, ક્ષમા વડે ક્રોધને, નમ્રતા વડે ગર્વને, સરલતા વડે કપટને અને સંતોષ વડે લોભને હે ચિત્ત ! તું જીતજે એટલે તારૂં ઉત્કૃષ્ટ કલ્યાણ થશે. "—૩૮-૩૯

❈ ❈ ❈ ❈

असंयमेऽरतिं चेत् त्वं, [illegible] सुरतिं तथा ।
भवाद् भयं विधत्से चेत्, पाप[illegible]र्गं [illegible]प्ससे ॥४०॥
प्रतिकूला-ऽनुकूलेषु, शोक-हर्षौ विमुञ्चसि ॥
जिनेशचरणे चित्त !, भक्तिभावं दधासि च ॥४१॥
[illegible]च्छासनसमं लोके, धन्यम[illegible] न मन्यसे ।
तदा प्रसादाच्चेतस्ते, करस्था नि[illegible]तिर्मम ॥४२॥–विशेषकम्

**ચિત્તની અનુકૂળતા—**

**શ્લો૦**—"હે ચિત્ત! જ્યારે તું અવિરતિને વિષે અપ્રીતિ અને સર્વ વિરતિને વિષે અત્યંત પ્રીતિ રાખશે, વળી ભવથી બીતો રહેશે અને પાપ-માર્ગની જુગુપ્સા કરશે તેમજ તું પ્રતિકૂળ દશામાં હર્ષ અને અનુકૂળ દશામાં શોકથી મુક્ત રહેશે, તથા વળી જિનેશ્વરનાં ચરણોની ભક્તિ કરશે તેમજ એના (અર્થાત્ જિનના) શાસનના સમાન અન્ય કોઇ શાસનને ધન્ય માનશે નહિ ત્યારે હે ચિત્ત! તારી મહેરબાનીથી મુકિત મારા હાથમાં આવશે."—૪૦-૪૨

**પ્રાર્થનાની રીતિ—**

**સ્પષ્ટી૦**—એ તો સુવિદિત વાત છે કે જેટલી મીઠા શબ્દોની દુશ્મન ઉપર પણ અસર થાય છે, તેટલી કડવાં વચનની થતી નથી. શત્રુને પણ વશ કરવાનો જ્યારે આ [1]ઉત્તમ ઉપાય છે, તો મિત્રને અનુકૂળ કરવામાં તે અકસીર ઇલાજ નીવડે એમાં તો કહેવું જ શું? સંસારમાં રખડતો જીવ એકેન્દ્રિયમાંથી સંજ્ઞી પંચેન્દ્રિયની પદવી પ્રાપ્ત કરે તે સમયે તેનો મન સાથેનો સંબંધ વ્યક્ત થાય છે. આ મન સાથેની લાંબી મિત્રાચારીને લઇને જીવ તેને પોતાને અનુકૂળ બનવા માટે મધુર વાક્યોથી વી... માં કશું ખોટું નથી. આવી પ્રણાલિકા આ પદ્યમાં આદરવામાં આવી છે, પરંતુ એ પ્રાચીન પદ્ધતિનું અનુકરણ છે એમ શ્રી**મુનિસુન્દર**સૂરિકૃત **અધ્યાત્મકલ્પદ્રુમ**ના નવમા અધિકારના નિમ્ન-લિખિત દ્વિતીય પદ્યથી પ્રતીત થાય છે.

" **चेतोऽर्थये मयि चिरत्नसख ! प्रसीद**
**किं दुर्विकल्पनिकरैः क्षिपसे भवे माम् ? ।**
**बद्धोऽञ्जलिः कुरु कृपां भज सद्विकल्पान्**
**मैत्रीं कृतार्थय यतो नरकाद् बिभेमि ॥ २ ॥**"- વસંત૦

અર્થાત્ હે મન! હે મારા જુના દોસ્ત! હું તને વિનવું છું કે તું મારા ઉપર

---

૧ **મનુસ્મૃતિ** ( અ. ૪ )માં તો સત્ય કથન પણ પ્રિય હોય તે બોલવું એવો ઉપદેશ છે. ત્યાં કહ્યું પણ છે કે—

" **सत्यं ब्रूयात् प्रियं ब्रूयाद्, न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियं च नानृतं ब्रूया-देष धर्मः सनातनः ॥ १३८ ॥**"

અંગ્રેજ કવિ **મિલ્ટન** (Milton) પણ કહે છે કે—

" Fair words hurt never a bone;
But foul words break many a one.
All words have power to suage,
The tumours of a troubled mind."

પ્રસન્ન થા. દુષ્ટ વિકલ્પોના સમૂહો વડે તું મને શા માટે સંસાર (કૂપ)માં નાંખે છે ? હું તારી પાસે હાથ જોડીને ઊભો છું ( અને તને પ્રાર્થના કરૂં છું ) કે તું મારા ઉપર મહેરબાની કર, શુભ વિકલ્પોનો આશ્રય કર અને આપણી મિત્રાચારીને સાર્થક કર; કેમકે હું નરકથી ભય પામું છું.

❦ ❦ ❦ ❦

**नियम्य निजमात्मानं, रागद्वेषाविनिग्रहः ।**
**विहितो नैव ध्यानाग्नि-र्दग्धकर्माऽपि नाभवत् ॥४३॥**
**न तथा विषय स्त्यक्ता, मानसं न वशीकृतम् ।**
**ततः किमीहसे मूढ !, मुक्तिसौख्यं पुनः पुनः ? ॥४४॥-युग्मम्**

**ફોગટ ફાંફાં—**

શ્લો૦—" પોતાની જાતને કાબુમાં રાખીને તેં રાગ અને દ્વેષને દબાવી દીધા નથી જ, તેમજ ધ્યાનરૂપ અગ્નિ વડે તેં કર્મોને બાળ્યાં પણ નથી. વળી તેં વિષયોનો પણ ત્યાગ કર્યો નથી જ તથા તેં મનને વશ કર્યું નથી જ, તો પછી હે મૂર્ખ ! વારંવાર તું સિદ્ધિના સુખની કેમ ઇચ્છા કરે છે ?"—૪૩-૪૪

❦ ❦ ❦ ❦

**गृह्णन्मेघैः प्रविशद्भि--र्नदीनीरैश्च नीरधिः ।**
**अपकर्षं न चोत्कर्षं, भजत्यत्र कदाचन ॥४५॥**
**एवं भोगा-ऽपभोगैर्न, चित्तोत्कर्षा-ऽपकर्षकौ ।**
**भजसे त्वं समत्वेन, भावी रत्नाकरस्तदा ॥४६॥-युग्मम्**

**રત્નાકર બનવાનો ઉપાય—**

શ્લો૦—" ( સમુદ્રમાંથી જળને ) ગ્રહણ કરતા મેઘો વડે અપકર્ષને કે નદીઓનાં (પોતાનામાં) પ્રવેશ પામતાં જળો વડે ઉત્કર્ષને આ લોકમાં જેમ સાગર કદાપિ ભજતો નથી, તેમ ભોગ(નાં સાધનો મળવાથી )ઉત્કર્ષને અને તેના અભાવમાં અપકર્ષને હે ચિત્ત ! તું નહિ ભજે અને સમભાવે રહીશ ત્યારે તું રત્નાકર થઇશ. "—૪૫-૪૬

❦ ❦ ❦ ❦

**प्रकृत्या चपलानश्वान्, पञ्चेन्द्रियस्वरूपकान् ।**
**विवेकरश्मिना चेतः !, सुखार्थी चेद् वशीकुरु ॥४७॥**

**ઇન્દ્રિયોનું દમન—**

શ્લો૦—હે ચિત્ત ! જો તું સુખનો અભિલાષી હોય, તો સ્વભાવથી ચંચળ એવા પાંચ ઇન્દ્રિયરૂપ અશ્વોને તું વિવેકરૂપ લગામથી વશ કર."—૪૭

* * * *

**शुभध्यानबलाच्छत्रू, रागादिश्चेद् विहन्यते ।**
**तदा त्रिभुवने चेतः !, सर्वथा विजयस्तव ॥४८॥**

**વિજયનો માર્ગ—**

શ્લો૦—" હે ચિત્ત ! જ્યારે તું શુભ ધ્યાનના બળથી રાગાદિ રિપુને હણી નાંખશે ત્યારે ત્રૈલોક્યમાં સર્વથા તારો વિજય થશે."—૪૮

* * * *

**सम्प्राप्तसर्वप्राप्तव्य--संयमः पुण्ययोगतः ।**
**तथापि विषयाशंसा, मुनिस्त्वं नैव भूतले ॥४९॥**

**' મુનિ ' પદ માટેની લાયકાત—**

શ્લો૦—" સર્વ ( જનોને ) મેળવવા લાયક સંયમ પુણ્યના યોગથી તેં પ્રાપ્ત કર્યો છે, તોપણ હજી (તને) વિષયની આશા (રહે) છે; વાસ્તે આ પૃથ્વી ઉપર તું વાસ્તવિક મુનિ નથી જ.[1] (આથી તો તું નામધારી મુનિ કહેવાય.)"—૪૯

**સાચા મુનિ કોણ ?—**

**સ્પષ્ટી૦**—મુનિ એ પદ ખરેખરૂં સાર્થક કરેલું ક્યારે ગણાય એ સંબંધમાં 'ચમત્કારિક સાવચૂરિ સ્તોત્ર-સંગ્રહ તથા વંકચૂલિયા સૂત્ર-સારાંશ' નામના ગ્રન્થમાં છપાયેલા અને **શ્રીમલ્લિષેણ** મુનિવરે રચેલા **સજ્જનચિત્તવલ્લભ** કાવ્યમાંનાં ત્રણ પદ્યો વિચારીએ.

---

૧ કવિવર **શ્રીવ્યાસ** તો ત્યાં સુધી કહે છે કે—

**" धनेन किं यन्न ददाति नाश्नुते ? बलेन किं येन रिपुं न बाधते ? ।**
**श्रुतेन किं येन न धर्ममाचरेत् ? किमात्मना यो न जितेन्द्रियो वशी ? ॥१॥**—વંશ૦

અર્થાત્ જે ધન જીવ (અન્યને) આપતો નથી કે (પોતે) ભોગવતો નથી તે ધન શા કામનું ? જે બળથી જીવ શત્રુને પીડા પમાડી શકતો નથી તે સામર્થ્યથી શું ? જે શ્રુતની મદદથી જીવ ધર્મ-ક્રિયા ન કરે તે વિદ્યાથી સર્યું અને જેણે ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો નથી તેમજ જેણે વાસનાઓને વશ કરી નથી એવા જીવથી શું ?

" किं वस्त्रत्यजनेन भो मुनिरसावेतावता जायते?
    क्ष्वेडेन च्युतपन्नगा गतविषः किं जातवान् भूतले ? ।
  मूलं किं तपसः ? क्षमेन्द्रियजयः सत्यं सदाचारता
    रागादींश्च बिभर्ति चेन्न स यतिर्लिङ्गी भवेत् केवलम् ॥३॥ "–શાર્દૂલ૦

અર્થાત્ હે (ચેતન)! કેવળ વસ્ત્રનો ત્યાગ કરવાથી–દિગંબર બનવાથી શું? શું એટલાથી મુનિ થવાય છે? વિષથી મુક્ત કરાયેલો સર્પ શું જગત્‌માં નિર્વિષ બન્યો કે? તપશ્ચર્યાનું મૂળ શું છે? ક્ષમા, ઇન્દ્રિયોનો વિજય, સત્ય અને સદાચાર; (આમ છતાં) જો મુનિ રાગાદિને ધારણ કરે તો તે કેવળ લિંગધારી યતિ કહેવાય–નામમાત્રથી યતિ ગણાય.

" किं दीक्षाग्रहणेन भो यदि धनाकाङ्क्षा भवेच्चेतसि
    किं गार्हस्थ्यमनेन वेषधरणेनासुन्दरं मन्यसे ? ।
  द्रव्योपार्जनचित्तमेव कथयत्यभ्यन्तरस्थाङ्गजं
    नो चेदर्थपरिग्रहग्रहमतिर्भिक्षोर्न सम्पद्यते ॥ ४ ॥ "–શાર્દૂલ૦

અર્થાત્ (હે મુનિ!) જો તારા ચિત્તમાં ધનની આકાંક્ષા હોય તો આ તેં દીક્ષા લીધી તેથી શું? શું ગૃહસ્થપણાને તું આ વેષ–ધારણ કરતાં ખરાબ ગણે છે? દ્રવ્ય મેળવવાનું મન જ અંદર રહેલા કામનું નિવેદન કરે છે–વિકાર દર્શાવે છે, કેમકે જો એમ ન હોય તો મુનિને (દ્રવ્ય અને દયિતારૂપ) પરિગ્રહને ગ્રહણ કરવાની મતિ હોય (જ) નહિ.

સાચા સાધુનું લક્ષણ તો એ છે કે—

" देहे निर्ममता गुरौ विनयता नित्यं श्रुताभ्यासता
    चारित्रोज्ज्वलता महोपशमता संसारनिर्वेदता ।
  अन्तर्बाह्यपरिग्रहत्यजनता धर्मज्ञता साधुता
    साधो ! साधुजनस्य लक्षणमिदं संसारविच्छेदनम् ॥३९॥ "–શાર્દૂલ૦

અર્થાત્ શરીરને વિષે મમત્વનો અભાવ, ગુરુને વિષે નમ્રતા, નિરંતર શાસ્ત્રનું અભ્યાસપણું, ચારિત્રની નિર્મલતા, મોટું ઉપશમપણું, સંસારને વિષે વૈરાગ્યપણું, આન્તરિક તેમજ બાહ્ય પરિગ્રહને ત્યજવાપણું, ધર્મને જાણવાપણું અને સાધુપણું, આ સાધુનું લક્ષણ હે સાધુ! સંસારનો નાશ કરનારું છે. આ સંબંધમાં દિગંબર મુનિવર્ય શ્રીઅમિતગતિકૃત સુભાષિતરત્નસન્દોહનો નિમ્ન–લિખિત શ્લોક પણ મનનીય છેઃ—

" मदमदनकषायारातयो नोपशान्ता
न च विषयविमुक्तिर्जन्मदुःखाच्च भीतिः ।
न तनुसुखविरागो विद्यते यस्य जन्तो-
र्भवति जगति दीक्षा तस्य भुक्त्यै, न मुक्त्यै ॥१७॥ "–માલિની

અર્થાત્ જે જીવે દર્પ, કંદર્પ અને (ક્રોધાદિ) કષાયરૂપ દુશ્મનોનું દમન કર્યું નથી, વળી જેણે વિષયોનો ત્યાગ કર્યો નથી તેમજ જેને [1]જન્મના દુઃખથી ભય નથી, વિશેષમાં જેને શારીરિક સુખ પ્રતિનો રાગ જતો રહ્યો નથી, તેની દીક્ષા જગત્માં ભોગને માટે છે, નહિ કે મોક્ષને માટે.

❃ ❃ ❃ ❃

सद्‌ज्ञानयानपात्रं चेद्, मुञ्चसि न कदाचन ।
न ह्रियसे तदा चेतः !, [2]योषित्सरित्प्रवाहतः ॥५०॥

ज्ञान-नौकानो प्रभाव—

શ્લો૰—" જો તું શુદ્ધ બોધરૂપ વહાણને કદાપિ ત્યજી નહિ દે, તો હે ચિત્ત ! પ્રમદારૂપ પાણીના પ્રવાહમાં તું કદાપિ ઘસડાઇ નહિ જાય. "—૫૦

❃ ❃ ❃ ❃

जीवे सुपात्रभूते च, मोहवर्तियुते तथा ।
स्नेहं निष्ठां नयन् दीपो, मिथ्यात्वतमोविनाशकः ॥५१॥
गेहस्येव त्वदन्तश्चेत्, ज्ञानात्मा प्रकटीभवेत् ।
तदा सर्वं हि पर्याप्तं, मन्यस्व मम मानस ! ॥५२॥–युग्मम्

ज्ञान-दीपकनो महिमा—

શ્લો૰—" જેમ ઘરમાં ( દીવો સળગાવતાં અંધકાર નાશ પામે છે ) તેમ મોહરૂપ બત્તીથી યુક્ત એવા અને સુપાત્રરૂપ ( સંસારી ) જીવને વિષે સ્નેહનો અંત આણી મિથ્યાત્વરૂપ અંધકારનો સંહાર કરનાર જ્ઞાનસ્વરૂપી દીપક તારી અંદર પ્રકટ થશે, ત્યારે હે ચિત્ત ! તું તારૂં સર્વ પર્યાપ્ત થયેલું માનજે—તારી જાતને કૃતકૃત્ય ગણજે. "—૫૧–૫૨

❃ ❃ ❃ ❃

૧ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકાનું સ્પષ્ટીકરણ ( પૃ. ૧૦૫ ).

૨ તંદુલવૈચારિકના ૫૧મા પદ્યથી નારીવાચક શબ્દોની વ્યુત્પત્તિઓ આપવામાં આવી છે. તેમાં 'યોષિત્' માટે નીચે મુજબ ઉલ્લેખ છે:—

" पुरुषान् योगानियोगैर्वशे स्थापयन्तीति योषितः. "

ऽरुगिरिशिखाद्भूतं, भववैराग्यस्कन्धकम् ।
धर्मार्थिपक्षिभी रुद्धं, तत्त्वरूपं परं तरुम् ॥५३॥
सत्वरीभूय चित्त ! त्वं, समारुह्य च तं खलु ।
ज्ञानात्मकं फलं प्राप्य, ततो मुक्तिरसं पिब ॥५४॥ - युग्मम्

તત્ત્વરૂપ વૃક્ષનું આરોહણ—

શ્લો૦—" મોટા પહાડની ટોચ ઉપર ઊગેલા, સંસારથી વિરક્તતારૂપ થડવાળા તથા ધર્મના અભિલાષીરૂપ પક્ષીઓ વડે વીંટાયેલા એવા તત્ત્વરૂપ ઉત્તમ ઝાડની ઉપર ઉતાવળો ચઢીને જ્ઞાનરૂપ ફળને ગ્રહણ કરી તેમાંથી હે ચિત્ત ! તું ખરેખર મુક્તિનો રસ પી."—૫૩-૫૪

❖ ❖ ❖ ❖

रागादिबन्धनतरु–मुन्मूल्य चित्तहस्तिक ! ।
याहि धर्मवने येन, स्यान्निर्वृतिः सुखावहा ॥५५॥

ચિત્તને ભલામણ—

શ્લો૦—" રાગાદિ બન્ધનરૂપ ઝાડને મૂળમાંથી ઉખેડીને હે ચિત્તરૂપ હાથી ! ધર્મરૂપ વનમાં તું જા કે જેથી કરીને તને સુખકારી નિર્વૃતિ મળે."–૫૫

❖ ❖ ❖ ❖

सर्वसिद्धान्तमध्ये त्वं, दर्वीव चरसि ध्रुवम् ।
अन्यथा जीवनं ते किं, सारहीनं विलोक्यते? ॥५६॥

ફલહીન પ્રવૃત્તિ—

શ્લો૦—" બધા આગમોને વિષે તું કડછીની માફક ફરે છે.[1] જો એમ ન હોય તો તારૂં જીવન સાર વિનાનું કેમ દેખાય છે ? "—૫૬

❖ ❖ ❖ ❖

प्राङ्महर्षीयचित्राणि, चरित्राणि विलोकसे ।
चित्त ! किं प्रस्तरोऽसि यद्, रसशून्यो विभाव्यसे ? ॥५७॥

---

૧ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીવિજયાનંદસૂરીશ્વર ( આત્મારામજી મહારાજ )-કૃત 'તેં તેરા રૂપ ન પાયા રે અજ્ઞાની ' એ આદ્ય પદવાળા પદ ( પૃ. ૧૪૨-૧૪૩ )માં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ—

" જૈસે કરછી ફિર વ્યંજનમાં સ્વાદ કછુ ય ન પાયો રે. "

**રસ-શૂન્યતા—**

શ્લો૰—" પૂર્વે થઇ ગયેલા મહર્ષિઓનાં અદ્ભુત ચરિત્રો તું જુએ છે, છતાં ( હે ચેતન ! ) શું તું પત્થર છે કે જેથી રસવિહીન જણાય છે ?"—૫૭

* * * *

**सुषुप्तिं सङ्गतो जीवः, प्रातरुत्तिष्ठतीह तत् ।**
**महच्चित्रं विजानीया, जीवनं कृत्रिमं यतः ॥५८॥**

**આશ્ચર્યજનક ઘટના—**

શ્લો૰" આ સંસારમાં (રાત્રે) સુષુપ્તિ (દશા)ને પામેલો ( અર્થાત્ મરણતુલ્ય બનેલો ) જીવ સવાર થતાં ઊઠે છે, તે મોટું આશ્ચર્ય છે—અહો મહાભાગ્ય છે એમ તું જાણ; કેમકે જીવન કૃત્રિમ છે—એનો ભરોસો રખાય તેમ નથી."—૫૮

**પદ્યનો સાર—**

સ્પષ્ટી૰—જીવન જો સ્વાભાવિક હોય, તો રાત્રે સુઇ ગયા પછી પહો ફાટતાં ઊઠાય એમાં કશી નવાઇ નહિ; પરંતુ કેટલાક સૂતા, તે સૂતા, તેઓ એવી ઘોર નિદ્રા લે છે કે ફરીથી ઊઠતા જ નથી. આથી સમજાય છે કે આપણે બીજે દહાડે ઊઠી શકીએ છિયે એ અચંબા જેવું છે, એ આપણો પુણ્યોદય સૂચવે છે. આવા અર્થવાળા નિમ્ન-લિખિત બે પદ્યો વિચારવાં અસ્થાને નહિ ગણાયઃ—

" उच्छ्वासावधयः प्राणाः, स चोच्छ्वासः समीरणः ।
समीरणाच्चलं नान्यद्, यज्जीवति तदद्भुतम् ॥१॥ "—અનુ૰

" मरणं प्रकृतिः शरीरिणां, विकृतिर्जीवितमुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वसन्, यदि जन्तुर्ननु लाभवानसौ ॥ "—[1]वैतालीय

—રઘુવંશ સ. ૮, શ્લો. ૮૭

અર્થાત્ ઉચ્છ્વાસોની જેટલી સીમા છે, એટલા પ્રાણ છે. એટલે કે ઉચ્છ્વાસ બંધ થતાં પ્રાણના રામ રમી જાય છે. વળી એ ઉચ્છ્વાસ તે વાયુ છે અને વાયુ કરતાં ( જગત્માં ) કોઇ વિશેષ ચંચળ (પદાર્થ) નથી. એથી જીવ જીવે છે એ આશ્ચર્યકારી ઘટના છે. વિચક્ષણો વદે છે કે મરણ એ જીવોની પ્રકૃતિ છે, જ્યારે જીવન એ વિકૃતિ છે. જીવ એક ક્ષણ પણ શ્વાસ લેતો ટકે છે, તે ખરેખર તેનો લાભ સૂચવે છે.

---

૧ આને 'વિયોગિની' અને 'સુન્દરી' પણ કહેવામાં આવે છે.

આ હકીકતના સમર્થનાર્થે શેખસાદીની ગુલીસ્તાં બોસ્તાં ( પુષ્પ-વાટિકા)ની નીચે મુજબની શહેર આપવી ઉચિત સમજાય છેઃ—

" ख़ैरे कुन अयफलानो गनीमत शुमार उम्र
ज़ां पेश्तरके बांग बर आयद फलां नमांद "

અર્થાત્ હે માનવી ! તું ઉમરને અહોભાગ્ય માન, કેમકે ફલાણો ન રહ્યો એવી વાણી (લોકોના મુખથી) બહાર આવે તે પહેલાં તું ખેરાત કરી લે.

✤ ✤ ✤ ✤

**दिने नष्टे यथा रात्रौ, प्रमीला प्राणिनां भवेत् ।**
**आयुष्कर्मे तथा नष्टे, दीर्घनिद्रा भविष्यति ॥५९॥**

મરણનો પ્રસંગ—

શ્લો૦—" જેમ દિવસનો અંત આવતાં રાત્રે નિદ્રા આવે છે, તેમ આયુષ્ય-કર્મનો નાશ થતાં જીવ દીર્ઘનિદ્રા (મરણ) અનુભવશે. "—૫૯

✤ ✤ ✤ ✤

**पश्चात्तापे भवेद् भूरि--दुःखयोनौ गते सति ।**
**तस्मात् पूर्वं प्रमादं त्वं, चेतस्त्यक्त्वा सुखीभव ॥६०॥**

પ્રમાદનો પરિત્યાગ--

શ્લો૦—" દુઃખદાયી યોનિમાં ગયા પછી પુષ્કળ પસ્તાવો થશે, તેથી હે મન ! પ્રમાદનો પહેલેથી ત્યાગ કરી તું સુખી થા. "—૬૦

✤ ✤ ✤ ✤

**दीक्षया दैवसिक्याऽपि, यदि मुक्तिर्न भाविनी ।**
**ध्रुवं वैमानिको देवो, भव्यो भवति साधुकः ॥६१॥**

**यद्वैतत् स्थूलमानं स्यात्, तीव्रे भावे क्षणाद् यतः ।**
**सर्वकर्मक्षयं कृत्वा, मुक्तिर्याति न संशयः ॥६२॥**

**यदुक्तं वर्षकोट्याऽप्य-ज्ञानी कर्मक्षयं नयेत् ।**
**ज्ञानी तच्छ्वासमात्रेण, क्षपयेत् कर्म दारुणम् ॥६३॥**

**દીક્ષાથી સત્વર મુક્તિ—**

શ્લો૦—" એક દિવસની દીક્ષા વડે કદાચ મુક્તિ નહિ મળે, પરંતુ ભવ્ય સાધુ જરૂર વૈમાનિક દેવ તો થાય જ.[1] અથવા તો આ સ્થૂળ માપ છે, કેમકે જો ભાવ ઉત્કૃષ્ટ હોય તો એક ક્ષણમાં સર્વ કર્મોનો ક્ષય કરીને ( ખપાવીને ) તે મોક્ષે જાય એમાં સંદેહ નથી. કેમકે કહ્યું પણ છે કે અજ્ઞાની (જન) જેટલા કર્મનો ક્ષય કરોડ વર્ષે કરે તેટલાં દારુણ કર્મ જ્ઞાની એક શ્વાસ માત્રમાં ખપાવે.[2]"—૬૧–૬૩

   

**मत्वेति मनसा सम्यग् , कायेन वचस ऽपि च ।**
**ज्ञानवृद्धिं नयन्नित्यं, सुचारित्रं प्रपालय ॥६४॥**

**ઉપસંહાર—**

શ્લો૦—" આ પ્રમાણે મનથી માનીને ( હે ભવ્ય જીવ ! ) શુભ શરીર અને વચન વડે જ્ઞાનમાં વધારો કરતો તું સર્વદા સુન્દર ચારિત્ર પાળ. "—૬૪

---

૧ સરખાવો શ્રીઅમરચંદ્રસૂરિકૃત **પદ્માનંદ** મહાકાવ્ય (સ૦ ૫)નું નિમ્ન-લિખિત પદ્યઃ—

" **अद्यापि किञ्चिदपि नैव मे गतं**
**दीक्षां श्रयामि यदतोऽधुनाऽपि चेत् ।**
**दत्तं यदेकदिनमप्यसौ श्रिता**
**मुक्तिं न चेत् तदपि कल्पयेद् दिवम् ॥ १३० ॥** "

અન્યત્ર કહ્યું પણ છે કે—

" **एगदिवसं पि जीवो, पव्वज्जमुवागओ अणूणमणो ।**
**जइ वि न पावइ मुक्खं, अवस्स वेमाणिओ होइ ॥** "

[ **एकदिवसमपि जीवः प्रव्रज्यामुपागतोऽनूनमनाः ।**
**यद्यपि न प्राप्नोति मोक्षं, अवश्यं वैमानिको भवति ॥** ]

૨ સરખાવો **મરણસમાધિ** નામના પ્રકીર્ણક ( પયન્ના )ની નિમ્નલિખિત ગાથાઃ—

" **जं अन्नाणी कम्मं खवेइ बहुआहिं वासकोडीहिं ।**
**तं नाणी तिहिं गुत्तो खवेइ उस्सासमेत्तेणं ॥ १३९ ॥** "

[ **यदज्ञानी कर्म क्षपयति बहुकाभिर्वर्षकोटीभिः ।**
**तत् ज्ञानी त्रिभिर्गुप्तः क्षपयति उच्छ्वासमात्रेण ॥** ]

આ પદ્ય **મહાપ્રત્યાખ્યાન** નામના પ્રકીર્ણકમાં ૧૦૧મી ગાથારૂપે છે.

**જ્ઞાનનું માહાત્મ્ય—**

**સ્પષ્ટી૦**—૫૦ મા પદ્યમાં જ્ઞાનને વહાણની ¹ઉપમા આપી, ૫૨ મા પદ્યમાં આત્મ-ઘટમાં જ્ઞાનદીપક પ્રકટાવવાની ભલામણ કરી, ૫૪ મા પદ્યમાં જ્ઞાન-ફલ પ્રાપ્ત કરવા ઉપદેશ આપી, ૬૩ મા પદ્યમાં જ્ઞાનનું પ્રાબલ્ય સૂચવી અને આ પદ્યમાં તેમાં વધારો કરવા ઉપદેશ આપી ગ્રન્થકારે જ્ઞાનનું ગૌરવ ગાયું છે. આપણે પણ આ સૂરમાં નમ્ર સૂર પૂરીએ. **સૂક્તમુક્તાવલી**ના ૪૩ મા અધિકારમાં કહ્યું છે તેમ—

" ज्ञानं स्यात् कुमतान्धकारतरणिर्ज्ञानं जगल्लोचनं
ज्ञानं नीतितरङ्गिणीकुलगिरिर्ज्ञानं कषायापहम् ।
ज्ञानं निर्वृतिवश्यमन्त्रममलं ज्ञानं मनःपावनं
ज्ञानं स्वर्गगतिप्रयाणपटहं ज्ञानं निदानं श्रियः ॥७॥"—શાર્દૂલ૦

અર્થાત્ જ્ઞાન એ કુદર્શનરૂપ અંધકારનો નાશ કરનાર સૂર્ય છે, જ્ઞાન એ વિશ્વનું નેત્ર છે, જ્ઞાન એ નીતિરૂપ નદીની ઉત્પત્તિરૂપ કુલ-ગિરિ છે, જ્ઞાન કષાયને દૂર કરનારૂં ( રામબાણ ઔષધ ) છે, જ્ઞાન એ મુક્તિ( રૂપ વનિતા )ને વશ કરનારો મંત્ર છે, નિર્મળ જ્ઞાન એ ચિત્તને પાવન કરનાર ( ગુરુ ) છે, જ્ઞાન એ સ્વર્ગ-ગતિ પ્રતિના પ્રયાણમાં પટહ (સમાન) છે અને જ્ઞાન એ લક્ષ્મીનું નિદાન ( કારણ ) છે.

**જ્ઞાનનો મહિમા—**

" ²सुई जहा ससुत्ता ण, णासइ कयवरंमि पडिया वि ।
जीवो तहा ससुत्तो, ण णस्सइ गओऽवि संसारे ॥ "—આર્યા
" ³णाणं गिण्हइ णाणं, गुणेइ णाणेण कुणइ किच्चाइं ।
भवसंसारसमुद्दं, णाणो णाणे ठिओ तरइ ॥ "—આર્યા
—આવશ્યકની હારિભદ્રીય વૃત્તિનું ૫૨૭ મું પત્ર

---

૧ આવી ઉપમા **ઉપદેશતરંગિણી**ના ૧૪૫મા પત્રગત નિમ્ન-લિખિત પદ્યમાં નજરે પડે છે:—

" यानपात्रसमं ज्ञानं, ब्रुडतां भववारिधौ ।
मोहान्धकारसंहारे ज्ञानं मार्तण्डमण्डलम् ॥"—અનુ૦

૨-૩ છાયા—
सूचिर्यथा ससूत्रा न नश्यति कचवरे पतिताऽपि ।
जीवस्तथा ससूत्रो न नश्यति गतोऽपि संसारे ॥
ज्ञानं गृह्णाति ज्ञानं गुणयति ज्ञानेन करोति कृत्यानि ।
भवसंसारसमुद्रं ज्ञानी ज्ञाने स्थितस्तरति ॥

અર્થાત્ જેમ સૂત્ર (દોરા)થી યુક્ત સોય કચરામાં પડેલી હોય તો પણ નાશ પામતી નથી (પરંતુ દોરાને લીધે તે હાથમાં આવી શકે છે), તેમ સૂત્ર (શાસ્ત્ર–બોધ)થી યુક્ત એવો જીવ સંસારમાં ગયો હોવા છતાં નષ્ટ થતો નથી. જ્ઞાનમાં રહેલો જ્ઞાની જ્ઞાન વડે જ્ઞાન ગ્રહણ કરે છે, જ્ઞાનમાં વધારો કરે છે, કૃત્યો કરે છે અને ભવ-સંસારરૂપ સાગરને તરી જાય છે.

**ભગવદ્‌ગીતા** (અ૦ ૪)માં પણ જ્ઞાનના ગુણ ગાયા છે એટલું જ નહિ, પણ ત્યાં પણ ૬૩ મા પદ્યગત ભાવ પ્રદીપ્ત થયેલો જણાય છે. કહ્યું છે કે–

**" यथैधांसि समिद्धोऽग्नि–र्भस्मसात् कुरुतेऽर्जुन ! ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात् कुरुते तथा ॥ ३७ ॥**–અનુ૦
**न हि ज्ञानेन सदृशं, पवित्रमिह विद्यते ।**
**तत् स्वयं योगसंसिद्धः, कालेनात्मनि विन्दति ॥ ३८ ॥** "–અનુ૦

અર્થાત્ હે **અર્જુન**! જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોને બાળીને ભસ્મીભૂત કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સમસ્ત કર્મ(રૂપ સમિધો)ને બાળીને ખાખ કરે છે. આ સંસારમાં ખરેખર જ્ઞાન જેવી કોઇ પવિત્ર ચીજ નથી. કાળે કરીને (જ્ઞાન–)યોગથી સ્વયં સંસિદ્ધ બનેલ (યોગી) આત્મામાં તેને મેળવે છે.

**મરણસમાધિ**ની નિમ્ન–લિખિત ૨૯૨ મી ગાથા પણ આ વાતને પુષ્ટિ આપે છે.

**" [1]जह अग्गिमि व पबले खडपूलिय खिप्पमेव झामेइ ।**
**तह नाणी वि सकम्मं खवेइ ऊसासमित्तेणं ॥** "–આર્યા

જ્ઞાન અને જ્ઞાનીનો કથંચિત્ અભેદ છે એ વિચારતાં બહુશ્રુતની બલિહારી છે એમ કોણ નહિ કહે ? **મરણસમાધિ**ની નિમ્ન–લિખિત ગાથામાં કહ્યું પણ છે કે—

**" [2]भद्दं सुबहुसुयाणं सव्वपयत्थेसु पुच्छणिज्जाणं ।**
**नाणेण जेऽवयारे सिद्धिं पि गएसु सिद्धेसु ॥ १४३ ॥** "–આર્યા

---

૧ છાયા—

यथा अग्नौ वा प्रबले तृणपूलिका क्षिप्रमेव दह्यते ।
तथा ज्ञानी अपि स्वकर्म क्षपयति उच्छ्वासमात्रेण ॥

૨ છાયા—

भद्रं सुबहुश्रुतेभ्यः सर्वपदार्थेषु प्रच्छनीयेभ्यः ।
ज्ञानेन ये[illegible]वतारयन्ति सिद्धिं प्रति गतान् [illegible]न ॥

અર્થાત્ સિદ્ધિ( ક્ષેત્ર )માં પણ ગયેલા મુક્ત ( પરમાત્માઓ )ને જે જ્ઞાન વડે અવતારે છે—ઓળખાવે છે, તે સમગ્ર પદાર્થોને વિષે પ્રચ્છનીય બહુશ્રુતોનું કલ્યાણ હોજો.

વિશેષમાં આ પ્રકીર્ણકની ૧૪૫ મી ગાથામાં કહ્યું છે કે—

" [1]चंदाउ नीइ जुण्हा, बहुस्सुयमुहाओ नीइ जिणवयणं।
जं सोऊण सुविहिया, तरंति संसारकंतारं ॥ १४५ ॥ "—આર્યા

અર્થાત્ જેમ ચન્દ્રમાંથી ચન્દ્રપ્રભા ( ચાંદરણું ) નીકળે છે–પ્રકટે છે, તેમ બહુશ્રુતના મુખમાંથી જિન–વચન નીકળે છે કે જેનું શ્રવણ કરીને સુવિહિત ( જનો ) સંસારરૂપ અરણ્યને તરી જાય છે.

આવાં વચનો અત્યારે લિપિબદ્ધ થયેલાં છે અને તે પુસ્તકરૂપે મળી શકે છે, પરંતુ સારાં પુસ્તકો વાંચવા માટે ઉત્સાહ અને ફુરસદ કોને છે ? જે સારાં પુસ્તકોની કીંમત સમજે છે. તેના સંબંધમાં તો એમ કહેવું વધારે પડતું નહિ ગણાય કે—

" यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं
किं तस्य शुष्कैश्चपलाविनोदैः ? "

અર્થાત્ સુંદર ગ્રન્થ વાંચવા વિચારવાનું જેને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તેને ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદોથી શું ? ( એ તેને મન નિર્માલ્ય છે. ) આ સંબંધમાં સ્વ૦ **પઢિયાર**ના ઉદ્ગારને સ્થાન આપવું અસ્થાને નહિ લેખાય:—

" જ્ઞાન એ આકાશ છે, અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર ( છે, અને પુસ્તકો તે )નો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે, અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતની નોટો છે, અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન વાયુ છે, અને પુસ્તકો તે વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે, અને પુસ્તકો તે એ અગ્નિથી

१ છાયા—

चन्द्रात् निर्गच्छति ज्योत्स्ना बहुश्रुतमुखात् निर्गच्छति जिनवचनम्।
यत् श्रुत्वा सुविहितास्तरन्ति संसारकान्तारम् ॥

પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે, અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે, અને પુસ્તકો તે કોઠાર છે; જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણાં ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વ શક્તિમાન્ પરમાત્મા છે, અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે. "

આ સમગ્ર ઉલ્લેખનો સારાંશ **તત્ત્વામૃત**માં સૂચવ્યા મુજબ એ છે કે—

**" सर्वं द्वन्द्वं परित्यज्य, निभृतेनान्तरात्मना ।**
**ज्ञानामृतं सदा पेयं, चित्ताह्लादनमुत्तमम् ॥१२॥"**—અનુ૦

અર્થાત્ (રાગ અને દ્વેષ જેવા) સર્વ દ્વન્દ્વોનો ત્યાગ કરીને, નિશ્ચળ અન્તરાત્મા વડે ચિત્તને આનંદજનક અને ઉત્તમ એવા જ્ઞાનામૃતનું સર્વદા પાન કરવું જોઇએ.



**कदाचिद् रागरक्तं चेत् , कर्हिचिद् द्वेषव्याकुलम् ।**
**कदाचिन्मोहमूढं हा, कदापि क्रोधतापितम् ॥१॥**
**अभिमानहतं माया--व्याप्तं लोभवशीकृतम् ।**
**चित्तमुपार्जयत्येवं, हहाऽत्र भूरि पातकम् ॥२॥--युग्मम्**

**પાપને પુષ્ટિ આપનારાં સાધનો—**

શ્લો૦—"કોઇ વેળા રાગમાં આસક્ત બની, કદાપિ દ્વેષથી વ્યાકુળ થઇ, કોઇ વાર મોહથી મુગ્ધ બની, અરેરે ક્વચિત્ ક્રોધથી તપી જઇ, અભિમાનથી હણાઇ, કપટથી વ્યાપ્ત બની અને લોભને વશ થઇ આ પ્રમાણે મન હાય મોટું પાપ આ લોકમાં કરે છે."—૧-૨

   

**गत्वा त्वं नरके रे रे, परमाधार्मिकनिर्मितम् ।**
**यद् यद् दुःखं त्वया सोढं, वदितुं तन्न पार्यते ॥३॥**
**तथापि वर्णिकामात्रं, कथ्यते शृणु भावुक ! ।**
**श्रुत्वा सङ्गृह्य चारित्रं, भव स्वर्गापवर्गगः ॥४॥--युग्मम**

**નરકના દુઃખનો પ્રસ્તાવ—**

શ્લો૦—"[1]નરકે જઇને [2]પરમાધાર્મિકને હાથે હે ભવ્ય! તેં જે જે [3]દુઃખ સહન કર્યું, તે હાય હાય કહ્યું જાય તેમ નથી.[4] તોપણ (એની) વાનગી માત્ર

૧-૩ અન્યાન્ય મત પ્રમાણેની નરકની સંખ્યા અને તેનાં નામો, નારકીનું દુઃખ અને પરમાધાર્મિકની રૂપરેખા માટે જુઓ શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિનું મારું સ્પષ્ટીકરણ (પૃ. ૧૧૭-૧૧૯).

૪ જેમ આ ગ્રન્થકાર કહે છે કે નરકની વેદના વર્ણવતાં પાર આવે તેમ નથી, તેમ **તત્ત્વામૃત**ના કર્તા પણ કહે છે કે—

"**तप्ततैलकवल्लीषु, पच्यमानेन यत् त्वया ।**
**सम्प्राप्तं परमं दुःखं, तद् वक्तुं नैव पार्यते ॥१४४॥**"—અનુ૦

અર્થાત્ તપાવેલા તેલની કડાઇમાં પકાવાતા એવા તેં જે અસાધારણ દુઃખ ભોગવ્યું તે કહેતાં પાર આવે તેમ નથી જ.

કહેવામાં આવે છે તે તું સાંભળ અને તેમ કર્યા બાદ ચારિત્રનું રૂડી રીતે ગ્રહણ કરીને તું સ્વર્ગે અને (અંતે) મોક્ષે જનારો થા."—૩–૪

❦ ❦ ❦ ❦

**उत्पन्ने त्वयि भ्रातः !, महाकाया भयङ्कराः ।**
**आविर्भूता महाक्रूराः, परमाधार्मिकासुराः ॥ ५ ॥**

**પરમાધાર્મિકોનું આગમન—**

શ્લો૦—" ત્યાં તું જ્યારે ઉત્પન્ન થયો ત્યારે હે ભાઇ ! મોટા શરીરવાળા, ભયંકર અને અતિશય ઘાતકી એવા પરમાધાર્મિક અસુરો ત્યાં આવી ચડ્યા. "—૫

❦ ❦ ❦ ❦

**कर्त्तर्या कर्त्तयन्तस्ते, गात्रं ते रसतः सतः ।**
**हसन्ति दुर्नया अङ्गं, कुर्वन्तः खण्डखण्डशः ॥ ६ ॥**

**શરીરની વેતરણ—**

શ્લો૦—" તું રુદન કરે છે છતાં તારા શરીરને કાતરથી કાતરતા અને (તેમ કરી) તારા દેહના ટુકડે ટુકડા કરતા (જતા) તે અનીતિવાળા (દાનવો) હસે છે. "—૬

❦ ❦ ❦ ❦

**तथापि पारदस्येत्या, मिलिते जीव ! गात्रके ।**
**त्वां गृहीत्वा पलायन्तं, पातयन्ति भुवस्तले ॥ ७ ॥**

**દેહનું આસ્ફાલન—**

શ્લો૦—" (આ પ્રમાણે તારી કાયાના કકડા કરવા) છતાં તારૂં શરીર પારાના જેવી સ્થિતિવાળું હોવાથી જ્યારે એક થઇ જાય છે—સંધાઇ જાય છે એટલે નાસી જતા એવા તને તેઓ પકડીને પૃથ્વી ઉપર પછાડે છે. "—૭

❦ ❦ ❦ ❦

**तीव्रज्वालेतज्वाल[illegible]-मनि[illegible]न्तं हठा[illegible] ते ।**
**प्रक्षिप्य वज्रकुम्भ्यां त्वां, पचन्ति दुःखमोदिनः ॥८॥**

**વજ્રકુંભીમાં રંધાવું—**

શ્લો૦—" ( ત્યાર પછી ) તીવ્ર રીતે બળતી જ્વાળાવાળી વજ્રકુંભીમાં તારી ઇચ્છા વિરૂદ્ધ તને હઠથી નાંખીને ( પારકાના ) દુઃખમાં આનંદ માનનારા તે અસુરો તને રાંધે છે." —૮

* * * *

**तृषातुरो रुदन्नात्थ, तान् भो भो [illegible]तरो ! मम ।**
**पितरो ! भ्रातरो ! यूयं, दुःखाद् रक्षत रक्षत ॥ ९ ॥**

**શરણ માટે પોકાર—**

શ્લો૦—" તરસથી આકુળ બનેલો તું રડતો રડતો તેમને કહે છે કે હે મારી માતાઓ ! હે મારા પિતાઓ ! હે મારા બન્ધુઓ ! તમે મને દુઃખમાંથી બચાવો બચાવો."—૯

* * * *

**पाययत जलं शीत-मिति दीनवचो यदा ।**
**श्रुतं तैर्म[illegible]रैर्वाक्यैः, [illegible]क्ताः [illegible] तदा ॥ १० ॥**
**आकृष्य वज्रकुम्भीतः, सलिलं [illegible]तलं तथा ।**
**अर्पय[illegible] वराकं तत्, तथेति प्रा[illegible]ते ॥ ११ ॥-युग्मम**

**ઠગબાજી—**

શ્લો૦—"મને શીતળ જળ પીવડાવો એવું (તારૂં) દીન વચન જ્યારે તેમણે સાંભળ્યું, ત્યારે તેઓ પોતાની સમીપ રહેલા ( અન્ય પરમાધાર્મિકો )ને ( તને ઠગવાના ઉદ્દેશથી ) મધુર વાક્યોથી કહેવા લાગ્યા કે આ રાંકને વજ્રકુંભીમાંથી (બહાર) ખેંચી કાઢીને ઠંડું પાણી આપો. તે (વચન) 'તથેતિ' (કહી) તેમણે સ્વીકાર્યું. "—૧૦-૧૧

* * * *

**तप्ते ताम्र-त्रपू क्षिप्त्वा, भ[illegible]जन पा[illegible]यान्ति ते ।**
**सन्दं[illegible]न सन्धृत्य, मुखं व्या[illegible]य पापिनः ॥ १२ ॥**

**તાંબા અને કલાઇના રસનું પાન—**

શ્લો૦—" ( ત્યાર પછી ) તે પાપીઓ તને પકડી રાખી સાણસા વડે

તારું મુખ પહોળું કરીને તને તપાવેલાં તાંબા અને કલાઇ( નો રસ ) પીવાડે છે. "—૧૨

❖ ❖ ❖ ❖

**असह्योष्णतया दग्धो, नेत्रे निमील्य मूच्छितः।**
**पतितो धरणीपीठे, कालादायातचेतनः ॥ १३ ॥**
**ईहसेऽसिवनं त्वं तद्, गात्रच्छेदनकारकम्।**
**शिशिरत्वभ्रमात् ते त्वां, नयन्ति तत्र दुःखदाः ॥१४॥-युग्मम्**

**અસિવનમાં પ્રવેશ—**

શ્લો૦—"સહન નહિ થઇ શકે એવી ગરમીથી દાઝેલો, આંખ મીંચીને મૂર્ચ્છા અવસ્થામાં ભૂમિ ઉપર પડી રહેલો અને વખત જતાં ચૈતન્યને પામેલો—ભાનમાં આવેલો એવો તું ઠંડકની આશાથી શરીરને છેદી નાખનારા અસિવનને ઇચ્છે છે ત્યારે તે દુઃખ આપનારાઓ તને ત્યાં લઇ જાય છે."—૧૩-૧૪

❖ ❖ ❖ ❖

**छिद्यते हस्तपादादि-स्तव तत्तरुपत्रकैः।**
**तीक्ष्णखड्गोपमैस्तत्र, रोदिषि करुणस्वरम् ॥ १५ ॥**

**હસ્તાદિનું છેદન—**

શ્લો૦—" ત્યાં અણીદાર તરવારનાં જેવાં તેનાં તરુ-પત્રો વડે તારા હાથ, પગ વગેરે (અવયવો) છેદાઇ જાય છે, એટલે તું કરુણ સ્વરે પોક મૂકે છે. "—૧૫

❖ ❖ ❖ ❖

**वैतरण्यां तरङ्गिण्यां, प्रक्षिप्तोऽधर्मिशार्दूलैः।**
**व्याकुलीभूय तत्रापि, प्राप्नोषि त्वं विडम्बनाः ॥ १६ ॥**

**વૈતરણીમાં પ્રક્ષેપ—**

શ્લો૦—"પછીથી અધર્મશિરોમણિ વડે વૈતરણી નદીમાં નંખાયેલો તું ત્યાં પણ આકુળ-વ્યાકુળ બની વિડંબનાઓને પામે છે."—૧૬

❖ ❖ ❖ ❖

**प्रासतीं गृहीत्वा त्वां, शकटं वाहयन्त ते।**
**भूरिभारभरं नीचा-स्तुदन्तस्तोदयाऽऽरया ॥ १७ ॥**

**શકટનું વાહન—**

**શ્લો૦**—" ( આ નદીને ) કાંઠે આવેલા એવા તને પકડીને ( તે ) નીચ અસુરો ) તીક્ષ્ણ ( પરોણાની ) આર વડે પીડા પમાડતા તારી પાસે મોટા બોજાથી લદાયેલું ગાડું વહન કરાવે છે."—૧૭

❦ ❦ ❦ ❦

**परिश्रान्तो यदाऽसि त्वं, चलितुं नैव शक्यसे ।**
**तदा तैर्मुद्गरैर्हत्वा, चूर्ण्यसे क्षणमात्रतः ॥ १८ ॥**

**કાયાના ચૂરેચૂરા—**

**શ્લો૦**—" જ્યારે તું ( તેમ કરતાં ) થાકી જાય છે અને ચાલવાને અસમર્થ બને છે, ત્યારે ક્ષણ માત્રમાં તેઓ મોગરીઓ વડે તને હણીને તારો ચૂરેચૂરો કરી નાંખે છે."—૧૮

❦ ❦ ❦ ❦

**पुनः सम्मिलिते गात्रे, बोधयन्त्यसुराश्च त्वाम् ।**
**पूर्वं हिंसादिना बद्धं, तस्यामूनि फलानि च ॥ १९ ॥**

**અહિંસાનું ફળ—**

**શ્લો૦**—" ફરીથી જ્યારે તારો દેહ સંધાઇ ગયો, ત્યારે અસુરો તને બોધ કરાવવા લાગ્યા કે પૂર્વે [1]હિંસાદિ વડે જે (દુષ્ટ કર્મ) તેં બાંધ્યું હતું તેનાં આ ફળો છે."—૧૯

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં હિંસાથી નરક-ગતિની તીવ્ર વેદના ભોગવવી પડે છે એમ જે સૂચવ્યું છે તેની **ભક્ત-પરિજ્ઞા**ની નિમ્ન-લિખિત ગાથા વિશેષતઃ સાક્ષી પૂરે છેઃ—

"[2]**जावइआइं दुक्खाइं हुंति चउगइगयस्स जीयस्स ।**
**सव्वाइं ताइं हिंसाफलाइं निउणं विआणाहिं ॥ ९४ ॥**"—આર્યા

અર્થાત્ ચતુર્ગતિને પ્રાપ્ત થયેલા જીવને જેટલાં દુઃખો થાય છે તે સર્વે હિંસાનાં ફળો છે એમ તું નિપુણપણે જાણ.

❦ ❦ ❦ ❦

---

૧ જુઓ પૃ. ૮૩.

૨ છાયા—

**यावन्ति दुःखानि भवन्ति चतुर्गतिगतस्य जीवस्य ।**
**सर्वाणि तानि हिंसाफलानि निपुणं विजानीहि ॥**

**आस्फाल्यसे शिलायां त्वं, कुन्ताग्रैर्भिद्यसे पुनः ।**
**छिद्यसे करपत्रैर्हा !, पील्यसे यन्त्रकर्मणा ॥ २० ॥**

**કષ્ટોની પુનરાવૃત્તિ—**

**શ્લો૦**—" (આમ કહીને) ફરીથી તેઓ તને પત્થર ઉપર અફાળે છે, ભાલાની અણીઓથી તને ભેદે છે, કરપત્રોથી છેદે છે અને અરે રે ! યંત્ર (ઘાણી)-કર્મથી તને પીલે છે. "—૨૦

   

**अग्निपक्वानि तेऽङ्गीय-मांसखण्डानि खाद्यसे ।**
**कथ्यसे पललं जग्ध्वा, त्वमत्रैतो यतस्ततः ॥ २१ ॥**

**[1]માંસ ખાવાનું ફળ—**

**શ્લો૦**—" તારા શરીરના માંસના ટુકડાઓને અગ્નિમાં પકાવીને તને તેઓ ખવડાવે છે અને કહે છે કે માંસ ખાવાથી તું અહીં આવ્યો છે, વાસ્તે તું ખા. "—૨૧

   

**एवं त्वं नारकीभूय, दुःखी जातः कुकर्मतः ।**
**कुरु तथा यथा नैव, पुनस्तत्र गतिर्भवेत् ॥ २२ ॥**

**શીખામણ—**

**શ્લો૦**—" આ પ્રમાણે તું કુકર્મથી નારક થઇ દુઃખી થયો, (વાસ્તે) તું (હવે) એવો (પ્રયાસ) કર કે જેથી ફરીથી તારે ત્યાં જવું ન પડે. "—૨૨

   

---

૧ માંસ ખાવાનો નિષેધ ફક્ત જૈન દૃષ્ટિએ જ છે એમ નથી, કિન્તુ ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિરાજ શ્રીન્યાયવિજયે **અધ્યાત્મતત્ત્વાલોક** ( પ્ર. ૩. શ્લો. ૨૦ )ની સ્વોપજ્ઞ ગૂર્જર વ્યાખ્યામાં સૂચવ્યું છે તેમ **મહાભારત, મનુસ્મૃતિ** ઇત્યાદિ અજૈન ધર્મ-શાસ્ત્રો પણ સખત શબ્દોમાં તેનો નિષેધ કરે છે. વિશેષમાં માંસના આહાર કરવાથી નરક-નું આયુષ્ય બંધાય છે એમ **સ્થાનાંગ** ( સૂ ૩૭૩, પત્ર ૨૮૫ )ના નિમ્ન-લિખિત સૂત્રાંશથી સિદ્ધ થાય છે:—

**" चउहिं ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेंति, तं जहा-महारंभत्ताए महापरिग्गहयाए, पंचिंदियवहेणं, कुणिमाहारेणं."**

**तत्र तिरश्चि योनौ च, गत्यभावः सदा भवेत् ।**
**तत्त्वत्रय्यां यदा मग्न–मानसस्त्वं भविष्यसि ॥ २३ ॥**

દુર્ગતિનું નિવારણ—

શ્લો૦—" જ્યારે (દેવ, ગુરુ અને ધર્મ) એ ત્રણ તત્ત્વોના સમૂહમાં તારૂં ચિત્ત પરોવાઇ જશે ત્યારે ત્યાં (એટલે કે નરક–ગતિમાં) તેમજ તિર્યંચની યોનિમાં જવાનું (હે ચેતન !) તારે માટે સદાને માટે જતું રહેશે. "—૨૩



**सुदेवः सद्गुरुर्धर्म, एतत् तत्त्वत्रयं परम् ।**
**ज्ञात्वा दृढस्थितं कार्यं, चेतसि येन प्राप्स्यसे ॥ १ ॥**
**सम्यक्त्वं निर्मलं रत्नं, दुर्लभं भवनीरधौ ।**
**यदग्रे लौकिकं रत्नं, काचखण्डायतेऽखिलम् ॥ २ ॥-युग्मम्**

**સમ્યક્ત્વની પ્રાપ્તિ—**

શ્લો૦—"સુદેવ, સુગુરુ અને સુધર્મ એ ઉત્તમ તત્ત્વ-ત્રયીને જાણીને (હે ચેતન!) ચિત્તમાં તેને દૃઢ સ્થિતિવાળું બનાવજે જેથી કરીને નિર્મળ, સંસાર-સાગરમાં દુર્લભ અને જેની આગળ સર્વ લૌકિક રત્ન કાચના કકડા જેવા થઇ રહે છે તેવું સમ્યક્ત્વ-રત્ન તું મેળવી શકીશ."—૧-૨

❖ ❖ ❖ ❖

**कुदेवं कुगुरुं ज्ञात्वा, कुधर्मं त्वं तथा सदा ।**
**अमीभिर्लक्षणैश्चेतः !, दूरे तिष्ठेः सदा ततः ॥ ३ ॥**

**કુદેવાદિનો ત્યાગ—**

શ્લો૦—"કુદેવ, કુગુરુ અને કુધર્મને આ (એટલે છઠ્ઠા પદ્યમાં સૂચવવામાં આવનારાં) લક્ષણોથી જાણીને હે ચિત્ત! તું તેનાથી સર્વદા આનંદપૂર્વક દૂર રહેજે."—૩

❖ ❖ ❖ ❖

**सुदेवं सुगुरुं ज्ञात्वा, सुधर्मं भावतः पुनः ।**
**सेवस्व नित्यमेतानि, त्रीणि तत्त्वानि लक्षणैः ॥ ४ ॥**

**સુદેવાદિની ઉપાસના—**

શ્લો૦—"સુદેવ, સુગુરુ અને સુધર્મને લક્ષણપૂર્વક જાણીને એ ત્રણ તત્ત્વોને તું નિરંતર ભાવથી ભજ."—૪

❖ ❖ ❖ ❖

**लब्धायां सर्वसामग्र्यां, मिथ्यात्वतिमिरान्धकाः ।**
**सम्यक्त्वदीपहीना हा !, सत्पथं नैव जानते ॥ ५ ॥**

**સન્માર્ગનું અજાણપણું—**

શ્લો૦—" સર્વે સાધનો મેળવ્યાં છતાં મિથ્યાત્વરૂપ અન્ધકારથી આંધળા (બનેલા) અને સમ્યક્ત્વરૂપ દીપક વિનાના ( જનો ) અરેરે સન્માર્ગને જાણતા જ નથી. "—૫

* * * *

**कुदेवे कुगुरौ लोके, धर्मे च कुत्सिते तथा ।**
**देवादिधीर्हि मिथ्यात्वं, जानीहि दुःखदायकम् ॥ ६ ॥**

**મિથ્યાત્વનું સ્વરૂપ—**

શ્લો૦—" કુદેવ, કુગુરુ અને કુધર્મને વિષે સુદેવ, સુગુરુ અને સુધર્મની જે બુદ્ધિ છે, તેને તું ખરી દુઃખદાયી મિથ્યાત્વ જાણ. "—૬

**મિથ્યાત્વની વ્યાખ્યા—**

સ્પષ્ટી૦—મિથ્યાત્વ અને સમ્યક્ત્વને બાપે માર્યા વેર છે, એ બે એકેકના કટ્ટા શત્રુ છે; આથી કરીને સમ્યક્ત્વના લક્ષણથી વિપરીત એનું લક્ષણ હોય અને છે એ સ્વાભાવિક ઘટના છે. **યોગશાસ્ત્રના** દ્વિતીય પ્રકાશના પ્રારંભમાં શ્રી**હેમચન્દ્ર** સૂરિવર કથે છે કે—

" **या देवे देवताबुद्धि-र्गुरौ च गुरुतामतिः ।**
**धर्मे च धर्मधीः शुद्धा, 'सम्यक्त्व'मिदमुच्यते ॥२॥**—અનુ૦
**अदेवे देवबुद्धिर्या, गुरुधीरगुरौ च या ।**
**अधर्मे धर्मबुद्धिश्च, 'मिथ्यात्वं' तद्विपर्ययात् ॥३॥** "—અનુ૦

અર્થાત્ (સાચા) દેવને વિષે દેવપણાની મતિ, (સદ્)ગુરુને વિષે ગુરુપણાની બુદ્ધિ અને ( વાસ્તવિક રીતે શુભ ) ધર્મને વિષે ધર્મની બુદ્ધિ એ 'સમ્યક્ત્વ' કહેવાય છે. કુદેવને વિષે (સુ)દેવની મતિ, કુગુરુને વિષે (સુ)ગુરુની બુદ્ધિ અને અધર્મને વિષે (સુ)ધર્મની મતિ એ સમ્યક્ત્વથી વિપરીત હોવાને લીધે 'મિથ્યાત્વ' કહેવાય છે.

આ મિથ્યાત્વના (૧) આભિગ્રહિક, (૨) અનાભિગ્રહિક, (૩) આભિનિવેશિક, (૪) સાંશયિક અને (૫) અનાભોગિક એમ પાંચ પ્રકારો છે. આ વાતની નિમ્ન-લિખિત ગાથા સાક્ષી પૂરે છે:—

"[1]आभिग्गहियं अणभि-ग्गहं च तह अभिणिवेसियं चेव ।
संसइयमणाभोगं, मिच्छत्तं पंचहा होइ ॥"—આર્યા

પાખંડીઓનું મિથ્યાત્વ 'આભિગ્રહિક' છે. જેઓ સર્વ દેવોને–કુદેવોને તેમજ સુદેવોને દેવ માને છે, એવી રીતે જેઓ કુગુરુ અને સુગુરુ તથા ધર્મ અને અધર્મમાં ભેદ જોતા નથી તેમનું મિથ્યાત્વ 'અનાભિગ્રહિક' છે. જેઓ વસ્તુ-સ્થિતિ જાણે છે, સમજે છે, છતાં અભિનિવેશને વશ થઇ વિપરીત પ્રરૂપણા કરે છે, તેમનું મિથ્યાત્વ 'આભિનિવેશિક' છે. દેવ, ગુરુ અને ધર્મની વાસ્તવિકતા માટે જેઓ શંકાશીલ છે તેમનું મિથ્યાત્વ 'સાંશયિક' જાણવું. વિચાર-શૂન્યનું, એકેન્દ્રિયાદિ જીવનું, વિશેષ વિવેકથી વિમુખનું મિથ્યાત્વ 'અના-ભોગિક' સમજવું.

અન્ય રીતે વિચારતાં મિથ્યાત્વના દશ પ્રકારો પણ પડે છે. આ વાતનું **સ્થાનાંગ** સૂત્રના દશમા સ્થાનક (પત્રાંક ૪૮૭)ગત નિમ્ન-લિખિત સૂત્ર સમર્થન કરે છે:—

**"[2]दसविधे मिच्छत्ते पन्नत्तं, तं जहा-अधम्मे धम्मसण्णा १, धम्मे अधम्मसण्णा २, अमग्गे मग्गसण्णा ३, मग्गे उन्मग्गसण्णा ४, अजीवेसु जीवसन्ना ५, जीवेसु अजीवसन्ना ६, असाहुसु साहुसन्ना ७, साहुसु असाहुसण्णा ८, अमुत्तेसु मुत्तसन्ना ९, मुत्तेसु अमुत्तसण्णा ।" ( सू० ७३४ )**

અર્થાત્ શ્રુતના લક્ષણથી અલક્ષિત હોવાથી અનાગમરૂપ તેમજ અપૌરુષેય એવા ધર્મને વિષે આગમની બુદ્ધિ—ધર્મની મતિ તે મિથ્યાત્વનો પ્રથમ પ્રકાર છે. કષ, છેદ વગેરેથી શુદ્ધ અને આપ્ત પુરુષના કથનરૂપ સમ્યક્-શ્રુતને વિષે [3]અ-ધર્મની બુદ્ધિ તે મિથ્યાત્વનો બીજો પ્રકાર છે. વિપરીત શ્રદ્ધાન, જ્ઞાન અને ચારિત્રરૂપ હોવાથી, મોક્ષ મેળવવા માટે અનુચિત એવા માર્ગને વિષે સુમાર્ગની બુદ્ધિ તે

---

૧ છાયા—

**आभिग्रहिकमनभिग्रहं च तथा आभिनिवेशिकं चैव ।
सांशयिकमनाभोगं मिथ्यात्वं पञ्चधा भवति ॥**

૨ છાયા—

**दशविधं मिथ्यात्वं प्रज्ञप्तं, तद्यथा-अधर्मे धर्मसंज्ञा, धर्मे अधर्मसंज्ञा, अमार्गे मार्गसंज्ञा, मार्गे उन्मार्गसंज्ञा, अजीवेषु जीवसंज्ञा, जीवेषु अजीवसंज्ञा, असाधुषु साधुसंज्ञा, साधुषु असाधुसंज्ञा, अमुक्तेषु मुक्तसंज्ञा, मुक्तेषु अमुक्तसंज्ञा ।**

૩ જેમકે સર્વે પુરુષો રાગી તેમજ અસર્વજ્ઞ છે, પુરુષ હોવાને લીધે, મારી માફક; આથી તેઓ અનાપ્ત છે. જેમનામાં અનાપ્તત્વનો અભાવ હોય તેમણે ઉપદેશેલું શાસ્ત્ર ધર્મ કહેવાય.

ત્રીજો પ્રકાર છે. એવી રીતે સમ્યગ્દર્શનાદિરૂપ સુમાર્ગને વિષે કુમાર્ગની બુદ્ધિ તે ચોથો પ્રકાર છે. [1]આકાશ, પરમાણુ વગેરે અજીવ પદાર્થોને વિષે જીવની બુદ્ધિ તે પાંચમો પ્રકાર છે. ઉચ્છ્વાસાદિ પ્રાણિ-ધર્મોનો ઘટમાં અભાવ હોવાથી તે અજીવ છે, તેમ પૃથ્વી-કાયાદિ જીવોમાં આ ધર્મોનો અભાવ હોવાથી તે અજીવ છે, એમ જીવોને વિષે અજીવની બુદ્ધિ તે છઠ્ઠો પ્રકાર છે. છ પ્રકારના જીવ-નિકાયના વધથી અવિમુખ તથા અબ્રહ્મચારી એવા અસાધુઓને વિષે [2]સાધુની બુદ્ધિ તે સાતમો પ્રકાર છે. બાળપણાથી દીક્ષા લીધેલી હોવાથી એમને પુત્ર નથી, **अपुत्रस्य गतिर्नास्ति** એ સૂત્રથી એમનો ઉદ્ધાર થનાર નથી, વળી એઓ સ્નાન પણ કરતા નથી, વાસ્તે અસાધુ છે એમ બ્રહ્મચર્યાદિ ગુણોથી અલંકૃત સાધુઓને વિષે અસાધુની બુદ્ધિ તે આઠમો પ્રકાર છે. લોક-વ્યાપારમાં પ્રવૃત્ત અને કર્મથી રહિત નહિ એવા જનોને વિષે [3]મુક્તની બુદ્ધિ તે નવમો પ્રકાર છે. સમગ્ર કર્મોથી રહિત, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્યથી વિભૂષિત મહાનુભાવોને વિષે [4]અમુક્તની બુદ્ધિ તે દશમો પ્રકાર છે.[5]

**મિથ્યાત્વથી હાનિ—**

આ પદ્યમાં ગ્રન્થકારે મિથ્યાત્વને દુઃખદાયી કહ્યું છે તે યુક્ત છે. આ સંબંધમાં **યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિના ૫૮ મા પત્રમાં પ્રકાશાયું છે કે—

**“ मिथ्यात्वं परमो रोगो, मिथ्यात्वं परमं तमः ।**
**मिथ्यात्वं परमः शत्रु-र्मिथ्यात्वं परमं विषम् ॥१॥** —અનુ૦
**जन्मन्येकत्र दुःखाय, रोगो ध्वान्तं रिपुर्विषम् ।**
**अपि जन्मसहस्रेषु , मिथ्यात्वमचिकित्सितम् ॥२॥”** —અનુ૦

અર્થાત્ મિથ્યાત્વ સૌથી મોટો રોગ છે. એ ઉત્કૃષ્ટ અંધકાર છે. એ મોટામાં

---

૧ નિમ્ન-લિખિત પદ્યગત કલ્પના બ્રાન્તિમૂલક છે—

**“ क्षिति-जल-पवन-हुताशन-यजमाना-ऽऽकाश-चन्द्र-सूर्याख्याः ।**
**इति मूर्तयो महेश्वरसम्बन्धिन्यो भवन्त्यष्टौ ॥”**

૨ જોકે આ સાધુઓ સર્વ પાપનું સેવન કરે છે, છતાં બ્રહ્મ-મુદ્રાનું તેઓ ધારણ કરતા હોવાથી સાધુ છે.

૩ **“ अणिमाद्यष्टविधं प्राप्यै-श्वर्यं कृतिनः सदा ।**
**मोदन्ते निवृतात्मान-स्तीर्णाः परमदुस्तरम् ॥”**

૪ અનાદિત્વ હોવાને લીધે જેમ આકાશ અને આત્માના સંયોગનો ઉચ્છેદ અસંભવિત છે, તેમ જીવના અને અનાદિ કર્મના સંયોગને નાશ કરવો તે અશક્ય છે. આથી મુક્ત જીવો સંભવતા નથી, અથવા મુક્તની ઓલવાઇ ગયેલા દીપક સાથે તુલના થતી હોવાથી આત્માનું અસ્તિત્વ નહિ રહેતું હોવાથી મુક્ત નથી.

૫ આ વિવેચન તેમજ ટિપ્પણો **સ્થાનાંગ**-વૃત્તિ અનુસાર છે.

મોટો દુશ્મન છે. એ ઉત્કટ ( અતિદારુણ ) ઝેર છે. ( કેમકે ) રોગ, અંધકાર, શત્રુ અને ઝેર એ તો એક (જ) જન્મમાં દુઃખદાયી છે, જ્યારે ચિકિત્સા રહિત મિથ્યાત્વ તો હજારો જન્મોમાં પણ દુઃખાવહ છે.

❖ ❖ ❖ ❖

**राग-द्वेषयुतो देवो, यः कुदेवः स कथ्यते ।**
**काञ्चनकामिनीलुब्धः, कुगुरुर्यो गुरूयते ॥ ७ ॥**
**हिंसया सहितो योऽत्र, धर्मः सोऽस्ति कुधर्मकः ।**
**एतत्त्रये निमग्ना ये, संसारे संसरन्ति ते ॥ ८ ॥–युग्मम्**

**કુદેવાદિનું લક્ષણ—**

શ્લો૦–"જે દેવ રાગ અને દ્વેષથી યુક્ત હોય તે 'કુદેવ' કહેવાય છે. જે સોનામાં અને સુન્દરીમાં લંપટ હોઇ ગુરુ હોવાનો ડોળ કરે છે તે 'કુગુરુ' છે. આ જગત્માં જે ધર્મ હિંસાથી યુક્ત છે તે ' કુધર્મ ' છે. આ ત્રણમાં જેઓ આસક્ત છે, તેઓ સંસારમાં રઝળે છે. "–૭–૮

❖ ❖ ❖ ❖

**वीतरागः सुदेवः स्याद्, व्रतस्थः सुगुरुस्तथा ।**
**दयाप्रधानधर्मो हि, शुद्धो धर्मः प्रकीर्तितः ॥ ९ ॥**

**સુદેવાદિનું લક્ષણ–**

શ્લો૦–" રાગ રહિત હોય તે 'સુદેવ' છે. જે (મહા)વ્રતો પાળતા હોય, તે ' સુગુરુ ' છે ; અને દયાપ્રધાન ધર્મ તે જ 'સુધર્મ' કહેવાય છે. "–૯

**સુદેવ–કુદેવનું નિરૂપણ—**

સ્પષ્ટી૦—પૂર્વોક્ત પદ્યમાં સૂચવ્યા મુજબ જે રાગી હોય, જે દ્વેષી હોય તે 'કુદેવ' છે; જ્યારે જેનામાં રાગ–દ્વેષનો અભાવ છે, જે વીતરાગ છે તે 'સુદેવ' છે. આ વાત સ્ફુટ રીતે યોગશાસ્ત્રના દ્વિતીય પ્રકાશમાં નિમ્ન-લિખિત પદ્યો દ્વારા જોઇ શકાય છે:—

" **सर्वज्ञो जितरागादि–दोषस्त्रैलोक्यपूजितः ।**
**यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥४॥**"—અનુ૦

" ये स्त्री-शस्त्रा-ऽक्षसूत्रादि-रागाद्यङ्ककलङ्किताः ।
निग्रहा-ऽनुग्रहपरा-स्ते देवाः स्युर्न मुक्तये ॥ ६ ॥"—અનુ૦

અર્થાત્ જે સર્વજ્ઞ છે, જેણે રાગાદિ દોષો ઉપર વિજય મેળવ્યો છે, જેને ત્રિભુવન પૂજે છે અને જે જેવી વસ્તુ હોય તેવી તેની પ્રરૂપણા કરે છે, તે 'દેવ', 'અર્હન્' યાને 'પરમેશ્વર' છે અથવા તે ઉત્તમ ઐશ્વર્યવાળા 'અર્હન્' દેવ' છે. જેઓ [1]સુન્દરી, [2]શસ્ત્ર, [3]જપમાળા વગેરે રાગાદિનાં ચિહ્નોથી કલંકિત છે અને જેઓ ( અન્ય જનો ઉપર ) નિગ્રહ તથા અનુગ્રહ કરવામાં (એટલે કે રુષ્ટ થતાં શાપ દેવા માટે અને તુષ્ટ થતાં વરદાન આપવા માટે) તૈયાર છે, તે દેવો મુક્તિ માટે નથી–તેમની સેવાથી સિદ્ધિનું સંપાદન થાય તેમ નથી.

આપણે અજૈન સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરીશું તો **બ્રહ્મા** પ્રમુખ દેવો સરાગી આલેખેલા જણાય છે, કેમકે તેમને પત્ની છે. જેમકે **બ્રહ્મા**ની પત્ની **સાવિત્રી**, **વિષ્ણુ**ની **લક્ષ્મી**, **શિવ**ની **પાર્વતી**, **કાર્તિકેય**ની **દેવસેના**, **ઇન્દ્ર**ની **શચી**, **રવિ**ની **રત્ના**, **ચંદ્ર**ની **રોહિણી**, **બૃહસ્પતિ**ની **તારા**, **અગ્નિ**ની **સ્વાહા**, **મદન**ની **રતિ**, **યમ** ( શ્રાદ્ધદેવ )ની **ધૂમોર્ણા** ઇત્યાદિ. આ સાહિત્યે હદ કરી છે. ત્યાં એવું સ્પષ્ટપણે નિર્દેશાયું છે કે [4]**બ્રહ્મા**દિ સ્ત્રીલંપટ પણ હતા. **બ્રહ્મા**ના સંબંધમાં આવી વાતને **મત્સ્ય**–પુરાણના તૃતીય અધ્યાયનાં નિમ્ન-લિખિત પદ્યો જાહેર કરે છે:—

" अथ प्रदक्षिणं चक्रे, सा पितुर्वरवर्णिनी ।
पुत्रेभ्यो लज्जित-स्यास्य, तद्रूपा लोकनेच्छया ॥३६॥—અનુ૦

---

૧–૩ આ અનુક્રમે રાગ, દ્વેષ અને મોહનું સૂચન કરે છે; કેમકે વીતરાગને વનિતાનો સંગ સંભવે નહિ, શસ્ત્રનું ધારણ એ શત્રુતા સિદ્ધ કરે છે અને જપમાળા વિસ્મરણનું સ્મરણ કરાવે છે.

**તર્કરહસ્યદીપિકા** (પત્ર ૪૫)માં તેમજ શ્રી**હરિભદ્ર**સૂરિકૃત અષ્ટકની વૃત્તિમાં કહ્યું પણ છે કે:—

" रागोऽङ्गनासङ्गमनानुमेयो, द्वेषो द्विषद्दारणहेतिगम्यः ।
मोहः कुवृत्तागमदोषसाध्यो, नो यस्य देवः स स चैवमर्हन् ॥"–ઉપજાતિ

આ ભાવાર્થ **યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૬૧)માંના નિમ્ન-લિખિત પદ્યમાં જોવાય છે:—

" स्त्रीसङ्गः काममाचष्टे, द्वेषं चायुधसङ्ग्रहः ॥
व्यामोहं चाक्षसूत्रादि-रशौचं च कमण्डलुः ॥"—અનુ૦

૪ આ દેવોમાં હિંસા, અસત્ય, અદત્તાદાન અને પરિગ્રહરૂપ દૂષણો પણ જણાય છે. પ્રતીતિ કરવાની અભિલાષા જેને થતી હોય તેને **ઉપદેશરત્નાકર**નાં ૧૫૩મા અને ૧૫૪મા પત્રો જોવા ભલામણ છે.

आविर्भूतं ततो वक्त्रं, दक्षिणं पाण्डु गण्डवत् ।
विस्मयस्फुरदोष्ठं च, पाश्चात्यमुद्गतं तवः ॥३७॥—અનુ૦
चतुर्थमभवत् पश्चाद्, वामं कामशरातुरम् ।
ततोऽन्यदभवत् तस्य, कामातुरतया तथा ॥३८॥—અનુ૦

.... .... .... ... ....

तेनोर्ध्वं वक्त्रमभवत्, पञ्चमं तस्य धीमतः ।
आविर्भवज्जटाभिश्च, तद् वक्त्रं चावृणोत् प्रभुः ॥४०॥"—અનુ૦

બ્રહ્મા અને વિષ્ણુ પરત્વે આનાથી પણ બીભત્સ વર્ણન બ્રહ્મવૈવર્ત પુરાણ (અ૦ ૪)માં નજરે પડે છે.

કૃષ્ણનું ગોપીઓ સાથેનું [1]અનુચિત વર્તન કાવ્યપ્રદીપ (પૃ. ૧૪૨)ના નિમ્ન-લિખિત પદ્ય ઉપરથી સ્ફુરે છે:—

"गच्छाम्यच्युत ! दर्शनेन भवतः किं तृप्तिरुत्पद्यते ?
किं त्वेवं विजनस्थयोर्हत जनः सम्भावयत्यन्यथा ।
इत्यामन्त्रणभङ्गिसूचितवृथाऽवस्थां न खेदालसा-
माश्लिष्यन् पुलकोत्कराञ्चिततनुर्गोपीं हरिः पातु वः ॥"—શાર્દૂલ૦

न्यायसिद्धान्तमुक्तावली વગેરેમાં ગોપીનાં વસ્ત્રો ચોરી જવાનો કૃષ્ણ ઉપર આક્ષેપ મૂકાયો છે એમ નિમ્ન-લિખિત પદ્ય કહી આપે છે:—

---

૧ આથી પણ અત્યંત અસભ્ય વર્તનના ઉપર 'પતિવ્રતા સતીઓ'માં આપેલો સતી વૃન્દાનો વૃત્તાન્ત વિશેષ પ્રકાશ પાડે છે. આ સતીનું શીયળ રૂપપરાવર્તન દ્વારા ખણ્ડિત કરનાર કૃષ્ણને સતી આ સર્વથા અનુચિત કૃત્ય માટે શાપ આપે છે.

આ ઉપરાંત કૃષ્ણની કપટતા વગેરેનો નિર્દેશ નિમ્ન-લિખિત પદ્યમાંથી તારવી શકાય છે:—

" त्यक्त्वा पद्मामनिन्द्यां मदनशरहतो गोपनारीं सिषेवे
निद्राविद्राणचित्तः कपटशतमयो दानवारातिघाती ।
रागद्वेषावधूतो घुपतिसुतरथे सारथिर्योऽभवत् तं
कुर्वाणं प्रेम नार्या विटवदतिशयं नाप्तमाहुर्मुरारिम् ॥ "—સ્રગ્ધરા
—सुभाषितरत्नसन्दोह શ્લો૦ ૬૫૬

અર્થાત્ પવિત્ર લક્ષ્મીને ત્યજીને કામદેવના બાણથી હણાયેલા જે મુરારિએ (કૃષ્ણે) ગોપીનું સેવન કર્યું, વળી જેમનું મન નિદ્રાથી અનગ્રત થયું છે, જેઓ સેંકડો કપટોથી પૂર્ણ છે તેમજ જેઓ દાનવરૂપ દુશ્મનોના વિનાશક છે, તથા વળી જેઓ રાગ-દ્વેષથી ક્ષોભિત છે અને જેઓ ઇન્દ્રના પુત્ર (અર્જુન)ના સારથિ (રથ હાંકનાર) થયા, તે નારીની સાથે યારની જેમ અતિશય પ્યાર કરતા મુરારિને (સજ્જનો) આપ્ત કહેતા નથી.

" [illegible]रहचये, गोपवधूटी दुकूलचोराय ।
तस्मै [illegible]ष्णाय नमः, संसारम[illegible]रुहस्य बीजाय ॥ "[1]—આર્યા

**શંકર**માં સ્ત્રીલંપટતા હોવાનું **સાહિત્યદર્પણ** ( પરિ. ૭, પૃ. ૪૧૦ )ના નિમ્ન-લિખિત પદ્યથી સ્ફુરે છે:—

" [2]सन्ध्यां यत् प्रणिपत्य लोकपुरतो बद्धाञ्जलिर्याचसे
धत्से यच्च नदीं विलज्ज ! शिरसा तच्चापि सोढं मया ।
[illegible]ऽतमन्यन यदि हरेः कस्मा[illegible] विषं भक्षितं
मा स्त्रीलम्पट ! मां स्पृशेत्यभिहितो गौर्या हरः पातु वः ॥"—શાર્દૂલ૦

**બ્રહ્મા** અને **વિષ્ણુ**ની જેમ એનું પણ નિન્દ્ય વર્ણન કરવાનું પુરાણો ભૂલી ગયા નથી. **ભાગવત** પુરાણ (સ્ક. ૮, અ. ૮-૯)માં મોહિની-સ્વરૂપના દર્શનથી **મહાદેવ**ની જે દશા વર્ણવી છે તે કયા સહૃદયને સાલે તેમ નથી ? **કુમારસંભવ**માં **મહાદેવ** અને **પાર્વતી**ને જગતુના માતા-પિતારૂપે સંબોધ્યા પછી....કથન કરનાર કવીશ્વર **કાલિદાસ**ના આ કૃત્યને સાક્ષરો ઉચ્છૃંખલતા તરીકે ગણે છે, તો આવા અનુચિત વર્ણનની જે પરાકાષ્ઠા પુરાણોમાં નજરે પડે છે તેને માટે તો તેઓ કેવું પ્રમાણપત્ર આપે એ પાઠકમહોદય સ્વયં વિચારી લેશે.

આ સ્થૂળ વિવેચન ઉપરથી પણ **બ્રહ્માદિ**ની કામાતુરતા અને કામિનીની કિંકરતા સ્ફુટ થઇ હશે. હવે આ દેવો શસ્ત્રધારી પણ છે એ વાત **શ્રીહરિભદ્ર**-સૂરિકૃત **લોકતત્ત્વનિર્ણય**ના નિમ્ન-લિખિત પદ્ય દ્વારા જોઇ લઇએ:—

1 **કૃષ્ણ**ને ઉદ્દેશીને એવા એવા અનુચિત આક્ષેપો મુકાયા છે કે જેના પ્રતીકાર **માટે** બંગ સાહિત્ય સમ્રાટ્ શ્રીયુત **બંકિમચંદ્ર**ને બંગાળી ભાષામાં પુસ્તક રચવાની જરૂર પડી. આમાં ઘણું ખરું નિન્દ્ય વર્ણન રૂપકની મદદથી અન્યરૂપે આલેખવાનો પ્રયત્ન થયેલો છે. જૈન દર્શનમાં તો શ્રી**કૃષ્ણ**ને વ્યભિચારી કે ચોર તરીકે ઓળખાવેલા નથી જ. ત્યાં તો એમને હવે પછી તીર્થંકર થનાર વ્યક્તિ તરીકે-જૈનોના સુદેવ હોવાની લાયકાત મેળવેલા તરીકે વર્ણવ્યા છે.

૨ આના અર્થ માટે જુઓ **ચતુર્વિંશતિકા**નો મારો ઉપોદ્ઘાત (પૃ. ૩૦).

૩ વિશેષ પ્રતીતિના અભિલાષી માટે શ્રી**ભર્તૃહરિ**કૃત **શૃંગાર શતક**નો નિમ્ન-લિખિત આદ્ય શ્લોક ઉપસ્થિત કરવામાં આવે છે:—

" **शम्भु-स्वयम्भु-हरयो हरिणेक्षणानां**
**येनाक्रियन्त सततं गृहकुम्भदासाः ।**
**वाचामगोचरचरित्रविचित्रिताय**
**तस्मै नमो भगवते मकरध्वजाय** ॥ १ ॥ "—વસન્ત૦

" शक्रं वज्रधरं बलं हलधरं विष्णुं च चक्रायुधं
स्कन्दं शक्तिधरं श्मशाननिलयं रुद्रं त्रिशूलायुधम् ।
एतान् दोषभयार्दितान् गतघृणान् बालान् विचित्रायुधान्
नानाप्राणिषु चोद्यतप्रहरणान् कस्तान् नमस्येद् बुधः ? ॥ २८ ॥ "

—શાર્દૂલ૦

અર્થાત્ વજ્રને ધારણ કરનાર ઇન્દ્ર, હળને ધારણ કરનાર **બલરામ**, ચક્રરૂપ હથિયારવાળા **વિષ્ણુ**, શક્તિને ધારણ કરનાર **સ્કન્દ**, સ્મશાનમાં નિવાસ કરનારા અને ત્રિશૂલરૂપ શસ્ત્રને ધારણ કરનારા **રુદ્રને**—દોષ અને ભયથી પીડિત, નિર્દય, અજ્ઞાની, વિચિત્ર શસ્ત્રવાળા અને વિવિધ જીવોના ઉપર શસ્ત્ર ઉગામવાને તૈયાર થયેલા એવા આ દેવોને કયો વિબુધ નમન કરે ?

આ સંબંધમાં **સુભાષિત-રત્ન-સન્દોહના** નિમ્ન-લિખિત શ્લોક જોઇ લઈએ:—

" ये सम्यग्गृह्णायुधानि क्षतरिपुरुधिरैः पिञ्जराण्यात्तरेखा
वज्रेष्वासासिचक्रक्रकचहलगदाशूलपाशादिकानि ।
रौद्रभ्रूभङ्गवक्त्राः सकलभवभृतां भीतिमुत्पादयन्ते
ते चेद् देवा भवन्ति प्रणिगदत बुधा ! लुब्धकाः के भवेयुः ॥६८२॥"-સ્રગ્૦

અર્થાત્ મારી નાંખેલા દુશ્મનોના લોહીથી ખરડાયેલાં એવાં વજ્ર, બાણ, તરવાર, ચક્ર, કરવત, હળ, ગદા, શૂળ, પાશ વગેરે આયુધોને સારી રીતે ગ્રહણ કરીને

---

અર્થાત્ જે કામદેવે **મહાદેવ**, **બ્રહ્મા**, અને વિષ્ણુને મૃગલોચનાઓના ઘરના પાણી ભરનારા નોકરો બનાવ્યા, તે વાણીને અગોચર (એટલે કે જેનો વચન દ્વારા વ્યવહાર ન થઇ શકે એવા) ચરિત્ર વડે વિચિત્ર મદનને નમસ્કાર.

આ ઉપરથી સમજાય છે કે આ દેવો કામાતુર છે અને એથી કરીને તેમને સુદેવ તરીકે વન્દન કરવું ઉચિત નથી. આ સંબંધમાં પંડિત શ્રીજયકીર્તિસૂરિકૃત **શીલોપદેશ-માલામાં** કહ્યું પણ છે કે—

" पूइज्जंति सिवत्थं, केहिं वि जइ कामगद्दहा देवा ।
गत्तासूयरपमुहा-ई किं न हु पूयंति ते मूढा ? ॥ २१ ॥ "-આર્યા
[ पूज्यन्ते शिवार्थं कैरपि यदि कामगर्दभा देवाः ।
गर्ताशूकरप्रमुखान् किं न खलु पूजयन्ति ते मूढाः ? ॥ ]

અર્થાત્ જે (મિથ્યાત્વરૂપ મદિરાથી) મૂઢ જનો કામે કરીને ગધેડા જેવા દેવોને મોક્ષ માટે પૂજે છે, તેઓ ખાડામાં રહેતા ભુંડ વગેરે પશુઓને ખરેખર કેમ પૂજતા નથી ? (કેમકે આવા દેવોમાં અને ભુંડમાં કશું અંતર નથી.)

જેમણે રેખા પ્રાપ્ત કરી છે તથા વળી જેઓ ભયંકર ભવાના ભંગવાળા વદનવાળા છે તેમજ જેઓ સમગ્ર સંસારી જીવોને ભય ઉત્પન્ન કરે છે, તેઓ જો દેવ હોય, તો હે વિચક્ષણો ! કહો કે ( ત્યારે ) શિકારીઓ કોણ હોય ?

પુરાણકારોને હાથે બ્રહ્માદિની જેટલી મશ્કરી–ફજેતી થઇ છે તેનાથી તો હદ વળી ગયેલી ગણાય. આ બધા દેવો વિપત્તિને હઠાવી ન શક્યાનું કરુણાજનક દૃશ્ય **લોકતત્ત્વનિર્ણય**નું નિમ્ન–લિખિત પદ્ય પૂરૂં પાડે છેઃ—

" **ब्रह्मा लूनशिरा हरिर्दृशि सरुग् व्यालुप्तशिश्नो हरः**
**सूर्योऽप्युल्लिखितोऽनलोऽप्यखिलयुक् सोमः कलङ्काङ्कितः ।**
**स्वर्नाथोऽपि विसंस्थुलः खलु वपुःसंस्थैरुपस्थैः कृतः**
**सन्मार्गस्खलनाद् भवन्ति विपदः प्रायः प्रभूणामपि ॥३१॥** "–શાર્દૂલ૦

અર્થાત્ **બ્રહ્મા**નું મસ્તક છેદાઇ ગયું. **વિષ્ણુ**ના નેત્રમાં રોગ થયો. **મહાદેવ**નું લિંગ તૂટી ગયું. સૂર્યનો દેહ પણ છોલાઇ ગયો. અગ્નિ સર્વભક્ષી થયો. ચન્દ્ર કલંકી બન્યો. ઇન્દ્ર સહસ્ર ભગથી દુષ્ટ દેહવાળો થયો. ( આ ઉપરથી ફલિત થાય છે કે ) સન્માર્ગથી ભ્રષ્ટ થવાથી પ્રભુઓને પણ પ્રાયે વિપત્તિ આવી પડે છે.[1]

આ શ્લોકમાં **મહાદેવ**ના શિરે જે વિપત્તિ આવી પડ્યાનું સૂચવાયું છે, તે ઉપરથી જાણે **મહાદેવ**ની ઇશિતાનો કોટ તૂટી જતો જોઇ **શ્રીઅકલંકદેવે** કહ્યું પણ છે કે—

" **ईशः किं छिन्नलिङ्गो यदि विगतभयः शूलपाणिः कथं स्यान्–**
**नाथः किं भैक्ष्यचारी यतिरिति च कथं साङ्गनः सात्मजश्च ? ।**
**आर्द्राजः किं त्वजन्मा सकलविदिति किं वेत्ति नात्मान्तरायं ?**
**सङ्क्षेपात् सम्यगुक्तं पशुपतिमपशुः कोऽत्र धीमानुपास्ते ? ॥** "–સ્રગ્૦

અર્થાત્ જો **મહાદેવ** ઇશ્વર છે, તો ઋષિઓના શાપથી એનું લિંગ કેમ તૂટી ગયું ? જો એ નિર્ભય છે તો એના હાથમાં ત્રિશૂળ કેમ છે ? જો એ ( ત્રિભુવનનો ) સ્વામી છે, તો ભીખ માગીને કેમ નિર્વાહ કરે છે ? જો એ મુનિ છે, તો એને પત્ની અને પુત્ર કેમ છે ? વળી જ્યારે આર્દ્રા નક્ષત્રમાં એનો જન્મ થયો છે, તો

1 અત્ર વર્ણવેલા દરેક પ્રસંગનું સવિસ્તર વર્ણન શ્રી**ભાવપ્રભ**સૂરિકૃત **જૈનધર્મવરસ્તોત્ર**-ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પૃ. ૮૨–૮૪ )માં આપેલું છે. આ ગ્રન્થ ટૂંક સમયમાં 'શ્રીઆગમોદય સમિતિ' તરફથી બહાર પડનાર છે. આનું સ્થૂલ સ્વરૂપ **તત્ત્વનિર્ણયપ્રાસાદ** ( પૃ. ૧૩૦–૧૩૮ )માં હિંદી ભાષામાં નજરે પડે છે.

એ જન્મરહિત કેમ કહેવાય ? વળી જો એ સર્વજ્ઞ છે, તો એ પોતાનો અંતરાય કેમ જાણતો નથી ? ટુંકમાં રૂડી રીતે કથન કરાયું છે કે આવા પશુપતિની કયો બુદ્ધિમાન્ અપશુ (એટલે માનવ) ઉપાસના કરે ?

આ પ્રમાણે પુરાણાદિમાં જે વર્ણન આપેલાં છે, તેનો [1]દેવ-પરીક્ષા પ્રસંગે થોડો ઘણો ચિતાર જૈન મહર્ષિઓએ ખડો કર્યો છે. પરંતુ આથી એમ ન સમજવું કે તેઓ બ્રહ્માદિના દ્વેષી છે.

એ તો જેમ કોઇ પણ નિષ્પક્ષપાતી આવાં પુરાણનાં કથનોને કલ્પિત ગણે અને શુદ્ધ ચરિત્રશાળી દેવોની સેવા કરે, તેમ જૈન મુનિવરોએ પણ કર્યું છે. અરે તેમણે પણ બ્રહ્માદિ નામો વડે પરમેશ્વરની સ્તુતિ કરી છે. આ વાતના સમર્થનાર્થે [2]ગ્રન્થ-ગૌરવના ભયથી લોકતત્ત્વનિર્ણયમાંથી એક જ પદ્ય રજુ કરૂં છું:—

" त्यक्तस्वार्थः परहितरतः सर्वदा सर्वरूपं
सर्वाकारं विविधमसमं यो विजानाति विश्वम् ।
ब्रह्मा विष्णुर्भवतु वरदः शङ्करो वा हरो वा
यस्याचिन्त्यं च[illegible]मं भावतस्तं प्रपद्ये ॥ ३७ ॥ "—મન્દા૦

અર્થાત્ જેણે સ્વાર્થનો ત્યાગ કર્યો છે, જે અન્યના કલ્યાણમાં આસક્ત છે, જે સદા સર્વસ્વરૂપ (જડ-ચેતનરૂપ), (પરિમંડલ, વૃત્ત, ચતુરસ્ર, આયતન વગેરે) સર્વ આકારવાળા, અને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યની અપેક્ષાએ વિવિધ એવા વિશ્વને અનન્ય સદૃશ જાણે છે તેમજ જેનું ચરિત્ર અચિન્ત્ય તેમજ અદ્વિતીય છે તેને-ભલે પછી તેનું નામ બ્રહ્મા હો, વિષ્ણુ હો, શંકર હો કે હર હો, હું (દેવ તરીકે) ભાવપૂર્વક સ્વીકારૂં છું.

આ નિરૂપણથી દેવનું લક્ષણ વીતરાગત્વ હોવું જોઇએ એમ સમજાયું હશે, છતાં કોઇ પ્રાજ્ઞ 'સરાગી'ને સુદેવ ગણવા તૈયાર હોય તો તે મહાનુભાવને ઉદ્દેશીને હું કહીશ કે—

---

૧ જુઓ યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિ (પ. ૬૬), દિગંબર મુનિરાજ શ્રીઅમિતગતિકૃત ધર્મપરીક્ષા અને શ્રીહેમચન્દ્રસૂરિ(?)કૃત સંદેહસમુચ્ચય. (આ દ્વિજવદનચપેટા પણ કહેવાય છે. આવો એક ગ્રન્થ બૌદ્ધાચાર્યે રચ્યો છે અને તેનું નામ દ્વિજવદનવજ્રસૂત્રી છે. જુઓ જૈનગ્રન્થાવલી પૃ. ૧૬૬. ઉપદેશરત્નાકરના ૧૫૫મા પત્રમાં શૈવમુખવજ્રસૂચી તરીકે જે ગ્રન્થનો નિર્દેશ છે, તે આ તો નહિ હોય ?)

૨ આવા ભાવાર્થના વિશેષ જિજ્ઞાસુને વીર-ભક્તામર (પૃ. ૫૫-૫૭) તેમજ શ્રીભક્તામરસ્તોત્રની મારી સંસ્કૃત ભૂમિકા જોવા વિનતિ છે.

" [1]रागी देवो दोसी देवो नामिमुयंमि (?) देवो
रत्ता मत्ता कंतासत्ता जे गुरू ते वि पुज्जा ॥ १ ॥
मज्जे धम्मो मंसे धम्मो जीवहिंसाइ धम्मो
हा हा कट्ठं नट्ठो लोओ अट्टमट्टं कुणंतो ॥ २ ॥ "[2]

અર્થાત્ જે દેવ રાગી હોય, જે દ્વેષી હોય....તે પણ દેવ છે, વળી રાગી, મદોન્મત્ત, કામિનીમાં આસક્ત એવા જે ગુરુઓ છે તેઓ પણ પૂજનીય છે તેમજ મદ્ય(પાન)માં ધર્મ, માંસ(ખાવા)માં ધર્મ અને જીવ-હિંસામાં પણ ધર્મ છે તો હાયહાય કષ્ટ, અવ્યવસ્થિત વિચાર (અશુભ વિકલ્પ) કરનાર લોક નાશ પામ્યો છે.[3]

વિશેષમાં સરાગીને સુદેવ ગણવાનું સાહસ કરનાર **શંકર** સિવાય અન્ય દેવને સુદેવ તરીકે નહિ સ્વીકારી શકે, કેમકે એની સાથે સરાગત્વમાં કોઇ બરોબર કરી શકે તેમ નથી. મહર્ષિ **શ્રીભર્તૃહરિએ** કહ્યું પણ છે કે—

" एको रागिषु राजते प्रियतमादेहार्धहारी हरो
नीरागेषु जिनो वि[illegible]क्तललनासङ्गो न यस्मात् परः ।
दुर्वारस्मरबाणपन्नगविषव्याविद्धमुग्धो जनः
शेषः कामविडम्बनान् न विषयान् भोक्तुं न मोक्तुं क्षमः ॥"—શાર્દૂલ૦
—વૈરાગ્યશતક શ્લો. ૧૫

✤ ✤ ✤ ✤

## एतत्त्रयं सुमन्यन्ते, ते नरा शिवगामिनः ।
## नरदेवभवान् कृत्वा, भवन्ति स्वल्पकालतः ॥ १० ॥

### સમ્યક્ત્વથી મોક્ષ—

શ્લો૦—" જે મનુષ્યો આ ત્રણને વિષે શુદ્ધ શ્રદ્ધા રાખે છે, તેઓ નર અને દેવના ભવો કરી ટુંક સમયમાં મોક્ષે જાય છે. "—૧૦

✤ ✤ ✤ ✤

૧ તાત્પર્ય—

रागी देवो द्वेषी देवो.........देवो
रक्ता मत्ताः कान्तासक्ता ये गुरवस्तेऽपि पूज्याः ।
मद्ये धर्मो मांसे धर्मो जीवहिंसायां धर्मो
हा हा कष्टं नष्टो लोकः अशुभविकल्पं कुर्वन् ॥

૨ જુઓ **તત્ત્વનિર્ણયપ્રાસાદ** ( પૃ. ૪૩૩ ).

૩ આ હકીકત નિમ્ન-લિખિત પદ્યમાં ઝળકી ઊઠે છે:—

" सरागोऽपि हि देवश्चेद्, गुरु[illegible]
कृपाहीनोऽपि धर्मः स्यात्, कष्टं नष्टं हहा जगत् ॥ "—અનુ૦

**एतत्सम्यक्त्वदीपेन, निरस्य मोहजं तमः ।**
**गच्छन्ति श्रेयसो मार्गे, नरा द्राग् लब्धचेतनाः ॥ ११ ॥**

કલ્યાણ-માર્ગનો દીપક—

શ્લો૦—" ચૈતન્ય પામેલા (માનવો સુદેવાદિ તત્ત્વત્રયમાં સુશ્રદ્ધારૂપ ) આ સમ્યક્ત્વરૂપ દીવા વડે મોહજન્ય (અજ્ઞાનરૂપ) અંધકારને દૂર ફેંકી દઇ કલ્યાણને માર્ગે જાય છે. "–૧૧

   

**मूलं धर्मतरोरेतद्, द्वारं मोक्षस्य कथ्यते ।**
**यानपात्रं भवाब्धौ च, गुणानामास्पदं मतम् ॥ १२ ॥**

સમ્યક્ત્વનું ગૌરવ—

શ્લો૦—" આ (સમ્યક્ત્વ) ધર્મરૂપ વૃક્ષનું મૂળ, મોક્ષ રૂપ નગર)નો દરવાજો અને સંસારરૂપ સમુદ્રને વિષે નૌકા કહેવાય છેતેમજ તે (સર્વ) ગુણોનું (ઉત્પત્તિ-) સ્થાન મનાય છે. "—૧૨

**અજૈન દર્શનમાં સમ્યક્ત્વનો મહિમા—**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં યથાર્થ શ્રદ્ધા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે તે વાસ્તવિક છે, કેમકે અજૈન શાસ્ત્રોમાં પણ મુક્તિ માટે શ્રદ્ધાની આવશ્યક્તા સ્વીકારવામાં આવી છે. **ભગવદ્ગીતા** ( અ૦ ૪ )માં કહ્યું છે કે-

" **श्रद्धावांल्लभते ज्ञानं, तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्ति-मचिरेणाधिगच्छति ॥ ३९ ॥**
**अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो, न सुखं संशयात्मनः ॥ ४० ॥** "

અર્થાત્ શ્રદ્ધાશાળી જ્ઞાન મેળવે છે અને તેમાં તલ્લીન બનેલી અને ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવેલી (વ્યક્તિ) જ્ઞાન પામીને ટુંક સમયમાં ઉત્તમ મુક્તિ પામે છે. મૂર્ખ, અશ્રદ્ધાળુ તેમજ સંશયશીલ પ્રાણી તો નાશ પામે છે; સંશયાત્માને આ લોક કે પર લોક નથી તેમજ સુખ નથી.

**सर्वलक्ष्म्या निधानं हि, कारणं तीर्थकृच्छ्रियः ।**
**धन्या ये पालयन्तीह, ये सम्यक्त्वं सुखाकरम् ॥ १३ ॥**

**સમ્યક્ત્વીઓને અભિનંદન—**

**શ્લો૦**—"સર્વ સંપત્તિના ભંડાર, તીર્થંકરની લક્ષ્મીના હેતુ અને સુખની ખાણરૂપ એવું સમ્યક્ત્વ જેઓ આ સંસારમાં પાળે છે, તેઓ ધન્ય છે."–૧૩

❦ ❦ ❦ ❦

**अङ्कस्थाने हि सम्यक्त्वं, सर्वं शून्यं ततः परम् ।**
**अङ्कस्य रक्षणे जाते, शून्यानि फलदानि च ॥ १४ ॥**

**સમ્યક્ત્વ વિના શૂન્યતા—**

**શ્લો૦**—"સમ્યક્ત્વ એ અંકને સ્થાને છે, કેમકે એના વિના સર્વ શૂન્ય છે. અંકનું રક્ષણ થતાં મીંડાંઓ પણ ફલદાયક (બને) છે–તેની ગણના થાય છે."–૧૪

❦ ❦ ❦ ❦

**कुतर्कग्रहग्रस्ता हा, केचिद् धर्मं बहिर्मुखाः ।**
**दूषयन्ति कुकर्माणो, हारयन्ति जनुर्वृथा ॥ १५ ॥**

**કુકર્મીઓનું ભવ-ભ્રમણ—**

**શ્લો૦**—"કુતર્કરૂપ ગ્રહોથી સપડાયેલા અને બહિર્મુખ (આડંબર સેવનારા) એવા કેટલાક કુકર્મીઓ ધર્મને દોષ દે છે અને (પોતાનો) જન્મ ફોગટ હારી જાય છે."–૧૫

❦ ❦ ❦

**पूर्वर्षीणां समर्थानां, कथनं नैव रोचते ।**
**अधर्मिभ्यश्च मूर्खेभ्यः, प्रमेहिभ्यो घृतं यथा ॥ १६ ॥**

**મહર્ષિઓના ઉપદેશની અવગણના—**

**શ્લો૦**—"જેમ પ્રમેહથી પીડાતા (જનો)ને ઘી રુચતું નથી જ, તેમ અધર્મી અને મૂર્ખ (માનવીઓને) પૂર્વે થઇ ગયેલા સમર્થ ઋષિઓનું કથન રુચિકર થતું નથી જ."–૧૬

❦ ❦ ❦ ❦

**स्वकीयां कल्पनां मूढा, मन्यन्ते तत्त्वधारिणीः ।**
**पूर्वीयाणां तथा नैव, कुकर्मप्रहता जडाः ॥ १७ ॥**

શ્લો૦—" જેમ (તે) મૂરખાઓ પોતાની કલ્પનાને તાત્ત્વિક ગણે છે તેમ કુકર્મથી હણાયેલા તે જડો પ્રાચીન (મહાનુભાવો)ની કલ્પનાને ગણતા નથી જ."-૧૭

   

**ते सम्यक्त्वं समुद्दास्य, कुतर्कभ्रान्तचित्तकाः ।**
**स्वकीयकल्पनाकाचं, हा हा रक्षन्ति यत्नतः ॥ १८ ॥**

કુતર્કીઓની બાલિશતા—

શ્લો૦—" કુતર્કો વડે ભ્રમિત થયેલા ચિત્તવાળા તે (જડો) સમ્યક્ત્વ (રત્ન)-ને ફેંકી દઇને અરેરે પોતાની કલ્પનારૂપ કાચનું યત્નપૂર્વક રક્ષણ કરે છે."–૧૮

   

**अधुना पञ्चमे काले, विशेषाः कृष्णपाक्षिकाः ।**
**भाविनो भरते सव्ये, इत्यस्ति पूर्वभाषितम् ॥ १९ ॥**

કૃષ્ણપક્ષીઓની અધિકતા—

શ્લો૦—" અત્યારે પાંચમા આરામાં દક્ષિણ [1]ભરતમાં [2]કૃષ્ણપક્ષીઓ વિશેષ હોય એમ [3]પ્રાચીન કથન છે. "–૧૯

   

**प्रत्यक्षं लक्ष्यते तत् तु, तेषां दुर्भाग्ययोगतः ।**
**उन्नतिर्दुर्गतिगामिनां, चेतस्तुदति धर्मिणाम् ॥ २० ॥**

ધર્મીને ખેદ—

શ્લો૦—"તેમની કમનસીબીના યોગે તે (વાત) પ્રત્યક્ષ જણાય છે, કેમકે (અત્યારે) દુર્ગતિએ જનારાઓની ઉન્નતિ ધર્મીઓના મનને ખેદ પમાડે છે."–૨૦

   

**अस्यां खलु शताब्द्यां हा ! जज्ञिरे ईदृशा गणाः ।**
**सावधानं मनः कृत्वा, निजं रक्षत रक्षत ॥ २१ ॥**

---

૧ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ. ૧૯૮-૧૯૯ ).
૨ જુઓ વીર-ભક્તામર ( પૃ. ૮૪ ). ૩ જુઓ મહાનિશીથ.

સાવધાન—

શ્લો૦—" ખરેખર આ (વીસમી) સદીમાં આવા સમૂહો પાક્યા છે, વાસ્તે મનને સાવધાન કરી પોતાની જાતનું (હે ભવ્યો !) તમે આનાથી રક્ષણ કરો, રક્ષણ કરો. "—૨૧

**मिथ्यात्वपोषक मूर्खैः, उच्यन्ते धर्मधारिणः।**
**ये धर्मधारिणो लोके, तान् वदन्ति विघातिनः ॥ २२ ॥**

અજ્ઞાનીઓનો બકવાદ—

શ્લો૦—" જગત્માં મિથ્યાત્વને પોષનારાઓને મૂરખાઓ ધર્મધારી કહે છે, જ્યારે જેઓ ધર્મ પાળે છે તેમને વિઘાતક કહે છે. "—૨૨

❦ ❦ ❦ ❦

**ये सम्यक्त्वव्रतस्थाः स्युः, तैः सम्मिल्य प्रयत्नतः।**
**शास्त्रविरोधिनां रोधः, कार्यः स्वेषां विवर्धनम् ॥ २३ ॥**

સંયમીઓનું સંમેલન—

શ્લો૦—" જેઓ સમ્યક્ત્વધારીઓ છે તેમજ જેઓ (દેશવિરતિ કે સર્વવિરતિરૂપ) વ્રત પાળે છે, તેમણે પ્રયત્ન પૂર્વક એકઠા મળીને શાસ્ત્રનો વિરોધ કરનારાઓનો નિરોધ કરવો જોઇએ તેમજ પોતાની પુષ્ટિ કરવી જોઇએ."—૨૩

❦ ❦ ❦ ❦

**सुधर्माद् भ्रश्यतो लोकान्, ये रक्षन्ति कृपालवः।**
**धन्यास्ते कृतपुण्यास्ते, तानन्वहं नमाम्यहम् ॥ २४ ॥**

કૃપાળુ મુનીશ્વરોને નમસ્કાર—

શ્લો—" જે કૃપાળુ (મહાત્માઓ) સુધર્મથી ભ્રષ્ટ થતા લોકોને બચાવે છે, તેઓ ધન્ય છે અને તેમને હું પ્રતિદિન પ્રણામ કરૂં છું."—૨૪

❦ ❦ ❦ ❦

**तीर्थेशानां त्रिकालार्चा, कर्तव्या स्वर्गदायिका।**
**बोधिसौलभ्यलाभाय, बोधिदुर्लभ्यदारिका ॥ २५ ॥**

**પ્રભુ-પૂજનનું ફળ—**

શ્લો૦—" સમ્યક્ત્વનો સહેલાઇથી લાભ થાય તે માટે સ્વર્ગને આપનારી એવી તીર્થંકરોની પૂજા ( સવારે, બપોરે અને સાંજે એમ ) ત્રિકાળ કરવી, કેમકે સમ્યક્ત્વ એ દુર્ગતિને નિવારે છે. "—૨૫

✤ ✤ ✤ ✤

**संसारनीरधौ पूजा, यानपात्रसमा मता ।**
**शिवप्रदीपिका पूजा, वज्रं दारिद्र्यभूभृताम् ॥ २६ ॥**

**પૂજાથી લાભો—**

શ્લો૦—" સંસાર-સમુદ્રમાં પૂજા વહાણ જેવી મનાય છે. કલ્યાણના ઉપર પ્રકાશ પાડનારી પૂજા દરિદ્રતારૂપ પર્વતોને ( ભેદવામાં ) વજ્ર (જેવી) છે."—૨૬

✤ ✤ ✤ ✤

**सर्वकल्याणकर्त्री स्याद्, नृसुरीवैभवप्रदा ।**
**दुःखाग्नौ पयसां धारा, प्रभोः पूजा सुदुर्लभा ॥ २७ ॥**

**પ્રસ્તુતની પુષ્ટિ—**

શ્લો૦—" પૂજા સર્વ મંગળોને કરનારી અને માનવ અને દેવના વૈભવોને આપનારી છે. દુઃખરૂપ અગ્નિને વિષે જળોની ધારા જેવી પ્રભુની પૂજા અત્યંત દુર્લભ છે. "—૨૭

સ્પષ્ટી૦—આ તેમજ એની પૂર્વેનું પદ્ય ઉપદેશતરંગિણીના ૨૧૬મા પત્રગત નિમ્ન-લિખિત પદ્યની છાયારૂપ જણાય છે:—

" संसाराम्भोधिवेडा शिवपुरपदवी दुर्गदारिद्र्यभूभृद्-
भङ्गे दम्भोलिभूता सुरनरविभवप्राप्तिकल्पद्रुकल्पा ।
दुःखाग्नेरम्बुधारा सकलसुखकरी रूपसौभाग्यभर्त्री
पूजा तीर्थंकराणां भवतु भवभृतां सर्वकल्याणकर्त्री ॥ "—अगू०

✤ ✤ ✤ ✤

**स्नपयन्ति जगन्नाथं, तत्कर्मरजसां शमः ।**
**ये पूजयन्ति तत्पादौ, पूज्यन्ते जगतां जनैः ॥ २८ ॥**

**જગન્નાથના સ્નાનાદિનો મહિમા—**

શ્લો૦—" જેઓ જગત્‌ના નાથને સ્નાન કરાવે છે, તેમના કર્મરૂપી રજકણો શાંત થઇ જાય છે—ધોવાઇ જાય છે. જેઓ એનાં ચરણનું પૂજન કરે છે, તેમના પગોને દુનિયાના માનવો પૂજે છે. "—૨૮

❦ ❦ ❦ ❦

**ये वन्दन्ते च ते वन्द्या, ध्येयास्ते ध्यायन्ते तीर्थपान्।**
**गेयास्ते गायन्ते ये स्तोत्रै-र्भवन्ति खलु भावुकाः ॥ २९ ॥**

**પ્રભુ-પ્રણામાદિનો પ્રતાપ—**

શ્લો૦—" જે ભવ્ય (જનો) તીર્થપતિને વન્દન કરે છે, તેઓ વન્દનીય બને છે અને જેઓ એનું ધ્યાન ધરે છે, તેઓ ( સ્વયં અન્યના ) ધ્યાનનો વિષય બને છે. જેઓ સ્તુતિઓ દ્વારા નાથના ( ગુણ ) ગાય છે, તેઓ ખરેખર ( જગતને ) ગુણ ગાવા લાયક બને છે."—૨૯

સ્પષ્ટી૦—આ તેમજ પૂર્વ પદ્યગત ભાવ ઉપદેશતરંગિણીના ૧૯૪મા પત્રમાં આપેલા નિમ્ન-લિખિત પદ્યમાં તરી આવે છે:—

" यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते
यस्तं वन्दत एकशस्त्रिजगता सोऽहर्निशं वन्द्यते ।
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते
यस्तं ध्यायति क्लृप्तकर्मनिधनः स ध्यायते योगिभिः ॥"—શાર્દૂલ૦

❦ ❦ ❦ ❦

**निजं मौलिं नमस्कृत्य, तीर्थेशं सफलीकुरु ।**
**तद्गुणाकर्णनैः कर्णौ, रसनां गुणगानतः ॥ ३० ॥**
**नेत्रे तद्दर्शनेनैव, पाणी पूजनकर्मणा ।**
**तद्यात्रयैव पादौ च, मनः संस्मरणात् तथा ॥ ३१ ॥** युग्मम्

**મસ્તકાદિની સફલતા—**

શ્લો૦—" (હે ચેતન !) તીર્થંકર પ્રતિ પોતાનું મસ્તક (કે મુગટ) નમાવીને તેને તું સફળ કર અને તેના ગુણો સાંભળીને કાનોને અને એના ગુણો ગાઇને જીભને,

તેના જ દર્શન નથી ( નહિ કે નાટક, ચેટક, ભવાઇ, સરકસ જોઇને ) આંખોને, તેને પૂજીને હાથને, મંદિરે જઇને પગને અને તેનું સંસ્મરણ કરીને મનને તું સફળ કર. "—૩૦-૩૧

❖ ❖ ❖ ❖

**प्रातरुत्थाय ये लोका, बालादिलालन रताः ।**
**शाकपानप्रसक्ताश्च, प्रभुपूजाविवर्जिताः ॥ ३२ ॥**
**ते लोके पशुभिस्तुल्या, वृथा तैर्जन्म गम्यत ।**
**पूजनं लोकनाथस्य, नाप्यते दर्शनं तथा ॥ ३३ ॥ युग्मम्**

**અનુચિત પ્રવૃત્તિનું ફળ—**

શ્લો૦—" સવારના ઊઠીને જે લોકો પ્રભુની પૂજા ( કરવાનું ) છોડી દઇને બાળકોને લાડ લડાવવામાં મગ્ન બને છે અને શાક અને પાનમાં આસક્તિ ધરાવે છે, તે જગતમાં પશુ સમાન છે અને તેઓ પોતાનો જન્મ એળે ગુમાવે છે, કેમકે તેઓ જગન્નાથનું પૂજન કે દર્શન પામતા નથી."—૩૨-૩૩

❖ ❖ ❖ ❖

**पूजितो न नुतो ध्यातो, जिनो यैर्न च वन्दितः ।**
**जन्म निरर्थकं तेषा-मरण्य मालती यथा ॥ ३४ ॥**

**માનવ-જન્મની નિષ્ફલતા—**

શ્લો૦—"જેમણે જિનેશ્વરની પૂજા અને સ્તુતિ કરી નથી, તેમજ તેનું ધ્યાન ધર્યું નથી કે તેને વન્દન કર્યું નથી, તેમનો જન્મ વનમાંની માલતીની પેઠે નિરર્થક છે. "—૩૪

❖ ❖ ❖ ❖

**जडाऽपि सुप्रभोर्मूर्तिः, पूज्या सद्ध्यानतत्परैः ।**
**प्रभुभावप्रकाशाय, यतोऽसाधा णाऽस्ति सा ॥ ३५ ॥**

**જડ મૂર્તિનો પણ અસાધારણ પ્રભાવ—**

શ્લો૦—" સુદેવની મૂર્તિ જડ હોવા છતાં શુભ ધ્યાનમાં તત્પર બનેલા ( જનોએ ) તેને પૂજવી જોઇએ, કેમકે પ્રભુના ભાવનું દ્યોતન કરવામાં તે અજોડ છે. "—૩૫

❖ ❖ ❖ ❖

**यथा नकशागता ग्रामाः, साक्षाद् बोधविधायकाः ।**
**तदन्तरेण न ज्ञानं, ज्ञानेऽसाधारणा मताः ॥ ३६ ॥**
**जडरूपं यथा भोज्यं, बुद्धिबलविवर्धकम् ।**
**तथा मूर्तिर्जिनेशानां, केवलज्ञानदायिका ॥ ३७ ॥–युग्मम्**

**મૂર્તિ દ્વારા કેવલજ્ઞાન—**

**શ્લો૦**—" જેમ નકશામાં દર્શાવેલા ગામો સાક્ષાત્ બોધદાયક છે અને તેના વિના તેનું જ્ઞાન (થતું) નથી, અને તેથી તેને અસાધારણ માનવામાં આવે છે તેમજ જેમ જડસ્વરૂપી ભોજન બુદ્ધિના બળમાં વધારો કરનાર છે તેમ જિનેશ્વરોની મૂર્તિ કેવલજ્ઞાનને આપનારી છે. "–૩૬–૩૭

* * * *

**कल्पसूत्रे समायाति, चरित्रं नागकेतवः ।**
**उज्ज्वलं केवलं लेभे, जिनमूर्तेरुपासनात् ॥ ३८ ॥**

**પ્રસ્તુતનું સમર્થન—**

**શ્લો૦**—" **કલ્પસૂત્ર**(ની ટીકા)માં **નાગકેતુનું** ચરિત્ર આવે છે. (તેમાં કહ્યું છે કે) જિનેશ્વરની પ્રતિમાની સેવાથી તેણે નિર્મળ કેવલજ્ઞાન મેળવ્યું. "–૩૮

**સ્પષ્ટી૦**—**નાગકેતુની** કથા મૂળ **કલ્પસૂત્રમાં** નથી. પરંતુ પર્યુષણ–પર્વ–સમયે આવશ્યક ક્રિયાઓનો ઉલ્લેખ કરતાં આના ટીકાકાર મહોપાધ્યાય **શ્રીવિનયવિજયગણિ** [1]**સુબોધિકામાં** એનો નિર્દેશ કરે છે. ટીકાને સૂત્રથી અભિન્ન ગણી ગ્રન્થકારે આવો ઉલ્લેખ કરી કેવળ સૂત્ર તેમને માન્ય નથી, પરંતુ 'પંચાગી'[2]માં તેમને પૂર્ણ વિશ્વાસ છે એ સૂચન કર્યું છે.

**નાગકેતુની કથા—**

'ચન્દ્રકાન્તા' નગરીમાં **વિજયસેન** નામનો રાજા રાજ્ય કરતો હતો. એના રાજ્યમાં **શ્રીકાન્ત** નામનો વ્યવહારી અને તેની **શ્રીસખી** નામની પત્ની રહેતાં હતાં. દેવની અનેક વાર સ્તુતિ કરતાં આ દંપતીને એક પુત્રનો પ્રસવ થયો. પર્યુષણ–પર્વ આવતાં કુટુંબમાં અટ્ટમની વાત ચાલી, તે આ બાળકે સાંભળી. એથી એને જાતિસ્મરણ જ્ઞાન થયું અને એણે અટ્ટમ કર્યો.

---

૧ જુઓ શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ગ્રન્થાંક ૬૧ના સાતમા આઠમા પત્રો.

૨ સૂત્ર, નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય અને ટીકાને 'પંચાંગી' કહેવામાં આવે છે.

સ્તનપાન કરવાથી વિમુખ અને એથી કરીને માલતી પુષ્પની જેમ કરમાઇ ગયેલો તેને જોઇને તેના માતાપિતાએ વિવિધ ઉપાયો યોજ્યા, છતાં કાલાંતરે તે મૂર્છા પામ્યો એટલે સ્વજનો તેને મરી ગયેલો ધારીને ભૂમિમાં દાટી આવ્યા.

આ તરફ રાજાને ખબર પડી કે પુત્રના મરણથી આઘાત પહોંચતાં શ્રીકાન્તના રામ રમી ગયા છે એટલે તેનું ધન લઇ લેવા માટે તેણે સુભટોને મોકલ્યા. એવામાં અઠ્ઠમના પ્રભાવથી ધરણેન્દ્રનું આસન કંપ્યું. અવધિજ્ઞાનથી સર્વ વૃત્તાન્ત જાણી આ પૃથ્વી ઉપર તે આવ્યો. તેણે તે દાટેલા બાળક ઉપર અમૃત છાંટયું અને પછી બ્રાહ્મણનું રૂપ ધરી તેણે પેલા સુભટોને ધન લેતાં અટકાવ્યા. તે સાંભળીને રાજા પોતે ત્યાં આવ્યો અને બ્રાહ્મણને કહેવા લાગ્યો કે અપુત્રનું ધન લેતાં તું કેમ વચ્ચે પડે છે ? ધરણે ઉત્તર આપ્યો કે હે નૃપ ! શ્રીકાન્તનો પુત્ર જીવે છે. રાજાએ કહ્યું ક્યાં છે બતાવ જોઇએ. ભૂમિમાંથી નિધાનની જેમ તે બાળકને બહાર કાઢી લાવી વિપ્રે રાજાને સાક્ષાત્કાર કરાવ્યો. આથી સર્વે ચકિત થઇ ગયા અને કહેવા લાગ્યા કે હે નાથ ! તમે કોણ છો ? વિપ્રે જવાબ આપ્યો કે હું ધરણ નામનો નાગરાજ છું અને આ બાળકે કરેલા અઠ્ઠમના પ્રભાવથી આકર્ષાઈ એને મદદ કરવા અત્ર આવ્યો છું. રાજા પ્રમુખ નાગરિકોએ આને આટલી નાની ઉમરમાં અઠ્ઠમ કેમ કર્યો એવો પ્રશ્ન કર્યો એટલે ધરણેન્દ્રે કહેવા માંડ્યું કે પૂર્વ ભવમાં આ બાળક કોઇ વણિકનો પુત્ર હતો. નાનપણમાં એની મા ગુજરી ગઇ. સાવકી માતા એને બહુ દુઃખ દેતી હતી તેથી એક વાર કંટાળી જઇ તેણે તે હકીકત પોતાના મિત્રને કહી. તેં પૂર્વે જન્મમાં કોઇ પણ જાતની તપશ્ચર્યા કરી નથી તેથી આ ભવમાં તું દુઃખી થાય છે એમ કહી તેણે તેને દિલાસો આપ્યો. પર્યુષણ આવતાં જરૂર અઠ્ઠમ કરીશ એવો મનમાં નિશ્ચય કરી એક ઘાસની ઝુંપડીમાં તે સુઇ ગયો. અપર માતાએ આ વખતે આ અવસર જોઇને તે ઝુંપડીમાં એક અંગારો નાંખ્યો, એટલે તે બળી ગઇ અને સાથે સાથે આ બાળક પણ પંચત્વને પામ્યો. અઠ્ઠમ કરવાની શુભ ભાવનાથી આ શ્રીકાન્તને ઘેર અવતર્યો છે અને પૂર્વ જન્મની વાત યાદ આવતાં તેણે અઠ્ઠમ કર્યો છે. આ બાળક લઘુકર્મી છે અને આ જ ભવમાં મોક્ષે જનાર છે. વળી હે રાજા ! એ તને ઉપકારી થઇ પડશે, વાસ્તે તું એનું બરાબર રક્ષણ કરજે એમ કહી નાગરાજે પોતાનો હાર બાળકના ગળામાં આરોપ્યો અને પોતે પોતાને સ્થાનકે જતો રહ્યો. ત્યારબાદ સ્વજનોએ શ્રીકાન્તનું મૃતકાર્ય કરી આ બાળકનું નાગકેતુ એવું નામ પાડયું. બાળપણથી ઇન્દ્રિયોને વશ રાખતો તે ઉત્તમ શ્રાવકપણાને પાળવા લાગ્યો.

એક દિવસ **વિજયસેન** રાજાએ ચોરી નહિ કરી હોવા છતાં ચોરનું તહોમત મૂકી એક જણને મારી નંખાવ્યો. તે મરીને વ્યંતર થયો. તેણે વેર લેવાની ઇચ્છાથી આખા નગરનો ઘાટ ઘડવા માટે શિલા વિકુર્વી. તેણે રાજાને લાત મારીને સિંહાસન ઉપરથી ગબડાવી દીધો. રાજાને લોહીની ઉલટી થવા લાગી અને સર્વે ભયભીત બની ગયા. આ વખતે સકળ સંઘનું રક્ષણ કરવાના ઇરાદાથી **નાગકેતુ** મહેલની ટોચ ઉપર ચઢયો અને શિલાને હાથ વડે સ્પર્શ કર્યો એટલે આના તપના તેજને નહિ સહન કરવાથી તે વ્યંતરે શિલા સંહરી લીધી અને આને પ્રણામ કર્યા. **નાગકેતુ**ના વચનને માન્ય કરી રાજાનો ઉપદ્રવ પણ દૂર કર્યો.

એક વેળા **નાગકેતુ** જિનેન્દ્રની પુષ્પ વડે પૂજા કરતો હતો, તેવામાં તેમાં રહેલો સર્પ તેણે દસ્યો, તોપણ તેણે તેની દરકાર ન કરી અને પોતાની શુભ ભાવનામાં તે મસ્ત રહ્યો. આથી તેણે નિર્મળ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. શાસન-દેવતાએ તેમને મુનિનો વેષ અર્પણ કર્યો એટલે તેઓ અન્યાન્ય ગામ અને નગરોને પાવન કરવા લાગ્યા. અન્તમાં આયુષ્ય પૂર્ણ કરી આ મહાત્મા મુક્તિ-રમણીને વર્યા.

❦ ❦ ❦ ❦

**श्वश्रू-वध्वोर्वृथा मूर्खै-र्वृत्तं मूर्तौ प्रकल्पितम् ।**
**यतो नामापि तत्सत्त्र, किं गृह्यते तकैर्हि तत् ? ॥ ३९ ॥**

### સ્થાનકવાસીઓની ગેરસમજ—

**શ્લો૦**—" મૂર્ખ (સ્થાનકવાસીઓએ) સાસુ અને વહુનો વૃત્તાન્ત મૂર્તિમાં નકામો કલ્પ્યો છે. કેમકે નામ પણ તેના જેવું છે છતાં તે શા માટે તેઓ લે છે ?"—૩૯

### સાસુ અને વહુનો વૃત્તાન્ત—

**સ્પષ્ટી૦**—મૂર્તિની પૂજાનો નિષેધ કરનારા સ્થાનકવાસીઓ પોતાના ભક્ત જનોને મૂર્તિના દર્શન-વંદનથી વંચિત રાખવા માટે નીચે મુજબની વાર્તા સંભળાવે છેઃ—

કોઇ એક નગરમાં **લક્ષ્મીચંદ** નામનો શેઠ વસતો હતો. તેને **લક્ષ્મી** નામની પત્ની હતી. જિનેશ્વરની ત્રિકાલ પૂજા કરનારા આ દંપતીને ત્યાં **દેવચંદ** નામે પુત્ર ઉત્પન્ન થયો. તે ઉમર લાયક થયો એટલે તેનું **ધનદત્ત** શેઠની (પ્રતિમા-દ્વેષિણી) પુત્રી **ધનવતી** સાથે લગ્ન કર્યું. **ધનવતી** સાસરે આવી ત્યાર બાદ એક દિવસ તે તેની સાસુ સાથે જિન-મંદિરે ગઇ. ત્યાં દરવાજામાં પેસતા સિંહનું ચિત્ર જોઇને પોતે ડરી ગઇ હોય એવો તેણે ડોળ કર્યો. આ જોઇને સાસુએ કહ્યું કે વહુ! શા માટે ગભરાય છે! આ તો પત્થરનો સિંહ છે; તે કંઇ મારી શકવાનો નથી. વહુ બોલી ઠીક ત્યારે. પછી સાસુ અને વહુ

ગભારા પાસે ગયા. ત્યાં વહુએ પ્રભુની પ્રતિમાને પ્રણામ ન કર્યા. તેથી સાસુએ તેને તેનું કારણ પૂછયું. **ધનવતીએ** જવાબ આપ્યો કે આ તો પાષાણ છે, પ્રભુ ક્યાં છે કે હું તેને વંદન કરૂં? સાસુજી! તમે જ હમણા કહ્યું કે પાષાણનો સિંહ કંઇ ઇજા કરી શકતો નથી તો તેવી રીતે પત્થરની મૂર્ત્તિને પૂજવાથી કે વાંદવાથી શું? અર્થાત્ એથી કશો લાભ નથી. આ પ્રમાણે બોધ આપી વહુએ સાસુને મંદિરે જતી અટકાવી.

મૂર્તિપૂજક શ્વેતાંબરો મૂર્ત્તિપૂજા સંબંધી એક કથા નીચે મુજબ રજુ કરે છેઃ—

'પૃથ્વીભૂષણ' નગરમાં **ધનદત્ત** નામનો એક શેઠ રહેતો હતો. તેને **ધનવતી** ભાર્યાથી **ધનદેવ** નામનો પુત્ર થયો. આ સમગ્ર કુટુંબ જિન–પ્રતિમાના દર્શન–વન્દનની વિમુખ હતું.

**ધનદેવ** મોટો થયો એટલે એને એના માબાપે **જિનદાસ**ની મૂર્તિપૂજક પુત્રી **જિનમતિ** સાથે પરણાવ્યો. આ લલના પોતાના સાસરીઆ મૂર્તિ–પૂજાની વિરૂદ્ધ છે તે પ્રથમથી જાણતી હતી.

એ સાસરે ગઇ એટલે એની સાસુએ એને સાધુઓ પાસે સ્થાનકે આવવા કહ્યું. એ વાત એણે અંગીકાર કરી. રોજ તે પોતાના સાસુજીની સાથે સાધુના દર્શનાર્થે જતી હતી. એવામાં એક દહાડો સાધુએ તેને ઉપદેશ આપ્યો કે હે શ્રાવિકા! અમારા દર્શન કર્યા વિના ભોજન ન કરવું એવો તું નિયમ લે. **જિનમતિએ ધનવતી** સામું જોયું. સાસુજીએ હા પાડી એટલે એણે એ નિયમ લીધો.

કેટલોક કાળ વીત્યા બાદ સાધુ અન્યત્ર વિહાર કરી જવા તૈયાર થયા. તેમના ભક્તો તેમને થોડે સુધી વળાવવા ગયા. તેઓ ત્યાંથી પાછા ફરવા લાગ્યા, પરંતુ **જિનમતિ** તો તેમની સાથેને સાથે જ ચાલવા લાગી. **ધનવતીએ** તેને ઘણી સમજાવી, કિન્તુ તેણે તો કહ્યું કે મારો નિયમ મારે પાળવો જોઇએ. આથી સાધુએ કાગળ ઉપર પોતાનું ચિત્ર આલેખી આપ્યું અને કહ્યું કે આના દર્શન કરવાથી તારો નિયમ સચવાઇ રહેશે. **જિનમતિએ** જવાબ આપ્યો કે આપની શી ગતિ થશે તે આપ જાણો છો? ઉત્તર મળ્યો કે ના. તો આપની મૂર્તિને માનવી અને સર્વજ્ઞ વીતરાગ દેવાધિદેવની મૂર્તિને ન માનવી તે ક્યાંનો ન્યાય? આખા કુટુંબને તેણે સમજાવવા માંડયું કે જુઓ, આપના પંથના મુનિઓ પણ મૂર્તિને માને છે, તો આપણે તેમ કરીએ તેમાં શી હાનિ છે? આ સમયે કોઇ બોલી ઊઠયું કે પત્થરની ગાયને દોહવાથી દૂધ મળે કે? જો નહિ મળે તો પત્થરના દેવને પૂજવાથી શું?

જિનમતિએ પ્રત્યુત્તરમાં કહ્યું કે શું ગાયના નામની માળા જપવાથી દૂધ મળે ખરૂં ? ના, તો પછી તમારા કથન મુજબ પ્રભુના નામનો જાપ કરવો તે પણ વ્યર્થ છે અને છતાં તમે તેમ તો કરો છો. આથી એ સ્પષ્ટ થાય છે કે જેમ ભગવાનના નામની માળા ફેરવવી સાર્થક છે તેમ તેની પ્રતિમાને પૂજવી તે સમુચિત છે. જેનો ભાવ-નિક્ષેપ સાચો હોય તેના નામ અને સ્થાપનારૂપ નિક્ષેપ પણ સાચા છે એમ તેણે પોતાના સાસરીઆને સવિસ્તર સમજાવ્યું અને તેમને મૂર્તિ-પૂજક બનાવ્યા.

❈ ❈ ❈ ❈

**कियन्तः कथयन्तीह, यवनैः [illegible]तयो हताः ।**
**प्रभावस्तासु चेद् भूयात्, कथमेवं [illegible] जायते ? ॥ ४० ॥**

મૂર્તિઓનું ખંડન—

શ્લો૦—" કેટલાક અત્ર કહે છે કે ( સુપ્રસિદ્ધ ) મૂર્તિઓનો યવનોએ નાશ કર્યો છે. જો તેનો પ્રભાવ હોય ( અર્થાત્ મૂર્તિમાં કંઇ સત્ત્વ હોત ) તો એમ કેમ થાય ? "–૪૦

❈ ❈ ❈ ❈

**एतदेवोत्तरं चास्य, तेभ्यो वितीर्यते मया ।**
**[illegible]तिहीनेश्वरस्यापि, गालिं ददते नास्तिकाः ॥ ४१ ॥**
**किं त[illegible]ापि प्रभावो न, तस्मात् त्यागो विधीयते ।**
**[illegible]स्तिदन्ता हि भिन्नाः स्यु–श्चर्वणे दर्शने तथा ॥४२॥-युग्मम्**

ઇશ્વરનો પ્રભાવ—

શ્લો૦—" હું એવો ઉત્તર તે (જનો)ને આપું છું કે નાસ્તિકો મૂર્તિ રહિત એવા ઈશ્વરને પણ ગાળ દે છે. તો શું તેનો પણ કંઇ પ્રભાવ નથી ? જો નથી તો ઈશ્વરનો ત્યાગ કરવો જોઇએ.( છતાં એમ કરાતું નથી એટલે ) હાથીના દાંત ચાવવાના અને જોવાના જુદા હોય છે એ કહેવત આથી ચરિતાર્થ થાય છે."–૪૧–૪૨

❈ ❈ ❈ ❈

**दूर[illegible]र्शनयन्त्रस्य, जडस्य शक्तिरद्भुता ।**
**यद् दूरस्थितवस्तूनां, बोधेऽसाधारणं मतम् ॥ ४३ ॥**

**જડ દૂરબીનની શક્તિ—**

શ્લો૦—" હે ચેતન ! જડ એવા દૂરબીનમાં અદ્ભુત શક્તિ રહેલી છે કે જે દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન કરાવવામાં અદ્વિતીય ગણાય છે. "–૪૩

* * * *

**ऋषभाद् व[illegible]न्तं, [illegible]माप स्या[illegible]जडात्मकम् ।**
**[illegible] [illegible] [illegible], तावन्[illegible]त्याः [illegible]म् ॥ ४४ ॥**

**મૂર્તિની સકારણતા—**

શ્લો૦—" ઋષભથી વર્ધમાન સુધીના (તીર્થંકરો)નાં નામો પણ જડ-સ્વરૂપી છે. જ્યાં સુધી ઢુંઢીઆઓ (સ્થાનકવાસીઓ) તેનું ગ્રહણ કરે છે ત્યાં સુધી મૂર્તિનું પ્રયોજન (છે તે સહેતુક) છે."–૪૪

* * * *

**[illegible]चित्रां वसतिं [illegible]क्त्वा, [illegible]निर्वासं दधाति च ।**
**इति रा[illegible]न्तप्रोक्तं यत्, तद्धि [illegible]र्त्याः प्रसाधकम् ॥ ४५ ॥**

**મૂર્તિની સિદ્ધિ—**

શ્લો૦—" વળી ચતુરાના ચિત્રવાળા સ્થાનને છોડીને ( અન્યત્ર ) મુનિ નિવાસ કરે એમ જે સિદ્ધાન્તમાં કહ્યું છે તે (પણ) મૂર્તિને સિદ્ધ કરે છે. "–૪૫

**સાક્ષિરૂપ સૂત્ર—**

સ્પષ્ટી૦—આ પદ્યમાં જે સિદ્ધાન્તનો સાક્ષિરૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે દશવૈકાલિક સૂત્ર હોય એમ ભાસે છે. એના 'આચાર-પ્રણિધિ' નામના આઠમા અધ્યયનમાં કહ્યું છે કે—

" **चित्तभित्तिं न निज्झाए, नारिं वा सुअलंकिअं ।**
**भक्खरं पि दट्ठुणं, दिट्ठिं पडिसमाहरे ॥ ५५ ॥** "

અર્થાત્ સાધુએ સ્ત્રીના ચિત્રને જોવું નહિ. અલંકારવાળી (કે તે વિનાની) વનિતા તરફ પણ એણે દૃષ્ટિપાત કરવો નહિ. જો કદાચ સ્ત્રી તરફ દૃષ્ટિ પડી જાય તો જેમ સૂર્યને જોતાં દૃષ્ટિ પાછી ખેંચી લેવાય છે તેમ તેણે તે ખેંચી લેવી જોઇએ.

---

૧ છાયા—

**चित्रभित्तिं न निरीक्षेत नारीं वा स्वलङ्कृताम् ।**
**भास्करमिव दृष्ट्वा दृष्टिं प्रतिसमाहरेत् ॥**

જ્યારે આ પ્રમાણે પ્રમદાની પ્રતિકૃતિને પણ નિરખવાની સાધુને મનાઇ છે, તો પછી એવા સ્થાનમાં તેને નિવાસ કરવાની તો અનુજ્ઞા ન જ હોય એ સ્વાભાવિક છે.

❋ ❋ ❋ ❋

**ॐकारं वैदिका याव–ज्जपन्ति मूर्तिबोधकम् ।**
**तावत् तत्खण्डनं तेषां, पादखण्डनवद् भवेत् ॥ ४६ ॥**

**મૂર્તિનિન્દકની બાલિશતા–**

**શ્લો૦–**" જ્યાં સુધી વૈદિકો ( વેદના અનુયાયીઓ ) મૂર્તિનો બોધ કરાવનારા ૐકારનો જાપ જપે છે, ત્યાં સુધી તેમના દ્વારા થતું મૂર્તિનું ખંડન તે પોતાના પગના ખંડન સમાન છે—હાથે કરીને પોતાના પગમાં કુહાડો મારવા બરાબર છે. "—૪૬

**મૂર્ત્તિપૂજા–**

**સ્પષ્ટી૦**—આ પ્રમાણે ઉપરોક્ત પદ્યો દ્વારા મૂર્ત્તિ–પૂજન શાસ્ત્રાનુસાર છે એમ આ ગ્રન્થકારે અત્ર પ્રતિપાદન કર્યું છે. આ ઉપરાંત [1]**મૂર્તિમંડન** નામની પોતાની કૃતિમાં પણ આ વિષયને ગ્રન્થકારે પોષ્યો છે. મેં પણ આ વિષયની સ્થૂળ રૂપરેખા **ન્યાયકુસુમાંજલિ**ના અનુવાદ ( પૃ. ૨૭૩–૨૭૯ )માં આલેખી છે. આ સંબંધમાં ગુજરાતી ભાષામાં મુનિરાજ **શ્રીવિદ્યાવિજયે** રચેલો શ્રી**મૂર્તિમંડન–પ્રશ્નોત્તર** ગ્રન્થ સારો પ્રકાશ પાડે છે. ગીર્વાણ ગિરામાં શ્રી**યશોવિજય**ગણિએ **પ્રતિમાશતક** નામનો ગ્રન્થ રચી આ વિષય ઉપર દિવ્ય પ્રકાશ પાડ્યો છે એટલું જ નહિ, પણ આની સ્વોપજ્ઞ વૃત્તિ રચીને આ વિષયના જિજ્ઞાસુને વિશેષ અનુકૂળતા કરી આપી છે. વિશેષમાં **શ્રીભાવપ્રભ**સૂરિએ આ ગ્રન્થ પરત્વે અવચૂરિ પણ રચી છે. ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિરાજ શ્રી**ન્યાયવિજય**કૃત **અધ્યાત્મતત્ત્વાલોક**ની શ્રીયુત **મોતીચંદ ઝવેરચંદે** યોજેલી અંગ્રેજી પ્રસ્તાવનામાં મૂર્તિ–પૂજાની વિરૂદ્ધમાં જે દલીલો કરવામાં આવે છે, તેનું નિરસન કરવામાં આવ્યું છે, એટલે અંગ્રેજી જાણનારાને આ પણ જોવા ભલામણ છે. આ પ્રમાણેનું મૂર્તિ-પૂજા પ્રતિપાદન કરનારૂં જૈન સાહિત્ય નજરે પડે છે; ખાસ કરીને શ્વેતાંબરોમાં સ્થાનકવાસી પંથની ઉત્પત્તિ થયા બાદ આ વિષય ચર્ચાયો હોય એમ ભાસે છે.

---

૧ આ ગ્રન્થ દ્વારા સ્થાનકવાસી, આર્યસમાજી, બૌદ્ધ અને મુસલમાનને પ્રતિપાદન શૈલી દ્વારા સમજાવવા પ્રયાસ થયો છે.

**મૂર્તિનું સ્વરૂપ—**

પ્રભુની મૂર્તિ ગૃહ-ચૈત્યમાં હોય તો તે કેવી, કેવડી અને શાની બનેલી હોવી જોઈએ તેમજ મંદિરોમાં હોય તો તે સંબંધી શી વસ્તુ-સ્થિતિ છે એ પરત્વે [1]**આચારદિનકર** (પૃ. ૧૪૨) પ્રકાશ પાડે છે. મૂર્તિની પ્રતિષ્ઠાના સંબંધમાં પણ ત્યાં ઉલ્લેખ છે. અત્ર તો ગ્રન્થ-ગૌરવના ભયથી આ દિશામાં પ્રયાણ ન કરતાં નિમ્ન-લિખિત હકીકત રજુ કરી સંતોષ માનવામાં આવે છે.

તીર્થંકરની મૂર્તિ ઇન્દ્ર, ઇન્દ્રાણી પ્રમુખ પરિકર સહિત હોય છે અથવા તે વિનાની પણ હોય છે. પરિકર વિનાની, પ્રભુની પ્રતિમા 'એકલ મૂર્તિ' કહેવાય છે. ભગવાનની એક જ મૂર્તિ વચમાં બેઠેલી હોય અને આસપાસ ઇન્દ્રાદિ પરિકર હોય તો તેને 'એક-તીર્થ' સંબોધવમાં આવે છે. [2]મૂળનાયકની મૂર્તિ બેઠેલી હોય અને તેની બન્ને બાજુએ પ્રભુની બે પ્રતિમાઓ ઊભી હોય તથા સાથે સાથે આસપાસમાં પરિકર હોય તો તે 'ત્રિતીર્થ' કહેવાય છે. ત્રિતીર્થગત બંને ઊભી પ્રતિમાઓની ઉપર પરિકરમાં પ્રભુની બીજી બેઠેલી મૂર્તિઓ હોય તો તે 'પંચતીર્થી' કહેવાય છે.

આથી એ ફલિત થાય છે કે ભગવાનની મૂર્તિઓ બેઠેલી જ કે ઊભી હોવી જોઇએ એમ નથી. કેટલીક મૂર્તિઓ કાઉસગ્ગીઆના નામથી પણ ઓળખાય છે. આમાં ભગવાન કાયોત્સર્ગ-મુદ્રામાં ઊભા રહેલા આલેખવામાં આવેલા હોય છે.

❖ ❖ ❖ ❖

**चेतसीति विचार्य त्वं, प्रभुपूजापरो भव।**
**येन त्वां बाधते नैव, मिथ्यामार्गः कदाचन ॥ ४७ ॥**

**પ્રભુની પ્રતિમાના પૂજનનું ફળ—**

**શ્લો૦**—" આ પ્રમાણે મનમાં વિચાર કરીને તું પ્રભુનું અર્ચન કરવા તત્પર થા કે જેથી મિથ્યાત્વનો માર્ગ કદાપિ તને પીડા ન કરે. "—૪૭

❖ ❖ ❖ ❖

**गुरूणां वन्दनं कार्यं, सर्वदा कर्मवारकम्।**
**व्रतस्थानां यतस्तेभ्यो, व्रतलाभो भविष्यति ॥ ४८॥**

---

૧ આનાં પ્રાસંગિક પદ્યો તેમજ એ સંબંધી ગૂજરાતીમાં ઉલ્લેખ માટે જુઓ શ્રીઆગમોદય સમિતિ તરફથી પ્રકાશિત **જૈનધર્મવરસ્તોત્ર**ની મદીય આવૃત્તિ (પૃ. ૭૧-૭૨)

૨ જે મૂર્તિ પ્રધાન ગણાતી હોય અને જેના નામથી મંદિરને પણ સંબોધવામાં આવતું હોય તે 'મૂળનાયક' કહેવાય છે.

**સદ્‌ગુરુનું સેવન—**

શ્લો૦—" (દુષ્ટ) કર્મને રોકનારૂં એવું વન્દન (પાંચ મહા)વ્રતોને પાળનારા ગુરુઓને સદા કરવું. કેમકે તેમની તરફથી વ્રતનો લાભ થાય છે. "—૪૮

❖ ❖ ❖ ❖

**अज्ञानं ना ।येल्लोक, आ मार्थं प्रबोधयेत् ।**
**यो हि मार्गप्रदाता स्यात्, स गुरुः सव्य । सदा ॥४९॥**

**પ્રસ્તુતની પુષ્ટિ—**

શ્લો૦—"જે ગુરુ લોકને વિષે અજ્ઞાનનો નાશ કરે, આગમના અર્થનો બોધ કરાવે અને જે ( સાચા ) માર્ગના દાતા હોય, તે ગુરુની સદા સેવા કરવી."—૪૯

❖ ❖ ❖ ❖

**पिता माता तथा भ्राता, भगिन्यादि कु म्बकम् ।**
**न रक्षेत् पततो जीवान्, कृपालुं सुगुरुं विना ॥ ५० ॥**

**ગુરુની રક્ષકતા—**

શ્લો૦—" દયાળુ ગુરુ વિના પિતા, માતા, ભાઇ, બેન પ્રમુખ કુટુંબ (ધર્મ-)માર્ગથી ભ્રષ્ટ થતા જીવોને બચાવે (તેમ) નથી."—૫૦

❖ ❖ ❖ ❖

**गुरु दितवाक्येभ्यो, यथा बोधः प्रजायते ।**
**न तथा कुगुरुभ्योऽस्ति, यत ते दूषिताः स्वय ॥ ५१ ॥**

**સુગુરુની વાણી—**

શ્લો૦—" સદ્‌ગુરુઓનાં વાક્યોથી જેવું જ્ઞાન થાય, તેવું જ્ઞાન કુગુરુઓનાં વચનથી થતું નથી. કેમકે તેઓ અતે દૂષણસહિત છે. "—૫૧

**કુગુરુનું સ્વરૂપ—**

સ્પષ્ટી૦—સુગુરુ અને કુગુરુનું અંતર ધ્યાનમાં આવે તેટલા માટે આપણે નિમ્નલિખિત ત્રણ પદ્યો વિચારીએ:—

" वाङ्मात्रसाराः परमार्थबाह्या
न दुर्लभा करा म ष्याः ।

ते दुर्लभा ये जगतो हिताय
　　धर्मे स्थिता धर्मम्दाहरन्ति ॥–ઉપજાતિ
केचित् प्रवालमिव रङ्गभृतः स्वयं स्युः
　　केचिच्च चूर्णकणवत् परर[ञ्जन]योग्याः ।
कश्मीरजातमिव सौरभपूरगौरा
　　धन्याः पुनः स्वपररञ्जकतां भजन्ति ॥–વસન્ત૦
आत्मप्रबोधविरहादविशुद्धबुद्धे-
　　रन्यप्रबोधनविधिं प्रति कोऽधिकारः ? ।
सामर्थ्यमस्ति तरितुं सरितो न यस्य
　　तस्य प्रतारणपरा परतारणोक्तिः ॥ "–વસન્ત૦

અર્થાત્ કેવળ વાણીરૂપ સારવાળા પરંતુ પરમાર્થથી વિમુખ એવા ચિત્રકારી મનુષ્યો દુર્લભ નથી. (કિન્તુ) જેઓ ધર્મ(માર્ગ)માં રહી વિશ્વના કલ્યાણ માટે ધર્મ કથે છે તેઓ દુર્લભ છે. કહેવાની મતલબ એ છે કે મોટી મોટી ડંફાસો મારનારાઓ, લાંબાં લાંબાં અને છટાદાર ભાષણો કરનાર ઉપદેશકોની આ જગતમાં ખોટ નથી; ન્યૂનતા તો રહેણી અને કરણીમાં એકતા સાચવનારની જ છે.

કેટલાક (ગુરુઓ) પરવાળાની જેમ પોતે જાતે રંગધારી હોય છે એટલે કે પોતે ધર્મના રંગથી રંગાયેલા હોય છે, પરંતુ અન્યને તેઓ રંગી શકે તેમ નથી; વળી કેટલાક ચૂનાના કણીઆની પેઠે પારકાને રંગવાની યોગ્યતા ધરાવે છે, અર્થાત્ સ્વયં ધર્મવિમુખ હોઇ અન્યને ધર્મી બનાવવાનો પ્રયાસ કરે છે. સુવાસના પૂરથી ઉજ્જ્વળ એવા જેઓ કેસરની જેમ પોતાને અને અન્યને રંગે છે, તેમને શાબાસી ઘટે છે.

પોતાના આત્માને પ્રતિબોધ નહિ પમાડી શકેલા હોવાથી અસ્વચ્છ મતિવાળાને અન્યને બોધ પમાડવાનો શો અધિકાર છે ? જેનામાં તરંગિણી તરી જવાનું પાણી નથી, તેનું પરને તારવાનું કથન છેતરપિંડીથી તરબોળ છે.

❈　　❈　　❈　　❈

**ये स्वयं त्रुडिताः सन्ति, तारये[यु]र्न ते परान् ।**
**गुडम[क्षक]गुरोरत्र, दृष्टान्तः सि[द्ध]कारकः ॥ ५२ ॥**

**કુગુરુથી વિનાશ—**

શ્લો૦—" જેઓ જાતે (ભવ-સાગરમાં) ડૂબેલા છે, તેઓ બીજાને કેવી રીતે તારે ? આ હકીકતને ગોળ ખાનાર ગુરુનું દૃષ્ટાન્ત સિદ્ધ કરે છે. "—પર

**ગોળ ખાનારા ગુરુનું ઉદાહરણ—**

**સ્પષ્ટી૦**—કોઇ એક શેઠના પુત્રને પ્રતિદિન પુષ્કળ ગોળ ખાવાની કુટેવ પડી હતી. આથી તેને આખે શરીરે ખુજલી ઉત્પન્ન થઇ. એના પિતાએ વિચાર્યું કે જો આ પોતાની કુટેવ સુધારશે નહિ તો આગળ જતાં ભયંકર વ્યાધિથી સપડાશે; માટે અમુક સ્થળે ગુરુ છે ત્યાં હું એને લઇ જાઉં અને તેમની મારફત ઉપદેશ અપાવી આની કુટેવ છોડાવું. સમય મળતાં પિતા પુત્રને લઇને ગુરુ પાસે આવી પહોંચ્યો અને તેણે સર્વ વૃત્તાન્તથી ગુરુને વાકેફગાર કર્યા. ગુરુએ દશ દિવસ ત્યાં રહેવા સૂચવ્યું, જોકે ઉપદેશ આપવામાં કંઇ એટલા બધા દિવસની જરૂર ન હતી.

ગુરુ જાતે આ કુટેવમાં ફસાયેલા હતા તેથી તેમની સ્થિતિ પણ આ શેઠના પુત્ર જેવી કફોડી હતી. પોતાના શરીર ઉપર કપડું ઓઢી રાખીને તેઓ સાત દિવસ સુધી એક ઓરડીમાં બેસી રહ્યા. આટલા વખતમાં ગોળ ખાવાની તેમની જે આદત પડી ગઇ હતી તે છુટી ગઇ. બીજા ત્રણ દિવસમાં તો તેમનો દેહ નિર્મળ બની ગયો. પછી ગુરુ બહાર નીકળ્યા અને પેલા શેઠના પુત્રને અતિશય ગોળ ખાવાથી શો ગેરલાભ થાય છે તેનું ભાન કરાવ્યું. આ ઉપદેશની એવી સુંદર અસર થઇ કે પેલા છોકરાએ પોતાની કુટેવને ત્યાં ને ત્યાં જ તિલાંજલિ આપી દીધી.

પ્રસંગાનુસાર શેઠે ગુરુને કહ્યું કે સાહેબ ! આને દુર્વ્યસનમાંથી મુક્ત કરવા માટે આપને બહુ જ અલ્પ સમય લાગ્યો છે, છતાં દશ દિવસ વ્યર્થ વિલંબ શા સારૂ સહન કરાવ્યો ? ગુરુએ ઉત્તર આપ્યો કે શેઠ ! હું સ્વયં કુટેવથી સપડાયેલો હતો. મારૂં શરીર પણ ખુજલીના રોગથી ગ્રસ્ત હતું. આવે સમયે જો હું ઉપદેશ આપું તો તેનો તમારા પુત્ર ઉપર શો પ્રભાવ પડે ? વાસ્તે સૌથી પ્રથમ મેં મારી જાતને સુધારી અને હું પોતે નીરોગી બન્યો. ત્યાર બાદ મેં જે ઉપદેશ આપ્યો તેનું કેવું ઇષ્ટ અને શીઘ્ર પરિણામ આવ્યું તે તો તમે અને મેં બન્નેએ જોયું.

**સારાંશ**—આ કથા ઉપરથી સાર એ લેવાનો છે કે જે સ્વયં પતિત યાને દુરાચારી હોય તેના ઉપદેશની બીજા ઉપર ઝાઝી અસર થતી નથી, કેમકે જે પોતે તરી શકતો ન હોય અને જાતે તરવાથી અજ્ઞાત હોઇ ડૂબી રહેલો હોય તે અન્યને કેવી રીતે તારી શકે ? માટે પ્રથમ પોતે સદાચારી બન્યા બાદ જે મનુષ્ય બીજાને સુધારવા—સદાચારી બનાવવા પ્રયત્ન કરે છે, તે બહોળે ભાગે પોતાના પ્રયાસમાં સફળતા મેળવે છે એટલે કે સામાના હૃદય—પટ ઉપર સચોટ છાપ પાડી શકે છે.

   

**जिनानां शासनं लोके-ऽद्यावधि यद् विलोक्यते।**
**गुरूणामुपकारोऽयं, पञ्चमान्ते [illegible]यास्यति ॥ ५३ ॥**

**સુગુરુનો પરમ ઉપકાર—**

**શ્લો૦**—" અત્યાર સુધી લોકમાં તીર્થંકરોનું શાસન જોવાય છે તે ગુરુઓનો ઉપકાર છે અને તેવો ઉપકાર પાંચમા (આરા)ના અંતમાં જતો રહેશે. "—૫૩

**ગુરુનો અપ્રતિમ ઉપકાર—**

**સ્પષ્ટી૦**—જગતમાં અનેક પ્રકારના ઉપકારી જનો જણાય છે, પરંતુ તે સર્વમાં ગુરુની તોલે કોઇ આવી શકે તેમ નથી. માતા, પિતા અને સ્વામીનો ઉપકાર પણ ગુરુજન્ય ઉપકારની સાથે હરીફાઇ કરી શકે તેમ નથી. વાચક-મુખ્ય **શ્રીઉમાસ્વાતિ પ્રશમરતિ**માં આ વાતનો નિર્દેશ કરતાં કથે છે કે—

" **दुष्प्रतिकारौ माता-पितरौ स्वामी गुरुश्च लोकेऽस्मिन्।**
**तत्र गुरुरिहामुत्र च, सुदुष्करतरप्रतीकारः** ॥ ૭૧ ॥"—આર્યા

વળી ગુરુ વડે જ્ઞાન થાય છે. એ સંબંધમાં પણ એમનો નિમ્ન-સૂચિત મુદ્રા-લેખ મનનીય છેઃ—

" **गुर्वायत्ता यस्मा-च्छास्त्रारम्भा भवन्ति सर्वेऽपि।**
**तस्माद् गुर्वाराधन-परेण हितकाङ्क्षिणा भवितव्यम् ॥ ६९ ॥**"—આર્યા

અર્થાત્ શાસ્ત્રોના સર્વ પ્રારંભો ગુરુને અધીન છે, એ માટે હિતેચ્છુએ ગુરુના આરાધનમાં તત્પર રહેવું જોઇએ.

❦ ❦ ❦ ❦

**अतिमुक्तं नयेन्मुक्तिं, गौतमं को गुरुं विना ?।**
**गौतमं मानिनं मुक्तिं, विना वीरं नयेच्च कः ? ॥५४॥**

**સદ્‌ગુરુથી સુગતિ—**

**શ્લો૦**—" ગૌતમ જેવા ગુરુ વિના **અતિમુક્તિ**ને મોક્ષે કોણ લઇ જાય ! અને અહંકારી [1]**ગૌતમને મહાવીર** વિના મુક્તિ ભણી કોણ દોરવી જાય ? "—૫૪

**અતિમુક્ત મુનીશ્વર—**

**સ્પષ્ટી૦**- શ્રી**અતિમુક્ત** મુનિરાજનું જે જીવન-ચરિત્ર **અંતકૃદ્દશાંગ** નામના આઠમા અંગના છઠ્ઠા વર્ગ (પત્રાંક ૨૩-૨૫)માં નજરે પડે છે, તેના આધારે એની સ્થૂલ રૂપરેખા અત્ર નીચે મુજબ આલેખવામાં આવે છે—

---

૧ જુઓ **વીરભક્તામર** (પૃ. ૨૨-૨૫).

'પોલાસપુર' નગરમાં **વિજય** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **શ્રી** નામની રાણીથી **અતિમુક્ત** નામનો પુત્ર થયો. એ છ વર્ષનો થયો તેવામાં **શ્રીમહાવીર** પ્રભુ આ નગરની બહાર આવેલા 'શ્રીવન' નામના ઉદ્યાનમાં સમોસર્યા. એક વેળા **શ્રીગૌતમસ્વામી** (ઇન્દ્રભૂતિ) ગોચરીને માટે ફરતાં આ કુમારની સમીપ આવી પહોંચ્યા. એમને જોઇને કુમારે પૂછ્યું કે આપ કોણ છો? **ગૌતમ** ગણધરે જવાબ આપ્યો કે અમે સાધુ છિયે અને ભિક્ષા માટે ફરીએ છીએ. આથી ભગવન્ ! મારી સાથે પધારો, હું આપને ભિક્ષા અપાવું, એમ કહી **અતિમુક્તે** તેમની આંગળી ઝાલી અને તેમને પોતાના રાજમહેલે લઈ આવ્યો. **શ્રીદેવી** મુનિરત્નને આવેલા જોઇ હર્ષિત થઇ અને તેણે તેમને સદ્ભાવ પૂર્વક આહાર આપ્યો. બાળ કિન્તુ બુદ્ધિથી અબાળ એવા **અતિમુક્ત** રાજકુમારે **શ્રીઇન્દ્રભૂતિ** ગણધરને પ્રશ્ન કર્યો કે આપ ક્યાં રહો છો? તેમણે જવાબ આપ્યો કે અમારા ગુરુદેવ **શ્રીમહાવીરસ્વામીની** પાસે 'શ્રીવન'માં અમે વસીએ છિયે. આ સાંભળીને રાજકુમાર તેમની સાથે ત્યાં જવા તૈયાર થયો અને તેમ કરવા માટે ગણધર મહાત્માની આજ્ઞા માગી. તેમણે કહ્યું કે '**देवाणुप्पिया ! अहासुहं**' ( દેવાનુપ્રિય ! જેમ સુખ ઉપજે તેમ કર ). **શ્રીમહાવીર** પ્રભુ પાસે આવી રાજકુમારે તેમને વંદન કર્યું અને તેમના મુખચન્દ્રમાંથી ઝરતી અમૃત-દેશનાનું પાન કર્યું. ઘેર આવી તે પોતાના માતાપિતાને કહેવા લાગ્યો કે હું આ સંસારથી ખેદ પામ્યો છું, વાસ્તે મને દીક્ષા લેવાની રજા આપો. માતાપિતા બોલ્યા કે વત્સ ! તું બાળક છે એટલે ધર્મ કેવો હોય, દીક્ષા કેવી હોય તે તું શું જાણે ? રાજકુમાર બોલ્યો કે "**जं चेव जाणामि तं चेव न याणामि, जं चेव न याणामि तं चेव जाणामि**" અર્થાત્ હે માતાપિતા ! જે હું જાણું છું તે નથી જાણતો અને જે હું નથી જાણતો તે જાણું છું. તેમણે પૂછ્યું કે એ કેવી રીતે ? કુમાર બોલ્યો કે જે હું જાણું છું તે એ કે જે જન્મ્યો તે જરૂર મરવાનો, વળી હું નથી જાણતો તે એ કે તે ક્યારે અને ક્યાં મરવાનો; વળી હું નથી જાણતો તે એ કે કેવાં કર્મ કરવાથી જીવ નરકાદિ ગતિમાં ઉત્પન્ન થાય છે, પરંતુ હું જાણું છું કે જીવ પોતાનાં કરેલાં કર્મને લીધે જ નરકાદિ ગતિમાં ભમે છે. આ પ્રમાણે ઉત્તર આપી માતાપિતાને રાજી કરી દીક્ષા લેવા માટે તેણે તેમની અનુજ્ઞા મેળવી. નિષ્ક્રમણ-ઉત્સવને અંગે મોટી ધામધુમ કરી માતાપિતાએ તેને **વીર** પ્રભુ પાસે દીક્ષા અપાવી. આ વખતે તેમની ઉમર [1]છ વર્ષની હતી. પ્રભુએ તેને શિક્ષણ આપવા માટે સ્થવિરોને સૂચના કરી.

---

૧ આ એક આશ્ચર્ય સમજવું, કેમકે આઠ વર્ષ પૂર્વે દીક્ષા આપવાનો અધિકાર નથી. **ભગવતી સૂત્ર** (શ. ૫, ઉ. ૪, સૂ. ૧૮૮)ની ટીકામાં શ્રીઅભયદેવસૂરિ એમ કહે છે કે—

"'**[illegible]ारिसो पव्वइओ निग्गंथं रोइऊण पावयणं**' **ति एतदेव आश्चर्यम्**, **अन्यथा वर्षाष्टकादाराम प्रव्रज्या स्यात्** "

એક દિવસ આ **અતિમુક્ત** બાલમુનિ સ્થવિરો સાથે સ્થંડિલ (દીર્ઘશંકાર્થે) ગયા. માર્ગમાં જલવૃષ્ટિથી ખાડીમાં પાણી ભરાયું હતું, તેમાં બાળકોને ખાખરનાં પાંદડાંની હોડી બનાવી તરાવતાં તેમણે જોયાં, એટલે તેમણે પણ પોતાનું પાત્ર તરતું મૂકયું અને કહેવા લાગ્યા કે જુઓ, મારૂં નાવડું કેવું તરે છે! સ્થવિરોએ આમ કરતાં તેમને રોકયા અને પછીથી પ્રભુ પાસે આવી તેમાંથી કેટલાકે કહ્યું કે ભગવન્! આ છ વર્ષનો બાળક છ કાય જીવનું રક્ષણ કરવાથી અજ્ઞાત રહી હાલ તો તેનું ઉપમર્દન કરે છે. પ્રભુએ પ્રત્યુત્તર આપ્યો કે આ બાળકની તમે નિંદા કરશો નહિ. તે તમારા કરતાં વહેલો કેવલી થનાર છે, વાસ્તે તમે તેને સમજાવી સમજાવીને ભણાવો.

થોડા સમયમાં તો આ બાલમુનિએ અગ્યાર અંગો સુધીનો અભ્યાસ કરી લીધો. એક દિવસે રસ્તે જતાં બાળકોને જળમાં નાવડાં તરાવતાં તેમણે જોયાં. પોતે પણ આવી બાલક્રીડા પૂર્વે કરી હતી તે યાદ આવી એટલે એ માટે આત્માની નિંદા કરતાં, તેની ગર્હણા કરતાં તેઓ સમવસરણમાં આવ્યા. ત્યાં ઈર્યાપથિકી (પ્રતિક્રમણ શ્રુતસ્કંધ)નો પાઠ કરતાં અર્થ વિચારતાં જતાં **दगमट्टी** એ પદ આવતાં પોતાની જાતની તેઓ વિશેષ નિંદા કરવા લાગ્યા. શુભ ભાવના ભાવતાં શુક્લ ધ્યાનમાં આરૂઢ થઇ જ્ઞાનાવરણીયાદિ ચાર ઘાતિ–કર્મોને ખપાવી તેઓ કેવલી થયા. આ પ્રમાણે નવ વર્ષની નાની ઉમરે આ મુનિરાજ સર્વજ્ઞ થયા. દેવોએ આ પ્રસંગે મહોત્સવ કર્યો અને પેલા સ્થવિરોએ એમને પ્રણામ કર્યા. આયુષ્ય-કર્મ પૂરૂં થતાં આ મહાનુભાવ મુક્તિ–મહિલાના મહેલે પધાર્યા.

   

**दृढप्रहारिकं पापं, गुरुमृते नयेद्धि कः ? ।**
**[illegible]क्त्यागं समर्प्यात्र, गुरुवो हि कृपालवः ॥ ५५ ॥**

**પ્રસ્તુતનું સમર્થન—**

**શ્લો૦**—"દીક્ષા આપીને ગુરુ વિના (બીજો) કોણ પાપી **દૃઢપ્રહારીને** મોક્ષે લઇ જાય? કેમકે ગુરુઓ કૃપાળુ હોય છે.–૫૫

**દૃઢપ્રહારીનું ઉદાહરણ—**

**સ્પષ્ટી૦**—કોઇ એક નગરમાં એક બ્રાહ્મણ વસતો હતો. તે ઉદ્ધતાઇનો અવતાર હતો. અન્યાય કરવામાં તે એક્કો હતો. પાપાચારમાં તે પ્રવીણ હતો. તેનામાં આવાં અનેક અપલક્ષણો જોઇને તો કોટવાળે તેને ગામબહાર કાઢી મૂકયો. આથી તે રખડતો રખડતો એક અટવીમાં જઇ ચડયો. ત્યાં તેને ચોરના નાયકનો સમાગમ થયો. કેટલાક દિવસ તે ત્યાં રહ્યો ત્યાર પછી નાયકે તેને પોતાના

પુત્ર તરીકે પાળ્યો. યુદ્ધના પ્રસંગે એને મજબૂત પ્રહાર કરતો જોઈ એના સાથીઓએ એનું **દૃઢપ્રહારી** નામ પાડયું. કાલાંતરે નાયકનું મરણ થતાં એને નાયક તરીકે તેમણે સ્થાપ્યો.

એક દિવસ ચોરોનું મોટું લશ્કર લઈને **દૃઢપ્રહારી** 'કુશસ્થળ' ગામમાં દાખલ થયો અને છૂટે હાથે તેને લૂટવા લાગ્યો. આ ગામમાં એક ગરીબ બ્રાહ્મણ સહકુટુંબ રહેતો હતો. કેટલાએ દિવસથી તેનાં નાનાં બાળકો તેની પાસે ખીરની યાચના કરતાં હતાં. તેમના મનોરથ તે આજે મહામહેનતે પૂરા કરી શકયો હતો. ખીર તૈયાર થતાં તે સ્નાન કરવા નદીએ ગયો. એવામાં આ ચોરોમાંથી કેટલાક એને ઘેર આવી ચડયા. ખરેખર, દૈવ દુર્બલને જ મારે છે. ઘરમાં કંઈ માલ હાથ નહિ આવ્યો, પરંતુ ચોરોની નજર ખીર ઉપર પડી એટલે તેનું વાસણ તેમણે ઝટ ઉપાડયું. આ જોઈને બાળકોના તો હોશકોશ જ ઊડી ગયા. એક બે છોકરાં હીંમત કરીને પોતાના પિતાને આ વૃત્તાન્તથી વાકેફગાર કરવા નદી તરફ દોડયા. રસ્તામાં પિતાને તેમણે આ વાત કહી એટલે ક્રોધથી તેનાં નેત્ર લાલચોળ બની ગયાં. તે તો ઘર ભણી ધસ્યો. રસ્તે ચાલતાં આજુબાજુમાંથી એક મોટા દરવાજાની જબરદસ્ત ભોગળ લઈ તે ચોરો ઉપર તૂટી પડયો. અને જોતજોતામાં કેટલાકને તેણે રામશરણ કરી દીધા. બાકીના જેઓ ત્યાંથી અગિઆરા ગણી ગયા તેટલા મોતના પંજામાંથી બચી ગયા.

આ પ્રમાણે ચોરોની દશા થયેલી જાણીને **દૃઢપ્રહારી** પોતે ત્યાં આવી પહોંચ્યો. પોતાના સાથીઓનો સંહાર થયેલો જોઈ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પેલા બ્રાહ્મણને ઠાર મારવાના હેતુથી જેવો તે આગળ વધે છે તેવામાં તો એક હૃષ્ટ પુષ્ટ ગાય તેની આડે આવી. આને વિઘ્નરૂપ ગણીને એણે એક જ ઝટકે તરત જ સ્વધામ પહોંચાડી દીધી. બ્રાહ્મણ ઉપર વેર લેવાના ઈરાદાથી વળી તે આગળ ધસે છે એટલામાં એની સગર્ભા પત્ની વચમાં રોકવા આવી. આથી **દૃઢપ્રહારીએ** ગર્ભ સહિત તેના પણ એક જ પ્રહારે બે ટુકડા કરી નાંખ્યા. આગળ વધી બ્રાહ્મણનો જાન લઈ વેરની વસુલાત કરી ત્યારે તે ઝંપ્યો. જરા શાંત થતાં તેની નજર આ પ્રમાણેના અત્યાચારથી અતિશય આક્રન્દ કરતાં બાળકો ઉપર પડી. એક તો તેમની નિરાધાર સ્થિતિ અને કરુણાજનક વિલાપ, વળી બીજી બાજુ ગર્ભનું તરફડવું અને ગાયનો વધ એ દેખાવ ઘાતકીમાં ઘાતકી ખાટકીનું હૃદય પણ પીગળાવે તેવો હતો એટલે એની અસર **દૃઢપ્રહારી** ઉપર પણ થઈ. તે જરા વાર થોભ્યો અને દયાના અંકુરોની સાથે તેના મનમાં પશ્ચાત્તાપના ફણગા પણ ફૂટવા લાગ્યા. હાય હાય, એક પાપી પેટ માટે મેં કેવો ભયંકર અનર્થ કર્યો!

અરેરે આ બાળકોને મેં તદ્દન નિરાધાર કરી મૂક્યા! મારૂં ઉગ્ર બળ અજમાવવાનું શું આ જ સ્થાન! મારા જેવા અધમાધમનું રૌરવ નરકમાં પણ ઠેકાણું પડવું મુશ્કેલ છે. અહો મારી શી વલે થશે? આવાં દારુણ પાપથી હું કેવી રીતે મુક્ત થઇ શકીશ? મારો છુટકારો કોઈ મહાપુરુષ દ્વારા થાય તો થાય. આવા વિચારમાં ને વિચારમાં તે ગમગીન ચહેરે રસ્તો કાપવા લાગ્યો. તેણે ચોરીનો ધંધો મૂકી દેવા નિશ્ચય કર્યો હતો એટલે પોતાના સોબતીઓને તે શોધવા ઊભો ન રહ્યો. તેઓ પણ ગામમાંથી મેળવેલા માલને લઇને પકડાઇ જવાની બીકથી જંગલ ભણી ચાલતા થયા હતા. **દૃઢપ્રહારી** ગામની બહાર એક ઝાડ નીચે આવી બેઠો. આ વખતે તેના હૃદય–સાગરમાં વૈરાગ્યના કલ્લોલ કલ્લોલ કરી રહ્યા હતા. તેનું ચિત્ત સાત્ત્વિક ભાવને વરી રહ્યું હતું. પશ્ચાત્તાપ પોતાની સત્તા પૂર જોસથી જમાવતો જતો હતો. કર્મરૂપ અનાદિ કાળનો કટ્ટો શત્રુ તેનાથી દૂર ભાગવાની ગડમથલમાં પડ્યો હતો. તેનું પવિત્ર બનતું જતું અંતઃકરણ સંતના સમાગમ માટે તલપાપડ બની રહ્યું હતું. જેવું થવાનું હોય છે તેવી મતિ અને સામગ્રી ઉપસ્થિત થાય છે એ ન્યાય અનુસાર **દૃઢપ્રહારી**ની અભિલાષાને પૂર્ણ કરનાર જાણે સાક્ષાત્ કલ્પવૃક્ષ હોય તેવ ચારણમુનિવરો ત્યાં આવી ચડ્યા. તેમના ચરણારવિંદમાં તે નમી પડ્યો અને પોતાનાં પાપોથી મુકત થવા માટે ઉપાય બતાવવા તેમને વિનવવા લાગ્યો. **દૃઢપ્રહારી**ની આ પરિસ્થિતિ જોતાં તે યોગનો યોગ્ય અધિકારી જણાયો એટલે એ મહાત્માઓએ તેને આત્મા અને દેહની પૃથક્તાનો વિવેક કરાવ્યો. સાથે સાથે તેમણે તેને આસ્રવ, સંવર અને નિર્જરાનું સ્વરૂપ સમજાવ્યું અને ક્ષમાનો વિશિષ્ટ વિવેચનપૂર્વક પાઠ ભણાવ્યો. તેનું હૃદય વૈરાગ્ય–વાસનાથી પલ્લવિત થતાં તેને દીક્ષા આપી તેમણે પોતાની વિશ્વોદ્ધારકતા સિદ્ધ કરી બતાવી. આ સમયે **દૃઢપ્રહારી**એ એવી ભીષણ પ્રતિજ્ઞા કરી–એવો દુર્ગ્રાહ્ય અભિગ્રહ ધારણ કર્યો કે જ્યાં સુધી આ ગામના લોકો મારાં પાપી કૃત્યોનું સ્મરણ કરાવતા રહેશે ત્યાં સુધી હું અહીં જ આહારાદિનો ત્યાગ કરી કાયોત્સર્ગ–મુદ્રાએ પ્રભુના ધ્યાનમાં મગ્ન રહીશ. જેના હૃદયમાં વરાગ્ય–રસનું ઝરણું અન્યના ઉપદેશ વિના વહેતું થયું હોય, જેને સાંસારિક સુખો એ દુઃખો છે એવું સચોટ જ્ઞાન થયું હોય, જે યથાર્થ જ્ઞાનને અનુકુળ વર્તન રાખવાને કટિબદ્ધ થયો હોય, જેના પરિણામની ધારાઓ ઉત્તરોત્તર શુદ્ધતાનો સંગમ સાંધી રહી હોય, જેની રગેરગમાં મુક્તિ મેળવવાની આતુરતા વધતી જતી હોય તેવા સાધુને ગુરુ સાથેના લાંબા સહવાસની કે ગુરુકુલવાસની આવશ્યક્તા નથી. એ પ્રમાણે વિચાર કરી ચારણ મુનીશ્વરોએ **દૃઢપ્રહારી** મુનિને ત્યાં સ્થિરતા કરવા અનુજ્ઞા આપી અને પોતે ગગન–માર્ગે અન્યત્ર જવા ઉપડી ગયા.

સવાર પડતાં **દઢપ્રહારી** ગામના ઉત્તર દરવાજે આવી ધ્યાનાવસ્થામાં આરૂઢ થયા. ગામબહાર જતાં કેટલાક લોકોએ એમને તરત ઓળખ્યા. સાધુનો વેશ જોતાં તેઓ એમને ધૂર્ત માનવા લાગ્યા. એમની આ સ્થિતિની વાત વાયુવેગે ગામમાં પ્રસરી ગઇ. જુદા જુદા માનવો ત્યાં આવી પહોંચ્યા અને પોતાને, પોતાનાં પિતા, માતા, ભ્રાતા, પત્ની, પુત્રી, પુત્ર કે સગાંવહાલાંમાંથી જે કોઇને આ મુનિએ દુઃખ દીધું હતું તે યાદ લાવીને તેમનામાંથી કેટલાક લાકડી વડે, તો કોઇ હાથ વડે તો કોઇ પત્થર વડે એમની પૂજા કરવા લાગ્યા. વળી કેટલાક એમને પુષ્પાંજલિ સંભળાવવા લાગ્યા. નિર્ભર્ત્સના કરવામાં તેમણે કચ્ચાસ ન રાખી, પરંતુ **દઢપ્રહારીએ** પોતાનું ચિત્ત દઢ રાખીને તેમાં વિકાર ઉત્પન્ન થવા ન જ દીધો. તેઓ પોતે ઉદ્વિગ્ન ન થતાં શાંતિથી ગાળાગાળી અને મારઠોક સહન કરી ગયાં અને તેમ કરી તેમણે સેંકડો દુષ્ટ કર્મોને ખપાવી નાંખ્યાં. દોઢ મહિના સુધી ક્ષમાથી તેને બંધન, તાડન, તર્જન સહન કર્યાં, એટલે લોકોનો પણ ગુસ્સો શાંત પડી ગયો.

ગાળ દેવા કે મારવા આવતું જ્યારે કોઇ જણાયું નહિ એટલે આ શ્રમણ પૂર્વના દરવાજે જઇ પહેલાંની જેમ ધ્યાનસ્થ થઇ રહ્યા. ત્યાં પણ જ્યારે દોઢ મહિનો વીત્યા પછી તેનાં કુકર્મો યાદ કરાવનાર લોકોની આવજા બંધ પડી એટલે તેઓ દક્ષિણ દરવાજે અને પછીથી પશ્ચિમ દરવાજે દોઢ દોઢ મહિના સુધી રહ્યા. આ પ્રમાણે છ મહિના નિરાહારપણે તેમણે અપૂર્વ શાંતિથી પસાર કર્યા. આથી તેમનાં ધૈર્ય અને ધ્યાન તેમજ તેમનો વિવેક અને તેમની ક્ષમા પરાકાષ્ઠાએ પહોંચ્યાં. દેહ ઉપરથી પણ તેમની મમતા ઉતરી ગઇ. આત્મરમણતા સિવાય અન્ય કોઇ સ્થળે તેમને આનંદ આવતો બંધ થયો. રોમે રોમમાં આત્મ–ભાવ પ્રદીપ્ત થયો. સમાનતાની–વિશ્વબંધુત્વની અનુપમ ભાવના વિકસિત થઇ શુદ્ધ પરિણામની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઇ. યોગની અંતિમ અને અનન્ય અવસ્થામાં તેમણે પ્રવેશ કર્યો. આ પ્રમાણેની અનુકરણીય અવસ્થામાં તેમણે ચરાચર જગતનો સાક્ષાત્કાર કરાવનારૂં અનુપમ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને તે સમયમાં આયુષ્યાદિ ચાર અઘાતિકર્મોનો પણ ક્ષય થતાં પરમ પદ પ્રાપ્ત કર્યું. આવા અપૂર્વ વીરના સંબંધમાં વિશેષ શું કહેવું ? એટલે " **कम्मे सूरा धम्मे सूरा** " આ સત્ય સૂક્તિનું સમર્થન કરનારા આ મહાત્માને કોટિશઃ વંદન કરી આપણે આ પ્રકરણ પૂર્ણ કરીએ.

   

**अ-ल्यं मानवं रत्नं, माणेका  गुरुं विना।**
**स्त्रीगन्त्रीवाटिकामग्ना, न जानन्ति कदाचन ॥ ५६ ॥**

**રત્ન-પરીક્ષક ગુરુ—**

**શ્લો૦**—" લાડી, ગાડી, અને વાડીમાં આસક્ત બનેલા ( જીવો ) ઝવેરી સમાન ગુરુના ઉપદેશ વિના માનવ-ભવરૂપ અમૂલ્ય રત્નને કદાપિ ઓળખતા નથી. "-૫૬

**ગુરુનું ગૌરવ—**

**સ્પષ્ટી**—આ ગુચ્છકમાં ૪૮ માથી તે ૫૧ મા સુધીનાં પદ્યોમાં તેમજ ૫૦ માથી તે આ પર્યન્તનાં પદ્યમાં ગ્રન્થકારે ગુરુના પ્રભાવની રૂપરેખા આલેખી છે. આપણે પણ આ વિષયની પુષ્ટિ અર્થે [1]**સામાન્યગુણોપદેશકુલક**-માં જે નિમ્નલિખિત ઉલ્લેખ છે તેની નોંધ લઇએઃ—

" **जह दुद्धं धेणूओ दुमाउ पुप्फं जलाउ जह कमलं।**
**आयारप ब-स्सुय-सिक्खाओ तह गुणा वि ॥ १८ ॥**—આર્યા
**जं दक्खोऽवि न पेक्खइ गुरुसिक्खावज्जिओ -ाविसेसं।**
**जह निम्मला वि चक्खू पयासरा- -णं घडपडाइ ॥ १९ ॥**—"
**विउलो वि -- -वण्णगारं विणा न हेमत्तं।**
**जह लहइ तहा भव्वो गुरुरहिओ भाणिय- -णनिवहं ॥ २० ॥**"—"

અર્થાત્ જેમ [3] ગાયમાંથી દૂધ, ઝાડમાંથી ફૂલ અને જળમાંથી કમળ મળે છે, તેમ [2](પંચ) આચારમાં તત્પર તથા બહુશ્રુત એવા ગુરુની શિક્ષાથી ગુણો પણ મળે છે. જેમ પ્રકાશ વિનાના જનોનું નિર્મળ નેત્ર પણ ઘટ, પટ વગેરેને જોઇ શકતું નથી, તેમ ગુરુ-શિક્ષા વિનાનો ગુણ-વિશેષને જોઇ શકતો નથી.

---

૧ જુઓ **પ્રકરણસમુચ્ચય** ( પૃ. ૩૧-૩૩ ).

૨ છાયા—

**यथा दुग्धं धनोर्द्रुमा- पुष्पं जलाद् यथा कमलम्।**
**आचारपरब- -श्रुतगुरुशिक्षायाः तथा गुणा अपि ॥**
**यद् दक्षोऽपि न प्रेक्षते -रुशिक्षावर्जितो गुणविशेष- ।**
**यथा निर्म- -पि चक्षुः प्रकाशरहितानां घटपटादीनि ॥**
**वि- -ोऽपि -मणौक्तिः सुवर्णकारं विना न हेमत्वम्।**
**यथा लभते तथा भव्यो -रुरहितो भणितगुणनिवहम् ॥**

૩ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર.

જેમ સોની વિના સોનાનો મોટો મુગટ પણ સુવર્ણત્વને પામતો નથી, તેમ ગુરુ(ના સમાગમથી) રહિત એવો ભવ્ય કહેલા ગુણોના સમુદાયને પામતો નથી.

   

**गोविन्द इव वन्दन्ते-ऽनलसा ये जना हि ते।**
**नारकादिक्षयं कृत्वा, भवेयुः स्वर्गमोक्षगाः ॥ ५७ ॥**

**પ્રભુની સાવધ સેવાનું ફળ—**

શ્લો૦—" **ગોવિંદ** ( કૃષ્ણ વાસુદેવ )ની જેમ અપ્રમાદીપણે જે જનો પ્રભુને પ્રણામ કરે છે, તેઓ ખરેખર નારકાદિ (ગતિનામકર્મ)નો નાશ કરી સ્વર્ગે (અને અંતે મોક્ષે જાય છે. "–૫૭

**શ્રીકૃષ્ણનું નેમિનાથને વન્દન—**

'મથુરા' નગરીમાં **શૂર** નામના રાજાને **શૌરિ** અને **સુવીર** નામના બે પુત્રો હતા. **શૌરિને અંધકવૃષ્ણિ** પ્રમુખ અને **સુવીરને ભોજવૃષ્ણિ** પ્રમુખ પુત્ર થયા. **અંધકવૃષ્ણિને સુભદ્રા** નામની પત્નીથી (૧) **સમુદ્રવિજય**, (૨) **અક્ષોભ્ય**, (૩) **સ્તિમિત**, (૪) **સાગર**, (૫) **હિમવાન્**, (૬) **અચળ**, (૭) **ધરણ**, (૮) **પૂરણ**, (૯) **અભિચંદ્ર** અને (૧૦) **વસુદેવ** એ નામના દશ પુત્રો થયા. આ દશ 'દશાર્હ'ના નામથી પ્રસિદ્ધિ પામ્યા. **સમુદ્રવિજયની શિવા** નામની પત્નીએ **નેમિનાથને** ( કે જેમને **અરિષ્ટનેમિના** નામથી પણ ઓળખવામાં આવે છે તેમને) જન્મ આપ્યો. એમને જૈનો બાવીસમા તીર્થંકર તરીકે માને છે. **વસુદેવને દેવકીથી** સાત પુત્રો થયા. તે પૈકી છેલ્લા પુત્ર કૃષ્ણના નામથી વિખ્યાત છે. આ કૃષ્ણનું બીજું નામ **ગોવિન્દ** પણ છે.

મુક્તિ–મહિલાની દૂતીરૂપ દીક્ષા ગ્રહણ કરી, કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી અને તીર્થ પ્રવર્તાવી પોતાના તીર્થંકર–નામ–કર્મને ચરિતાર્થ કરનાર **શ્રીનેમિનાથને** તેમજ તેમના સમગ્ર શ્રમણ–મણ્ડળને શ્રીકૃષ્ણે એક વેળા દ્વાદશાવર્ત વંદના કરી. પછી શ્રીકૃષ્ણે પ્રભુને કહ્યું કે મુનિઓને વન્દન કરવાથી આજે મને એટલો બધો થાક લાગ્યો છે કે જેટલો ૩૬૦ યુદ્ધો કરતાં પણ મને લાગ્યો નથી. સર્વજ્ઞે ઉત્તર આપ્યો કે હે વાસુદેવ! તમે આજે પુષ્કળ પુણ્ય, ક્ષાયિક સમ્યક્ત્વ અને તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યાં છે. વિશેષમાં તમે સાતમી નરકને યોગ્ય એવા કર્મ-પુદ્ગલોને ખપાવીને ત્રીજી નરકને યોગ્ય આયુષ્ય–કર્મ બાંધ્યું છે કે જેને તમે આ ભવના અન્તમાં નિકાચિત કરશો. આ સાંભળીને શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે હે નાથ! એમ હોય તો ફરીથી હું મુનિવરોને વન્દન કરું કે જેથી નરકના

આયુષ્ય-કર્મનો સમૂળ ક્ષય થઇ જાય. પ્રભુએ તેમને સમજાવ્યું કે આ વન્દના દ્રવ્ય-વન્દના થશે, પહેલાની જેમ તે ભાવ-વન્દના નહિ થાય એટલે ધારેલું ફળ મળી શકશે નહિ.

❋ ❋ ❋ ❋

**त्यागिनां वन्दने त्यागा-नुमोदो भवति ध्रुवम् ।**
**त्यागानुमोदनाद् भावी, त्यागगुणो निजात्मनि ॥ ५८ ॥**

**ત્યાગનું અનુમોદન—**

શ્લો૦—"કંચન અને કામિનીના ત્યાગી (મહાત્માઓ)ને વંદન કરવાથી નક્કી ત્યાગની અનુમોદના થાય છે અને તે અનુમોદનાથી પોતાના આત્મામાં ત્યાગનો ગુણ (પ્રકટે) છે."—૫૮.

❋ ❋ ❋ ❋

**आलस्यादिनिबद्धो यः, सुगुरुं नैव वन्दते ।**
**शृङ्गपुच्छविहीनः स, मन्तव्यः पशुरेव च ॥ ५९ ॥**

**ગુરુ-પૂજન વિનાના માનવીની પાશવતા—**

શ્લો૦—"આળસ વગેરેથી જકડાયેલો જે (જીવ) સુગુરુને વંદન નથી જ કરતો, તેને શીંગડાં અને પુંછડા વિનાનો પશુ જ માનવો."—૫૯

❋ ❋ ❋ ❋

**मत्वेति सुगुरुं नित्यं, सेवस्व शुभभावतः ।**
**येन मिथ्यामतं त्वां न, बाधते क्वापि मानस ! ॥ ६० ॥**

**સદ્‌ગુરુની સેવાનું ફળ—**

શ્લો૦—"આ પ્રમાણે વિચારીને હે ચિત્ત ! તું શુભ ભાવપૂર્વક સદ્‌ગુરુની સર્વદા સેવા કર કે જેથી મિથ્યાદર્શન તને કોઇ વાર પણ પીડા ન કરે."—૬૦

❋ ❋ ❋ ❋

**कुगुरुः परित्यक्तव्यो, विद्यानालङ्कृतोऽपि हि ।**
**विषपात्रगता किं न, सुधा निहन्ति जीवितम् ? ॥ ६१ ॥**[1]

---

१ સરખાવો—

"दुर्जनः परिहर्तव्यो, विद्ययाऽलङ्कृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः, किमसौ न भयङ्करः ? ॥"

કુગુરુનો પરિત્યાગ—

શ્લો૦—" જ્ઞાનથી વિભૂષિત હોય તોપણ તેવા કુગુરુનો જરૂર ત્યાગ કરવો; કેમકે શું ઝેરના પાત્રમાં રહેલું અમૃત પણ જીવનનો વિનાશ કરતું નથી ? "—૬૧

કુગુરુને નવ ગજના નમસ્કાર—

સ્પષ્ટી૦—આ પદ્ય દ્વારા વિદ્વાન્ કુગુરુનો પણ સંગ ન કરવો એ સૂચવાયું છે, કેમકે કુગુરુ દુષ્ટ સર્પ કરતાં પણ વિશેષ હાનિકારક છે. કહ્યું પણ છે કે-

" [1]सप्पो इकं मरणं, कुगुरु अणंताणि कुणइ मरणाइं ।
सो वरि सप्पो गहिओ, मा कुगुरुसेवणं भद्दं ॥ "—આર્યા

અર્થાત્ સાપથી એક વાર મૃત્યુ થાય છે, જ્યારે કુગુરુની સેવાથી અનંત મરણો અનુભવવાં પડે છે. તેથી સાપને પકડવો તે સારૂં, પરંતુ કુગુરુની સેવા કરવી તે કલ્યાણકારી નથી.

   

**सुधर्मः सेवनीयोऽस्ति, रोगार्त्तैरिव भेषजम् ।**
**कर्मकफा[illegible]कं हन्ता, स एव प[illegible]मौषधम् ॥ ६२ ॥**

સુધર્મનું સેવન—

શ્લો૦—" રોગીઓ જેમ ઔષધને સેવે છે, તેમ (ભવ્ય પ્રાણીઓએ) સુધર્મ આરાધવો જોઇએ. (કેમકે) કર્મરૂપ કફ વગેરેનો વિનાશ કરનારો તે ઉત્તમ ઔષધ છે. "—૬૨

   

**सुधर्मात् सुकुले जन्म, सम्पदा[illegible]रोग्यमेव च ।**
**विद्यासि[illegible]ः प्रसि[illegible]श्च, भवतीति स सेव्यता[illegible] ॥ ६३॥**

સુધર્મથી શુભ કુળાદિ—

શ્લો૦—" સુધર્મથી શુભ કુળમાં જન્મ, સંપત્તિ, આરોગ્ય, વિદ્યાની સિદ્ધિ અને કીર્તિ મળે છે; વાસ્તે એને ભજવો જોઇએ. "—૬૩

   

1 છાયા—

सर्प एकं मरणं कुगुरुरनन्तानि करोति मरणानि ।
तस्मात् वरं सर्पो गृहीतो न कुगुरुसेवनं भद्रम् ॥

**धर्माद् धनं धनात् कामः, कामात् सौख्यं प्रजायते ।**
**कार्यार्थी कारणं त्वं चे-न्वेषयेस्तदा सुखम् ॥ ६४ ॥**[1]

**સુખ માટે સંશોધન—**

શ્લો૦—" ધર્મથી ધન, ધનથી કામ અને કામથી સુખ ઉત્પન્ન થાય છે. વાસ્તે જો તું કાર્યનો અર્થી હોય તો તેનું કારણ શોધ એટલે તને સુખ મળશે."—૬૪

* * * *

**धर्म एव ब्रुडज्जन्तून्, कूपान्निर्गमको मतः ।**
**रज्जुरिवात्र भो तस्माद्, धर्मसेवापरो भव ॥ ६५ ॥**

**ધર્મનું શરણ—**

શ્લો૦—" આ દુનિયામાં (હે જીવ ! ધર્મ જ સંસારરૂપ) કુવામાં ડુબી જતા જીવોને તેમાંથી બહાર કાઢવા માટે દોરડા જેવો ગણાય છે, વાસ્તે (ધર્મ) કરવામાં તું તત્પર રહે."—૬૫

* * * *

**दारिद्र्यभेदको धर्मः, सर्ववाञ्छितपूरकः ।**
**धर्मः कल्पतरुः साक्षाद्, धर्म एव सतां गतिः ॥ ६६ ॥**

**સુધર્મનું ગૌરવ—**

શ્લો૦—" ધર્મ એ દરિદ્રતાનો નાશ કરનાર છે અને સર્વ મનોરથોનો પૂરનાર છે. ધર્મ એ સાક્ષાત્ કલ્પવૃક્ષ છે. ધર્મ જ સજ્જનોની ગતિ છે. "—૬૬

**ધર્મનો મહિમા—**

સ્પષ્ટી૦—આ પ્રમાણે ગ્રન્થકારે પાંચ પદ્યો દ્વારા ધર્મનો મહિમા ગાયો છે, એ ઉપરથી ધર્મ એ આત્માનું આવશ્યક અંગ છે એવી પ્રતીતિ થઇ હશે. એને વિશેષ દૃઢ કરવા માટે ધર્મથી શું શું પ્રાપ્ત થાય છે તેનું દિગ્દર્શન કરી લઇએ. ધર્મ કરવાથી પ્રાણી ભૂપતિ બને છે. અરે તે બળરામ, વાસુદેવ, ચક્રવર્તી, દેવ, ઇન્દ્ર, અહમિન્દ્ર અને છેક અરિહંતનું પદ પણ પ્રાપ્ત કરે છે. આ

---

૧ સરખાવો—

" **धर्माद् धनं धनत एव समस्तकामाः**
**कामेभ्य एव सुखमिन्द्रियजं समस्तम् ।**
**कार्यार्थिना हि खलु कारणमेषणीयं**
**धर्मो विधेय इति तत्त्वविदो वदन्ति ॥** "—વસન્ત૦

પ્રમાણે ધર્મ સ્વર્ગ તેમજ મોક્ષ આપે છે. એ સર્વોત્તમ મંગળ છે.[1] એ માતાની જેમ આત્માને પોષે છે, પિતાની જેમ તેનું પાલન કરે છે, મિત્રની જેમ આનંદ આપે છે, બન્ધુની પેઠે સ્નેહ રાખે છે, ગુરુની માફક નિર્મળ ગુણો સંક્રમાવે છે અને સ્વામીની પેઠે પ્રકામ પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરાવે છે. વળી કુકર્મના હૃદયમાં સ્ફોટ કરવામાં એનું શૂરાતન સમાયેલું છે, જડતારૂપ વલ્લીને જડમૂળથી ઉખેડી નાંખવામાં એની કૃતકૃત્યતા રહેલી છે અને દુર્ગતિને દૂર કરી સુગતિ આપવામાં એની બલિહારી છે.[2] વધારે શું કહેવું? એના વિનાનાં માનવને છાયા વિનાનાં ઝાડ, જળ રહિત સરોવર, સુગન્ધ વિનાનાં ફૂલ, દાંત વિનાના હાથી, પ્રધાન વિનાનાં રાજ્ય, વર વિનાની જાન, દેવ વિનાનાં ચૈત્ય, ચન્દ્ર વગરની રાત્રિ, ચરિત્ર વિહીન સાધુ, શસ્ત્ર વિનાનાં સૈન્ય અને આંખ વગરનાં મુખ સાથે સરખાવી શકાય તેમ છે.

✤ ✤ ✤ ✤

**शरणं धर्म एवात्र, कर्मकृते सदाभ्रमे ।**
**दुःखप्रचुरपूरेण, सहिते भवचक्रके ॥ ६७ ॥**

### ધર્મનું આલંબન—

શ્લો૦—"કર્મને લીધે ઉપસ્થિત થયેલા તથા સદા ભ્રમણશીળ એવા તેમજ દુઃખના પુષ્કળ પૂરથી યુક્ત એવા આ સંસારરૂપ ચકડોળમાં ધર્મ જ શરણ[3] છે."—૬૭

✤ ✤ ✤ ✤

---

૧ સરખાવો શ્રીદશવૈકાલિક સૂત્રનું સુવર્ણસિદ્ધિદ્યોતક આદ્ય સૂત્ર—

"**धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।**
**देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥ १ ॥**"
[ **धर्मो मङ्गलमुत्कृष्टमहिंसा संयमस्तपः ।**
**देवा अपि तं नमस्यन्ति यस्य धर्मे सदा मनः ॥**" ]

૨ સરખાવો દશવૈકાલિકની શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકામાં સાક્ષીરૂપે આપેલો નિમ્નલિખિત શ્લોક:—

"**दुर्गतिप्रसृतान् जीवान्, यस्माद् धारयते ततः ।**
**धत्ते चैतान् शुभे स्थाने, तस्माद् धर्म इति स्मृतः ॥**"

૩ ધર્મના મહત્ત્વ પરત્વે એડમંડ પીલ (Edmund Peal)ના ઉદ્‌ગાર એ છે કે—

"Is not religion rightly understood,
A pledge of peace, the bond of brotherhood,
A shield against whatever would destroy,
Fraternal concord and domestic joy?"

**कश्चिद् दुःखी सुखी कश्चिद्, रोगी कश्चिन्निरामकः ।**
**निर्बुद्धिर्बुद्धिमान् कश्चि-दधर्मधर्मतो भवेत् ॥ ६८ ॥**

**અધર્મ અને ધર્મનાં ફળો—**

શ્લો૦—"કોઇ દુઃખી તો કોઇ સુખી, કોઇ રોગી તો કોઇ નીરોગી, કોઇ મૂર્ખ તો કોઇ બુદ્ધિશાળી એ અધર્મ અને ધર્મથી સંભવે."—૬૮

❋ ❋ ❋ ❋

**अङ्कुराच्च यथा बीज-मदृष्टमपि सिद्ध्यति ।**
**सुखदुःखात् तथा धर्मा-धर्मौ प्राच्यौ प्रसिद्ध्यतः ॥६९॥**

**ધર્મ-અધર્મની સિદ્ધિ—**

શ્લો૦—"અંકુરને જોવાથી, નહિ દેખાતું એવું પણ બીજ જેમ સિદ્ધ થાય છે, તેમ સુખ અને દુઃખથી, પૂર્વ (જન્મમાં કરેલ) ધર્મ અને અધર્મ સાબીત થાય છે."—૬૯

❋ ❋ ❋ ❋

**धर्मात् कठोरकर्माऽपि, स्वात्मनि तत्त्वं दधाति च ।**
**स्वस्थानं क्रियते किं न, शिलायामपि मृद्घटैः ? ॥७०॥**

**ધર્મની અસર—**

શ્લો૦—"ધર્મ કરવાથી કઠોર કર્મ કરનારો પણ પોતાના આત્મામાં (ધર્મનું કંઇ નહિ ને કંઇક) તત્ત્વ પણ સ્થાપન કરી શકે છે. કેમકે માટીના ઘડાઓ શું પત્થરમાં પણ પોતાનું સ્થાન કરતા નથી કે ? (અર્થાત્ જે શિલામાં માટીનો ઘડો રોજ મુકવામાં આવતો હોય ત્યાં આંકો પડી જાય છે.)"—૭૦

❋ ❋ ❋ ❋

**नीचोर्ध्वं याति जीवोऽत्रा-शुभशुभैः स्वकर्मभिः ।**
**दृष्टान्ते योजनीयौ हि, कूपप्रासादकारिणौ ॥ ७१ ॥**

**ધર્મથી શુભ ગતિ અને અધર્મથી અધમ ગતિ—**

શ્લો૦—"આ લોકમાં જીવ પોતાનાં સારાં નરસાં કર્મો વડે ઊંચે નીચે જાય છે. આના સંબંધમાં કુવો અને મહેલ બનાવનારનાં ઉદાહરણો અનુક્રમે ઘટાવવાં.

(અર્થાત્ જેમ કુવો બનાવનાર નીચે નીચે ઉતરતો જાય છે અને મહેલ બનાવનાર ઉપર ઉપર ચઢતો જાય છે તેમ શુભકર્મી જીવ ઉચ્ચ ગતિમાં જાય છે, જ્યારે અશુભ-કર્મી જીવ નીચ ગતિમાં જાય છે. ) "—૭૧

* * * *

**सुकलत्रे सुते राज्ये, प्राप्तेऽथ रत्नसञ्चये ।**
**स्वर्गसौख्ये तथा प्राप्ते, न सन्तोषो महात्मनाम् ॥७२॥**

**સાંસારિક સુખથી અતૃપ્તિ--**

શ્લો૦--" સારી સ્ત્રી, પુત્ર, રાજ્ય, રત્નનો ભંડાર તેમજ સ્વર્ગનું સુખ મળે તોપણ તેથી મહાત્માઓને સંતોષ થતો નથી. "-૭૨

* * * *

**स्वल्पकालस्थितांस्तुच्छान्, शून्यांस्तान् परमार्थतः ।**
**ज्ञात्वा पदार्थान् सुज्ञः क-स्तेषु सन्तोषभाग् भवेत् ?॥७३॥**

**નિઃસાર પદાર્થોમાં અસંતોષ--**

શ્લો૦—" પરમાર્થથી તે (પ્રસિદ્ધ) પદાર્થોને અતિશય અલ્પ સ્થિતિવાળા, તુચ્છ અને શૂન્ય જાણ્યા બાદ કયો સુજ્ઞ (જીવ) તેને વિષે સંતોષી બને ? "—૭૩

* * * *

**श्रीजैनं शासनं प्राप्य, दुःखभीष्मे भवोदधौ ।**
**प्राज्ञाः पोतायमानं हि, नृत्यन्ति हर्षनिर्भराः ॥ ७४ ॥**
**यतो मार्गः क्षणादेव, श्रीसर्वज्ञप्ररूपितः ।**
**शमामृतरसास्वादं, ददाति भाग्यशालिने ॥ ७५ ॥-युग्मम्**

**જૈન શાસનની પ્રાપ્તિથી આનંદ—**

શ્લો૦-" દુઃખથી ભયંકર એવા ભવ—સાગરમાં નાવ સમાન શ્રીજૈન શાસનને પામીને હર્ષિત બની સુજ્ઞો નાચે છે, કેમકે શ્રીસર્વજ્ઞે પ્રરૂપેલો માર્ગ ભાગ્યશાળીને ક્ષણમાં જ શમરૂપ અમૃતનો રસ ચખાડે છે. "—૭૪-૭૫

* * * *

**[illegible] सुखदं मोक्षं, जीवं नयति निश्चितः ।**
**हर्षोद्रेकस्य किं नैव, कारणं स प्रजायते ॥ ७६ ॥**

હર્ષનો હેતુ—

શ્લો૦—" તે (માર્ગ) જીવને અનન્ત સુખને આપનારા મોક્ષે લઇ જાય છે, (તો પછી) તે હર્ષના અતિશયનો હેતુ કેમ ન થાય ? "—૭૬

❦ ❦ ❦ ❦

भाग्यानुकारं वाञ्छन्ति, फलं सर्वेऽपि देहिनः ।
श्वा तुष्टः खण्डमात्रेण, केसरी न तथा भवेत् ॥ ७७॥

ભાગ્ય પ્રમાણેની અભિલાષા—

શ્લો૦—" બધાએ જીવો ભાગ્યાનુસાર ફળ ઇચ્છે છે. કેમકે કૂતરો કેવળ રોટલીના ટુકડાથી રાજી થાય છે, જ્યારે સિંહ તેમ થતો નથી."—૭૭

❦ ❦ ❦ ❦

व्रीहिकणमपि प्राप्य, मूषकः खलु नृत्यति ।
गजेन्द्रोऽवज्ञया भुङ्क्ते, पुष्कलेऽपि सुभोजने ॥ ७८ ॥

પ્રસ્તુતનું સમર્થન—

શ્લો૦—" ચોખાનો (એક) દાણો પણ મળતાં ઉંદર ખરેખર નાચે છે, જ્યારે કુંજરરાજ તો પુષ્કળ ભોજન હોવા છતાં અવજ્ઞાથી તે ખાય છે. "—૭૮

❦ ❦ ❦ ❦

अदृष्टतत्त्वा ये मूढाः, तुच्छचित्ता मनागपि ।
राज्यादिलाभमाप्यात्र, जायन्ते ते मदोद्धुराः ॥७९॥
दृष्टजिनोक्ततत्त्वा ये, सम्यक्त्वशालिनः पुनः ।
धर्मभावरता नैवं, भवन्ति मदविह्वलाः ॥ ८० ॥—युग्मम्

અલ્પજ્ઞને ગુમાન અને તત્ત્વજ્ઞની નિરભિમાનતા—

શ્લો૦—" જેમણે તત્ત્વો જોયાં નથી, જેઓ અક્કલ વિનાના છે અને જેમનું ચિત્ત તુચ્છ છે, તેઓ રાજ્યાદિનો અલ્પ પણ લાભ મળતાં મદોન્મત્ત બની જાય છે. (પરંતુ) જેમણે તીર્થંકરે કથેલાં તત્ત્વો અવલોકયાં છે, તે સમ્યક્ત્વથી અલંકૃત અને ધર્મભાવમાં મગ્ન એવા (જનો) અહંકારી બનતા નથી. "—૭૯–૮૦

**येन देशनया नीताः, श्री जैनं वरशासनम् ।**
**उपकारी समस्तेन, न कोऽपि जगतीतले ॥ ८१ ॥**

ઉપદેશકનો અનુપમ ઉપકાર—

શ્લો૦—" જેમણે દેશના દ્વારા (ભવ્ય પ્રાણીઓને) ઉત્તમ શ્રીજૈન શાસન પ્રતિ દોર્યા છે, તેમના સમાન ઉપકારી (આ) પૃથ્વીની સપાટી ઉપર કોઇ નથી."–૮૧

❦ ❦ ❦ ❦

**उपकारैस्तैरत्र, भवकोटिभिस्तैरपि ।**
**धर्मोपदेशदातृणां, निष्क्रयो न विधीयते ॥ ८२ ॥**

ધર્મોપદેશકના ઋણનો અપ્રતીકાર—

શ્લો૦—" કરોડો ભવો સુધી પણ કરેલા સેંકડો ઉપકારોથી ધર્મના ઉપદેશકોનું ઋણ વાળી શકાતું નથી."—૮૨

❦ ❦ ❦ ❦

**यदुपदेशदातृणा–मुपकारेऽस्ति नावधिः ।**
**तदा तद्धर्मभावस्यो–पकारे च कथं भवेत् ? ॥ ८३ ॥**

ધર્મ–જન્ય ઉપકારની નિઃસીમતા—

શ્લો૦—"જેનો ઉપદેશ કરનારાના ઋણને દૂર કરવા માટેના ઉપકારની સીમા નથી, તે ધર્મ-ભાવના ઉપકારને વિષે મર્યાદા ક્યાંથી હોય ?"—૮૩

❦ ❦ ❦ ❦

**धर्मादधिगतैश्वर्यो, यो नित्यं तं च सेवते ।**
**स हि शुभगतिर्भावी, कृतज्ञेषु शिरोमणिः ॥ ८४ ॥**

ધર્મના આરાધકની પ્રભુતા—

શ્લો૦—" ધર્મથી પ્રભુતા જેણે પ્રાપ્ત કરી છે એવો જે જીવ સદા તેને એટલે કે ધર્મને સેવે છે, તે શુભ ગતિને પામશે તેમજ તે કૃતજ્ઞોનો સરદાર છે."–૮૪

❦ ❦ ❦ ❦

[1]धर्मा ।धेगतैश्वर्यो, यस्तमेव निहन्ति च ।
नास्य शुभगतेर्लाभो–ऽकृतज्ञानां शिरोमणेः ॥ ८५ ॥

धर्मना विराधकनी दुर्दशा—

શ્લો૦—" ધર્મથી જેણે ઐશ્વર્ય મેળવ્યું છે એવો જે જીવ તેને જ હણે છે, તેને શુભ ગતિનો લાભ મળે નહિ તેમજ તે અકૃતજ્ઞોમાં શિરોમણિ છે. "–૮૫

❦ ❦ ❦ ❦

वने रणे जले वह्नौ, शत्रूणां निचये स्थितम् ।
भयाक्रान्ते च कान्तारे, धर्म एको हि रक्षति ॥ ८६ ॥

ધર્મની સુરક્ષકતા—

શ્લો૦—" વનમાં, રણમાં, જળમાં, આગમાં, શત્રુઓના સમૂહમાં (ઘેરાયલા) કે ભયાનક વનમાં (સપડાયેલા પ્રાણી)નું એકલો ધર્મ (જ) રક્ષણ કરે છે. "–૮૬

❦ ❦ ❦ ❦

[2]धर्मं वर्धयतो वृद्धिः, क्षयं क्षपयतो भवेत् ।
धर्मवृद्धिस्ततः कार्या, स्वकीयां वृद्धिमिच्छता ॥ ८७ ॥

ધર્મની વૃદ્ધિથી લાભ—

શ્લો૦—"ધર્મનો વધારો કરવાથી (પોતાની તાત્ત્વિક) વૃદ્ધિ થાય અને તેનો ઘટાડો કરવાથી તેનો નાશ થાય; વાસ્તે પોતાની વૃદ્ધિ કરવાની ઇચ્છાવાળાએ ધર્મની વૃદ્ધિ કરવી. "–૮૭

❦ ❦ ❦ ❦

त्रिषु मित्रेषु धर्मोऽयं, सामान्यप[illegible]ः कृतः ।
तथापि दुःखनिस्तारे, सर्वेषामुपरि स्थितः ॥ ८८ ॥

---

૧ સરખાવો સૂક્તમુક્તાવલી (પૃ. ૭)ગત નિમ્ન-લિખિત પદ્યઃ—
" धर्मादधिगतैश्वर्यो, धर्ममेव निहन्ति यः ।
कथं शुभगतिर्भावी ?, स स्वामिद्रोहपातकी ॥ १९ ॥ "

૨ સરખાવો મનુસ્મૃતિનો મુદ્રાલેખ—
" धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥ "

**દુઃખોદ્ધારમાં ધર્મની અદ્વિતીયતા—**

**શ્લો૦**—"ત્રણ મિત્રોમાં આ ધર્મને સમાન પંક્તિનો ગણવામાં આવે છે, પરંતુ દુઃખમાંથી ઉદ્ધાર કરવામાં તે સૌની ઉપર રહેલો છે." –૯૮

**ત્રણ મિત્રોની કથા—**

**સ્પષ્ટી૦**—'ક્ષિતિપ્રતિષ્ઠ' નગરમાં **જિતશત્રુ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એને **સોમદત્ત** નામનો પુરોહિત હતો. આ પુરોહિતને **સહમિત્ર, પર્વમિત્ર** અને **પ્રણામમિત્ર** એમ ત્રણ મિત્રો હતા. તેમાં **સહમિત્ર** ખાવા, પીવા વગેરે કાર્યમાં એની સાથે ને સાથે હાજર રહેતો. **પર્વમિત્રનો** ઉત્સવ પ્રસંગે તે સત્કાર કરતો હતો, જ્યારે **પ્રણામ-મિત્ર** સાથે માર્ગમાં દર્શન થાય ત્યારે નમસ્કાર કરવા પૂરતો જ સંબંધ હતો.

એક વેળા **સોમદત્તે** રાજાનો કોઇ અપરાધ કર્યો એટલે તેને કેદ કરવા રાજા તત્પર થયો. **સોમદત્ત** તેનો અભિપ્રાય જાણી ગયો તેથી તે રાતોરાત **સહમિત્રને** ત્યાં ગયો અને કહેવા લાગ્યો કે હે બાંધવ ! મારા ઉપર રાજા રુષ્ટ થયો છે, વાસ્તે થોડાક દિવસ મને તારે ત્યાં ગુપ્તપણે રહેવા દે અને આ પ્રમાણે આપત્તિ-કાલમાં મારી રક્ષા કરી મિત્રતાને તું સાર્થક કર. આ સાંભળી **સહમિત્રે** જવાબ આપ્યો કે જ્યારે તારા ઉપર રાજા ગુસ્સે થયો છે ત્યારે જો હું તને આશ્રય આપું તો મારું પણ આવી બને. માટે આવી બલા કોણ વહોરે ? તારા જેવા એકની ખાતર હું મારા કુટુંબકબીલાનું અનિષ્ટ થવા નહિ દઉં, વાસ્તે તું અહીંથી રસ્તો માપ.

**સહમિત્રે** આ પ્રમાણે **સોમદત્તનું** અપમાન કર્યું એટલે તે **પર્વમિત્રને** ઘેર ગયો અને તેને પોતાના ઉપર આવી પડેલી આપત્તિથી વાકેફ-ગાર કર્યો. બધો વૃત્તાન્ત જાણ્યા બાદ આદરપૂર્વક **પર્વમિત્રે** કહ્યું કે ભાઇ ! વિવિધ પર્વોને વિષે અનેક તરેહના મીઠાં વચનાદિક સ્નેહના પ્રકારો વડે તેં મારા પ્રાણોને પણ ખરીદી લીધા છે. તો આવે પ્રસંગે હું તને સહાય ન કરું તો હું કેવો કૃતઘ્ન ગણાઉં ? પરંતુ તને આશ્રય આપવાથી રાજા મારા કુટુંબને કનડે એ મારાથી જોયું જાય તેમ નથી. એક તરફ વાઘ અને બીજી તરફ નદી એવો ન્યાય મારે માટે ઉપસ્થિત થયો છું. મારે ઘણાં બાલબચ્ચાં છે, તે તું જાણે છે તો તેના ઉપર રહેમનજર રાખી અને તું અન્યત્ર જા. તારું કલ્યાણ થજો એવી મારી શુભ ભાવના છે.

દૈવ વિપરીત હોય ત્યારે પુત્ર પણ પરાયો બને છે એમ વિચાર કરતો કરતો પુરોહિત **પર્વમિત્રને** ઘેરથી બહાર નીકળ્યો. જે એ મિત્રો ઉપર પોતે થોડોક પણ ઉપકાર કર્યો હતો તેમની તરફથી કેવી સહાયતા મળી તે મેં

જાતે અનુભવ્યું. એટલે પ્રણામ-મિત્રની આશા રાખવી ફોકટ છે છતાં ડુબતો માણસ જેમ તણખલાને પણ પકડવા તૈયાર થાય તેમ હું એની પાસે જાઉં તો ખરો એમ પુરોહિતે વિચાર્યું અને ત્યાં ગયો. **પ્રણામમિત્રે** પુરોહિતને પોતાને ઘેર આવતો જોયો એટલે તે તરત જ ઊભો થયો અને બે હાથ જોડી બોલ્યો કે હે મિત્ર! તમે ભલે પધાર્યા. પરંતુ તમારી મુખમુદ્રા આવી નિસ્તેજ કેમ છે? તમારે જે કંઇ કામ હોય તે મને કહો, હું તે જરૂર કરીશ. આ પ્રમાણે આશ્વાસન મળતાં પુરોહિતે પોતાની કથની સંભળાવી. **પ્રણામમિત્રે** તેને આશ્રય આપવાની સંમતિ દર્શાવી અને બોલ્યો કે હે ભાઈ! તમારા પ્રેમામૃતથી પલ્લવિત વચનો વડે હું તમારો ઋણી છું. આજે અનૃણી બનવાનો આવો શુભ અવસર આવી પહોંચ્યો છે તો હું એને સહર્ષ વધાવી લઉં છું. તમે નિર્ભય રહો. મારા જીવતાં તમારો વાંકો વાળ પણ નહિ થવા દઉં એમ કહી **પ્રણામમિત્રે** પોતાના ખભા ઉપર બે ભાથાં ચડાવ્યાં અને ધનુષ્યને પ્રત્યંચા સહિત હાથમાં લીધું. પછી **જિતશત્રુ** રાજાની સીમા છોડી જવાને તત્પર થયેલા પુરોહિતને આગળ રાખી તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં પુરોહિત વાંછિત સ્થળે આવી પહોંચ્યો. ત્યાં તે નિર્ભયપણે રહી પોતાના દિવસો સુખે ગુજારવા લાગ્યો.

આ કથાનો ઉપનય એ છે કે **સોમદત્ત** સમાન સંસારી જીવ છે અને **સહમિત્ર** તુલ્ય શરીર છે. જીવ આ શરીરનો નિરંતર સત્કાર કરે છે તોપણ જ્યારે મરણની નોબત વાગે છે ત્યારે આ શરીર અહીં જ પડ્યું રહે છે, એની સર્વદા સાર સંભાળ લેનાર જીવની સાથે એ એક ડગલું પણ જતું નથી. **પર્વ-મિત્ર** સમાન સગાંવહાલાં સ્વજનો અને બંધુઓ છે. તેઓ પણ ચૌટા સુધી મૃતકની પાછળ જઇ પાછા ફરે છે. **પ્રણામમિત્ર** તુલ્ય ધર્મ છે. તે સંકટ સમય-માં સહાય કરવામાં એક્કો છે. એ તો પરલોકમાં પણ છાયાની જેમ જીવની સાથે સંચરે છે અને પોતાની મિત્રતાને કૃતાર્થ કરે છે.

❀ ❀ ❀ ❀

**यदि पर्यन्तकालेऽपि, धर्मे प्रीतिर्विधीयते ।**
**तर्हि त्वां स्वर्गगं कृत्वा, कर्तव्यात् स्वं विमुञ्चति ॥८९॥**

**અંતિમ અવસ્થામાં કરેલું ધર્મનું આરાધન—**

શ્લો૦—"જે અંત-સમયે પણ ધર્મને વિષે પ્રેમ રાખશે, તો (હે ચેતન!) ધર્મ તને સ્વર્ગગામી બનાવીને પોતાની જાતને કર્તવ્યથી મુક્ત કરશે (અર્થાત્ પોતાને કૃતકૃત્ય માનશે)."—૮૯

❀ ❀ ❀ ❀

**माता पिता सुता दार–भ्रातृजायादयोऽखिलाः ।**
**स्वार्थनिष्ठा मता एको, धर्मः परमबान्धवः ॥ ९० ॥**

**ધર્મની બંધુતા—**

શ્લો૦—"જનની, જનક, પુત્રી, ભોજાઇ પ્રમુખ સર્વે (કુટુંબીઓ) સ્વાર્થી ગણાય છે. એકલો ધર્મ (જ) પરમ બાન્ધવ છે."–૯૦

* * * *

**रसायनाद् यथा लोके, कश्चिद् रोगः प्रशाम्यति ।**
**धर्मरसायनाद् हंहो, सर्वरोगविनाशनम् ॥ ९१ ॥**

**ધર્મરૂપ રસાયનની બલિહારી—**

શ્લો૦—"હે ચેતન ! આ લોકમાં રસાયનથી તો કોઇક રોગ જતો રહે છે, જ્યારે ધર્મરૂપ રસાયનથી તો (કામાદિ) સર્વ રોગોનો નાશ થાય છે."–૯૧

* * * *

**सर्वं जगद्गतं वस्तु, विद्यते नेत्रयोः पथि ।**
**तत् सर्वं पुद्गलाज्जात–मेकस्मान्नात्र संशयः ॥ ९२ ॥**
**तथा यत् यत् सुखं चात्र, परत्रापि च विद्यते ।**
**त्रिकालभावि तत् सर्व–मेकस्माद् धर्मतो भवेत् ॥९३॥–युग्मम**

**ધર્મથી જ સુખ—**

શ્લો૦—"જેમ દુનિયામાં રહેલી જે દરેક વસ્તુ દષ્ટિગોચર થાય છે, તે સર્વ એક પુદ્ગલમાંથી બનેલી છે એમાં સંદેહ નથી, તેમ આ લોકમાં તેમજ પરલોકમાં જે જે ત્રિકાલભાવિ સુખ છે, તે સઘળું એક ધર્મથી (જ) થાય છે, એમાં જરા પણ સંશય નથી)."–૯૨–૯૩

* * * *

**एवं सर्वेप्सिते सौख्ये, यो धर्मः कार्यकृन्मतः ।**
**सर्वानिष्टहरे तस्मिन्, केनालस्यं विधीयते ? ॥ ९४ ॥**

**ધર્મને વિષે અપ્રમાદ—**

શ્લો૦—"આ પ્રમાણે સર્વ વાંછિત સુખને વિષે જે ધર્મ સિદ્ધહસ્ત મનાય

છે, તે સઘળાં અનિષ્ટોને દૂર કરનાર ! (ધર્મ)ને વિષે કોણ આળસ કરે ? "–૯૪

❦ ❦ ❦ ❦

**यस्त्रिवर्गेषु मुख्योऽस्ति, परत्रेह हितप्रदः ।**
**कर्मराशिविनाशी यः, स सेव्यः श्रीजिनोदितः ॥ ९५ ॥**

**ધર્મનું આરાધન—**

**શ્લો૦**—" જે ત્રિવર્ગમાં પ્રધાન છે તથા જે આ લોકમાં તેમજ પરલોકમાં કલ્યાણકારી છે, તે કર્મના સમૂહનો સંહાર કરનારો અને શ્રીતીર્થંકરે કહેલો (એવો ધર્મ) સેવો. " –૯૫

❦ ❦ ❦ ❦

**धर्मशब्दे समानेऽपि, लौकिके चेतरागमे ।**
**अन्तोऽत्यन्तविभेदोऽस्ति, यथा दुग्धे स्नुहीगवोः ॥९६॥**

**લૌકિક અને લોકોત્તર ધર્મમાં ભિન્નતા—**

**શ્લો૦**—" જોકે ધર્મ એ શબ્દ લૌકિક તેમજ લોકોત્તર શાસ્ત્રમાં સમાન છે, છતાં જેમ થોરના અને ગાયના દૂધમાં અંદરથી અતિશય ભિન્નતા છે તેમ આ બેમાં છે. "—૯૬

**લોકોત્તર ધર્મની શ્રેષ્ઠતા—**

**સ્પષ્ટી૦**—જેમ કાચમાં અને રત્નમાં, કોયલામાં અને હીરામાં, સરસવમાં અને મેરુમાં તથા ખાબોચીઆમાં અને મહાસાગરમાં અંતર છે તેમ લૌકિક અને લોકોત્તર ધર્મમાં અંતર છે. આથી કરીને તો આપ્ત જનો લોકોત્તર માર્ગનું અવલંબન લેવા ઉત્સુક હોય છે. આ માર્ગની વિશેષતા શરણતા, તેમજ ઈષ્ટતા પરત્વે **અધ્યાત્મસાર**ના છઠ્ઠા પ્રબંધગત આગમ–સ્તુતિ અધિકારનું નિમ્ન-લિખિત આદ્ય પદ્ય રજુ કરવું અનુચિત નહિ ગણાયઃ—

" उत्सर्पद्व्यवहारनिश्चयकथाकल्लोलकोलाहल-
त्रस्यद्दुर्नयवादिकच्छपकुलभ्रश्यत्कुपक्षाचलम् ।
उद्यद्युक्तिनदीप्रवेशसुभगं स्याद्वादमर्यादया
युक्तं श्रीजिनशासनं जलनिधिं मुक्त्वा परं नाश्रये ॥१॥–શાર્દૂલ૦

અર્થાત્ વ્યવહાર અને નિશ્ચયની કથારૂપ વધતા જતા ( ઉછળતા ) તરંગોના કોલાહલથી ત્રાસ પામતા દુર્નયવાદી (એકાન્તવાદી)રૂપ કાચબાઓના

સમુદાય વડે જેમાં કુપક્ષરૂપ પહાડો ભેદાઇ જાય છે, જે ઉગતી (વિસ્તાર પામતી) યુક્તિરૂપી સરિતાઓના પ્રવેશ વડે મનોહર છે તેમજ જે સ્યાદ્વાદ ( અનેકાન્ત-વાદ )રૂપ સીમાથી યુક્ત છે, તે શ્રીજૈન શાસનરૂપ સમુદ્રને છોડીને હું અન્યનો આશ્રય કરતો નથી.

   

**सर्वमेकान्तिकं पुष्याद्, दर्शनं मोहमोहितम् ।**
**मोहनिर्मुक्तं जैनेन्द्रं, वस्तुस्थित्या यथास्थितम् ॥ ९७ ॥**
**अनेकान्तं यतस्तेन, विग्रहवर्जितं मनः ।**
**रागद्वेषविनिर्मुक्तं, प्राप्नोति परमं सुखम् ॥ ९८ ॥–युग्मम्**

**[1]અનેકાન્તનુ સેવન—**

શ્લો૦—"મોહથી મુગ્ધ બનેલું દરેક દર્શન એકાન્તને પોષે છે, જ્યારે મોહથી રહિત એવું જિનેશ્વરોનું દર્શન યથાસ્થિત અનેકાન્તને પોષે છે. કેમકે એનાથી કલહ રહિત બનેલું મન રાગ અને દ્વેષથી મુકત બની ઉત્તમ સુખ પામે છે."–૯૭–૯૮

**એકાન્તવાદનું દિગ્દર્શન—**

**સ્પષ્ટી૦**—અનેકાન્તવાદ કહો કે સ્યાદ્વાદ કહો તે એક જ છે. આની મુદ્રાથી અંકિત બનેલા દર્શનમાં અસદ્ દોષનાં આરોપણ વાસ્તે કે પરની નિન્દા માટે અવકાશ નથી. એનાથી વાસિત બનેલા ચિત્તને કલેશનો કટુ અનુભવ થતો નથી. આ સંબંધમાં **અધ્યાત્મસાર**ના છઠ્ઠા પ્રબંધમાં કહ્યું પણ છે કે—

" दुःसाध्यं परवादिनां परमतक्षेपं विना स्वं मतं
तत्क्षेपे च कषायपङ्ककलुषं चेतः समापद्यते ।
सोऽयं निःस्वनिधिग्रहव्यवसितो वेतालकोपक्रमो
नायं सर्वहितावहे जिनमते तत्त्वप्रसिद्ध्यर्थिनाम्॥२०४॥"–શાર્દૂલ૦

અર્થાત્ પર વાદીઓને ( એટલે કે અન્ય દર્શનના અનુયાયીઓને ) પર મતનો તિરસ્કાર કર્યા વિના પોતાનો મત સાધવો દુષ્કર છે; અને તે તિરસ્કાર કરવાથી ચિત્ત કષાયરૂપ કાદવથી કલુષિત બને છે. એ ( તિરસ્કારાદિ વ્યાપાર ) નિર્ધનના નિધાનનું ગ્રહણ કરવામાં ઉદ્યમ કરનારા વેતાલ (એટલે ભૂતના આવેશવાળા મૃતક)ના ક્રોધનો વેગ છે. આ વેગ તત્ત્વની પ્રસિદ્ધિના અભિલાષીઓને, સકળ (જગત્ )ને હિતકારી એવા જૈન દર્શનને વિષે નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે જૈન દર્શન સ્યાદ્વાદ-રંગથી આબેહુબ રંગાયેલું છે એટલે એ મધ્યસ્થભાવથી પરિપૂર્ણ છે. એમાં પોતાની ડંફાસ મારવાની

૧–૨ આ સંબંધમા જુઓ સ્તુતિ–ચતુર્વિંશતિકા (પૃ. ૧૧૨–૧૧૫)

કે પારકાને હલકો પાડવાની વૃત્તિ નથી. વસ્તુ-સ્થિતિનું અવલોકન કરાવવું એ જ એનું ધ્યેય છે. આથી તો પ્રત્યેક દર્શનમાં કંઇ ને કંઇ સત્યતા રહેલી છે એવી ઉદ્‌ઘોષણા એ કરી શકે છે તેમજ એ સર્વને એક જ રંગમંડપમાં એકત્રિત પણ કરી શકે છે. વિશેષમાં ચિત્તની નિર્મલતા સાધવામાં આ અનુપમ સાધનની ગરજ સારે છે. સંકુચિત દૃષ્ટિને તો એ તિલાંજલિ આપી વિશ્વબંધુત્વની આદરણીય અને અનુકરણીય ભાવના એ ખડી કરે છે. જે સ્યાદ્વાદનો આવો અપૂર્વ પ્રતાપ છે, તેના સંબંધમાં કાશી હિંદુ વિશ્વવિદ્યાલયના દર્શનશાસ્ત્રનાં મુખ્ય અધ્યાપક શ્રીયુત **ફણિભૂષણ અધિકારી** એમ. એ. મહાશયનું એ કથન છે કે—

“સ્યાદ્વાદનો સિદ્ધાન્ત ઘણો મહત્ત્વપૂર્ણ અને ખેંચાણકારક છે. એ સિદ્ધાન્તમાં જૈન ધર્મની વિશેષતા તરી આવે છે. અને એ જ સ્યાદ્વાદ ‘જૈન દર્શન’-ની અદ્વિતીય સ્થિતિ પ્રકટ કરે છે. છતાં કેટલાકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ, તથા કેટલાકોને તો તે ઉપહાસ્યાસ્પદ પણ લાગે છે. જૈન ધર્મમાં એ એક શબ્દ દ્વારા જે સિદ્ધાંત ઝલકી રહ્યો છે, તે ન સમજી શકવાથી જ કેટલાકોએ તેનો ઉપહાસ કર્યો છે; એ અજ્ઞાનતાને પ્રતાપે જ કેટલાકોએ તેમાં દોષો તથા ભિન્ન ભિન્ન અર્થોનાં આરોપણ કર્યાં છે. હું તો એટલે સુધી કહેવાની હિંમત કરૂં છું કે વિદ્વાન્ **શંકરાચાર્ય** જેવા પુરુષ પણ એ દોષથી અળગા નથી રહી શક્યા. તેમણે પણ એ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતા-વાળા માણસો એવી ભૂલ કરે તો તે માફ કરી શકાય, પણ મને સ્પષ્ટ વાત કહેવાની રજા મળે તો હું કહીશ કે ‘ભારતના એવા મહાન્ વિદ્વાન્ માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે.’ જોકે હું પોતે એ મહર્ષિ પ્રતિ અતિશય આદર-ભાવથી નિહાળું છું, તથાપિ મને એમ ચોકખું દેખાય છે કે તેમણે ‘વિવસન સમય’ અર્થાત્ નાગા લોકોનો સિદ્ધાંત એવું જે અનાદર સૂચવતું નામ જૈન ધર્મના શાસ્ત્રો વિષે વાપર્યું છે, તે કેવળ મૂળ જૈન ગ્રંથોનો અભ્યાસ નહીં કરવાનું પરિણામ છે.

સ્યાદ્વાદ એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે. હું એ વાત ઉપર ખાસ ભાર મૂકવા માગું છું કે વિશ્વના અથવા તેના કોઇ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિ-કોણથી જોઇએ તો જ અખંડ સત્ય જોઇ શકીએ. ખરૂં જોતાં આ વિશ્વ અસંખ્ય તત્ત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણા યથાર્થ જ્ઞાન પ્રાપ્તિનાં સાધનો એટલાં અપૂર્ણ છે કે આપણા પરિચિત દૃષ્ટિકોણથી ભાગ્યે જ પૂર્ણ સત્ય પામી શકીએ. કેવળ સર્વજ્ઞ જ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે. આપણે તો એકાં-

ગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટીકરણના અત્યારે અધિકારી ગણાઇએ આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ.

આવી સ્થિતિમાં [1]મલ્લિષેણે જિનેન્દ્ર ભગવાન્ મહાવીરની સ્તુતિ-અર્થે જે યોગ્ય શબ્દો વાપર્યા છે તે મને યાદ આવે છે.

' अन्योऽन्यपक्षप्रतिपक्षभावाद्
यथा परे मत्सरिणः प्रवादाः ।
नयानशेषानविशेषमिच्छन्
न पक्षपाती समयस्तथा ते ॥ '

અર્થાત્—હે ભગવાન્ ! આપનો સિદ્ધાંત નિષ્પક્ષ છે. કારણ કે એક જ વસ્તુ કેટલી અસંખ્ય દૃષ્ટિથી જોઇ શકાય છે તે આપે અમને બતાવ્યું છે. પહેલાં એ કે જે કેવળ સિદ્ધાંતભેદની ખાતર પરસ્પરમાં ઈર્ષ્યા—મત્સર ધરાવે છે તે સ્થિતિ આપના સ્યાદ્વાદ—દર્શનમાં નથી સંભવતી. "

**એકાન્તવાદીઓના મતો—**

એકાન્ત કહો કે દુર્નય કહો, નયાભાસ કહો કે નયનું અનુચિત સેવન કહો એ બધું એક જ છે. જૈન સિદ્ધાન્તનું એ મંતવ્ય છે કે અજૈન દર્શનો નૈગમાદિ નયોની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તેઓ ઇતર નયોનો તિરસ્કાર કરે છે અર્થાત્ અન્યાન્ય દૃષ્ટિ-કોણથી—અનેક દૃષ્ટિ-બિન્દુથી વસ્તુનું અવલોકન ન કરતાં એક જ દૃષ્ટિથી તેને નિહાળે છે. આથી વસ્તુ—સ્થિતિ ઉપર તેઓ યથાયોગ્ય પ્રકાશ પાડી શકતા નથી. તેમનાં દૃષ્ટિ—બિન્દુઓની તારવણી કરતાં ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રી**યશોવિજય** **અધ્યાત્મસાર**ના છઠ્ઠા પ્રબંધમાં આગમ—સ્તુતિ—અધિકારમાં કથે છે કે—

" बौद्धानामृजुसूत्रतो मतमभूद् वेदान्तिनां सङ्ग्रहात्
साङ्ख्यानां तत एव नैगमनयाद् योगश्च वैशेषिकः ।
शब्दब्रह्मविदोऽपि शब्दनयतः सर्वैर्नयैर्गुम्फिता
जैनी दृष्टिरितीह सारतरता प्रत्यक्षमुद्वीक्षते ॥२०२॥ "—શાર્દૂલ૦

અર્થાત્ ( વર્તમાન વસ્તુઓને જ માનનારા **સુગત**ના શિષ્યો ) બૌદ્ધોનું દર્શન ઋજુસૂત્ર નયમાંથી ઉદ્‌ભવ્યું. (અદ્વૈતનું જ પ્રતિપાદન કરનારા) વેદાન્તીઓનો મત સંગ્રહ નયને અવલંબે છે. (આત્માને અકર્તા માનનારા સાંખ્યોના મંતવ્યની પણ એ જ દશા છે. (સામાન્ય અને વિશેષને સર્વથા ભિન્ન માનનારા) **ગૌતમ** અને **કણાદ**ના અનુયાયીઓ એવા) નૈયાયિકો અને વૈશેષિકોના મતની ઉત્પત્તિ નૈગમ નયને આભારી છે. શબ્દને જ બ્રહ્મ માનનારા (અર્થાત્ વેદવાક્ય જ બ્રહ્મ છે અને તે જ ધર્મનું પ્રતિપાદક છે એમ માનનારા મીમાંસકો)નો મત શબ્દનયમાંથી

---

૧ ' મલ્લિસેન ' એ નિર્દેશ ભ્રાન્તિમૂલક છે. એને બદલે શ્રી **હેમચન્દ્રસૂરિ**નું નામ જોઇએ, કેમકે અત્ર આપેલ સાક્ષીભૂત પદ્ય ' અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા'નું ૩૦મું પદ્ય છે.

નીકળ્યો છે, પરંતુ જૈન દર્શન તો સમસ્ત નયો વડે ગુંફિત છે તેથી આ દર્શન વિષેનું અત્યંત સારપણું પ્રત્યક્ષથી જોવાય છે.

❦ ❦ ❦ ❦

**अहङ्कारविनिर्मुक्तं, निःसङ्गं निर्मलं तथा ।**

**ऐकान्तिकहठत्यागात्, प्राप्नोति परमं सुखम् ॥ ९९ ॥**

**એકાન્તના ત્યાગથી ઉત્તમ સુખ—**

શ્લો૦—"ગર્વથી મુક્ત, સંગ રહિત તેમજ નિર્મળ એવું ચિત્ત એકાન્તની હઠને ત્યજી દેવાથી ઉત્તમ સુખ મેળવે છે."–૯૯

❦ ❦ ❦ ❦

**सर्वतो निःस्पृहीभूय, मिथ्याभ्रान्तिमपास्य च ।**

**शुद्धतत्त्वे विलीनं च, प्राप्नोति परमं सुखम् ॥ १०० ॥**

**અભ્રાન્ત ચિત્તને સુખ—**

શ્લો૦—"સર્વથા ઇચ્છા રહિત બની અને ખોટા ભ્રમને દૂર કરી શુદ્ધ તત્ત્વમાં મગ્ન બનેલું મન પરમ સુખ પામે છે."–૧૦૦

❦ ❦ ❦ ❦

**जिनेशचरणे रक्तं, समं माना-ऽपमानयोः ।**

**सद्धर्मध्यानतो चेतः, प्राप्नोति परमं सुखम् ॥ १०१ ॥**

**સમતાથી ઉત્કૃષ્ટ સુખ—**

શ્લો૦—"જિનેશ્વરનાં ચરણમાં આસક્ત અને માન તેમજ અપમાનમાં સમાન (દૃષ્ટિવાળું) એવું ચિત્ત શુભ ધર્મના ધ્યાનથી ઉત્કૃષ્ટ સુખ મેળવે છે."–૧૦૧

❦ ❦ ❦ ❦

**तत्त्वज्ञानदृशा दृष्टे, शब्दादिविषयेऽखिले ।**

**समीभूय शुभं चित्तं, प्राप्नोति परमं सुखम् ॥ १०२ ॥**

**તાત્ત્વિક અવલોકનથી ઉત્તમ સુખ—**

શ્લો૦—"શબ્દાદિ સમસ્ત વિષયોને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જોયા બાદ તેમાં સમાન રહેનારું સુન્દર ચિત્ત ઉત્તમ સુખ પામે છે."–૧૦૨

❦ ❦ ❦ ❦

**जिनेन्द्रवासितं चित्तं, पूजाहिंसाप्रलम्भयोः ।**
**पुंसोः समं शमे लीनं, प्राप्नोति परमं सुखम् ॥ १०३ ॥**

**ધર્મ-વાસનાનો પ્રભાવ—**

શ્લો૦—" (જિનેશ્વરની) પૂજા કરનારા તેમજ હિંસા કરનારા પુરુષોને વિષે સમભાવવાળું, જિનેન્દ્રનાં તત્ત્વોથી વાસિત તેમજ શમમાં લીન એવું ચિત્ત પરમ સુખ મેળવે છે. "–૧૦૩

   

**प्रभुत्यक्तपदार्थेषु, तद्धर्मपूर्णवासितम् ।**
**निर्लिप्तभावनाव्याप्तं, प्राप्नोति परमं सुखम् ॥ १०४ ॥**

શ્લો૦—" પ્રભુએ ત્યજી દીધેલા પદાર્થોને વિષે નિર્લેપ ભાવનાથી વ્યાપ્ત અને તેના ધર્મથી પૂર્ણ વાસિત એવું ચિત્ત પરમ સુખ પામે છે."—૧૦૪

   

**निर्विकारिजिनध्यानात्, मनोहारिषु वस्तुषु ।**
**रामादिषु समीभूय, प्राप्नोति परमं सुखम् ॥ १०५ ॥**

**નિર્વિકારીના ધ્યાનની મહત્તા—**

શ્લો૦—" નિર્વિકારી (વીતરાગ) તીર્થંકરના ધ્યાનથી ચિત્ત, ચિત્તને ચોરનારી વનિતાદિ વસ્તુઓને વિષે સમાન ( ભાવવાળું ) બની ઉત્તમ સુખ મેળવે છે. "–૧૦૫

   

**मैत्री-प्रमोद-कारुण्य-माध्यस्थ्यवासितं मनः ।**
**प्रभोश्चरित्रमालोच्य, प्राप्नोति परमं सुखम् ॥ १०६ ॥**

**મૈત્રી આદિ ભાવનાનું માહાત્મ્ય—**

શ્લો૦—" મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ ( એ ચાર ભાવના )થી ભાવિત મન પ્રભુના ચરિત્રનું મનન કરી ઉત્તમ સુખ પામે છે."–૧૦૬

**મૈત્રી વગેરે ચાર ભાવનાઓનું સ્વરૂપ—**

સ્પષ્ટી૦—મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એમ ભાવનાના ચાર પ્રકારો જે અત્રે સૂચવવામાં આવ્યા છે, તેનો પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ શ્રી

**ઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થ** (અ. ૮, સૂ. ૭)માં જોવાય છે. એમની પૂર્વે કોઇ મહર્ષિએ આવો નિર્દેશ કર્યો હોય તો તે જાણવાનું સાધન નજરે પડતું નથી. આ ભાવનાના સ્વરૂપ ઉપર **તત્ત્વાર્થ**નું સ્વોપજ્ઞ ભાષ્ય તેમજ તેની **શ્રીસિદ્ધસેન**ગણિકૃત ટીકા (પૃ. ૫૬–૫૯) પ્રકાશ પાડે છે. આ હકીકતને કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્ર**સૂરિએ પદ્યમાં ગૂંથી છે અને તે એમની સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત **યોગશાસ્ત્ર** નામની કૃતિના ચોથા પ્રકાશમાં (૩૩૬મા અને ૩૩૭મા પત્રમાં) દૃષ્ટિગોચર થાય છે. ત્યાં મૈત્રી વગેરે ચાર ભાવનાનાં અનુક્રમે નીચે મુજબ લક્ષણો આપેલાં છે:—

" मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ ११८ ॥—અનુ૦
अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो यः, स 'प्रमोदः' प्रकीर्तितः ॥ ११९ ॥—"
दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतीकारपरा बुद्धिः, 'कारुण्य'मभिधीयते ॥ १२० ॥—"
क्रूरकर्मसु निःशङ्कं, देवतागुरुनिन्दिषु ।
आत्मशंसिषु योपेक्षा, त'न्माध्यस्थ'मुदीरितम् ॥ १२१ ॥—"

અર્થાત્ કોઇ પણ જીવ પાપો ન કરો, કોઇ પણ દુઃખી ન થાઓ તેમજ (સમસ્ત) [1]જગત્ પણ મુક્તિ પામો એવી બુદ્ધિ 'મૈત્રી' કહેવાય છે. સર્વે દોષો જેમણે દૂર કર્યાં છે તેમજ જેમણે પદાર્થનાં તત્ત્વોનું અવલોકન કર્યું છે તેવા (મહાનુભાવો)ના ગુણોને વિષે જે પક્ષપાત છે તે 'પ્રમોદ' ગણાય છે. દીન, આર્ત, ભયભીત અને જીવનની યાચના કરનારાને વિષે તેમનો પ્રતીકાર કરવામાં [2]તત્પર મતિ તે 'કારુણ્ય' કહેવાય છે. નિઃશંકપણે ઘાતકી કાર્યો કરનારા, બેધડક (સાચા) દેવ અને ગુરુને નિન્દનારા તેમજ પોતાની બડાઈ હાંકનારાને વિષે ઉપેક્ષા કરવી તે 'માધ્યસ્થ' કહેવાય છે.

---

૧ જગત્નો અર્થ એ છે કે—

" तांस्तान् देव-मानुष-तिर्यङ्-नारकपर्यायानत्यर्थं गच्छतीति जगत्. "

૨ સર્વત્ર સાક્ષાત્ પ્રતીકાર અશક્ય હોવાથી આમ કહ્યું છે. આ સંબંધમાં વૃત્તિમાં કહ્યું છે કે—

" या तु अशक्यप्रतीकारेषु सर्वान् जन्तून् मोचयित्वा मोक्षं यास्यामीति सौगतानां करुणा न सा करुणा, वाङ्मात्रत्वात्, न ह्येवं शक्यं भवितुं संसारिषु मुक्तेषु मया मोक्तव्यमिति, संसारोच्छेदप्रसङ्गेन सर्वसंसारिणां मुक्त्यभावात्, तस्माद् वाङ्मात्रमेतत् मुग्धजनप्रतारकं सौगतानां कारुण्यम् ।"

આ સંબંધમાં વિશેષ વિચાર કરતાં સમજાય છે કે 'ञिमिदा स्नेहने' (ધા. ધા. ૭૪૩) એ ધાતુપાઠમાં સૂચવ્યા મુજબ સ્નેહ અર્થવાળા मिद् ધાતુ ઉપરથી [1]'મિત્ર' શબ્દ બન્યો છે. મિત્રનો ભાવ તે 'મૈત્રી' છે. ગમે તે એક જીવ ઉપર સ્નેહ રાખવો એનું નામ મૈત્રી નથી, કેમકે એવો પ્રેમ તો વાઘ જેવાં ક્રૂર પ્રાણીઓ પણ પોતાનાં બચ્ચાં ઉપર રાખે છે. મૈત્રી ભાવના તો ત્યારે જ સાર્થક ગણાય કે જ્યારે બ્રહ્માણ્ડના સર્વ જીવો ઉપર પ્રેમભાવ પ્રકટે. ઉપકારી કે અનુપકારી સર્વ જીવો પાપમય આચરણ કરતાં અટકે અને તેમ થતાં દુઃખના અનુભવમાંથી બચે એવી ઉદાર ભાવના તે 'મૈત્રી' છે. વંદિતા સૂત્રની [2]૪૯ મી ગાથામાં કહ્યું છે તેમ જ્યારે સર્વ જીવોને–અપરાધીઓને–દુશ્મનોને પણ ખમાવવાની અને સમગ્ર જીવોની સરળ હૃદયથી ક્ષમા યાચવાની વૃત્તિ જાગે અને સાથે સાથે રોમે રોમમાં મારે સકળ જીવો સાથે દોસ્તી હોજો અને કોઇની પણ સાથે દુશ્મનાવટ ન હોજો એવી અપૂર્વ ભાવના વ્યાપે ત્યારે તે ભાવના 'આદર્શ મૈત્રી' ગણાય અને એ ભાવનાથી જે આત્મા ભાવિત બને તે પોતાનું કલ્યાણ તો જરૂરજ કરી શકે.

સમ્યક્ત્વાદિ ગુણોએ કરીને અધિક એવા વ્રતધારીઓને જોઇને આનંદ પામવો તે 'પ્રમોદ' ભાવના છે. આનું બીજું નામ 'વિનયપ્રયોગ' છે. જેનાથી કર્મો નાશ પામે તે 'વિનય' કહેવાય છે. તેનો પ્રયોગ એટલે અનુષ્ઠાન સમજવું. જ્ઞાન અને ક્રિયારૂપ મુક્તિનાં [3]અંગોની આરાધના કરનારા મહાનુભાવોના ક્ષાયોપશમાદિક ભાવથી આવર્જિત શમ, દમ, ઉચિતતા, ગંભીરતા, ધીરજ ઇત્યાદિ ગુણોને લઇને તેમનો વન્દન, સ્તુતિ, [4]વર્ણવાદ અને [5]વૈયાવૃત્ત્ય દ્વારા પક્ષપાત કરવો તે 'પ્રમોદ–ભાવના' છે.

મતિ–અજ્ઞાન, શ્રુત-અજ્ઞાન અને વિભંગજ્ઞાનના બળથી કુશાસ્ત્રોને પ્રવર્તાવી

---

૧ मिद्यतीति मित्रम् ।

૨ આ રહી તે ગાથાઃ—

" खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु वेरं मज्झं न केणइ ॥ "–અનુ૦
[ क्षमयामि सर्वजीवान् सर्वे जीवाः क्षाम्यन्तु मे ।
मैत्री मे सर्वभूतेषु वैरं मम न केनचित् ॥ ]

૩ વિશેષાવશ્યકની તૃતીય ગાથામાં કહ્યું છે કે—

" णाणकिरियाहिं मोक्खो" [ज्ञानक्रियाभ्यां मोक्षः].

૪ વર્ણ એટલે યશ, તેની પ્રસિદ્ધિ તે વર્ણવાદ અર્થાત્ પ્રશંસા.

૫ બાળ, ગ્લાન, ઉપવાસી મુનિઓની અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર, આશ્રય આદિ દ્વારા સેવા કરવી તે 'વૈયાવૃત્ત્ય' છે.

પોતાની જાતને તેમજ અન્ય જનોને પણ સંસારમાં સંડોવતા અને એથી કરીને દયાને પાત્ર બનતા જનો 'દીન' કહેવાય છે. નવા નવા વિષયોની પ્રાપ્તિથી અને પ્રાપ્ત કરેલા વિષયોના પરિભોગથી જેમનામાં તૃષ્ણારૂપ અગ્નિ પ્રકટ્યો છે અને જેઓ એ અગ્નિમાં ભડભડ બળી રહ્યા છે તેઓ 'આર્ત' છે. જેઓ હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગને વિષે વિપરીત વૃત્તિવાળા છે તેમજ જેઓ ધન કમાવા માટે તથા તેનું રક્ષણ કરવા માટે કદર્થના સહન કરે છે તેમજ તેનો નાશ થતાં પરિતાપ ભોગવે છે તેઓ પણ 'આર્ત' છે. વિવિધ દુઃખથી પીડાયેલા એવા અનાથ, કૃપણ, બાળ, વૃદ્ધ વગેરે જનો 'ભીત' કહેવાય છે. દીન, આર્ત, ભીત તેમજ દુશ્મનોથી ઘેરાયેલા, રોગથી પીડાયેલા અને મૃત્યુના મુખમાં સપડાયેલા હોવાથી પ્રાણ-દાન માટે યાચના કરનારા જીવોને હિતકારી ઉપદેશ દ્વારા કે દેશ-કાલની અપેક્ષાએ અન્ન પાનાદિ વડે સહાયતા કરવી તે 'કારુણ્ય-ભાવના' છે.

ગમ્ય, અગમ્ય, ભક્ષ્ય, અભક્ષ્ય, પેય, અપેય, કર્તવ્ય, અકર્તવ્ય ઇત્યાદિ વિવેક વિનાના, ઋષિ-હત્યા, બાલ-હત્યા, સ્ત્રી-હત્યા અને ગો-હત્યા જેવા ક્રૂર કર્મો કરનારા, બેધડક રીતે છંડેચોક દેવ અને ગુરુની નિંદા કરનારા તેમજ પોતાની પ્રશંસા કરાવાવાળા જીવો ધર્મોપદેશને માટે [1]નાલાયક હોવાથી તેમની ઉપેક્ષા કરવી તે 'માધ્યસ્થ-ભાવના' છે.

આ સમગ્ર કથનનો સાર ઉપાધ્યાય **શ્રીવિનયવિજયકૃત શાન્તસુધારસ**ના [2]તેરમા પ્રકાશમાંના નિમ્ન-લિખિત પદ્યમાં તારવી કાઢેલો જણાય છેઃ—

" मैत्री परेषां हितचिन्तनं यद्
भवेत् प्रमोदो गुणपक्षपातः ।
कारुण्यमार्ताङ्गिरुजां जिहीर्षे-
त्युपेक्षणं दुष्टधियामुपेक्षा ॥ ३ ॥ "—ઉપજાતિ

અર્થાત્ પારકાના હિતની ચિંતા તે 'મૈત્રી'; ગુણોનો પક્ષપાત તે 'પ્રમોદ'; દુઃખી જીવોના રોગોને દૂર કરવાની ઇચ્છા તે 'કારુણ્ય'; અને દુષ્ટ બુદ્ધિવાળાઓની ઉપેક્ષા તે 'માધ્યસ્થ' (ઉપેક્ષા) છે.

   

---

૧ નાલાયક કહેવાનું કારણ એ છે કે જેમ પુષ્કરાવર્ત મેઘ વરસે તોપણ મગશળીઓ પત્થર પલળે નહિ તેમ આ જીવોનું હૃદય પણ એવું નિષ્ઠુર હોય છે કે કોઇ પણ રીતે ધાર્મિક ઉપદેશની તેમને અસર ન જ થાય.

૨ આ પ્રકાશમાં મૈત્રી ભાવનાનું સ્વરૂપ આલેખવામાં આવ્યું છે. આ પછીના ત્રણ પ્રકાશો બાકીની ત્રણ ભાવનાઓ ઉપર પ્રકાશ પાડે છે. આ પ્રત્યેક પ્રકાશમાં એકેકી ભાવના પરત્વે ગેય (ગાઇ શકાય તેવું) પદ્યાષ્ટક પણ છે.

**अष्टकर्मविनिर्मुक्तं, प्रभोः पादप्रसादतः ।**
**कर्मविकल्पतो मुक्तं, प्राप्नोति परमं सुखम् ॥ १०७ ॥**

## નિર્વિકલ્પ મનને સુખ—

**શ્લો૦**—"આઠ કર્મોથી મૂકાયેલા પ્રભુના ચરણની કૃપાથી કર્મ-વિકલ્પથી ત્યજાયેલું મન પરમ સુખ મેળવે છે."–૧૦૭

### આઠ કર્મો—

**સ્પષ્ટી૦**—(૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) મોહનીય, (૪) વેદનીય, (૫) નામ, (૬) ગોત્ર, (૭) આયુષ્ય અને (૮) અંતરાય એ આઠ કર્મો છે. એના ઉચ્છેદથી કયા કયા ગુણનો પ્રાદુર્ભાવ થાય છે તે વાત તેમજ કર્મની સિદ્ધિ એ હકીકત **ન્યાયકુસુમાંજલિ** (પૃ. ૩૨૯–૩૩૨, ૨૩–૨૪)ના સ્પષ્ટીકરણમાં મેં વિચારી છે, જ્યારે આ કર્મોને લગતી વિશેષ હકીકત **આર્હતદર્શનદીપિકા**ના તૃતીય અધિકારમાં મેં આલેખી છે.

   

**एवं विशुद्धधर्मेण, चित्तं भवति निर्मलम् ।**
**सर्वं दुःखविनिर्मुक्तं, प्राप्नोति परमं सुखम् ॥ १०८ ॥**

## વિશુદ્ધ ધર્મના પાલનનો પ્રતાપ—

**શ્લો૦**—"એ પ્રમાણે વિશુદ્ધ ધર્મથી મન નિર્મળ થાય છે અને સઘળાં દુઃખોથી રહિત થયેલું તે પરમ સુખ પામે છે."–૧૦૮

### ધર્મનું લક્ષણ—

**સ્પષ્ટી૦**–શ્રી**અમરચંદ્ર**સૂરિ ધર્મનું લક્ષણ દર્શાવતાં **પદ્માનંદ** મહાકાવ્યના બીજા સર્ગમાં ૧૭૬મા પદ્યમાં કહે છે કે—

"देहस्पृशां दुर्गतिपातकाभ्यां
धर्ता ततो 'धर्म' इति प्रतीतः ।
दानादिभेदैः स चतुःप्रकार-
संसारविस्तारहरश्चतुर्धा ॥"–ઇન્દ્રવજ્રા

અર્થાત્ દેહધારી (જીવો)નો દુર્ગતિ અને પાપથી ઉદ્ધાર કરનાર 'ધર્મ' કહેવાય છે. નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિરૂપ ચાર પ્રકારના સંસારના વિસ્તારને હરનારો એ ધર્મ દાન વગેરે ભેદથી ચાર જાતનો છે.

❋ ❋ ❋ ❋

**सोऽपि चतुर्विधः प्रोक्तो, विरागिभिर्जिनेश्वरैः ।**
**दान-शील-तपो-भावै-र्द्रागुद्धारकरो नृणाम् ॥ १०९ ॥**

**ધર્મના ચાર પ્રકારો—**

શ્લો૦—"વીતરાગ જિનેશ્વરોએ માનવોનો સત્વર ઉદ્ધાર કરનારા તે (ધર્મ)-ને પણ દાન, શીળ, તપ અને ભાવ એમ ચાર પ્રકારનો કહ્યો છે."—૧૦૯

❋ ❋ ❋ ❋

**दानं दुर्गतिहारि स्याद्, दानं सद्गतिदायकम् ।**
**सर्वे आदानमिच्छन्ति, दानं तु विरला जनाः ॥ ११० ॥**

**દાનથી લાભ—**

શ્લો૦—"દાન એ દુર્ગતિને હરનારૂં છે અને સુગતિને આપનારૂં છે. સર્વે મનુષ્યો લેવાની ઇચ્છા રાખે છે; પરંતુ આપવાની તો વિરલા જનો ઇચ્છા રાખે છે—એવી ઇચ્છા રાખનાર તો કોઇક જ છે."—૧૧૦

❋ ❋ ❋ ❋

**दा दाने धातुराख्याति, दा तत्र नैव दुर्गतिः ।**
**एवं तु दानसंयोगाद्, दानाद् दुर्गतिर्वार्यते ॥ १११ ॥**

**દાનથી દુર્ગતિનું નિકન્દન—**

શ્લો૦—"દાન અર્થવાળો 'દા' ધાતુ કહે છે કે જ્યાં 'દા' હોય ત્યાં દુર્ગતિ નથી. એવી રીતે 'દા' અને 'ન' ના સંયોગથી બનેલા દાનથી દુર્ગતિનું નિવારણ થાય છે."—૧૧૧

❋ ❋ ❋ ❋

**कूपवृक्षमा ़ऽ्यादे—र्ददत एव वर्धनम् ।**
**अन्यथा क्षय एवास्ति, तस्माद् दानं प्रशस्यते ॥ ११२ ॥**

**દાનની પ્રશંસા કરવાનું કારણ--**

શ્લો૦—" કુવા, ઝાડ, ભેંસ વગેરે આપતા રહેવાથી તેમાં વધારો થાય છે. એમ ન કરવામાં આવે તો તેનો નાશ થાય છે. વાસ્તે દાનની પ્રશંસા કરાય છે."–૧૧૨

❈ ❈ ❈ ❈

**संसाराब्धौ भवेद् दानं, सत्तण्डं सुखावहम् ।**
**कर्मभूभृद्विनाशे हि, दानं वज्रसमं मतम् ॥ ११३ ॥**

**દાનથી કર્મનો વિનાશ--**

શ્લો૦—" સંસાર-સમુદ્રમાં દાન સુખકારી હોડી છે. વળી તે કર્મ–નૃપતિનો નાશ કરવામાં વજ્ર સમાન મનાય છે. "–૧૧૩

❈ ❈ ❈ ❈

**सद्गतेः कारणं दानं, येन सावद्यकारकः ।**
**रथकारो गतः स्वर्गं, बलभद्रप्रदानतः ॥ ११४ ॥**

**દાનથી સદ્ગતિની પ્રાપ્તિ--**

શ્લો૦--" દાન સદ્ગતિનો હેતુ છે; કેમકે પાપ કરનાર રથકાર, **બલભદ્ર** (મુનીશ્વર)ને દાન દેવાથી સ્વર્ગે ગયો."–૧૧૪

**રથકારની કથા--**

**સ્પષ્ટી૦**–વાસુદેવ શ્રીકૃષ્ણને **બળરામ** નામના મોટા ભાઇ હતા. દીક્ષા લીધા પછી એક દિવસ તેઓ નગરમાં જઇ ચડયા. ત્યાં કુવાને કાંઠે ઊભેલી સ્ત્રીઓ તેમનું રૂપ જોઇ અચંબો પામી ગઇ. એક મહિલા તો આ મુનિવરનું મનોહર રૂપ જોવામાં એવી તલ્લીન બની ગઇ કે ઘડાને સ્થાને પોતાના પુત્રના કંઠમાં તેણે દોરડું નાંખ્યું. ઘડો જાણીને જેવી તે તેને કુવામાં નાંખે છે કે તેવી જ આ મુનીશ્વરે તેને રોકી. આ પ્રસંગે મુનિવરે વિચાર કર્યો કે અરેરે મારૂં રૂપ નરકનું કારણ બને છે, વાસ્તે આજથી હવે મારે કદાપિ શહેરમાં કે ગામડામાં વિહાર ન કરવો. આ પ્રમાણેનો અભિગ્રહ કરી તેઓ વનમાં રહેવા લાગ્યા. ત્યાં કોઇ સાર્થ આવી ચડે તો જ તેઓ પારણું કરતા. આથી તો તેમની સ્તુતિ કરતાં **ઉપદેશ-તરંગિણી**માં તેના કર્તા **શ્રીરત્નમંદિર**ગણિ કથે છે કે—

" [1]जेणुग्गतवं तत्तं अवराहं दट्ठु निअयरूवस्स ।
तुङ्गी(ङ्ग)गिरिवरसिहरे सो राममहामुनी जयउ ॥"–આર્યા

એક દિવસ લાકડાનો અર્થી કોઇ રથકાર જે વનમાં આ મુનિરાજ નિવાસ કરી રહ્યા હતા ત્યાં આવી ચડ્યો. અડધી છેદાઇ ગયેલી શાખા હેઠળ બેસીને તે ભોજન કરવા જતો હતો એવામાં તેની નજર **બળરામ** મુનિવર ઉપર પડી. આ મહર્ષિ મૃગ સાથે ત્યાં આવ્યા એવામાં પ્રચંડ વાયુથી પેલી શાખા તૂટી પડી અને આ ત્રણેના પ્રાણ ગયા. પરંતુ તે ત્રણેની સદ્‌ગતિ થઇ–પાંચમા દેવલોકમાં તેઓ ઉત્પન્ન થયા. આ સંબંધમાં કહ્યું છે કે—

" [2]रामो तवप्पभावा सुपत्तदाणाउ झत्ति रहकारा ।
अणुमोअणाइ(उ ?) हरिणो संपत्ता बंभलोगम्मि ॥ ६३ ॥ "–આર્યા

–ઉપદેશતરંગિણી ( પૃ. ૩૧ )

**પદ્યાર્થ-સન્તુલન—**

આ તેમજ પૂર્વોક્ત પદ્યનો ભાવ **ઉપદેશતરંગિણી** (પૃ. ૩૦)માંના નીચે મુજબના પદ્યમાં દૃષ્ટિગોચર થાય છેઃ—

"संसारवारांनिधियानपात्रं
दानं निदानं सुगतेर्विभाति ।
सावद्यकारो रथकारजीवो
दिवं गतो यद् बलभद्रदानात् ॥६१॥"–ઉપજાતિ

❖ ❖ ❖ ❖

**वस्त्र-पात्रा-ऽन्न-भैषज्य–वसत्यादिप्रदानतः ।
धर्मोपष्टम्भदानं स्या–दाधिव्याधिविनाशकम् ॥११५॥**

**ધર્મોપષ્ટંભ-દાનનું નિરૂપણ—**

શ્લો૦—" વસ્ત્ર, પાત્ર, અન્ન, ઔષધ, નિવાસ ઇત્યાદિના દાનથી, માનસિક ચિંતા અને રોગનો નાશ કરનારૂં 'ધર્મોપષ્ટંભ'દાન થાય."–૧૧૫

❖ ❖ ❖ ❖

**सक्तुदानजपुण्येन, रङ्कस्य कस्यचिद् यथा ।
कर्कराः पत्नीतोषाय, गृहीता मणयोऽभवन् ॥ ११६ ॥**

---

૧-૨ છાયા—
" येनोग्रतपस्तपमपराधं दृष्ट्वा निजरूपकस्य ।
तुङ्गगिरिवरशिखरे स राममहामुनिर्जयतु ॥
रामस्तपःप्रभावात् सुपात्रदानाद् झटिति रथकारः ।
अनुमोदनाद् हरिणः सम्प्राप्ता ब्रह्मलोके( कम् ) ॥

**દાનથી રત્નોનું સંપાદન—**

શ્લો૦—" સાથવાનું દાન દેવાથી ઉત્પન્ન થયેલા પુણ્યથી, પત્નીના સંતોષાર્થે કોઇક રંકે ગ્રહણ કરેલા કાંકરાઓ રત્નો થઇ ગયા."—૧૧૬

**પ્રસ્તુત કથા—**

સ્પષ્ટી૦—**ઉપદેશતરંગિણી** (પૃ. ૩૧)માં આ કથાનો પ્રારંભ કરતાં કહ્યું છે કે—

" **मुनिप्रदत्तपाथेय-सक्तुपुण्येन कस्यचित् ।**
**कर्करैर्निभृता नीवी, जाता सारमणीमयी ॥६७॥**"—અનુ૦

'રાજગૃહ' નગરમાં **ધનસાર** નામનો એક વ્યવહારી રહેતો હતો. એક એક દિવસને આંતરે તે ઉપવાસ કરતો હતો. રોજ સવારે અને સાંજે એમ બે વાર પ્રતિક્રમણ કરતો હતો. ત્રિકાલ જિન-પૂજા કરી પોતાના માનવ-જીવનને તે સાર્થક કરતો હતો. લક્ષ્મી ભાગ્યે જ ચિરસ્થાયિની હોય છે એ વાત આ સમૃદ્ધિશાળી શેઠના સંબંધમાં પણ ખરી પડી. પોતાનો નિર્વાહ કરવા જેટલું પણ તેની પાસે દ્રવ્ય ન રહ્યું. આથી પત્નીની પ્રેરણાથી ભાથા તરીકે સાથવો લઇને તે 'ગોબ્બર' ગામમાં વસતા પોતાના સાળા કને પૈસા માંગવા ગયો. પરંતુ ગરીબનો કોણ બેલી છે ? પૈસા મળવા તો બાજુ પર રહ્યા, કિન્તુ સાળાએ તેનું અપમાન કરી તેને વિદાય કર્યો. ત્યાંથી **ધનસાર** વીલે મોઢે પાછો ફર્યો અને એક નદીને કાંઠે આવી પહોંચ્યો. ત્યાં એક મુનિરાજના દર્શનનો તેણે લાભ મળ્યો. એક માસના ઉપવાસી આ મહર્ષિને તેણે સાથવા વડે પારણું કરાવ્યું. પત્ની પૂછે તો શો જવાબ દેવો તેનો વિચાર આવતાં તેણે ગોળ અને સુંદર વર્ણના કાંકરાઓથી પોતાની નીવી ભરી લીધી અને ઘર ભણી આવવા માંડ્યું. ઘેર આવ્યા પછી જ્યારે નીવી જોઇ તો તેમાં કાંકરાને બદલે ઘણાં મૂલ્યવાળાં રત્નો નજરે પડ્યાં. આ બધો શાસન-દેવતાનો પ્રભાવ જાણી વ્યવહારી રાજી થયો અને તેના દિવસો પહેલા કરતાં પણ વધારે સારી રીતે પસાર થવા લાગ્યા.

   

**भूयांसो भवतस्तीर्णा, दानपुण्यप्रभावतः ।**
**शालिभद्रभवं पश्य, दानमाहात्म्यसूचकम् ॥ ११७ ॥**

**દાનથી સંસાર-તરણ—**

શ્લો૦—" દાનના પુણ્યના પ્રભાવથી ઘણા ( જનો ) સંસારથી તરી ગયા છે.

(દાખલા તરીકે) દાનનો મહિમા સૂચવનારા **શાલિભદ્રના** ભવ તરફ (હે ચેતન !) તું નજર કર."–૧૧૭

**શાલિભદ્રનો વૃત્તાન્ત—**

**સ્પષ્ટી૦**—'રાજગૃહ'ની પાસે આવેલા 'શાળિ' નામના ગામમાં **ધન્યા** નામની કોઈ દુઃખી સ્ત્રી રહેતી હતી. તેનો **સંગમક** નામનો બાલક-પુત્ર વાછરડાં ચરાવી દિવસ પસાર કરતો હતો. એક વેળા કોઇ પર્વોત્સવ આવતાં ઘેરે ઘેર પાયસાન્ન ( ખીર )નાં ભોજન થતાં જોઇ આ મુગ્ધ બાળકે પોતાની દીન માતા પાસે આની માંગણી કરી. તે બોલી હે વત્સ ! હું દરિદ્રી છું એટલે તારો મનોરથ કેવી રીતે પૂરો પાડું ? અજ્ઞતાથી બાળકે માગણી ચાલૂ રાખી એટલે **ધન્યા** પોતાના પૂર્વ વૈભવને યાદ કરી ચોધારે આંસુએ મોટે ઘાંટે રુદન કરવા લાગી. પાડોશણો તે સાંભળી ત્યાં દોડી આવી અને તેનું દુઃખ દૂર કરવા બધીએ મળીને દૂધ વગેરે સામગ્રી આણી આપી. **ધન્યાએ** ખીર રાંધી અને પોતાના પુત્રને ખાવા માટે એક થાળીમાં કાઢી આપી પોતે ગૃહ-કાર્ય કરવા લાગી. એવામાં કોઇ માસક્ષમણ મુનિવર પારણા માટે ત્યાં આવી ચડયા. તેમના દર્શન થતાં **સંગમકને** એવો સદ્વિચાર સ્ફુર્યો કે અહો ! હું ધન્યભાગ્ય છું કે મારા જેવા ગરીબને ઘેર સચેતન રત્નચિંતામણિ જેવા, જંગમ કલ્પવૃક્ષ તુલ્ય અને અપશુ કામધેનુ સમાન આ મુનિવરનાં પગલાં થયાં છે. મારા જેવા પામરને આવા ઉત્તમ પાત્રનો યોગ ક્યાંથી હોય ? છતાં આજે પુણ્યોદયથી ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રિવેણીનો સંગમ થયો છે વાસ્તે આ ખીરનું મુનિ-રત્નને દાન દઉં આ પ્રમાણે વિચારી તેણે તે ખીર મુનિવરને આપી. કૃપાળુ મુનીશ્વરે તેના અનુગ્રહાર્થે તે ગ્રહણ કરી અને ચાલતા થયા. એવામાં **ધન્યા** ત્યાં આવી પહોંચી. એની નજર બાળક ઉપર પડી. થાળીમાં ખીર ન દેખવાથી **સંગમક** તે ખાઇ ગયો હશે એમ ધારી બીજી વાર તેણે તે આપી. આ બાળકે એનું આકંઠ ભોજન કર્યું તેથી અજીર્ણ થતાં તે જ રાત્રે તે મરણને શરણ થયો.

મુનિ-દાનના પ્રભાવથી તે મરીને 'રાજગૃહ' નગરમાં **ગોભદ્ર** શેઠની **ભદ્રા** નામની પત્નીની કુખે અવતર્યો. સ્વપ્નમાં **ભદ્રાએ** પાકેલું **શાલિનું** ક્ષેત્ર જોયું અને તે વાત પતિને નિવેદન કરી એટલે જવાબ મળ્યો કે પુત્ર થશે. હું સુપાત્રે દાન દઉં, ધાર્મિક ક્રિયામાં રસ લઉં એવો દોહદ **ભદ્રાને** થયો. ભદ્ર બુદ્ધિવાળા **ગોભદ્રે** તે પૂર્ણ કર્યો. યથાસમય **ભદ્રાએ** પુત્રરત્નને જન્મ આપ્યો અને તેનું **શાલિભદ્ર** એવું નામ પાડયું. આ પુત્ર ઉમર લાયક થતાં, તે નગરના

શ્રેષ્ઠીઓની બત્રીસ કન્યાઓ સાથે તેનું પાણિગ્રહણ કરાવવામાં આવ્યું. રાતદહાડો તે આ યુવતિઓની સાથે ભોગ ભોગવવામાં વ્યતીત કરતો હતો.

એક દિવસે **ગોભદ્ર** શેઠે પરમાત્મા **વીર**ની પાસે પારમેશ્વરી દીક્ષા ગ્રહણ કરી. તેમણે વિધિ પૂર્વક અનશન કર્યું અને કાળ કરીને તેઓ સ્વર્ગમાં ઉત્પન્ન થયા. ત્યાં અવધિજ્ઞાન વડે પોતાના પુત્રને જોઇ તેના પુણ્ય–બળથી પ્રેરાઈને પ્રતિદિન દિવ્ય વસ્ત્ર અને અલંકારની તેત્રીસ પેટીઓથી તેનો તેઓ સત્કાર કરી પુત્ર–વાત્સલ્યને પલ્લવિત કરવા લાગ્યા.

એકદા કોઇ પરદેશી વ્યાપારી રત્ન–કંબલ લઈને 'રાજગૃહ' નગરના અધિપતિ **શ્રેણિક** રાજા પાસે આવ્યો. પરંતુ એ કંબલનું મૂલ્ય બહુ હતું તેથી તે રાજા ખરીદી શક્યો નહિ. ફરતો ફરતો આ વ્યાપારી **શાલિભદ્ર**ને ઘેર આવી ચડયો. **ભદ્રા** શેઠાણીએ મોં માગ્યું મૂલ્ય આપીને કંબલો ખરીદી લીધી. **શ્રેણિક**ની પત્ની **ચિલ્લણા** રાણીને એક રત્નકંબલ ખરીદવાની ઇચ્છા થઇ એટલે તેણે રાજાને વ્યાપારીને બોલાવવા વિનતિ કરી, વ્યાપારી આવ્યો, પરંતુ બધી કાંબલો ભદ્રા શેઠાણીએ ખરીદી લીધી હોવાથી તેની પાસે હવે એક પણ કંબળ વેચવા માટે ન હતી. એક કંબળ ખરીદતા હું પોતે અચકાયો હતો, જ્યારે મારા નગરની એક શેઠાણીએ બધી કંબલો ખરીદી લીધી એ જાણી રાજાને હર્ષ અને આશ્ચર્ય થયાં. એક કંબલ લેવા માટે રાજાએ એક ચતુર પુરુષને ભદ્રા શેઠાણી પાસે મોકલ્યો. શેઠાણીએ ઉત્તર આપ્યો કે મેં તો પગ લૂછવા માટે આ સોળ કંબલોના બે કકડા કરી **શાલિભદ્ર**ની પત્નીને વહેંચી આપી છે. વાસ્તે જો એવા કકડાનો રાજાજીને ખપ હોય તો તે પૂછીને સુખેથી લઇ જાઓ. આ વાત સાંભળતાં રાજાના અચંબાનો પાર રહ્યો નહિ. તે **શાલિભદ્ર**ને જોવાને ઉત્સુક બન્યો અને તેને બોલાવી લાવવા એક માણસને મોકલ્યો. ભદ્રા રાજા પાસે આવી અને કહ્યું કે હે રાજાન્! મારો પુત્ર કદાપિ ઘરની બહાર નીકળતો નથી, વાસ્તે આપ મારે ઘેર પધારો. કૌતુકથી **શ્રેણિકે** એ આમંત્રણ સ્વીકાર્યું. ભદ્રા ઘેર આવી અને તેણે રાજમહેલથી તે પોતાના મકાન સુધીનો માર્ગ વિચિત્ર રત્નાદિ વડે ખૂબ શણગાર્યો. સુવર્ણના સ્તંભો, તોરણો, મોતીના સાથીઆ અને દિવ્ય વસ્ત્રના ચંદરવાથી અલંકૃત અને સુગંધી દ્રવ્યોથી વાસિત ઘરમાં રાજાએ પ્રવેશ કર્યો. તો રાજાને એમ લાગવા માંડયું કે પોતે દિવ્ય વિમાન ઉપર આરૂઢ થઇ રહ્યો છે. આ સાત માળના ભુવનમાં રાજા આમ તેમ નજર દોડાવતો અને પ્રતિક્ષણ સંપત્તિ જોઇ ચકિત થતો ચોથે માળે આવ્યો અને ત્યાં સુશોભિત સિંહાસન ઉપર બેઠો. એટલે શેઠાણીએ **શાલિભદ્ર**ને કહેવડાવ્યું કે હે પુત્ર! **શ્રેણિક** અહીં આવેલ છે, વાસ્તે તું તેને જોવા આવ. આનો ઉત્તર મળ્યો કે જેટલું મૂલ્ય આપવું યોગ્ય જણાય તેટલું આપી એ 'શ્રેણિક' નામની વસ્તુને તમે ખરીદી લો. એમાં

મને નાહક શા સારૂ બોલાવો છો? **ભદ્રાએ** કહાવ્યું કે આ કોઇ વેચાતી લેવા જેવી ચીજ નથી, પરંતુ આ તો આપણા સ્વામી છે–રાજા છે. આ વચન **શાલિભદ્રે** સાંભળ્યું એટલે તેને ખેદ થયો કે શું હજી મારે માથે સ્વામી છે? માતાના આગ્રહને માન આપી તે પોતાની પત્નીઓ સાથે નીચે ઉતર્યો અને વિનયથી રાજાને વંદન કર્યું. રાજાએ તેને પોતાના પુત્રની પેઠે પ્રેમથી વધાવ્યો અને પોતાના ખોળામાં બેસાડયો. થોડીવારે **ભદ્રા** હાથ જોડીને બોલી કે હે નૃપતિ! એને છોડી દો. મારો પુત્ર માનવ હોવા છતાં તે મનુષ્યની ગંધથી બાધિત થાય છે. આથી રાજાએ તેને મુક્ત કર્યો, એટલે તે સાતમે મહેલે પોતાની પત્નીઓ સાથે ચાલતો થયો.

હવેથી **શાલિભદ્ર**ના મનમાં સંસારની અસારતાના વિચારો ઘોળાવા લાગ્યા. એવામાં ચાર જ્ઞાનના ધારક **ધર્મઘોષ** નામના મુનિવર ઉદ્યાનમાં પધાર્યાની તેને ખબર મળી. આથી તે ત્યાં ગયો અને ત્યાં તેમની દેશના સાંભળી તેણે પ્રશ્ન પૂછયો કે હે મુનિવર! આપણે માથે કોઇ સ્વામી ન રહે એ માટે શું કરવું ઉચિત છે? મુનિ બોલ્યા કે દીક્ષા લેવાથી એ કાર્ય સિદ્ધ થશે અને વિશેષમાં ત્રૈલોક્યનું સ્વામીપણું મળશે. મુનીશ્વરની રજા લઇ **શાલિભદ્ર** ઘેર આવ્યો અને માતાની સંમતિ માંગી. **ભદ્રાએ** કહ્યું કે હે પુત્ર! તું દીક્ષા લેવા તૈયાર થયો છે તે યુક્ત છે, કેમકે તારા જેવા પુત્રને ધર્મી પિતાનું અનુકરણ કરવું ઘટે. પરંતુ આ કંઈ માઇકાંગલાનો કે કાયરનો માર્ગ નથી. આ દીક્ષા લેનારમાં પૂરેપૂરૂં વીર્ય ફોરવવાની શક્તિ હોવી જોઇએ, કેમકે લોખંડના ચણા ચાવવા કે તરવારની ધાર ઉપર ચાલવું તે સહેલું છે, પરંતુ આ કાર્ય તો અને તેમાં પણ દિવ્ય ભોગોથી લાલિત–પાલિત થયેલા તારા જેવા માટે તો એ અતિદુષ્કર છે, છતાં જો તારો નિશ્ચય દૃઢ હોય, તારામાં વૈરાગ્યની ઉત્કટ ભાવના જાગી હોય તો તું એ માર્ગને સુખેથી ગ્રહણ કરજે. અત્યારે તો ધીરે ધીરે ભોગોને ત્યજવાનો તું અભ્યાસ કર અને પછી દીક્ષા ગ્રહણ કરી તેને તું દીપાવજે. માતાની અનુજ્ઞા મળવાથી **શાલિભદ્ર** રોજ એક એક પત્ની અને એક શય્યાનો ત્યાગ કરવા લાગ્યો.

**શાલિભદ્ર**ની સૌથી નાની બેનને આ વાતની ખબર પડી. તેવામાં તે પોતાના પતિ **ધન્યને** સ્નાન કરાવતી હતી એટલે તેની આંખમાં આંસુઓ આવ્યા. **ધન્યે** તે જોયું અને રુદન કરવાનું કારણ પૂછયું. સત્ય હકીકતથી વાકેફગાર થતાં **ધન્યે** ટકોર કરી કે એક એક પત્નીને છોડે તે કંઇ બહાદુર માણસનું કામ નથી. એ તો શિયાળ જેવા બીકણનું કર્તવ્ય છે. તારો ભાઇ તો કમ-તાકાત જણાય છે. આ સાંભળીને **ધન્યની** બીજી પત્નીઓ બોલી ઉઠી કે દીક્ષા લેવી સહેલી છે તો તમે કેમ લેતા નથી? **ધન્યે** જવાબ આપ્યો કે આજની આ

ઘડી ધન્ય છે કે દીક્ષા લેવામાં વિઘ્નરૂપ એવી તમોએ મને આ કાર્યમાં અનુકૂળતા કરી આપી. બસ હવે હું અવશ્ય દીક્ષા લઇશ. આ સાંભળી પત્નીઓ ગભરાઇ ગઇ અને બોલી ઊઠી કે હે નાથ ! પ્રસન્ન થાઓ. અમે તો મશ્કરીમાં આમ કહ્યું હતું અને આપ તો તેને સાચું માની બેઠા છો. પરંતુ **ધન્યે** પોતાનો નિશ્ચય ન ફેરવ્યો એટલે એની આઠે પત્નીઓએ પણ પ્રવ્રજ્યા ગ્રહણ કરવા પતિની પરવાનગી માગી અને મેળવી. આ અરસામાં શ્રી**મહાવીર**સ્વામીનું 'વૈભારગિરિ' ઉપર સમવસરણ થયું. **ધન્યને** તેની **ધર્મમિત્ર** દ્વારા ખબર મળતાં તે તરત જ પોતાની પત્નીઓ સહિત ત્યાં ગયો અને આ બધાંએ પ્રભુ પાસે દીક્ષા લીધી. **શાલિભદ્રને** આ વાતની જાણ થઇ એટલે તે પણ ત્યાં આવી પહોંચ્યો અને પ્રભુ પાસે તેણે પણ દીક્ષા ગ્રહણ કરી. આ તેમજ **ધન્ય** મુનિવર બંને અનુક્રમે બહુશ્રુત થયા અને એવી તીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા કે માંસ અને લોહી વગરના દેહવાળા તેઓ ચામડાની ધમણ જેવા દેખાવા લાગ્યા.

એક દિવસ આ બંને મુનિવરો **વીર** પ્રભુની સાથે પોતાની જન્મભૂમિ 'રાજગૃહ'માં આવ્યા. માસખમણના પારણાને માટે ગોચરી જવા વાસ્તે એ બંનેએ પ્રભુની આજ્ઞા માંગી આ પ્રસંગે પ્રભુએ **શાલિભદ્રને** કહ્યું કે આજે તમારૂં પારણું તમારી માતાને હાથે થશે. હું એમ ઇચ્છું છું એમ કહી **શાલિભદ્ર ધન્યની** સાથે નગરમાં ગયા. બંને મુનિરાજ **ભદ્રાના** ગૃહદ્વાર પાસે આવી ઊભા રહ્યા, પરંતુ ઉગ્ર તપશ્ચર્યાથી તેમનાં શરીર એવાં કૃશ થઇ ગયાં હતાં કે કોઇએ તેમને ઓળખ્યા નહિ. વિશેષમાં **ભદ્રા** શેઠાણી તો **વીર** પ્રભુ, પોતાના પુત્ર અને જમાઇને વાંદવા જવા માટે તૈયારી કરવામાં ગૂંથાયેલી હતી એટલે તેની પણ નજર તેમના ઉપર ન પડી. ક્ષણવાર થોભી આ મુનિવરો પાછા ફર્યા. નગરના દરવાજામાંથી તેઓ બહાર નીકળવાની તૈયારીમાં હતા એ અરસામાં **શાલિભદ્રની** પૂર્વ ભવની માતા **ધન્યા** દહીં ઘી વેચવાને આવતી સામી મળી. **શાલિભદ્રને** જોતાં જ તેના સ્તનમાંથી દૂધ ઝરવા માંડયું. પછી બંને મુનિરત્નોને વંદન કરી તેણે ભકિતપૂર્વક તેમને દહીં વહોરાવ્યું. આ લઇને **શાલિભદ્ર** પ્રભુ પાસે આવી કહેવા લાગ્યા કે આપના કહેવા પ્રમાણે બન્યું નહિ. પ્રભુએ ખુલાસો કર્યો કે જેની પાસેથી તમને દહીં મળ્યું તે તમારી પૂર્વની જનની હતી. પછી દહીં વડે પારણું કરી આ બંને મુનિવરો પ્રભુની આજ્ઞા લઇ "વૈભારગિરિ' ઉપર અનશન કરવા માટે ગયા. શિલાતલ ઉપર પ્રતિલેખના કરીને તે બંને મુનિશ્વરોએ [1]પાદપોપગમન નામનું અનશન અંગીકાર કર્યું.

આ તરફ **ભદ્રા** શેઠાણી તેમજ **શ્રેણિક** નૃપતિ શ્રી**વીર**ની પાસે આવ્યા. પ્રભુને પ્રણામ કરી **ભદ્રાએ** પોતાના પુત્ર અને જમાઇ કેમ દેખાતા નથી તેમજ

૧ જુઓ આ ગુચ્છકના ૧૫૭મા પદ્યનું સ્પષ્ટીકરણ.

તેઓ મારે ત્યાં ભિક્ષાર્થે કેમ ન આવ્યા એ પ્રશ્ન કર્યો. એનો જવાબ આપતાં પ્રભુએ કહ્યું કે તેઓ તમારે ત્યાં આવ્યા હતા, પરંતુ તમારૂં ચિત્ત અહીં આવવામાં પરોવાયેલું હોવાથી તેની તમને ખબર ન પડી. હમણા જ તેઓ 'વૈભારગિરિ' ઉપર અનશનાર્થે ગયા છે. આ સાંભળીને તરત જ **ભદ્રા** અને **શ્રેણિક** 'વૈભાર-ગિરિ' તરફ ચાલી નીકળ્યાં. ત્યાં પાષાણની પ્રતિમા ન હોય તેમ સ્થિર ઊભેલા બે મુનિવરો ઉપર તેમની નજર પડી. **ભદ્રા** તો તેમનાં કષ્ટોને જોઇને છાતીફાટ રુદન કરવા લાગી અને બોલતી ગઇ કે હે વત્સ! તમે મારે ઘેર આવ્યા તો પણ હું અભાગણી તમારા દર્શન-વંદનનો લાભ ન પામી, તેથી અપ્રસન્ન થાઓ નહિ. મારા પ્રતિ એક વાર તો દૃષ્ટિપાત કરો. હે પુત્ર! તમે તો આ શરીરનો ત્યાગ કરી મારા આ મનોરથને ભાંગવા તત્પર બન્યા છો. હે મુનિઓ! હું કંઇ આપને વિઘ્ન કરવા આવી નથી, પરંતુ મારાથી આ દુઃખ જોયું જતું નથી. આ સાંભળીને **શ્રેણિકે** શેઠાણીને આશ્વાસન આપતાં કહ્યું કે હે શેઠાણી! તમારે તો ઉલટું મગરૂર થવું જોઇએ કે આવા વીર-પુત્રની તમે માતા થાઓ છો. વિશેષમાં જેમણે **વીર** પ્રભુનો આશ્રય લીધો હોય તેમનામાં હીન સત્ત્વતા સંભવે જ નહિ, વાસ્તે તમે હર્ષને સ્થાને ખેદ ન કરો. આ પ્રમાણે **ભદ્રાને** સમજાવી અને મુનિવરોને ભક્તિપૂર્વક વંદન કરી રાજા શેઠાણી સાથે સ્વસ્થાનકે ગયો. અત્ર **ધન્ય** અને **શાલિભદ્ર** કાળ કરી 'સર્વાર્થસિદ્ધ' વિમાનમાં તેત્રીસ [1]સાગરોપમના આયુષ્યવાળા એકાવતારી દેવ થયા. ત્યાંથી ચ્યવીને તેઓ મોક્ષે જશે. આ પ્રસંગે મહાનુભાવ **શાલિભદ્રની** આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે એટલે **ઉપદેશતરંગણી**કારના શબ્દમાં એટલું જ કહીશું કે—

" अनुत्तरं दानमनुत्तरं तपो-
ऽप्यनुत्तरं मानमनुत्तरं यशः ।
श्रीशालिभद्रस्य गुणा अनुत्तरा
अनुत्तरं धैर्यमनुत्तरं पदम् ॥ "—ઇન્દ્રવંશા (?)

✤ ✤ ✤ ✤

**परोपकार एवास्ति, स्वोपकारो मतो बुधैः ।**
**परोपकारहीनस्य, नीचस्य जीवनेन किम् ? ॥ ११८ ॥**

---

૧ આ એક બહુ મોટો કાળ દર્શાવનારો શબ્દ છે. અસંખ્ય વર્ષોનો એમાં અંતર્ભાવ થઇ જાય છે. એની વિશિષ્ટ માહિતી માટે જુઓ **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૭૮-૮૨).

**પરોપકારથી જીવનની સાર્થકતા—**

શ્લો૦—" પરોપકારમાં જ પોતાનો ઉપકાર (રહેલો) છે ( અર્થાત્ પરમાર્થમાં જ સ્વાર્થ સંધાય છે ) એમ સુજ્ઞો માને છે. પરોપકાર વિનાના નીચનું જીવન શા કામનું છે ? "—૧૧૮



**पशवोऽपि वराश्चम–दुग्धाद्यैरुपकारिणः ।**
**परोपकारशून्यस्य, नरस्य जीवितं च धिक् ॥ ११९ ॥**

**પરોપકાર વિહીન જીવનની નિઃસારતા—**

શ્લો૦—" ચામડું, દૂધ વગેરેથી પશુઓ પણ પરના ઉપર ઉપકાર કરે છે, ( તો પછી ) પરોપકાર નહિ કરનારા માનવના જીવનને ધિટકાર છે. "—૧૧૯



**ज्ञानदानं वरं प्रोक्त–मन्तर्ज्योतिःप्रकाशकम् ।**
**जीवोऽतत्त्वानि तत्त्वानि, ज्ञात्वा स्यात् सुखभाजनम्॥१२०॥**

**જ્ઞાન-દાનની શ્રેષ્ઠતા—**

શ્લો૦—" ( સર્વે દાનોમાં ) અન્તઃકરણમાં જ્યોતિ પ્રકટાવનારૂં જ્ઞાન–દાન [1]ઉત્તમ છે, કેમકે એના વડે અતત્ત્વો તેમજ તત્ત્વો જાણીને જીવ સુખનું ભાજન બને (છે). "—૧૨૦

**આહારાદિ દાનની તુલના—**

**સ્પષ્ટી૦**—આહાર–દાન, ઔષધ–દાન, અભય–દાન અને જ્ઞાન–દાન એમ દાનના ચાર પ્રકારો પાડી શકાય છે. તેમાં આહાર–દાન એક દિવસની ક્ષુધા મટાડી શકે છે, ઔષધ–દાન અનેક દિનોથી પીડાતા રોગીને રોગથી મુક્ત કરે છે અને અભયદાન એક જન્મને માટે જીવને નિર્ભય બનાવે છે, જ્યારે જ્ઞાન–દાન તો જીવને સદાને માટે અજર, અમર, ક્ષુધાદિથી મુક્ત અને નિર્ભય બનાવવા સમર્થ છે. આ પ્રમાણે ચાર પ્રકારના દાનની ઉત્તરોત્તર વિશેષતાનો વિચાર કરતાં જ્ઞાન–દાનને શ્રેષ્ઠ માનવામાં કયો મનીષી આનાકાની કરે ? કેમકે પ્રથમનાં ત્રણ દાનો તો એક ભવ સુધી અથવા તો તે જન્મમાં પણ અમુક વખત સુધી જ જીવને સહાયતા આપે છે, જ્યારે જ્ઞાન–દાન ભવોભવ ઉપકારી છે. વળી આહારાદિ ત્રણ દાનો તો શારીરિક બાધાઓનો વિનાશ કરવા સમર્થ છે અર્થાત્ તે શરીરને સહાયક છે, જ્યારે જ્ઞાન–દાન તો આત્મિક વિકાસમાં–આત્માના

---

૧ જુઓ પૃ. ૧૬૬.

ગુણો ખીલવવામાં મદદગાર છે. વિશેષમાં સાંસારિક વાસનારૂપ કાદવમાં નિમગ્ન થયેલા જીવોનો ઉદ્ધાર કરવાની, તેમને ત્યાગ-માર્ગે ચઢાવવાની તાકાત તો જ્ઞાન-દાનમાં છે, વાસ્તે તે સર્વોત્તમ ગણાય તે સયુક્તિક છે. વિશેષમાં—

" पीयूषमसमुद्रोत्थं, रसायनमनौषधम् ।
अनन्यापेक्षमैश्वर्यं, ज्ञानमाहुर्मनीषिणः ॥"—અનુ૦

અર્થાત્ જ્ઞાન એ અમૃતને પણ ટક્કર મારે છે, કેમકે એ કંઇ સુધાની જેમ સમુદ્રમાંથી ઉત્પન્ન થતું નથી. એની સાથે રસાયન પણ હરીફાઇ કરી શકે તેમ નથી, કેમકે રસાયન તો ઔષધજન્ય છે અને આ તો વગર ઔષધનું રસાયન છે. આનું ઐશ્વર્ય ઓર જ છે, કેમકે એ કોઇની અપેક્ષા રાખતું નથી.

   

**तद्ज्ञानस्य प्रचारः स्यात्, पुस्तकानां प्रचारतः ।**
**ततो द्रव्यव्ययेनापि, कर्तव्यः स मनीषिणा ॥ १२१ ॥**

### જ્ઞાન-પ્રચાર માટે પુસ્તકનું પ્રકાશન—

શ્લો૦—" તે જ્ઞાનનો ફેલાવો પુસ્તકોના પ્રચારથી થાય છે, વાસ્તે બુદ્ધિશાળીએ પૈસા ખરચીને પણ તેનો પ્રચાર કરવો જોઇએ. "—૧૨૧

   

**दातव्यमभयं दानं, निर्भयपददायकम् ।**
**सर्वलाभान् परित्यज्य, जीवो जीवनमिच्छति ॥ १२२ ॥**

### અભયદાનની આવશ્યકતા—

શ્લો૦—" નિર્ભય પદને આપનારૂં અભયદાન દેવું જોઇએ, કેમકે (બીજા) બધા લાભોને છોડીને જીવ જીવન ઇચ્છે છે. "—૧૨૨

### અભયદાનના પ્રકારો—

સ્પષ્ટી૦—આ પદ્ય અભયદાનના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડે છે. વિચાર કરીશું તો જણાશે કે અભયદાનના દ્રવ્ય-અભયદાન અને ભાવ-અભયદાન એવા જે શાસ્ત્રોમાં બે પ્રકારો પાડવામાં આવે છે તે પૈકી આ પ્રથમ પ્રકારની વ્યાખ્યા છે, કેમકે જીવોના બાહ્ય પ્રાણોની રક્ષા કરવી તે 'દ્રવ્ય-અભયદાન' છે, જ્યારે સમ્યક્ત્વપૂર્વક આત્મજ્ઞાનનું જીવને દાન દેવું તે 'ભાવ-અભયદાન' છે. ગૃહસ્થો

મોટે ભાગે દ્રવ્ય-અભયદાન દેવાને સમર્થ છે, જ્યારે ત્યાગી સદ્‌ગુરુઓ મોટે ભાગે ભાવ-અભયદાન દેવાને શક્તિશાળી છે. જ્ઞાનાદિ ગુણોનો પ્રાદુર્ભાવ થાય તે વાસ્તે બોધાદિ દ્વારા પ્રયત્ન કરી જે અભયદાન દેવાય છે તે દ્રવ્ય-અભયદાન કરતાં અનંત ગુણું ઉત્તમ છે. આવું દાન દેનારા ચૌદ રજ્જુ પ્રમાણના લોકમાં રહેલા સમગ્ર જીવોની દયા કરે છે એમ સમજવું ખોટું નથી.

❦ ❦ ❦ ❦

**केषाञ्चित् पुण्यहीनानां, वेश्यादिषु व्ययो भवेत् ।**
**सुपात्रे भाग्ययुक्तानां, स्वद्रव्यस्य व्ययो भवेत् ॥ १२३ ॥**

**સંપતિનો સદ્‌વ્યય--**

શ્લો૦—" પુણ્ય રહિત કેટલાક જીવોનું દ્રવ્ય વેશ્યાદિઓમાં ખરચાય છે, જ્યારે ભાગ્યશાળીઓનું દ્રવ્ય સુપાત્રમાં વપરાય છે."-૧૨૩

**દ્રવ્યનો વ્યય—**

સ્પષ્ટી૦—આ પદ્યમાં જે વાત કહેવામાં આવી છે, તેને નિમ્ન-લિખિત પદ્ય સ્ફુટ કરે છે:—

" एकेषां दुःखलब्धानपहरति हठात् पार्थिवोऽर्थानकस्मा-
दन्येषां कृष्णवर्त्मा दहति विषयिणां याति वेश्यागृहेषु ।
स्नात्रे बिम्बे गृहे वा विबुधपतिपतेरर्हतः पुण्यभाजां
वस्त्रादौ चोपयोगं प्रतिदिनमपरेषां च सत्साधुयोगे ॥ "-સ્રગ્૦

અર્થાત્ કેટલાકનાં દુઃખે મેળવેલાં દ્રવ્યોને એકાએક બળાત્કારથી રાજા હરી લે છે, કેટલાકનાં દ્રવ્યોને આગ સ્વાહા કરી જાય છે, વળી કેટલાક કામી જનોની લક્ષ્મી વેશ્યાના ઘરોમાં જાય છે, જ્યારે પુણ્યશાળી જીવોની લક્ષ્મી દેવોના નાથના પણ નાથ એવા તીર્થંકરના સ્નાત્રને વિષે, તેની પ્રતિમા માટે કે તેનું ચૈત્ય બનાવવા અર્થે વપરાય છે, અથવા દરરોજ તેનો ઉપયોગ સજ્જન અને સાધુનો યોગ થતાં તેમને વસ્ત્ર વગેરે પૂરાં પાડવામાં થાય છે.

❦ ❦ ❦ ❦

**दुःखित-दीन-हीनेषु, दरिद्रदुर्बलेषु यत् ।**
**दयाभावेन दीयेता-नुकम्पादानमुच्यते ॥ १२४ ॥**

**અનુકંપા-દાનની વ્યાખ્યા—**

શ્લો૦—“ દુઃખી, દીન, હીન, દરિદ્ર તથા દુર્બળોને દયાભાવથી જે આપવામાં આવે તે ‘અનુકંપા-દાન’ કહેવાય છે. ”–૧૨૪

   

**मोक्षदाने भवेद् भव्य !, पात्रापात्रविचारणा ।**
**दयया दीयते यत् तु, सर्वज्ञैर्न निषिध्यते ॥ १२५ ॥**[1]

**સુપાત્ર-કુપાત્રની વિચારણા—**

શ્લો૦—“ હે ભવ્ય ! મોક્ષ આપનારા દાનને વિષે સુપાત્ર-કુપાત્રના વિચાર ( માટે સ્થાન ) છે; પરંતુ જે દયાથી અપાય છે, તેમાં સર્વજ્ઞોએ ( કુપાત્રનો પણ ) નિષેધ કર્યો નથી. ”–૧૨૫

**પદ્યનો સારાંશ—**

સ્પષ્ટી૦—આ પદ્યથી ગ્રન્થકાર એમ સૂચવે છે કે અનુકંપાથી અપાતા દાન માટે પાત્ર કે કુપાત્રનો વિચાર કરવાની જરૂર નથી. અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે આ હકીકત કેવળ શ્વેતાંબર સંપ્રદાયને જ માન્ય છે એમ નથી, કિન્તુ દિગંબરો પણ એમ જ માનતા હોય એમ **પંચાધ્યાયી**ના દ્વિતીય અધ્યાયના નિમ્ન-લિખિત પદ્યથી જણાય છે:—

“ **कुपात्रायाप्यपात्राय, दानं देयं यथोचितम् ।**
**पात्रबुद्ध्या निषिद्धं स्या-न्निषिद्धं न कृपाधिया ॥७३०॥** ”–અનુ૦

કહેવાની મતલબ એ છે કે [2]કુપાત્ર તેમજ [3]અપાત્રને પાત્ર-બુદ્ધિથી દાન ન દઈ શકાય. તેમ કરવું તે મિથ્યાત્વ-ભાવને પોષવા બરાબર છે, કેમકે પાત્ર તો

---

૧ સરખાવો ઉપદેશતરંગિણી ( પૃ. ૩૮ )નું અવતરણ:—

“ **इयं मोक्षफले दाने, पात्रापात्रविचारणा ।**
**दयादानं तु सर्वज्ञै-र्न क्वापि प्रतिषिध्यते ॥ १९ ॥**”–અનુ૦

૨-૩ કુપાત્ર અને અપાત્રનું સ્વરૂપ **સાગરધર્માંમૃત**ના નિમ્નલિખિત પદ્યમાં નીચે મુજબ નજરે પડે છે:—

“ **उत्कृष्टपात्रमनगारमणुव्रताढ्यं**
**मध्यं व्रतेन रहितं सुदृशं जघन्यम् ।**

સમ્યગ્દષ્ટિ જ હોઇ શકે. વળી પાત્રને દાન દેવામાં ભક્તિ અને શ્રદ્ધા કારણ ભૂત છે, જ્યારે કુપાત્ર કે અપાત્રને દાન દેતી વેળા દયા એ હેતુ છે.

**ઉપદેશતરંગિણી** (પૃ. ૧૨)માં તો ત્યાં સુધી કહ્યું છે કે—

"[1]पात्रे धर्मनिबन्धनं तदितरे प्रोद्यद्दयाख्यापकं
मित्रे प्रीतिविवर्धकं रिपुजने वैरापहारक्षमम् ।
भृत्ये भक्तिभरावहं नरपतौ सम्मानपूजाप्रदं
भट्टादौ च यशस्करं वितरणं न क्वाप्यहो निष्फलम् ॥"–શાર્દૂલ૦

અર્થાત્ પાત્રને દીધેલું દાન ધર્મનું કારણ બને છે, અપાત્રને દીધેલું દાન ઉદય પામતી દયાનું કથન કરે છે, મિત્રને આપેલું દાન સ્નેહમાં વધારો કરે છે, શત્રુજનને આપેલું દાન દુશ્મનાવટને દૂર કરવામાં સમર્થ બને છે, નોકરને આપેલું દાન ભક્તિના સમૂહને ભજનારૂં થાય છે, રાજાને આપેલું દાન સંમાન અને પૂજા આપનારૂં થાય છે અને ભટ્ટ વગેરેને આપેલું દાન કીર્તિકારી થાય છે. એ પ્રમાણે અહો કોઇ પણ સ્થળે દીધેલું દાન નિષ્ફળ જતું જ નથી.

આ ઉપરથી એમ ફલિત થતું નથી કે સુપાત્રદિને દાન આપવાથી તેનાં ફળોમાં કંઇ વિશેષતા સંભવતી નથી; કેમકે **ઉપદેશતરંગિણી** (પૃ. ૧૩)માં કહ્યું પણ છે કે—

---

निर्दर्शनं व्रतनिकाययुतं कुपात्रं
युग्मोज्झितं नरमपात्रमिदं हि विद्धि ॥ "–વસન્ત૦

અર્થાત્ સમ્યગ્દર્શન તેમજ મહાવ્રતોથી અલંકૃત એટલે કે ઓછામાં ઓછા છઠ્ઠા ગુણસ્થાનકે આરૂઢ એવા મુનિવર્યને 'ઉત્તમ પાત્ર' તું જાણ. અણુવ્રતોથી વિભૂષિત અર્થાત્ પાંચમે ગુણસ્થાનકે રહેલા માનવને 'મધ્યમ પાત્ર', વ્રતોથી રહિત કિન્તુ સમ્યગ્દૃષ્ટિવાળા જનને એટલે કે ચતુર્થ ગુણસ્થાનવર્તી મનુષ્યને 'જઘન્ય પાત્ર', સમ્યગ્દર્શનથી રહિત કિન્તુ વ્રતના સમૂહથી યુક્ત એવાને 'કુપાત્ર' અને સમ્યગ્દર્શન તેમજ વ્રત એ બંનેથી વિમુખ જનને 'અપાત્ર' તું જાણ. આ પદ્યના પૂર્વાર્ધમાં સૂચવાયેલો અર્થ નિમ્નલિખિત ગાથામાં જોવાય છેઃ—

" उत्तमपत्तं साहू मज्झिमपत्तं च सावया भणिया ।
अविरयसम्मदिट्ठी, जहन्नपत्तं मुणेयव्वं ॥ "–આર્યા
[ उत्तमपात्रं साधुर्मध्यमपात्रं च श्रावका भणिताः ।
अविरतसम्यग्दृष्टिर्जघन्यपात्रं ज्ञातव्यम् ॥ ]

૧ આ પદ્ય ધર્મકલ્પદ્રુમના તૃતીય પલ્લવમાં ૪૨ મા શ્લોકરૂપે પણ છે.

" आम्रे निम्बे सुतीर्थे कचवरनिचये शुक्तिमध्येऽहिवक्त्रे
औषध्यादौ विषद्रौ गुरुसरसि गिरौ पाण्डुभूकृष्णभूम्योः ।
इक्षुक्षेत्रे कषायद्रुमवनगहने मेघमुक्तं यथाऽम्भ-
स्तद्वत् पात्रे कुपात्रे नयजनिजधनं दत्तमायाति पाकम् ॥ "–સ્રગ્૦

અર્થાત્ જેમ આંબાને વિષે, લીંબડામાં, સુતીર્થમાં, કચરાના ઢગલામાં, શુક્તિની મધ્યમાં, સર્પના મુખમાં, ઔષધી વગેરેને વિષે, ઝેરના ઝાડમાં, મોટા તળાવમાં, પહાડ ઉપર, પાંડુ ભૂમિમાં, કૃષ્ણ ભૂમિમાં, શેરડીના ખેતરમાં તેમજ કષાયરૂપ વૃક્ષોના ઘાડા જંગલમાં મેઘમાંથી વરસેલું પાણી વિવિધરૂપે પરિણમે છે તેમ પાત્રને વિષે તેમજ કુપાત્રને વિષે નીતિપૂર્વક ઉત્પન્ન કરેલું એવું પોતાનું ધન અપાતાં તે જુદા જુદા વિપાકને પામે છે.

**નૈષધચરિત્ર** (સ. ૫)માં પણ સુપાત્ર-દાનને જ શ્રેયસ્કર કહ્યું છે. આ રહ્યો તે શ્લોકઃ—

" पूर्वपुण्यविभवव्ययबद्धाः[1], सम्पदो विपद एव विमृष्टाः ।
पात्रपाणिकमलार्पणमासां, तासु शान्तिकविधिर्विधिदृष्टः ॥१७॥"–સ્વાગતા

અર્થાત્ પૂર્વ (ભવના) પુણ્યના માહાત્મ્યના નાશથી પ્રાપ્ત થયેલી સંપત્તિઓનો વિચાર કરતાં તે વિપત્તિઓ જ છે. જ્યારે તે સંપત્તિરૂપ વિપત્તિઓ હોય છે ત્યારે એ સંપત્તિઓનું પાત્રના હસ્ત-કમલમાં અર્પણ કરવું (દાન દેવું) તે શાન્તિકારી વિધિ છે તેમજ તેમ વેદે અથવા બ્રહ્માએ જોયું છે.

અત્ર એ પણ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે પાત્રતા તે ફક્ત નામની જ ન હોવી જોઈએ, કિન્તુ તે વાસ્તવિક-સાન્વર્થ હોવી જોઇએ. આ સંબંધમાં **ઉપદેશતરંગિણી** (પૃ. ૧૩)માંનો નિમ્ન-લિખિત શ્લોક મનનીય સમજાય છેઃ—

" भौमे मङ्गलनाम विष्टिविषये भद्रा कणानां क्षये
वृद्धिः शीतलिकेति तीव्रपिटके राजा रजःपर्वणि ।
मिष्टत्वं लवणे विषे च मधुरं रैकण्टिकाग्रं (?) यथा
पात्रत्वं च पणाङ्गनासु रुचिरं नाम्ना तथा नार्थतः ॥ "–શાર્દૂલ૦

---

૧ 'लब्धाः' એવો પણ પાઠ છે.

અર્થાત્ સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવે તો ભૌમનું બીજું નામ મંગળ છે, પરંતુ એ ગ્રહ નામથી મંગળ હોવા છતાં અમંગળકારી-દુષ્ટ ગણાય છે. એવી રીતે વિષ્ટિ નામનું કરણ સર્વ કરણોમાં અધમ છે, છતાં એનું અપર નામ ભદ્રા છે. કણોનો ક્ષય થતાં તેને વૃદ્ધિ કહેવામાં આવે છે. તીવ્ર ગુમડાં નીકળવાં છતાં તે શીતળા કહેવાય છે. રજઃપર્વ (હોળી)માં રાજા કહેવાય છે તે નામધારી છે; વસ્તુતઃ તે તેવો નથી જ. લવણને મીઠું કહેવામાં આવે છે, પરંતુ તેનો સ્વાદ તો ખારો છે. વિષનો મધુર એ પર્યાયવાચી શબ્દ છે. વેશ્યાનું બીજું નામ પાત્ર પણ છે. રૈ (લક્ષ્મી અથવા સોનું), કણ્ટિકા (કાંટો) ઇત્યાદિની પેઠે (?) આ અપર નામો નામથી જ મનોહર છે, નહિ કે અર્થથી પણ. આથી તો પાત્રની વ્યુત્પત્તિ દર્શાવતાં પણ્ડિત જનો કથે છે કે—

" [1]पाकारेणोच्यते पापं, त्रकारस्त्राणवाचकः ।
अक्षरद्वयसंयोगे, पात्रमाहुर्मनीषिणः ॥ "—અનુ૦

વળી યાજ્ઞવલ્ક્ય કહે છે કે—

" न विद्यया केवलया, तपसा वाऽपि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे, तद्धि पात्रं प्रकीर्तितम् ॥ "—અનુ૦

   

**दोषदुष्टेऽपि जीवेऽपि, दयां कुर्युर्दयालवः ।**
**संहरेन्न निजां ज्योत्स्नां, चन्द्रश्चण्डालवेश्मतः ॥ १२६ ॥**[2]

## દુષ્ટ જીવોને પણ દાન દેવાનો અધિકાર—

શ્લો૦—" દોષોએ કરીને દુષ્ટ એવા જીવ પ્રતિ પણ દયાળુઓ દયા કરે, કેમકે ચન્દ્ર પોતાનું ચાંદરણું (બ્રાહ્મણના ઘરમાં જ રહેવા દઇ) ચંડાળના ઘરથી હરી લેતો નથી."—૧૨૬

   

---

૧ આ પદ્ય અવતરણરૂપે ઉપદેશતરંગિણી (પૃ. ૨૨)માં છે.

૨ સરખાવો ઉપદેશતરંગિણી (પૃ. ૩૮)ગત નિમ્નલિખિત પદ્યઃ—

" निर्गुणेष्वपि सत्त्वेषु, दयां कुर्वन्ति साधवः ।
नहि संहरते ज्योत्स्नां, चन्द्रश्चाण्डालवेश्मसु ॥ "—અનુ૦

**क्षाराब्धौ वर्षणेऽप्यम्भो, मुक्तात्वं भजते क्वचित् ।**
**सर्वेभ्यो ददतोऽप्येवं, पात्रयोगः क्वचिद् भवेत् ॥ १२७ ॥**

સામુદાયિક દાનથી લાભ--

શ્લો૦--" જેમ ખારા સમુદ્રમાં વૃષ્ટિ થતાં તેનું જળ કદાચિત્ મોતી બને છે તેવી રીતે સર્વને દાન દેવાથી કોઇક વાર (સુ)પાત્રનો (પણ) યોગ થાય."-૧૨૭

✤ ✤ ✤ ✤

**दयाभावसमुत्पन्ने, पात्रापात्रो न शोच्यताम् ।**
**देवदूष्यं महावीरो, ददौ विप्राय दुःखिने ॥ १२८ ॥**[2]

દયાના પ્રાદુર્ભાવમાં કુપાત્રની પણ ગણના--

શ્લો૦--" દયા-ભાવ ઉત્પન્ન થતાં (પ્રાણીને) સુપાત્ર-કુપાત્રનો વિચાર કરવો નહિ. જેમકે મહાવીરે દુઃખી બ્રાહ્મણોને (અર્ધ) દેવદૂષ્ય આપ્યું."-૧૨૮

**દેવદૂષ્યનું દાન**—

**સ્પષ્ટી૦**—જેમ દરેક તીર્થંકર દીક્ષા લે તે પૂર્વે વાર્ષિક દાન દે છે તેમ શ્રમણ ભગવાન્ **મહાવીરે** દાન દીધું હતું. આ વેળા તેમના પિતાશ્રીનો મિત્ર એક દરિદ્ર બ્રાહ્મણ પરદેશ ગયો હતો. દુર્ભાગ્યને લીધે તે કશું પણ કમાયા વિના ત્યાંથી પાછો પોતાને ઘેર આવ્યો એટલે તેની પત્નીએ તેની ઝાટકણી કાઢતાં કહ્યું કે હે અભાગ્યશિરોમણિ ! જ્યારે ભગવાને સુવર્ણનો વરસાદ વરસાવ્યો ત્યારે તું પરદેશ ગયો હતો અને હમણા વળી કોડી કમાયા વિના પાછો આવ્યો છે તો તું અહીંથી ચાલ્યો જા, તારૂં મોઢું મને ન બતાવ અથવા હજી પણ તું એ જંગમ કલ્પતરુ સમાન શ્રી**મહાવીર** પાસે જઇ યાચના કર કે જેથી તારૂં દારિદ્ર નાશ પામે. કેમકે કહ્યું પણ છે કે--

---

૧-સરખાવો ઉપદેશતરંગિણી ( પૃ. ૩૮, ૧૦ )ગત નિમ્ન લિખિત પદ્યોઃ—

**वर्षन् क्षारार्णवेऽप्यब्दो. मुक्तात्वं क्वापि जायते ।**
**सर्वेषां ददतो दातुः, पात्रयोगोऽपि सम्भवेत् ॥** "-અનુ૦
" **दानक्षणे महेच्छानां, किं पात्रापात्रचिन्तया ? ।**
**दीनाय देवदूष्यार्धं यथाऽदात् कृपया प्रभुः ॥-"** "

" यैः प्राग्दत्तानि दानानि, पुनर्दातुं हि ते क्षमाः ।
शुष्कोऽपि हि नदीमार्गः, खन्यते सलिलार्थिभिः ॥"–અનુ૦

અર્થાત્ જેમણે પહેલાં દાનો દીધાં છે તેઓ ફરીથી પણ તેમ કરવા સમર્થ છે, કેમકે નદીના સૂકાઇ ગયેલા માર્ગને પણ જળના અર્થીઓ ખોદે છે.

સ્ત્રીનાં આવાં વચનો સાંભળી એ બ્રાહ્મણ પ્રભુ પાસે આવ્યો અને તેમને વિનવવા લાગ્યો કે હે દયાના સાગર ! હે જગદાધાર ! વિશ્વોપકારી એવા આપે સમગ્ર બ્રહ્માણ્ડના દારિદ્રનો જડમૂળથી નાશ કર્યો, પરંતુ તે વખતે ત્યાં હું અભાગી હાજર હતો નહિ. વિશેષમાં અન્ય સ્થળેથી પણ મને કંઇ મળ્યું નથી એટલે નિષ્પુણ્ય, નિરાશ્રય અને નિર્ધન એવો હું આજે આપને શરણે આવ્યો છું. મારા જેવાનું દારિદ્ર દૂર કરવું એ આપ જેવાને માટે તદન સહેલી વાત છે, કેમકે કહ્યું પણ છે કે—

" सम्पूरिताशेषमहीतलस्य
पयोधरस्याद्भुतशक्तिभाजः ।
किं तुम्बपात्रापरिपूरणाय
भवेत् प्रयासस्य कणोऽपि नूनम् ? ॥"–ઉપજાતિ

અર્થાત્ અખિલ મહીતલને જેણે ભરી દીધું છે એવા અને અદ્ભુત શક્તિથી યુક્ત એવા મેઘને તુંબડી ભરવાને માટે જરા પણ પ્રયાસ ખરેખર કરવો પડે ?

આ પ્રમાણે યાચના કરતા બ્રાહ્મણના ઉપર દયા આવવાથી પ્રભુએ દીક્ષા-સમયે ઇન્દ્રે જે દેવદૂષ્ય વસ્ત્ર પોતાના ખભા ઉપર મૂક્યું હતું તેમાંથી અડધું આપ્યું.[1] પ્રભુને તો વસ્ત્ર નિરર્થક જ હતું તેમ છતાં આખું ન આપતાં અડધાનું દાન દીધું, તે સંબંધમાં જુદા જુદા મુનિવરોએ જુદા જુદા અભિપ્રાયો દર્શાવ્યા છે. જેમકે કેટલાકનું માનવું એમ છે કે અડધાનું દાન તે પ્રભુની સંતતિ વસ્ત્ર-પાત્રને વિષે મૂર્ચ્છાવાળી થશે એમ સૂચન કરે છે, જ્યારે કેટલાક-

૧ પ્રભુએ દીક્ષા લીધા પછી તેર મહિના સુધી વસ્ત્ર રાખ્યું તે સવસ્ત્રક ધર્મના પ્રરૂપણ માટે સમજવું તેમજ પ્રથમ પારણું ગૃહસ્થના પાત્રમાં કર્યું તે સપાત્ર ધર્મની પ્રરૂપણા માટે જાણવું એમ સુબોધિકાકારનું કહેવું છે.

ની માન્યતા એ છે કે પ્રથમ પોતે બ્રાહ્મણ કુળમાં અવતરેલા તેના સંસ્કારનું આ પરિણામ છે.[1]

આ બ્રાહ્મણ તો એ વસ્ત્ર લઇને તેના છેડા વણાવવા માટે વણકરને ત્યાં ગયો. ત્યાં બધો વૃત્તાન્ત સાંભળતાં તેણે બ્રાહ્મણને કહ્યું કે તું ભગવાનની પાછળ પાછળ જા; મમતા વિનાના અને કૃપાનિધાન **વીર** બાકીનું અડધું વસ્ત્ર પણ તને આપશે. પછી તું તે લઇને આવજે એટલે એ બે કટકાને હું એવી રીતે સાંધી આપીશ કે તેના લાખ દીનાર ઉપજશે અને આપણે બે જણા તે અડધા અડધા વહેંચી લઇશું.

વણકરની પ્રેરણાથી આ વિપ્ર તો પ્રભુને શોધવા સંચર્યો. પ્રભુનો મેળાપ થતાં લજ્જાથી તે કંઇ બોલી શક્યો નહિ, પરંતુ એક વર્ષ પર્યંત તે તેની પાછળ પાછળ ભમ્યો. ત્યાર બાદ 'દક્ષિણવાચાલ' પુરની પાસે 'વાલુકા' નદીને કાંઠે કાંટામાં દેવદૂષ્ય વસ્ત્ર ઊડીને ભરાયું એટલે પ્રભુએ તે તરફ દૃષ્ટિ કરી. આ પ્રસંગ પરત્વે પણ જુદા જુદા અભિપ્રાયો છે. કોઇનું માનવું એમ છે કે મમત્વથી પ્રભુએ જોયું; શુદ્ધ કે અશુદ્ધ સ્થળમાં વસ્ત્ર પડયું છે એ જાણવા માટે પ્રભુએ નજર કરી એમ કેટલાક માને છે; એકાએક એમની દૃષ્ટિ ગઇ એમ પણ માન્યતા છે;[2] અમારી સંતતિને વસ્ત્ર-પાત્રની સુલભતા રહેશે કે દુર્લભતા તે વિચારથી પ્રભુએ દૃષ્ટિપાત કર્યો એવી પણ કેટલાકની માન્યતા છે. ઉપાધ્યાય શ્રી**વિનયવિજયે સુબોધિકા**માં એમ સૂચવ્યું છે કે વૃદ્ધોનું માનવું એ છે કે કાંટામાં વસ્ત્ર ભરાવાથી પોતાનું શાસન કંટકની બહુલતાવાળું થશે એમ જાણીને નિર્લોભતાને લઇને પ્રભુએ તે લેવા વિચાર પણ ન કર્યો. બ્રાહ્મણ તો અર્ધ વસ્ત્ર મળતાં ખુશી ખુશી થઇ ગયો અને વણકર પાસે જઇ તેનું યોગ્ય મૂલ્ય મેળવી આનંદ પામ્યો.

   

**कुपात्रऽपि सुपात्रात् तु, दयां कुर्याद् विशेषतः ।**
**दशन्तं दन्दशूकं किं, बोधयामास न प्रभुः ? ॥ १२९ ॥**

---

૧-૨ સરખાવો **આવશ્યક**ની **શ્રીહરિભદ્રસૂરિકૃત** વૃત્તિનાં ૧૮૭ મા અને ૧૯૫ મા પત્ર.

૩ સરખાવો **ઉપદેશતરંગિણી** ( પૃ. ૧૦ )ગત નિમ્નલિખિત પદ્ય:—

" **अपकारिष्वपि कृपां, सुधीः कुर्याद् विशेषतः ।**
**दन्दशूकं दशन्तं तं, वीरः प्राबोधयद् यथा ॥**"—અનુ૰

**સુપાત્ર કરતાં કુપાત્રને દાન દેવાની અધિક આવશ્યકતા—**

**શ્લો૦—**" આ લોકમાં સુપાત્ર કરતાં કુપાત્રને વિષે તો ( ભવ્ય જીવ ) વિશેષે કરીને દયા કરે, ( કેમકે ) શું (વીર) પ્રભુએ દંસતા એવા ( ચણ્ડકૌશિક દષ્ટિવિષ ) સર્પને બોધ ન આપ્યો ? "–૧૨૯

   

**दययाऽदायि किं नैवा--चार्येण हस्तिसूरिणा ? ।**
**रङ्काय साधवो वेषो, भोजनायोपकारिणा ॥ १३० ॥**

**પ્રસ્તુતનું સમર્થન--**

**શ્લો૦—**" વળી શું ઉપકારી **આર્યહસ્તિસૂરિએ** દયાથી રંકને ભોજન માટે સાધુ–વેષ આપ્યો ન હતો ? "–૧૩૦

**રંકની કથા ( સંપ્રતિ રાજેશ્વરનો પૂર્વ ભવ )—**

**સ્પષ્ટી૦—**એક વેળા **સંપ્રતિ** નરેશ્વર ફરતા ફરતા 'ઉજ્જયિની' નગરીમાં આવ્યા. તે વેળા [૨]જીવંતસ્વામીની પ્રતિમાની રથયાત્રા જોવાને માટે શ્રી**આર્યમહાગિરિ**સૂરિ અને શ્રી**આર્યસુહસ્તિ**સૂરિ ત્યાં પધાર્યા. તે બંનેનો પરિવાર બહુ મોટો હોવાથી તેઓ પૃથક્ પૃથક્ સ્થળે ઉતર્યા. જીવંતસ્વામીના રથનો વરઘોડો નીકળ્યો તેમાં આ બે આચાર્યવર્યોએ તેમજ સકળ સંઘે ભાગ લીધો. રથ નગરમાં ફરતો ફરતો રાજદ્વાર આગળ આવી પહોંચ્યો. તે સમયે **સંપ્રતિ**ની નજર શ્રી**આર્યસુહસ્તિ**સૂરિ ઉપર પડી. તેમને જોતાં એને વિચાર થવા લાગ્યો કે મેં એમને પૂર્વે કોઇ સ્થળે જોયા હોય એમ જણાય છે, પરંતુ ક્યાં અને ક્યારે તે યાદ આવતું નથી. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેને મૂર્છા આવી ગઇ. નોકર ચાકરો દોડી આવ્યા અને તેમણે તેને ચંદનના લેપ વગેરે શીતળ ઉપચારો કર્યા. થોડી વારે રાજા બેઠો થયો. આ સમયે એને જાતિસ્મરણ જ્ઞાન થયું હતું. તેના પ્રભાવથી એણે જાણ્યું કે શ્રી**આર્યસુહસ્તિ**સૂરિ તો મારા પૂર્વ જન્મના ગુરુ છે. તરત જ તે તેમને વંદન કરવા ગયો અને પંચાંગથી પીઠના સ્પર્શ પૂર્વક પ્રણામ કરી તેણે પૂછ્યું કે હે ભગવન્ ! જૈન ધર્મના આરાધનનું ફળ શું ? સૂરિજીએ ઉત્તર આપ્યો કે સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ). વળી રાજાએ પૂછ્યું કે સામાયિકનું શું ફળ છે ? રાજ્યાદિનો લાભ એ અવ્યક્ત સામાયિકનું ફળ છે; વ્યકત સામાયિકથી તો મોક્ષ પણ મળે છે, એવો જવાબ મળ્યો. એટલે રાજાએ

૧ આના વૃત્તાન્ત માટે જુઓ **વીરભક્તામર** ( પૃ. ૮૦–૮૧ ).
૨ શ્રી**મહાવીરસ્વામી**ના જીવતાં જે એમની પ્રતિમા ભરાઇ હતી તે.

કહ્યું કે સાચી વાત છે, પરંતુ હું કોણ છું તે ધ્યાનમાં આવે છે? ઉપયોગ આપતાં સૂરિજીએ તેને ઓળખ્યો અને નીચે મુજબ તેનો પૂર્વ ભવ કહી સંભળાવ્યોઃ—

અમે પહેલાં એક વાર શ્રી**આર્યમહાગિરિ** સાથે 'કૌશાંબી' ગયા હતા. અમારા બહોળા પરિવારને લઇને અમે જુદે જુદે સ્થળે નિવાસ કર્યો. તે સમયે ભયંકર દુકાળ પડ્યો, છતાં લોકો અમારા ઉપર ભક્તિ રાખતા હોવાથી તેમના તરફથી અમને આહાર પાણી મળતાં રહ્યાં. એક વાર અમારા સાધુઓ ભિક્ષા માટે એક શેઠને ઘેર ગયા. તેમની પાછળ એક રંક પણ એના ઘરમાં દાખલ થયો. સાધુઓને મોદક વગેરે યથેષ્ટ ભોજન મળ્યું તે એણે જોયું, એટલે સાધુઓ બહાર નીકળતાં તે એમની પાછળ પાછળ ચાલવા લાગ્યો અને ભોજન માટે યાચના કરવા લાગ્યો. સાધુઓએ જવાબ આપ્યો કે એ વાત અમારા ગુરુ જાણે, અમે તો એમને અધીન છિયે એટલે આમાંથી કશું આપી શકીએ તેમ નથી. આથી તે આ સાધુઓની સાથે તેમના ઉતારે આવ્યો. અમારી પાસે પણ તેને ભોજનની યાચના કરી એટલે અમે ઉપયોગ મૂકી જોયું તો જણાયું કે ભવાંતરમાં આ પ્રવચનનો આધાર બનનાર છે. આથી અમે કહ્યું કે જો તું દીક્ષા લે તો તને આહાર આપીએ. રંકે વિચાર કર્યો કે અત્યારે હું મહાકષ્ટ ઊઠાવી રહ્યો છું તો તેની આગળ દીક્ષાનું કષ્ટ શા હિસાબમાં છે? વળી દીક્ષા લેતાં યથેષ્ટ ભોજન મળશે તે જુદું. આથી તેણે દીક્ષા લીધી અને અમે તે ધરાયો ત્યાં સુધી તેને મોદકાદિ ખાવા આપ્યા. તેણે એવું આકંઠ ભોજન કર્યું કે વાયુને પણ આવ જા કરવાની જગ્યા રહી નહિ. તે જ દિવસે રાતના શ્વાસ રૂંધાઇ જવાથી તે મરણ પામ્યો. મધ્યસ્થભાવમાં વર્તતો આ રંક સાધુ મરીને તું 'અવન્તી'પતિ કુણાલના **સંપ્રતિ** નામના પુત્ર તરીકે હાલ તું અવતર્યો છે.[1]

   

**दशा वित्तस्य तिस्रः स्यु--र्दानभोगविनाशकाः ।[1]**
**दानरूपा प्रधाना स्याद्, यतो द्वे दुःखदायिके ॥ १३१ ॥[2]**

**લક્ષ્મીની ત્રણ ગતિઓ—**

શ્લો૦—"લક્ષ્મીની દાન, ભોગ અને નાશ એમ ત્રણ અવસ્થાઓ છે. તેમાં દાનરૂપ દશા ઉત્તમ છે, જ્યારે બીજી બે દુઃખદાયી છે."–૧૩૧

   

---

૧ આનું વિશેષ ચરિત્ર જાણવાની ઉત્કંઠા જેને થતી હોય, તેણે **પરિશિષ્ટપર્વનો** ૧૧ મો સર્ગ જોવો.

૨ સરખાવો **ઉપદેશતરંગિણી** (પૃ. ૧૦)નું નીચે મુજબનું પદ્યઃ—

**"दानं भोगो नाश–स्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुङ्क्ते, तस्य तृतीया गतिर्भवति ॥"**–આર્યા

**दानं देयं सति द्रव्ये, सञ्चयो न सुखावहः ।**
**मक्षिकासञ्चितं पश्य, हरन्ति पामरा मधु ॥ १३२ ॥**[1]

**ધન–સંચયથી દુઃખ--**

શ્લો૦—"પૈસા હોય તો દાન દેવું જોઇએ, કેમકે સંગ્રહ ( કરવો તે ) સુખકારી નથી. (હે ચેતન ! તું) જો, (મધ)માખીઓએ એકઠા કરેલા મધને પામરો હરી જાય છે. "–૧૩૨

❀ ❀ ❀ ❀

**त्यागो हि सौख्यकारि स्यात्, केवलं सञ्चयो नहि ।**
**भुक्तानां सञ्चये पश्य, दशा भवति कीदृशी ॥ १३३ ॥**

**ત્યાગથી સુખ—**

શ્લો૦—" ત્યાગ એ જરૂર સુખકારી છે, નહિ કે કેવળ સંગ્રહ. જો ખાધેલાનો સંગ્રહ જ થાય અને ત્યાગ ન જ થાય તો કેવી દશા થાય ? "–૧૩૩

**દાનના પ્રકારો—**

સ્પષ્ટી૦—આ પ્રમાણે દાનનું પ્રકરણ સમાપ્ત કરીએ તે પૂર્વે દાનના પ્રકારો વિષે થોડો ઘણો વિચાર કરી લઇએ. સૌથી પ્રથમ તો આ **વૈરાગ્યરસમંજરી**ના કર્તાએ દાનના જે પ્રકારો પાડ્યા છે તેની નોંધ લઈશું તો જણાશે કે તેમણે (૧) ધર્મોપષ્ટંભ–દાન, (૨) જ્ઞાન–દાન, (૩) અભય–દાન અને (૪) અનુકંપા–દાન એમ ચાર ભેદો પાડ્યા છે.

જ્ઞાન–દાન, અભય–દાન અને ઉપગ્રહ–દાન એમ પણ દાનના ત્રણ પ્રકારો પડે છે એ વાત **ઉપદેશતરંગિણી** ( પૃ. ૧૪૧ )ના નિમ્નલિખિત[2] પદ્ય ઉપરથી જાણી શકાય છે:—

" **ज्ञानाभयोपग्रहदानभेदात्**
**तच्च त्रिधा सर्वविदो वदन्ति ।**
**तत्रापि निर्वाणपथप्रदीपं**
**ज्ञानस्य दानं प्रवरं वदन्ति ॥ ८ ॥** "–ઇન્દ્રવજ્રા

---

૧ સરખાવો ઉપદેશતરંગિણીનું ( પૃ. ૧૦ ) નીચે મુજબનું પદ્યઃ–
" **दातव्यं भोक्तव्यं, सति विभवे सञ्चयो न कर्तव्यः ।**
**पश्येह मधुकरीणां, सञ्चितमर्थं हरन्त्यन्ये ॥** "–આર્યા

૨ આ પદ્ય દ્વારા ત્રિવિધ દાનમાં જ્ઞાનની શ્રેષ્ઠતા વર્ણવામાં આવી છે.

આ ઉપરાંત સાત્ત્વિક, રાજસ અને તામસ એમ પણ દાનના ત્રણ પ્રકારો પડે છે. આ સંબંધમાં અવતરણરૂપે **શ્રીરત્નમંદિરગણિ** ઉપર્યુક્ત ગ્રન્થ (પૃ. ૩૩)માં કથે છે કે—

" **दातव्यमिति यद् दानं, दीयतेऽनुपकारिणे ।**
**क्षेत्रे काले च भावे च, तद् दानं 'सात्त्विकं' स्मृतम् ॥७५॥** "—અનુ૦

અર્થાત્ ક્ષેત્ર, કાળ અને ભાવને વિષે, દેવું જોઇએ એમ વિચારીને જે દાન અનુપકારીને અપાય છે તે 'સાત્ત્વિક' ગણાય છે. આવું દાન **શ્રીશાલિભદ્રાદિએ** દીધેલું જાણવું.

રાજસ દાનનું લક્ષણ એમ સૂચવાયું છે કે—

" **यत् तु प्रत्युपकाराय, फलमुद्दिश्य वा पुनः ।**
**प्रदीयते परिक्लिष्टं, तद् दानं 'राजसं' स्मृतम् ॥७६॥** "—અનુ૦

અર્થાત્ ઉપકારનો બદલો વાળવા માટે અથવા ફળની આશાથી જે દાન દેવાય છે તે ' રાજસ ' કહેવાય છે. **ચન્દનબાલાની** પાડોશી ડોશીનું અત્ર દૃષ્ટાન્ત ઘટાવી લેવું.

તામસ દાનના સંબંધમાં એવું કથન છે કે—

" **क्रोधाद् बलाभियोगाद् वा, मनोभावं विनाऽपि वा ।**
**यद् दीयते हितं वस्तु, तद् दानं 'तामसं' स्मृतम् ॥७७॥**—અનુ૦

અર્થાત્ ક્રોધથી, બળાત્કારને લઇને અથવા મનના ભાવ વિના પણ જે હિત-કારી વસ્તુનું દાન દેવાય તે 'તામસ' કહેવાય છે.

**ભગવદ્‌ગીતાના** ૧૭ મા અધ્યાયમાં વીસમાથી બાવીસમા [1]પદ્ય દ્વારા આ વિષય ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે એટલું જ નહિ પરંતુ મોટે ભાગે એના એ શબ્દોમાં આ ત્રિવિધ દાનનાં લક્ષણો રજુ કરવામાં આવ્યાં છે.

દાનના ચાર પ્રકારો પરત્વે આપણે ૧૫૪મા પૃષ્ઠમાં ઇસારો કરી ગયા છીએ.

---

૧ આ રહ્યાં તે પદ્યોઃ—

" **दातव्यमिति यद् दानं, दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च, तद् दानं 'सात्त्विकं' स्मृतम् ॥**—અનુ૦
**यत् तु प्रत्युपकारार्थं, फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं, तद् 'राजस'मुदाहृतम् ॥**—અનુ૦
**अदेशकाले यद् दान मपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं, तत् 'तामस'मुदाहृतम् ॥** "

દાનના (૧) અભય–દાન, (૨) [1]સુપાત્ર–દાન, (૩) અનુકંપા–દાન, (૪) [2]ઉચિત–દાન અને (૫) [3]કીર્તિ–દાન એમ પાંચ પ્રકારો પણ પડે છે. તેમાંનાં પ્રથમનાં બે દાનો મુક્તિ માટે છે, જ્યારે બાકીનાં ત્રણ ભુક્તિ (ભોગ) માટે છે. આ વાતની પુષ્ટિ માટે નિમ્ન–લિખિત ગાથા રજુ કરવામાં આવે છેઃ—

" [4]अभयं सुपत्तदाणं, अणुकंपा उचिअं कित्तिदाणं च ।
दोहि वि मुक्खो भणिओ, तिन्नि वि भोगाइयं दिंति ॥ "–આર્યા

**સ્થાનાંગ**ના ૭૪૫ મા સૂત્રમાં દાનના દશ પ્રકારો નિમ્ન–લિખિત પદ્ય દ્વારા સૂચવાયા છેઃ—

" [5]अणुकंपा संगहे चेव, भये कालुणितेतेति य ।
लज्जाते गारवेणं च, अहम्मे उण सत्तमे ॥–અનુ૦
धम्मे त अट्ठमे वुत्ते, काहीति त कतंति त ॥ "

અર્થાત્ અનુકંપા–દાન, સંગ્રહ–દાન, ભય–દાન, કારુણ્ય–દાન, લજ્જા–દાન, ગૌરવ–દાન, અધર્મ–દાન, ધર્મ–દાન, કરિષ્યદ્–દાન અને કૃત–દાન એમ દાનના દશ પ્રકારો છે. આ પ્રત્યેકનું સ્વરૂપ ધ્યાનમાં આવે તે માટે શ્રી**અભયદેવ**સૂરિ **સ્થાનાંગ**ની ટીકામાં નિર્દેશે છે તેમ વાચકમુખ્ય પૂજ્યપાદ શ્રી**ઉમાસ્વાતિ**એ રચેલી આર્યાઓ અર્થસહિત રજુ કરવામાં આવે છે.

" कृपणेऽनाथदरिद्रे व्यसनप्राप्ते च रोगशोकहते ।
यद् दीयते कृपार्थादनुकम्पा तद् भवेद् दानम् ॥ "

અર્થાત્ કૃપણ, અનાથ, દરિદ્ર, સંકટમાં સપડાયેલા તેમજ રોગ અને શોકથી હણાયેલાને મહેરબાનીની રૂએ દાન દેવું તે 'અનુકંપા–દાન' છે.

---

૧–૩ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જિન–પ્રતિમા, જિન–ચૈત્ય અને જૈન આગમ એ સાત ક્ષેત્રોમાં સર્વસ્વનું અર્પણ કરવું તે 'સુપાત્ર-દાન' છે. પોતપોતાના અધિકાર અને સામર્થ્ય અનુસાર દેશ, કાળ, કુળ ઇત્યાદિને યોગ્ય એવું જે દાન દેવું તે 'ઉચિત દાન' છે. યાચક, ભાટ, બારોટ વગેરેને જે દાન દેવું તે 'કીર્તિદાન' છે.

૪ આ ગાથા **ઉપદેશતરંગિણી** (પૃ. ૧૫)માં છે. આવા ભાવવાળું પદ્ય **જૈનધર્મવરસ્તોત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૨૭)માં છે. આની છાયા નીચે મુજબ છેઃ—

अभयं सुपात्रदानं अनुकम्पा उचितं कीर्तिदानं च ।
द्वाभ्यामपि मोक्षो भणितः त्रीण्यपि भोगादिकं ददति ॥

૫ **જૈનધર્મવરસ્તોત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિમાં લગભગ આ મતલબની એક ગાથા છે તેમજ તેનો અર્થ પણ ત્યાં ૩૯ મા પૃષ્ઠમાં નજરે પડે છે. આ ગાથા બહુ થોડા ફેરફાર સાથે **ઉપદેશતરંગિણી** (પૃ. ૧૪)માં ટાંચણ રૂપે નિર્દેશાયલી છે અને તેનો ભાવાર્થ પણ ત્યાં સૂચવવામાં આવ્યો છે.

" अभ्युदये व्यसने वा यत् किञ्चिद् दीयते सहायार्थम् ।
तत् सङ्ग्रहतोऽभिमतं मुनिभिर्दानं न मोक्षाय ॥ "

અર્થાત્ સંપત્તિમાં કે વિપત્તિમાં સહાય કરવા માટે જે કંઇ દાન દેવાય છે તેને મુનિઓ 'સંગ્રહ-દાન' કહે છે, પરંતુ તે કંઇ મોક્ષને માટે નથી.

" राजारक्षपुरोहितमधुमुखमावल्लदण्डपाशिषु च ।
यद् दीयते भयार्थात् तद् भयदानं बुधैर्ज्ञेयम् ॥ "

અર્થાત્ રાજા, કોટવાલ, પુરોહિત, [1]મધુમુખ, માવલ્લ (મવાલી ?) તેમજ દંડ અને પાશવાળાને વિષે ભયથી જે દાન દેવાય છે તેને વિદ્વાનોએ 'ભય-દાન' જાણવું.[2]

" अभ्यर्थितः परेण तु यद् दानं जनसमूहमध्यगतः ।
परचित्तरक्षणार्थं लज्जायास्तद् भवेद् दानम् ॥ "

અર્થાત્ પરની વિનતિ થતાં, જન-સમૂહની મધ્યમાં રહેલો પ્રાણી પારકાના મનની રક્ષા માટે જે દાન આપે તે 'લજ્જા-દાન' છે.

" नटनर्तमुष्टिकेभ्यो दानं सम्बन्धिबन्धुमित्रेभ्यः ।
यद् दीयते यशोऽर्थं गर्वेण तु तद् भवेद् दानम् ॥ "

અર્થાત્ નાટકીઆ, નાચનારા, મુષ્ટિકો (મુઠ્ઠીથી પ્રહાર કરનારાઓ), સંબન્ધીઓ, બન્ધુઓ અને મિત્રોને કીર્તિની ખાતર અથવા અભિમાન પૂર્વક જે દાન દેવાય છે તે 'ગૌરવ-દાન' છે.

" हिंसाऽनृतचौर्योद्यतपरदारपरिग्रहप्रसक्तेभ्यः ।
यद् दीयते हि तेषां तज्जानीयादधर्माय ॥ "

અર્થાત્ હિંસા, અસત્ય અને ચોરીને વિષે તત્પર તેમજ પરદારા અને પરિગ્રહમાં આસક્ત એવાને જે દાન દેવાય તે 'અધર્મ-દાન' જાણવું.

" समतृणमणिमुक्तेभ्यो, यद् दानं दीयते सुपात्रेभ्यः ।
अक्षयमतुलमनन्तं तद् दानं भवति धर्माय ॥ "

---

૧ મીઠું બોલનાર, ખુશામતીઓ.

૨ આ દાન પણ મુક્તિને માટે નથી. કહ્યું પણ છે કે—

" भयं लोभस्तथा स्नेह-त्रयो दानस्य हेतवः ।
ये दातारस्त्रयं मुक्त्वा, धन्यास्ते मुक्तिगामिनः ॥ "-અનુ૦

અર્થાત્ ભય, લોભ અને સ્નેહ એ ત્રણ દાનનાં કારણો છે. આ ત્રણને છોડીને જેઓ દાન દે છે તેઓ ધન્ય છે અને તેઓ મુક્તિ-ગામી છે.

અર્થાત્ તણખલા અને મણિઓને સમાન ગણનારા તેમજ સંન્યાસી એવા સુપાત્રોને જે દાન દેવાય તે 'ધર્મ-દાન' જાણવું.

"शतशः कृतोपकारो दत्तं च सहस्रशो ममानेन ।
अहमपि ददामि किञ्चित् प्रत्युपकाराय तद् दानम् ॥

અર્થાત્ મારા ઉપર સેંકડો રીતે ઉપકાર કર્યો છે તેમજ હજાર રીતે મને દાન દીધું છે. વાસ્તે પ્રત્યુપકારાર્થે હું પણ એને કંઇક આપું એ ([1]દશમા પ્રકારનું) દાન છે.

   

## शीलं विघ्नहरं सर्व-सम्पदां दायकं मतम् ।
## प्राणाधारं सुवृत्तस्य, वंशशोभाविवर्धकम् ॥ १३४ ॥

### શીળનો મહિમા-

શ્લો૦—"શીળ વિઘ્નોને વિનાશ કરનારૂં, સર્વ સંપત્તિઓને આપનારૂં, સચ્ચરિત્રનો જીવન-આધાર અને વંશની શોભાને વિશેષતઃ વધારનારૂં મનાય છે."—૧૩૪

### દાનાદિનો ક્રમ—

સ્પષ્ટી૦—અન્ય જીવોને સુખ થાય તે માટે, તેમનું દુઃખ દૂર કરવાને માટે તન, મન અને ધનથી મદદ કરવી એ મનુષ્યનું લક્ષણ અને ભૂષણ છે. પરન્તુ યાદ રાખવું જોઇએ કે ત્યાગ કરવાની વૃત્તિવાળો જ દાતાર બની શકે છે. જે ધન અગ્યારમો પ્રાણ ગણાય છે તેનું દાન તેના ઉપરની મમતા ઓછી થતાં અર્થાત્ ત્યાગ-બુદ્ધિ સ્ફુરતાં થઇ શકે છે. કહેવાની મતલબ એ છે કે જેટલા અંશે પર જીવોના ઉપકારાર્થે તન, મન, અને ધનથી સહાયતા કરાય છે તેટલે અંશે ત્યાગ-ભાવ પ્રકટે છે. તીર્થંકરો દીક્ષા લે તે પૂર્વે સાંવત્સરિક દાન દે છે. ત્યાર બાદ ઉત્તમ શીયલની મૂર્તિરૂપ દીક્ષા તેઓ ગ્રહણ કરે છે. તદનંતર બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યાનું તેઓ સેવન કરે છે. આ આભ્યન્તર યાને ભાવ-તપના પ્રભાવથી આત્માની શુદ્ધ ભાવના ભાવીને તીર્થંકરો કેવલજ્ઞાન ઉપાર્જન કરે છે. એટલે આ દૃષ્ટિએ જોતાં દાનાદિ ક્રમ સહેતુક હોય એમ સમજાય છે. વળી દાન દેવું એ જેટલી સહેલી વાત છે તેટલી સહેલી વાત શીયળ પાળવાની નથી. વળી આનાથી તપશ્ચર્યા કરવી એ તો

1 કારુણ્ય-દાન અને કરિષ્યતિ-દાન વિષે ઉલ્લેખ નથી.

વિશેષ વિકટ માર્ગ છે અને નિર્મળ ભાવનાઓમાં આરૂઢ થવું એ સૌથી અઘરૂં કાર્ય છે. આને લઇને પણ આ પ્રમાણેનો ક્રમ સૂચવાતો હોય એમ ભાસે છે. અન્ય રીતે વિચાર કરીએ તો દાન-ધર્મની સિદ્ધિ થતાં શીલ-ધર્મના સેવન માટે યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ યોગ્યતા મળતાં તપ-ધર્મના આરાધન માટે અધિકારિત્વ મળે છે. આ લાયકાત મળી જતાં ભાવના ભાવવાનું સામર્થ્ય ખડું થાય છે. આથી પણ દાનાદિ ક્રમની સકારણતા સિદ્ધ થતી જણાય છે. આ સંબંધમાં શ્રીહરિભદ્રસૂરિકૃત **પંચવસ્તુ**ગત **સ્તવપરિજ્ઞા**ની નિમ્ન-લિખિત ગાથાઓનો નિર્દેશ કરવો આવશ્યક સમજાય છેઃ--

**" [1]संतं बज्झमणिच्चं थाणे दाणं पि जो न वियरेइ ।**
**इय खुड्डगो कहं सो सीलं अइदुद्धरं धरइ ? ॥ १३०८ ॥**
**अस्सीलो अ ण जायइ सुद्धस्स तवस्स हंदि विसओ वि ।**
**जहसत्तीएऽतवस्सी भावइ कह भावणाजालं ? ॥ १३०९ ॥**
**इत्थं च दाणधम्मो दव्वत्थयरूवमो (गो ?) गहेअव्वो ।**
**सेसा उ सुपरिसुद्धा णेया भावत्थयसरूवा ॥ १३१० ॥ "[2]**

અર્થાત્ વિદ્યમાન, બાહ્ય ( આત્માથી ભિન્ન ) અને અશાશ્વત એવું ( પિણ્ડાદિ ) દાન પણ જે ( ક્ષુદ્રતાને લીધે ) સ્થાનમાં ( યોગ્ય પાત્રને વિષે ) આપતો નથી, તે ક્ષુદ્ર કેવી રીતે અતિશય દુર્ધર એવા શીળને ધારણ કરી શકે ? શીલરહિત એવો વળી શુદ્ધ તપશ્ચર્યાનો વિષય પણ ન થાય. યથાશક્તિ અતપસ્વી પણ ભાવનાના સમૂહને કેવી રીતે ભાવે ? આ ક્રમને વિષે દાન-ધર્મને દ્રવ્ય-સ્તવ-રૂપે ગ્રહણ કરવો જોઇએ અને બાકીનાં સુપરિશુદ્ધ શીલાદિને ભાવસ્તવરૂપે જાણવાં જોઇએ.

---

૧ છાયા—

**सद् बाह्यमनित्यं स्थाने दानमपि यो न वितरति ।**
**एवं क्षुल्लकः कथं स शीलमतिदुर्धरं धारयति ? ॥**
**अशीलश्च न जायते शुद्धस्य तपसो हन्दि विषयोऽपि ।**
**यथाशक्त्याऽतपस्वी भावयति कथं भावनाजालम् ? ॥**
**इत्थं च दानधर्मो द्रव्यस्तवरूपको गृहीतव्यः ।**
**शेषास्तु सुपरिशुद्धा ज्ञेया भावस्तवस्वरूपाः ॥**

૨ **પ્રતિમાશતક**ની સ્વોપજ્ઞ વૃત્તિ ( પૃ. ૨૪૧ )માં આ ગાથાઓ થોડાક ફેરફાર સાથે નજરે પડે છે.

આ વાતને લક્ષ્યમાં રાખીને ગ્રન્થકાર હવે શીલના અધિકારનો પ્રારંભ કરતા હોય એમ લાગે છે.

❁ ❁ ❁ ❁

**ये शीलशीलिता लोके, दुःखशल्यैर्न कीलिताः ।**
**सुप्राप्तशुभसंयोगा, नीरोगास्ते भवन्ति हि ॥ १३५ ॥**

**શીળથી નીરોગિતા–**

**શ્લો૦**—"લોકમાં જે ( જીવો ) શીલથી યુક્ત છે તે દુઃખરૂપ શલ્યથી ભોંકાયેલા નથી. શુભ સંયોગને સારી રીતે પામેલા તે જીવો નીરોગી જ હોય છે."–૧૩૫

❁ ❁ ❁ ❁

**भूतव्यन्तरमुष्ट्यादि–प्रयोगा निष्फलाः समे ।**
**प्रयुक्ताः शीलयुक्तेषु, शीलाद् दुःखं प्रणश्यति ॥ १३६ ॥**

**શીળથી સંરક્ષણ–**

**શ્લો૦**—"શીલથી યુક્ત (જનો)ને વિષે ભૂત, વ્યન્તર, મુઠ ઇત્યાદિના સર્વે પ્રયોગો નિરર્થક જાય છે, કેમકે શીલથી દુઃખ નાશ પામે છે."–૧૩૬

**શીળનો મહિમા—**

**સ્પષ્ટી૦**—આ તેમજ પૂર્વનાં બે પદ્યો દ્વારા ગ્રન્થકારે શીળનો મહિમા વર્ણવ્યો છે. અત્ર **ધર્મકલ્પદ્રુમ**ના ચતુર્થ પલ્લવમાં જે કહ્યું છે તે નિવેદન કરી આપણે પણ શીળના ગુણો ગાઈએ:—

" **शीलं कीर्तिसितातपत्रकलशः शीलं श्रियः कार्मणं**
**शीलं भावपयोधिशीतकिरणः शीलं गुणानां निधिः ।**
**शीलं संसृतिकानने कदलिका शीलं खनिः श्रेयसां**
**शीलं सत्त्वलतावसन्तसमयः शीलं तु मुक्तिप्रदम् ॥ ८ ॥** "–શાર્દૂલ૦

અર્થાત્ શીયળ કીર્તિરૂપ શ્વેત છત્રોને વિષે કળશ છે. શીળ લક્ષ્મીનું કામણ છે. શીળ ભાવરૂપ સાગરને ( પ્રફુલ્લિત કરનાર ) ચંદ્ર છે. શીળ ગુણોનો નિધિ છે. શીળ એ સંસારરૂપ જંગલને વિષે કેળ છે. શીળ કલ્યાણોની ખાણ છે. શીળ સત્ત્વરૂપ વેલડીને વિકસિત કરનારો વસન્તનો સમય છે. (વિશેષ શું કહેવું ? ) શીળ એ મુક્તિને આપનારી વસ્તુ છે.

સાથે સાથે બ્રહ્મચર્યના પ્રશંસાકારી **ઉપદેશતરંગિણી** ( પૃ. ૮૮ )ગત કથનનું પણ મનન કરી લઈએ:—

" सीमा खानिषु वज्रखानिरगदङ्कारेषु धन्वन्तरिः
कर्णस्त्यागिषु देवतासु कमला दीपोत्सवः पर्वसु ।
ओङ्कारः सकलाक्षरेषु गुरुषु व्योम स्थिरेषु क्षितिः
श्रीरामो नयतत्परेषु परमं ब्रह्म व्रतेषु व्रतम् ॥ ४९ ॥ "–શાર્દૂલ૦

અર્થાત્ જેમ ખાણોમાં હીરાની ખાણ સીમારૂપ છે–સર્વોત્તમ છે, વૈદ્યોમાં ધન્વંતરી, દાનીઓમાં કર્ણ, દેવતાઓમાં લક્ષ્મી, પર્વોમાં દીવાળી, સમસ્ત અક્ષરોમાં ૐકાર, મોટી વસ્તુઓમાં આકાશ, સ્થિર (પદાર્થો)માં પૃથ્વી અને નીતિમાં તત્પર (માનવોમાં) **શ્રીરામ** ઉત્તમ છે. તેમ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત શ્રેષ્ઠ છે."

આ હકીકતને **ધર્મકલ્પદ્રુમ**ના ચતુર્થ પલ્લવમાં ટાંચણરૂપે નિમ્ન-લિખિત સાતમું પદ્ય પુષ્ટિ આપે છે.—

" पीयूषमौषधिषु शाखिषु कल्पशाखी
चिन्तामणिर्मणिषु धेनुषु कामधेनुः ।
ध्यानं तपस्सु सुकृतेषु कृपा व्रतेषु
ब्रह्मव्रतं क्षितिपतित्वमुरीकरोति ॥ "–વસંત૦

અર્થાત્ જેમ ઔષધિઓમાં અમૃત, વૃક્ષોમાં કલ્પવૃક્ષ મણિઓમાં ચિન્તામણિ, ગાયોમાં કામધેનુ, તપશ્ચર્યાઓમાં ધ્યાન, અને સત્કાર્યોમાં દયા નરેન્દ્રતાને ભોગવે છે તેમ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત રાજાપણું ભોગવે છે.

બ્રહ્મચર્યની મહત્તા પરત્વે જૈન શાસ્ત્ર તો ત્યાં સુધી કહે છે કે—

"[1]जो देइ कणयकोडिं, अहवा कारेइ कणइजिणभवणं ।
तस्स न तत्तिअ पुन्नं, जत्तिअ बंभव्वए धरिए ॥ १ ॥–આર્યા
देवदाणवगंधव्वा, जक्खरक्खसकिंनरा ।
बंभयारिं नमंसंति, दुक्करं ते करंति यं ॥ २ ॥–અનુ૦

---

૧ છાયા—

यो ददाति कनककोटिं अथवा कारयति कनकजिनभवनम् ।
तस्य न तावत् पुण्यं यावद् ब्रह्मव्रते धृते ॥
देवदानवगन्धर्वा यक्षराक्षसकिन्नराः ।
ब्रह्मचारिणं नमस्यन्ति दुष्करं यत् कुर्वन्ति ते ॥

[1]आणा इसरिअं वा इड्ढी रज्जं च कामभोगा य ।
कित्ती लं च सग्गो आसन्ना सिद्धि बंभाओ ॥ ३ ॥–આર્યા
कलिकारओ व जणमारओ वि सावज्जजोगनिरओ वि ।
जं नारओ वि सिज्जइ ते खलु सीलस्स माहप्पं ॥ ४ ॥"–આર્યા

અર્થાત્ જે સુવર્ણની કોડીનું દાન દે અથવા જે સોનાનું જિનગૃહ બનાવે તેનું પુણ્ય પણ બ્રહ્મચર્ય પાળનારાના જેટલું નથી. જેઓ દુષ્કર એવું બ્રહ્મચર્ય પાળે છે તેમને દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિંનરો પણ નમસ્કાર કરે છે, આજ્ઞા. ઐશ્વર્ય, ઋદ્ધિ, રાજ્ય, ઈચ્છિત ભોગો, આબરૂ, પરાક્રમ, સ્વર્ગ અને મોક્ષ પણ બ્રહ્મચર્યથી સમીપ છે. કજીઓ કરનાર, મનુષ્યનો ઘાતક, અને પાપમય વ્યાપારમાં આસક્ત એવો પણ નારક સિદ્ધિ પામે છે, તે ખરેખર શીળનો મહિમા છે.

અજૈન દર્શનનું પણ કહેવું એ છે કે—

" एकरात्र्युषितस्यापि, या गतिर्ब्रह्मचारिणः ।
न सा क्रतुसहस्रेण, वक्तुं शक्त्या युधिष्ठिर ! ॥ "–અનુ૦
" एकतश्चतुरो वेदा, ब्रह्मचर्यं तु एकतः ।
एकतः सर्वपापानि, मद्यमांसं तु एकतः ॥ "– ,,

અર્થાત્ એક રાત બ્રહ્મચર્ય પાળનારાની જે ગતિ થાય છે, તે હે યુધિષ્ઠિર ! હજાર યજ્ઞોથી પણ કહેવું શક્ય નથી. એક તરફ ચાર વેદો અને એક તરફ બ્રહ્મચર્ય; એક બાજુ સર્વ પાપો અને એક બાજુ મદ્ય અને માંસ.

બ્રહ્મચર્યનો પ્રભાવ વર્ણવતાં પાર આવે તેમ નથી. કમને પણ બ્રહ્મચર્ય પાળનાર પાંચમા દેવલોકમાં જાય છે અને દેવો પણ એને નમસ્કાર કરે છે.[2]

---

૧ છાયા—

आज्ञा ऐश्वर्यं वा ऋद्धिः राज्यं च कामभोगाश्च ।
कीर्तिर्बलं च स्वर्गमासन्नाः सिद्धिर्ब्रह्मतः ॥
कलिकारकश्च जनमारकोऽपि सावद्ययोगनिरतोऽपि ।
यद् नारकोऽपि सिध्यति तत् खलु शीलस्य माहात्म्यम् ॥

૨ સરખાવો—

" कायेण बंभचेरं धरंती भव्वा उ जे असुद्धमणा ।
कप्पम्मि बंभलोए ताणं नियमेण उववाओ ॥ "
[ कायेन ब्रह्मचर्यं धारयन्ति भव्यास्तु ये शुद्धमनसः ।
कल्पे ब्रह्मलोके तेषां नियमेनोपपातः ॥ ]

ચક્રવર્તીનાં ચૌદ રત્નો પૈકી અશ્વને જોરજુલમથી બ્રહ્મચર્ય પળાવવામાં આવે છે; આ પ્રમાણે પોતાની મરજી વિરુદ્ધ બ્રહ્મચર્ય પાળવા છતાં તે સ્વર્ગે જાય છે એમ કહેવાય છે, પરંતુ કોઇ સ્પષ્ટ પ્રામાણિક ઉલ્લેખ જોવામાં આવે નહિ ત્યાં સુધી આ વાતને કોણ સ્વીકારે ?

**शरीरनगरराज्ये-ऽभिषिक्तो वीर्यभूपतिः ।**
**यावत् स राजते राजा, तावत् सौख्यं निरन्तरम् ॥१३७॥**

**બ્રહ્મચર્યના પાલનનો પ્રભાવ—**

શ્લો૦—"દેહરૂપી નગરીના રાજ્યને વિષે અભિષેક કરાયેલો વીર્યરૂપ રાજા જ્યાં સુધી રાજા તરીકે બિરાજે છે, ત્યાં સુધી નિરંતર સુખ છે." ૧૩૭

   

**समर्थं सर्वथा भो भो, शीलं तद्रक्षणे मतम् ।**
**रक्षयित्वा ततः शीलं, रक्षणीयः स भूपतिः ॥१३८॥**

**વીર્યના રક્ષણ માટે શીલનું પાલન—**

શ્લો૦—"હે ભવ્ય! તે (વીર્યનું) રક્ષણ કરવામાં શીળ સર્વથા સમર્થ ગણાય છે, તેથી કરીને શીળનું રક્ષણ કરી તે (વીર્ય) નૃપતિને બચાવવો જોઇએ."-૧૩૮

   

**ये तु शीलात् परिभ्रष्टाः, क्षयादिरोगधारिणः ।**
**दुःखिनः स्युरमुत्रात्र, लोकदृष्टयाऽप्यधस्कृताः ॥१३९॥**

**શીલભ્રષ્ટની વિડંબનાઓ—**

શ્લો૦—"જેઓ શીલથી ભ્રષ્ટ થાય છે, તેઓ ક્ષય વગેરે ભયંકર [1]રોગથી ગ્રસ્ત તેમજ આ લોકમાં તથા પરલોકમાં દુ:ખી અને લોકની દૃષ્ટિએ પણ તિરસ્કારને પાત્ર બને છે."-૧૩૯

   

---

૧ સરખાવો **અર્થદીપિકા**ના ૮૪ મા પત્રમાં ટાંચણરૂપે આપેલું પદ્ય:—

"**कम्पः स्वेदः श्रमो मूर्च्छा, भ्रमिर्ग्लानिर्बलक्षयः ।**
**राजयक्ष्मादयश्चापि, कामाद्यासक्तिजा रुजः ॥**"-અનુ૦

**हा हा क्षणिकसौख्याय, लोकख्याता विपश्चितः ।**
**प्रत्यक्षं गर्दभायन्ते, हत्वा स्वां कीर्तिमुज्ज्वलाम् ॥१४०॥**

**શીલભ્રષ્ટ પંડિતોની અવદશા—**

શ્લો૦—" હાય હાય લોકમાં પણ્ડિત તરીકે પંકાયેલા ( પુરુષો પણ ) ક્ષણિક સુખને માટે પોતાની નિર્મળ કીર્તિનો વિનાશ કરી પ્રત્યક્ષ રીતે ગધેડા જેવું આચરણ કરે છે. "–૧૪૦

   

**अस्थिमांसवसाचर्म–पुञ्जे हा मूढमानसाः ।**
**पृथग्भूते घृणां कुर्युः, संयुक्तेऽभिलषन्ति किम् ? ॥१४१॥**

**વિવેકની ખામી--**

શ્લો૦—" હાડકાં, માંસ, ચરબી અને ચામડીનો સમૂહ જ્યારે પૃથક્ હોય છે, ત્યારે મૂઢ ચિત્તવાળાઓ તિરસ્કાર કરે છે. પરંતુ હાય ! જ્યારે તે સંલગ્ન હોય છે, ત્યારે તેની તેઓ કેમ ઇચ્છા કરે છે ? "–૧૪૧

   

**नेमिनाथं च सर्वज्ञं, जम्बूं श्रेष्ठिसुदर्शनम् ।**
**स्थूलभद्रं च योगीशं, नत्वा शीलं प्रपद्यताम् ॥ १४२ ॥**

**શીલનું સેવન—**

શ્લો૦—"સર્વજ્ઞ [1] નેમિનાથને, કેવલી જંબૂ(સ્વામી)ને, સુદર્શન શ્રેષ્ઠીને અને યોગીશ્વર સ્થૂલભદ્રને નમસ્કાર કરી શીલને ભજો. "–૧૪૨

**શ્રીજંબૂસ્વામીનો વૃત્તાન્ત—**

**સ્પષ્ટી૦**—' રાજગૃહ ' નગરમાં **શ્રેણિક** રાજા રાજ્ય કરતો હતો. તે સમયે એ નગરમાં **ઋષભદત્ત** નામનો એક શ્રેષ્ઠી રહેતો હતો. તેની પત્નીનું નામ **ધારણી** હતું. પોતાને પુત્ર ન હતો તેથી **ધારણી** રોજ ઉદ્વિગ્ન રહેતી

---

૧ એમના વિષેની સ્થૂલ માહિતી માટે જુઓ **નેમિભક્તામરનું** સ્પષ્ટીકરણ ( પૃ. ૯૭–૧૦૮ ).

હતી. એની ઉદાસીનતા દૂર કરવા માટે એક દહાડો **ઋષભદત્તે** તેને પ્રેમ-પૂર્વક કહ્યું કે ચાલ, આપણે 'વૈભારગિરિ' જઇએ અને ત્યાંના ઉદ્યાનમાં ક્રીડા કરીએ. **ધારણીએ** તે વાત કબૂલ કરી એટલે સુંદર રથમાં પોતે બેસી અને પત્નીને બેસાડી, માર્ગમાં જોવા લાયક પદાર્થો તરફ તેનું ધ્યાન ખેંચતો જતો 'વૈભારગિરિ' ઉપર તે આવી પહોંચ્યો. રથમાંથી ઉતર્યા બાદ આ યુગલ આ ગિરિના ઉદ્યાનની શોભા જોવામાં ગૂંથાયું. એવામાં એકાએક **ઋષભદત્ત**-ની દૃષ્ટિ સિદ્ધપુત્ર **યશોમિત્ર** ઉપર પડી. તેને જોઇને શ્રેષ્ઠીએ પૂછયું કે તમે કેમ અહીં આવ્યા છો? સિદ્ધપુત્રે જવાબ આપ્યો કે હું પંચમ ગણધર **શ્રી-સુધર્માસ્વામી** અત્ર પધાર્યા છે તેમને વંદન કરવા જાઉં છું. આ સાંભળી આ ધણી-ધણીઆણી પણ સિદ્ધપુત્રની સાથે સાથે ગણધર મહારાજની પાસે આવી પહોંચ્યાં. જંબૂદ્વીપને લગતી હકીકત સાંભળ્યા બાદ **ધારણીએ** પ્રશ્ન પૂછયો કે મને પુત્ર થશે કે નહિ? સિદ્ધપુત્રે કહ્યું કે આવો સાવદ્ય પ્રશ્ન ગુરુ મહારાજને પૂછવો ઉચિત નથી. હું નિમિત્ત–જ્ઞાનના બળથી તને ઉત્તર આપું છું કે તને **જંબૂ** નામનો ઉત્તમ ગુણવાળો પુત્ર થશે. પછી ગુરુશ્રીના ચરણારવિંદને નમીને ત્રણે જણા 'વૈભારગિરિ' પરથી ઉતરી પોતપોતાને ઘેર ગયાં.

એકદા **ધારણીએ** સ્વપ્નમાં શ્વેત સિંહ જોયો અને તે વાત પતિને કહી. **ઋષભદત્તે** કહ્યું કે હે લલના! તારી કુખે પુત્ર–રત્ન અવતરશે. એ અર-સામાં બ્રહ્મ દેવલોકથી **વિદ્યુન્માલીનો** જીવ આવીને આ સ્ત્રીની કુક્ષિરૂપ શુકિતને વિષે મોતીની જેમ અવતર્યો. નવ માસ અને સાડા સાત દિવસ વ્યતીત થતાં **ધારણીએ** અતિતેજસ્વી પુત્રને જન્મ આપ્યો. આનું નામ **જંબૂ** પાડવામાં આવ્યું. શેઠ ને શેઠાણી તો આને રમાડવામાં અને લાડ લડાવ-વામાં જ પોતાનો સમય ગાળવા લાગ્યાં. કાલાંતરે આ કુમાર યુવાવસ્થાને પામ્યો એટલે તેનું પાણિગ્રહણ થાય તે માટે તેનાં માબાપ વિચાર કરવા લાગ્યાં.

આ અવસરે તે જ નગરમાં વસતા [૧]**સમુદ્રપ્રિય**, [૨]**સમુદ્રદત્ત**, [૩]**સાગર-દત્ત**, અને [૪]**કુબેરદત્ત** એ ચાર મહેભ્યશિરોમણિઓ તેમજ [૫]**કુબેરસેન**, [૬]**શ્રમણદત્ત**, [૭]**વસુષેણ** અને [૮]**વસુપાલિત** એ ચાર શેઠિયાઓ **ઋષભ-દત્તની** પાસે વિનતિ કરવા આવ્યા કે હે શ્રેષ્ઠિન્! અમારે રૂપ અને લાવણ્યના

---

૧–૮ આ પ્રત્યેકની પ્રિયાનું નામ અનુક્રમે **પદ્માવતી**, **કનકમાલા**, **વિનયશ્રી**, **ધનશ્રી**, **કનકવતી**, **શ્રીષેણા**, **વીરમતી** અને **જયસેના** હતું. **વિદ્યુન્માલીની** ચાર દેવીઓ ચ્યવીને **પદ્માવતી** પ્રમુખ ચાર સ્ત્રીઓની પુત્રીરૂપે અવતરી હતી. તેમનાં **સમુદ્રશ્રી**, **પદ્મશ્રી**, **પદ્મસેના** અને **કનકસેના** એવાં નામ પાડવામાં આવ્યાં હતાં. **કનકવતીને નભઃસેના** નામની પુત્રી હતી, જ્યારે બાકીની ત્રણ વનિતાઓને **કનકશ્રી**, **કનકવતી** અને **જયશ્રી** નામની કન્યાઓ હતી.

ભંડારરૂપ, કલા—સમુદ્રમાં પારંગત, ગુણોની સ્વામિની અને મનોહરતામાં અપ્સરાને પણ પરાસ્ત કરનારી એકેક કન્યા છે. હાલમાં વિવાહના કલ્યાણ મિત્રરૂપ યૌવન તેમને પ્રાપ્ત થયું છે, તો કુળ, શીળ, વય, રૂપ વગેરે ગુણોથી અનુરૂપ એવા તમારા પુત્ર સાથે તેમનું પાણિગ્રહણ હો. શેઠે તેમની આ વિનતિ ઘણા હર્ષથી સ્વીકારી. **સમુદ્રશ્રી** વગેરે આઠ કન્યાઓને પણ પોતાનું યોગ્ય સ્થળે સગપણ થયેલું જાણી આનંદ થયો.

સમય જતાં શ્રી**સુધર્મા**સ્વામીનું આ નગરમાં આગમન થયું. તે જાણીને રોમાંચિત થયેલો **જંબૂકુમાર** તેમની વાણીનું પાન કરવા ગયો. તેમના મુખારવિંદમાંથી અમૃતના ઝરણા જેવી અનુપમ દેશના કર્ણગોચર થતાં આ કુમારના હૃદયમાં નિર્ભાગીને દુર્લભ એવો ભવ—વૈરાગ્ય ઉત્પન્ન થયો. આથી હું મારા માતાપિતાની રજા લઇને આવું ત્યાં સુધી આપ આ ઉદ્યાનમાં ધર્મ-વૃક્ષની શોભાને ધારણ કરશો એવી ગણધરદેવને પ્રાર્થના કરી રથ ઉપર આરૂઢ થઈ તે ઘર ભણી ચાલ્યો.

નગરના એક દરવાજે તે આવ્યો ત્યાં તે અત્યંત સંકીર્ણ જણાયો એટલે કાલ–ક્ષેપના ભયથી તે બીજે દરવાજે ગયો. ત્યાં પણ લડાઈની તૈયારી થતી જોઇ તે પાછો વળ્યો, કેમકે તેને એવો શુભ વિચાર થયો કે હું વિરતિ રહિત કદાચ મરી જાઉં તો મારી દુર્ગતિ થાય. શ્રી**સુધર્મા**સ્વામી પાસે આવી તેમને પ્રણામ કરી તેણે જીવન પર્યંત ત્રિવિધ બ્રહ્મચર્યની અનુજ્ઞા માગી. તે સ્વીકારતાં કામવિકારને તિલાંજલિ આપી **જંબૂકુમાર** સહર્ષ પોતાને ઘેર આવ્યો. હું દીક્ષા લેવા આતુર છું, વાસ્તે મને આપ પૂજ્યો અનુજ્ઞા આપો એવી તેમણે પોતાના માતાપિતાને વિનતિ કરી, પરંતુ તે માન્ય ન રાખતાં તેમણે કહ્યું કે એક વાર તું આઠે કન્યાનું પાણિગ્રહણ કરી અમને આનંદ આપ. ત્યારબાદ તું સુખેથી દીક્ષા લેજે. તે સાંભળી **જંબૂકુમારે** હા પાડી, પરંતુ સાથે સાથે કહ્યું કે તમારૂં કાર્ય થઇ જાય એટલે મને દીક્ષા લેતાં રોકશો નહિ.

**ઋષભદત્તે** આઠે કન્યાના પિતાઓને બોલાવી પોતાનો પુત્ર પરણીને તરત જ દીક્ષા લેનાર છે એ વાતથી વાકેફગાર કર્યા અને કહ્યું કે તમારે સગ-પણ રદ કરવું હોય તો સુખેથી તેમ કરો. આ સાંભળીને શોકાતુર બનેલા તે આઠે જણાઓએ મસલત કરવા પોતાનો પરિવાર ભેગો કર્યો. આ સમયનો વાર્તાલાપ સાંભળી આઠે કન્યાઓએ કહ્યું કે ગમે તેમ થાઓ; અમારે તો આ ભવમાં **જંબૂકુમાર** જ સ્વામી છે, અન્ય નહિ. આવી કન્યાઓની મક્ક-મતા જોતાં અનુકૂળ દિવસે લગ્નના ગણેશ મંડાયા અને મોટી ધામધૂમ પૂર્વક તેની પૂર્ણાહુતિ થઇ. આઠ વધૂઓ સાથે **જંબૂકુમારને** પોતાને ઘેર આવેલા જોઇ **ધારણી** અને **ઋષભદત્તના** હર્ષનો પાર રહ્યો નહિ.

સર્વ અલંકારોથી વિભૂષિત, સાક્ષાત્ કામદેવ જેવા **જંબૂકુમાર** આઠે પત્નીઓ સહિત શયનગૃહમાં ગયા, પરંતુ તેમની એક રૂવાંટીમાં પણ કામ-વિકાર થયો નહિ. તેમની આ ધીરતા અલૌકિક ન ગણાય તો બીજું શું ? **કુમારસંભવ** ( સ૦ ૧, શ્લો. ૫૯)માં કહ્યું પણ છે કે—

" विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः । "

આ પ્રસંગે 'જયપુર'ના **વિન્ધ્ય** રાજાનો મોટો પુત્ર **પ્રભવ જંબૂકુમાર**ના ઘરમાં ચોરી કરવાના ઇરાદાથી દાખલ થયો. પિતાએ કનિષ્ઠ પુત્રને રાજ્ય આપ્યું હતું તેથી પોતાનું અપમાન થયેલું સમજી પોતે નગર બહાર ' વિંધ્યાચળ 'ની પાસે એક ગામ વસાવી રહેતો હતો અને ખાતરો પાડીને, લોકોને લૂટીને, ચોરી કરીને તે પોતાની આજીવિકા ચલાવતો હતો. એવામાં તેના ચર પુરુષોએ તેને **જંબૂકુમાર**ની સમૃદ્ધિ કુબેરને પણ કોરે બેસાડે તેવી છે એવી બાતમી આપી. તે સાંભળીને તે આ અવસરે અવસ્વાપિની વિદ્યા વડે **જંબૂ** સિવાય અન્ય સર્વ જાગતા લોકોને નિદ્રાવશ કરી દઇ પોતાના પરિવાર સહિત સ્વેચ્છાએ લૂટફાટ ચલાવવા લાગ્યો. **જંબૂકુમાર** મહાપુણ્યશાળી હોવાથી વિદ્યાની તેના ઉપર અસર થઇ નહિ. પોતાનું ઘર લૂંટાતું જોઇ આ મહાત્માને કોપ કે ક્ષોભ થયો નહિ. પરન્તુ લીલાપૂર્વક તેઓ બોલ્યા કે હે ચોરો ! અહીં સૂતેલા, વિશ્વાસુ અને મારા આમંત્રણથી આવેલા પરોણાઓને ન અડકો; હું તેમનો પહેરેગીર જાગતો બેઠો છું. આ શબ્દો કાને પડતાં ચોરો સ્તબ્ધ થઇ ગયા અને **પ્રભવ** પણ ચોતરફ જોવા લાગ્યો. હાથિણીઓ વડે હાથીની જેમ આઠ સુંદર સુંદરીઓથી યુક્ત **જંબૂકુમાર** તેની નજરે પડ્યા એટલે તેણે **જં કુમાર**ને પોતાની ઓળખાણ આપી અને કહ્યું કે મારી અવસ્વાપિની અને તાલોદ્ઘાટિની એ વિદ્યા આપ લો અને તેના બદલામાં મને સ્તંભિની અને મોક્ષિણી વિદ્યા આપો. **જંબૂકુમારે** પ્રત્યુત્તર આપ્યો કે હે **પ્રભવ** ! સવાર પડતાં તો આ આઠે નવીન પરણેલી પત્નીઓનો પરિત્યાગ કરી હું દીક્ષા લેવાનો છું, હમણા પણ હું ભાવ–સાધુ થયેલો છું; તેથી તારી અવસ્વાપિની વિદ્યા મારા ઉપર કશો પ્રભાવ પાડી શકી નથી, બાકી મારી પાસે કોઇ વિદ્યા નથી. વળી તૃણની જેમ લક્ષ્મીનો સર્વથા ત્યાગ કરી શરીર ઉપરની પણ મમતા–ડાકણને દેશવટો દઇ હું મુકિત–રમણીની લગ્નપત્રિકા તુલ્ય દીક્ષાનો સ્વીકાર કરનારો છું એટલે તારી વિદ્યાઓ મારે શા કામની ?

પછી **પ્રભવે** અવસ્વાપિની વિદ્યા સંહરી લીધી અને નવીન પત્નીઓ સાથે વિષય-સુખ ભોગવ્યા બાદ યોગ્ય સમયે દીક્ષા લેવાની **જંબૂસ્વામીને** સૂચના કરી.

પરન્તુ **જંબૂકુમારે** કહ્યું કે વિષય–ભોગ તે વિષ–ભોગ છે, એમાં પુષ્કળ દુઃખ છે અને સુખ તો—માનેલું સુખ પણ અતિસ્વલ્પ છે તેમજ એ ઉપર [૧]**મધુબિન્દુ** પુરુષની, [૨]**કુબેરદત્ત**ની અને [૩]**મહેશ્વરદત્ત**ની ત્રણ કથાઓ સંભળાવી. આના પ્રત્યુત્તરરૂપે એકેક પત્નીએ અનુક્રમે [૪]બક ખેડુતની, [૫]વાનરની, [૬]નૂપુરપંડિતા અને શિયાળની, [૭]**શંખધમક**ની, [૮]બુદ્ધિ અને સિદ્ધિની, [૯]ગ્રામકૂટના પુત્રની, [૧૦]માસાહસ પક્ષીની અને [૧૧]**નાગશ્રી**ની કથાઓ કહી. પરંતુ આ પ્રત્યેક કથાનું [૧૨]કાગડા, [૧૩]અંગારકારક, [૧૪]**વિદ્યુન્માલી**, [૧૫]વાનર, [૧૬]જાતિવંત અશ્વ, [૧૭]**સોલ્લક**, [૧૮]ત્રણ મિત્ર, ( જુઓ પૃ. ૧૩૨–૧૩૩ ) અને [૧૯]**લલિતાંગ**ના દષ્ટાન્તથી **જંબૂકુમારે** એવું નિરસન કર્યું કે આઠે પત્નીઓ પ્રતિબોધ પામી ગઇ અને પતિદેવને ખમાવતાં બોલી ઊઠી કે હે નાથ ! જેમ આપ સંસાર–સમુદ્ર તરવા ઇચ્છો છો તેમ અમને પણ તારો, કેમકે આપ પરોપકારીમાં શિરોમણિ છો. આ હકીકત સાંભળીને **જંબૂકુમાર**ના માતા, પિતા, સાસુ, સસરા અને તેના બંધુજનો પણ દીક્ષા લેવા તૈયાર થયા. આ તરફ **પ્રભવ** પણ બોલ્યો કે હું પણ મારા માતાપિતાની રજા લઇ જલદીથી આવું છું. કેમકે મારે પણ દીક્ષા લેવી છે. **જંબૂકુમારે** કહ્યું કે હે મિત્ર ! આ શુભ કાર્યમાં ઢીલ ન કરશો. પ્રાતઃકાલ થતા મોટા મનવાળા **જંબૂકુમારે** સ્નાન કર્યું, સર્વ અંગે અંગરાગ કર્યો અને અમૂલ્ય આભૂષણો ધારણ કર્યાં. પછી **અનાદત્ત** નામના દેવથી સાન્નિધ્ય કરતા આ કાશ્યપગોત્રી મહાનુભાવ મોટી શિબિકામાં આરૂઢ થયા અને **સુધર્માસ્વામી** જે ઉદ્યાનમાં બિરાજતા હતા ત્યાં સપરિવાર આવી પહોંચ્યા. શિબિકામાંથી નીચે ઉતરી ગણધરદેવને પંચાંગ પ્રણામ કરી તેમણે અંજલિ જોડી વિજ્ઞપ્તિ કરી કે હે તારણહાર ! આ સંસાર-સાગરમાં નૌકા સમાન દીક્ષા આપી મને અને મારા સગાંવહાલાંને આપ આપનાં ઋણી બનાવો. આનો સ્વીકાર કરી ગણધર મહારાજે વિધિપૂર્વક તેમને દીક્ષા આપી. વિશેષમાં બીજે દિવસે **પ્રભવસ્વામી** આવતાં તેમને પણ દીક્ષા આપી **જંબૂકુમાર**ના શિષ્ય તરીકે સ્થાપ્યા.

એકદા ગણધર **શ્રીસુધર્માસ્વામી જંબૂસ્વામી** પ્રમુખ શિષ્ય-રત્નો સહિત 'ચંપા' નગરીએ પધાર્યા. તે વખતે એ નગરનો **કુણિક** રાજા સપરિવાર તેમને વાંદવા આવ્યો. **જંબૂકુમાર**નું અલૌકિક રૂપ જોઇને તે ચકિત થઇ ગયો

૧–૭ આ કથાઓ માટે જુઓ **પરિશિષ્ટ પર્વ** (સ. ૨, શ્લો. ૧૯૧–૨૧૯, ૨૨૪–૩૦૯, ૩૧૫–૩૫૩, ૩૫૬–૩૭૮, ૪૦૭–૪૩૦, ૪૪૬–૬૪૦, ૬૯૪–૭૧૭.)

૮–૧૧ જુઓ **પરિશિષ્ટપર્વ** (સ.૩, શ્લો. ૧–૪૧, ૧૦૮–૧૨૧, ૧૪૨–૧૪૭, ૧૮૬–૨૧૨)

૧૨–૧૫ જુઓ **પરિશિષ્ટપર્વ** (સ. ૨, શ્લો. ૩૭૯–૪૦૫, ૪૩૨-૪૪૩, ૬૪૩-૬૯૧, ૭૨૦–૭૪૫).

૧૬-૧૯ જુઓ **પરિશિષ્ટપર્વ** (સ. ૩, શ્લો.૪૫-૧૦૬, ૧૨૩-૧૪૦, ૧૪૯-૧૭૯, ૨૧૪-૨૬૫).

અને તેમનો પૂર્વ વૃત્તાન્ત સાંભળ્યો ત્યારે તેને શાંતિ થઇ. આ સમયે ગણધર-દેવે એટલું ઉમેર્યું કે પૂર્વ જન્મના તપથી આ મહાત્માને આવું અલૌકિક રૂપ, તેજ અને સૌભાગ્ય પ્રાપ્ત થયાં છે. વળી તેઓ ચરમશરીરી છે અને છેલ્લા કેવલી છે. વિશેષમાં તેમના મોક્ષ–ગમન બાદ કોઇને મનઃપર્યાયજ્ઞાન કે પરમાવધિજ્ઞાન પણ થશે નહિ. વળી આહારક શરીરની લબ્ધિ, જિનકલ્પ, પુલાક-લબ્ધિ, ઉપશમ શ્રેણિ તેમજ ક્ષપક શ્રેણિ, તથા પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસં-પરાય અને યથાખ્યાત એ ત્રણ પ્રકારનાં ચારિત્રો એટલે કે કુલે એ દશ વસ્તુઓમાંથી એક પણ કોઇને પ્રાપ્ત થશે નહિ.

આ પ્રમાણેની દેશના સાંભળી **કુણિક** પરિવાર સહિત ગણધર-દેવને પ્રણામ કરી પોતાના નગરમાં પાછો ફર્યો અને ગણધર મહારાજ પણ અન્યત્ર વિહાર કરી ગયા.

**શ્રીસુધર્માસ્વામી**એ પચાસ વર્ષની ઉમરે દીક્ષા લીધી હતી. ત્રીસ વર્ષ સુધી તેમણે **શ્રીમહાવીરસ્વામી**ની સેવા કરી હતી. તેમના નિર્વાણ પછી તીર્થ પ્રવર્તાવતા તેઓ છદ્મસ્થપણે બાર વર્ષ રહ્યા. ત્યાર પછી એટલે ૯૨ મે વર્ષે તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. આઠ વર્ષ પર્યંત તેઓ અનેક ભવ્યોને પ્રતિબોધ પમાડતા આ પૃથ્વીને પાવન કરતા રહ્યા. સો વર્ષ પૂર્ણ થતાં નિર્વાણ સમય નજદીક જાણી તેમણે પોતાની પાટે **શ્રીજંબૂસ્વામી**ને સ્થાપ્યા અને આયુષ્ય પૂર્ણ થતાં તેઓ મોક્ષે ગયા.

આ તરફ **શ્રીજંબૂસ્વામી** પણ ઉગ્ર તપ કરી, કેવળજ્ઞાન પામી, ભવ્ય પ્રાણીઓને યથાર્થ ઉપદેશ આપી અને **શ્રીમહાવીર**સ્વામીના મોક્ષ–દિવસથી ચોસઠ વર્ષ વીત્યા બાદ **શ્રીપ્રભવસ્વામી**ને પટ્ટધર બનાવી સર્વ કર્મનો ક્ષય થતાં પરમ પદને પામ્યા.

આ પ્રમાણે આગલે દિવસે આઠ આઠ રૂપે રંભા જેવી રમણીઓ સાથે પાણિગ્રહણ કરી, રાત્રે પત્નીઓને પણ પ્રતિબોધ પમાડી ભાવ–સાધુ રૂપે રહી અને સવાર પડતાં દીક્ષા લઇ ભરતક્ષેત્રમાં એ દ્વારા અદ્વિતીયતા પ્રાપ્ત કરી મુક્તિ–રમણીને વરેલા વીર પુરુષને સહસ્રધા વંદન કરતો અને તેમનો જીવન-વૃત્તાન્ત સૂચવવામાં જે ન્યૂનતા રહી ગઇ હોય તે બદલ સુજ્ઞ જનો પાસે ક્ષમા યાચતો હું આ પ્રકરણ પૂર્ણ કરૂં છું.

**શ્રીસુદર્શનની કથા—**

'ચંપા' નગરીમાં **અર્હદ્દાસ** નામનો એક શેઠ રહેતો હતો. **સુભગ** કરીને એક ગોવાળ તેની ગાય ચારતો હતો. એક દિવસ ગાયો ચરાવીને

સાંજના તે ગામ ભણી આવતો હતો તેવામાં તેની નજર વસ્ત્ર નહિ ઓઢેલાં હોવાથી ધ્રુજતા એવા એક કાયોત્સર્ગ–મુદ્રામાં રહેલા મુનિ ઉપર પડી. સખત ટાઢમાં પણ ધ્યાનમાં તેમને મસ્ત જોઇ તે તેમની પ્રશંસા કરતો ઘેર આવ્યો. બીજે દિવસે સૂર્યોદય થયો તે પહેલાં ગાયો ચરાવવા તે ઘેરથી નીકળ્યો અને રસ્તે જતાં તે જ સ્થળમાં મુનિને તેમજ ઊભેલા જોયા. આથી તેને ઘણી અજાયબી થઇ અને તે તેમની પાસે જઇ બેઠો. એવામાં સૂર્ય ઉગતાં મુનિવર '**णमो अरिहंताणं**' એમ બોલી આકાશ–માર્ગે ઊડી ગયા. **સુભગ** એમ સમજ્યો કે આ મંત્રથી આકાશમાં ઊડાય છે. પછી તે રોજ એનું ધ્યાન ધરવા લાગ્યો. એકદા તેને એમ કરતો જોઇ શેઠે તેને પૂર્ણ નવકાર (નમસ્કાર) મંત્ર શીખવ્યો. ત્યારથી તે આખા મંત્રનો જાપ જપવા લાગ્યો. એટલામાં ચોમાસું આવ્યું. એક વખત તે ગાયો ચરાવવા વગડામાં ગયો હતો તેવામાં અતિ-વૃષ્ટિ થવાથી વચમાંની નદીમાં પૂર આવ્યું અને તે ઘર ભણી આવવા અસમર્થ બન્યો. એટલે તેણે ઉડવાના ઇરાદાથી પૂર્વોક્ત મંત્રનું સ્મરણ કર્યું. પરંતુ તે વચમાં એક ખીલા ઉપર જઇ પડ્યો અને મરણ પામી આ **અર્હત્દાસને** ત્યાં પુત્રપણે અવતર્યો. તેનું નામ **સુદર્શન** પાડવામાં આવ્યું. મોટો થતાં તેનું એક શ્રીમંતની **મનોરમા** નામની કન્યા સાથે લગ્ન થયું અને વખત જતાં તેને પુત્રો પણ થયા.

આ ગામમાં એક **કપિલ** નામનો પુરોહિત રહેતો હતો. તે **સુદર્શનનો** દિલોજાન દોસ્ત હતો. એથી એક દિવસે પુરોહિતે પોતાની પત્ની **કપિલા** આગળ તેની ઘણી તારીફ કરી. તેથી તે તેના ઉપર રાગી થઇ ગઈ. અધુરામાં પૂરૂં એક દિવસ તો **સુદર્શનને** જોવાનો પણ તેને લાગ મળ્યો. આથી અવસર સાંધી એકદા **કપિલા સુદર્શનને** ઘેર ગઇ અને કહ્યું કે તમારા મિત્રના શરીરે આજે ઠીક નથી, વાસ્તે જલદી મારી સાથે પધારો. **સુદર્શનને** પ્રપંચની ખબર ન હતી એટલે એ તો આની સાથે ચાલી નીકળ્યો. પુરોહિતને ઘેર આવતાં દિવાનખાનામાં મિત્રને નહિ દેખતાં **સુદર્શને** તેને વિષે પૂછ્યું એટલે **કપિલાએ** જવાબ આપ્યો કે તમારા મિત્ર અંદરના ખંડમાં છે. આ પ્રમાણે **સુદર્શનને** ઘરના અંદરના ભાગમાં મોકલી, બહારના દરવાજા બંધ કરી આ સ્ત્રી આની પાસે આવી નિર્લજ્જપણે વિષય–સેવન માટે વિનતિ કરવા લાગી. **સુદર્શને** તેને કહ્યું કે હું તો નપુંસક છું, એટલે મારાથી તારૂં કાંઇ વળી શકશે નહિ. આમ સમજાવી **સુદર્શન** પોતાને ઘેર પાછો ફર્યો.

એક દિવસ આ ગામનો રાજા **કપિલ** અને **સુદર્શનને** સાથે લઇ નગર બહાર ફરવા નીકળ્યો. તે વખતે દૈવયોગે આ રાજાની **અભયા** રાણી **કપિલાની**

સાથે બહાર ફરવા નીકળી હતી. **સુદર્શન**ની પ્રિયા **મનોરમા** પણ પોતાના છ પુત્રો સાથે હવા ખાવા આવી હતી. તેને જોઇ **કપિલાએ** રાણીને પૂછયું કે આ કોણ? ઉત્તર આપતાં રાણીએ કહ્યું કે શું તું જાણતી નથી? આ તો **સુદર્શન** શેઠની પત્ની છે. પછી **કપિલાએ** પોતાની બધી બનેલી બીના **અભયાને** કહી સંભળાવી. એટલે રાણીએ કહ્યું કે અરે ભોળી! **સુદર્શને** પોતાને નપુંસક જણાવી તને છેતરી, કેમકે નપુંસકને વળી પુત્રો હોય ખરા કે? **કપિલાએ** જવાબ આપ્યો કે રાણી સાહેબા! એ સાચું હશે, પરંતુ આપની ચતુરાઇ તો ત્યારે જ સપ્રમાણ લેખાય કે જ્યારે તમે એની સાથે એક વાર પણ વિષય-સેવન કરો. રાણીએ કહ્યું કે એમાં શું? જા, તને તેમ કર્યાની પ્રતીતિ કરાવી આપું ત્યારે જ હું **અભયા** સાચી.

પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે રાણી રાત દિવસ તક વિચારી રહી હતી. એવામાં એક દિવસ રાજા વગેરે વનમાં વિનોદાર્થે ગયા. આ સમયે લાગ મળતાં **પંડિતા** નામની પોતાની દાસી દ્વારા **અભયાએ**, શૂન્ય ગૃહમાં કાયોત્સર્ગ મુદ્રામાં ઊભા રહેલા **સુદર્શનને** જબરજસ્તીથી ઊંચકાવી છૂપી રીતે પાલખીમાં બેસાડી કામદેવની મૂર્તિના કપટથી અંતઃપુરમાં આણી મૂકાવ્યા. કામ-વિલાસમાં તેને ફસાવવા માટે **અભયાએ** હાવભાવનો ઉપયોગ કર્યો. એટલેથી પત્તો ન ખાવાથી ચુંબન અને આલિંગનો પણ કર્યાં, પરંતુ **સુદર્શને** તેની વાત સ્વીકારી જ નહિ. ભય પમાડવા માટે અનેક ધમકીઓ પણ આપી, પરંતુ શેઠના ઉપર તેની કશી અસર થઇ નહિ. આથી તેનો જાન લેવા માટે તેણે એકાએક ચીસ પાડી એટલે ચોકીદારો દોડી આવ્યા. તેઓ આને અપરાધી તરીકે રાજા પાસે લઇ ગયા. રાજાએ ખુલાસો કરવા કહ્યું, પરંતુ ખરી વાત કહેતાં **અભયાના** રામ રમી જાય એ બીકથી **સુદર્શન** મૂંગા રહ્યા. આથી તેને અપરાધી સમજી રાજાએ શૂળીની સજા ફરમાવી. અનેક કદર્થના પૂર્વક તેને શૂળી ઉપર ચડાવવાને ચોકીદારોને લઇ જતાં જોઇ **મનોરમાએ** અભિગ્રહ કર્યો કે જ્યાં લગણ મારા પતિદેવ ઉપરથી કલંક ઉતરે નહિ ત્યાં સુધી હું આ મારા ઘરદહેરાસરમાં કાઉસગ્ગધ્યાને રહીશ.

આ તરફ શેઠને શૂળીએ ચડાવ્યા તો શૂળી સોનાનું સિંહાસન બની ગઇ. તોપણ તેને મારી નાંખવા મારાઓએ ઘા કર્યા, પરંતુ એથી પણ તેનું મરણ ન થતાં આશ્ચર્યકારક ઘટના બની. તે એ કે ગળામાં ઘા થતાં તે ઘા મોતીની માળારૂપે, મસ્તક ઉપર ઘા થતાં તે મુગટરૂપે, કાન પરના ઘા કુંડળરૂપે અને હાથ ઉપરના કડાં રૂપે પરિણમ્યા. ગમે તેટલા ઘા કરવા છતાં તેનું મરણ ન નીપજ્યું. આ વાતની રાજાને ખબર પડતાં તે ત્યાં આવ્યો અને શેઠની ક્ષમા

ચાચી હાથી ઉપર તેને સન્માનપૂર્વક બેસાડી તે ગામમાં આવ્યો. આ વાતથી વાકેફગાર થતાં **મનોરમાએ** કાઉસગ્ગ પાર્યો. પછી રાજાના અત્યંત આગ્રહથી શેઠે ખરી સ્થિતિ કહી એટલે રાજા કોપે કળકળી ઊઠયો અને રાણીને અને દાસીને ગામ બહાર કાઢી મૂકવાનો હુકમ કાઢયો. રાણી તો શરમની મારી ત્યાં જ મરી ગઈ. પરંતુ **પંડિતા** 'પાટલીપુર' ગઇ અને ત્યાં જઇ તેણે વેશ્યાનો ધંધો આદર્યો. **સુદર્શન** શેઠને વૈરાગ્ય થતાં તેમણે દીક્ષા લીધી.

વિહાર કરતાં કરતાં **સુદર્શન** મુનિરાજ 'પાટલીપુર' જઇ ચડયા. **પંડિતાએ** તેમને ઓળખ્યા. પોતે કામાતુર થવાથી તેમને ગોચરીને બહાને ફોસલાવીને તે પોતાને ઘેર તેડી લાવી. તેણે ઘણી ઘણી કદર્થનાઓ કરી જોઇ, પરંતુ પોતાનો પાસો અવળો પડતો જાણી તેમને છોડી મૂકયા. મુનિરાજ ત્યાંથી મુક્ત થતાં સ્મશાનમાં ગયા અને કાયોત્સર્ગ-મુદ્રામાં રહ્યા. એવામાં **અભયા** રાણી મરીને વ્યંતરી થઇ હતી તેણે તેમને જોયા એટલે પૂર્વ ભવના વેરથી તે તેને અનેક અનુકૂળ તેમજ પ્રતિકૂળ ઉપસર્ગો કરવા લાગી. મુનિવર તો મેરુની જેમ નિશ્ચળ રહ્યા અને ઉલટું કેવળજ્ઞાન પામ્યા. પછી એમણે દેશના આપી વ્યંતરીને તેમજ **પંડિતાને** પ્રતિબોધ પમાડયો. છેવટે તે બેની પણ સદ્‌ગતિ થઇ. સર્વજ્ઞ **સુદર્શન** મહારાજ પણ આયુષ્ય પૂર્ણ થતાં નિર્વાણ-નગરીએ સંચર્યા.

**સ્થૂલભદ્રનું ચરિત્ર—**

**સ્પષ્ટી૦**—આ 'ભરતક્ષેત્ર'માં 'પાટલીપુત્ર' નગરમાં નવમો **નંદ** રાજા રાજ્ય કરતો હતો. તેને મહાબુદ્ધિશાળી **શકટાલ** નામનો મંત્રી હતો. આ મંત્રીને સાક્ષાત્ લક્ષ્મી જેવી અને શીલ-ભૂષણથી વિભૂષિત **લક્ષ્મીવતી** નામની પત્ની હતી. આ દંપતીને બે પુત્રો હતા:-(૧) ચતુર, ગુણી અને ભદ્ર આકૃતિ-વાળો સુધાકર સમાન **સ્થૂલભદ્ર** અને (૨) **નંદ** રાજાની અત્યંત સેવા કરનારો અને એથી કરીને તેને અતિપ્રિય થઇ પડેલો એવો **શ્રીયક**. આ ઉપરાંત **યક્ષા**, [1]**યક્ષદિન્ના**, **ભૂતા**, [2]**ભૂતદિન્નકા**, **સેણા**, **વેણા** અને **રેણા** એમ સાત પુત્રીઓ પણ હતી. આ નગરમાં રૂપમાં **ઉર્વશીને** પણ હરાવે એવી અને કળાના મંદિર સમાન **કોશા** નામની વેશ્યા રહેતી હતી. આને ઘેર **સ્થૂલભદ્ર** પડયો પાથર્યો રહેતો હતો, જ્યારે **શ્રીયક** **નંદ** રાજાનો અંગરક્ષક થઇ રહ્યો હતો.

કાવ્ય, વાદ અને વ્યાકરણમાં અતિશય નિપુણ એવો **વરરુચિ** બ્રાહ્મણ આ નગરમાં વસતો હતો. તે પ્રતિદિન નવાં નવાં ૧૦૮ કાવ્યો બનાવી રાજાને

૧ આ પ્રમાણેનાં નામો શ્રીજયાનંદસૂરિકૃત શ્રીસ્થૂલભદ્રચરિત્ર (શ્લો. ૧૦)ને આધારે આપ્યાં છે. **પરિશિષ્ટ પર્વ** (સ. ૮) માં **યક્ષદત્તા** અને **ભૂતદત્તા** એવાં નામો છે.

રંજન કરવા મથતો, પરંતુ આ મિથ્યાદૃષ્ટિ છે એમ ધારીને **શકટાલ** મંત્રી તેની પ્રશંસા કરતો નહિ અને એથી રાજા તેને તુષ્ટિદાન આપતો નહિ. આથી **વરરુચિએ** મંત્રીની પત્નીને પ્રસન્ન કરી અને તેની દ્વારા પોતાનાં કાવ્યોની પ્રશંસા કરાવવાનું કાર્ય પાર પાડ્યું. આથી પ્રતિદિન રાજા તરફથી આને ૧૦૮ સોનામહોરો મળતી. કેટલાક દિવસો ગયા બાદ મંત્રીએ રાજાને કહ્યું કે આટલું બધું દાન કેમ આપો છો? રાજાએ કહ્યું કે હું તો તમે કાવ્યની પ્રશંસા કરો છો તેથી આપું છું. મંત્રીએ કહ્યું કે આ બ્રાહ્મણ તો અન્યનાં બનાવેલાં કાવ્યોને પોતાનાં તરીકે ઓળખાવે છે. જો પ્રતીતિ કરવી હોય તો મારી સાતે પુત્રીઓ પણ એનાં બોલેલાં કાવ્યો તરત જ બોલી બતાવશે.

વસ્તુસ્થિતિ એવી હતી કે સૌથી મોટી પુત્રી એક વાર બોલેલું યાદ રાખી શકતી હતી, બીજી બે વાર બોલાયેલું અને એ પ્રમાણે સાતમી સાત વાર બોલાયેલું.

બીજે દિવસે **વરરુચિ** વિપ્ર સભામાં આવ્યો ત્યારે આ સાતે પુત્રીઓને પડદામાં બેસાડવામાં આવી હતી. તે ૧૦૮ શ્લોક પોતે નવાં બનાવીને લાવ્યો હતો તે બોલ્યો. એટલે તે સાતે બાલિકાઓએ પણ બરાબર શ્લોકો બોલી બતાવ્યા. આથી રાજાએ ગુસ્સે થઇને તુષ્ટિદાન આપવું બંધ કર્યું. ત્યાર પછી **વરરુચિએ** ગંગાને કિનારે જઇ જળમાં એક યંત્ર ગોઠવ્યું અને તેમાં ૧૦૮ સોનામહોરો મૂકી. પ્રભાતે ગંગાની તે સ્તુતિ કરી ચરણ વડે યંત્ર દબાવતો એટલે ૧૦૮ સોનામહોરો ઉછળીને તેના હાથમાં પડતી. આ પ્રમાણે તેને કરતો જોઇ લોકો તેની ખૂબ તારીફ કરવા લાગ્યા. આથી એક દહાડો સાંજના **શકટાલે** ચરપુરુષને તપાસ કરવા મોકલ્યો. તે છાનોમાનો ઝાડની બખોલમાં સંતાઇ રહ્યો. એવામાં **વરરુચિ** ત્યાં આવ્યો અને ૧૦૮ સોનામહોરો જળમાં રાખીને ઘર ભણી ચાલતો થયો. થોડીક વાર પછી પેલા ચરપુરુષે ત્યાંથી મહોરો લઇ લીધી અને એની પોટલી પ્રધાનને સોંપી દીધી. આ સાથે લઇને પ્રધાન રાજાને તેડીને સવારે ત્યાં ગયો. **વરરુચિ** ત્યાં આવ્યો એટલે પોતાનો ચમત્કાર દેખાડવા તેણે ગંગાની સ્તુતિ લલકારી, યંત્ર પણ દબાવ્યું, પરંતુ મહોરો ન મળી. આખરે પ્રધાને તેને તે પોટલી આપી. એથી ઝાંખો ઝપ પડી ગયો અને વેર વાળવાનો પ્રસંગ શોધવા લાગ્યો.

વખત જતાં **શ્રીયક**ના લગ્નનો પ્રસંગ આવ્યો. આ વખતે રાજાને ભેટ કરવા માટે મંત્રીએ શસ્ત્રો તૈયાર કરાવવા માંડ્યાં. તે વાતની દાસી દ્વારા **વરરુચિને** ખબર પડી એટલે નાનાં નાનાં બાળકોને ચણા વગેરે આપીને એવું બોલતાં શીખવ્યું કે અરે રાજા જાણતો નથી કે આ **શકટાલ** શું કરશે? **નંદને** મારીને તેની ગાદી પર **શ્રીયકને** સ્થાપશે. આ વાત આખા નગરમાં પ્રસરી

ગઇ અને તે રાજાને કાને પણ પહોંચી. રાજાને વહેમ પડચો અને તે મંત્રીનું નિકન્દન કાઢવા તત્પર થયો. અવસર થતાં મંત્રી હાજર થયો ત્યારે રાજા કોપ કરીને વિમુખ થઇ બેઠો મંત્રી એનો ભાવ સમજી ગયો અને ઘેર જઇ એણે **શ્રીયકને** કહ્યું કે તું કાલે રાજસભામાં મારૂં મસ્તક છેદી નાંખજે, કેમકે રાજા આપણા સમગ્ર કુટુંબનો સંહાર કરવા અધીરો બન્યો છે. હું મુખમાં તાલપુટ વિષ રાખીશ એટલે તને પિતૃહત્યાનું પાપ નહિ લાગે. બહુ બહુ સમજાવવાથી બીજે દિવસે **શ્રીયકે** રાજાના દેખતાં પિતાનું માથું કાપી નાંખ્યું. રાજાએ **શ્રીયકને** કહ્યું કે આવું અકાર્ય તેં કેમ કર્યું ? જવાબ મળ્યો કે સ્વામીના વેરીનો ઘાટ ઘડવો એ સેવકનું કર્તવ્ય છે.

આની ઉત્તરક્રિયા થયા બાદ **નંદ** નૃપતિએ **શ્રીયકને** પ્રધાન–મુદ્રા સ્વીકારવા કહ્યું એટલે તેણે સૂચવ્યું કે પિતાના પ્રસાદથી નિરંકુશપણે મારો વડીલ ભાઇ **સ્થૂલભદ્ર** **કોશાને** ઘેર આજે બાર વર્ષથી ભોગ ભોગવી રહ્યો છે, તેને બોલાવીને એ આપો. રાજાએ **સ્થૂલભદ્રને** બોલાવી મંગાવ્યો અને પ્રધાન–મુદ્રા અંગીકાર કરવા કહ્યું. એટલે વિચારીને–આલોચીને જવાબ આપીશ એવો ઉત્તર મળ્યો. રાજાએ આગ્રહ કર્યો કે તું હમણા જ આલોચી લે. આથી **સ્થૂલભદ્ર** પાસેની અશોક વાડીમાં જઇ વિચારવા બેઠા કે નારક જીવોની પેઠે સેવક જનોને ખાવા પીવા કે સૂવાનો પણ સુખે અવસર મળતો નથી વળી પોતાના અને પારકાના દેશની ચિંતામાં ડૂબેલા અધિકારીઓના ચિત્તમાં પૂર્ણ કુંભમાં જળની જેમ પ્રિય પ્રમદાઓને સ્થાન મળતું નથી. વિશેષમાં નિઃસ્વાર્થપણે સેવા કરનારને પણ દુષ્ટ જનો સતાવે છે. રાજાના કલ્યાણ માટે દ્રવ્ય અને દેહ પણ પાથરવાં પડે છે. આના કરતાં સુજ્ઞ જનો પોતાના આત્મા માટે આવો પ્રયાસ કરે તો શું ખોટું ? આવી વિચાર–માલામાં ગૂંથાયેલા **સ્થૂલભદ્રે** ત્યાં જ કેશનો પંચમુષ્ટિ લોચ કર્યો, [1]રત્નકંબળનાં તાંતણાંથી રજોહરણ બનાવી લીધું અને રાજસભામાં આવી રાજાને ધર્મ લાભ દઈ કહી સંભળાવ્યું કે મેં આ આલોચ્યું.

રાજસભામાંથી બહાર નીકળી સ્મશાન માર્ગે થઇ **શ્રીસંભૂતિવિજયસૂરિ** પાસે જઇને સામાયિકના ઉચ્ચાર પૂર્વક તેમણે દીક્ષા લીધી. ટુંક સમયમાં તેઓ શાસ્ત્રમાં પારંગત થયા. અન્યદા વર્ષાકાળ આવતાં ગુરુવર્યને પ્રણામ કરી

૧ આના ગુણોનું એમ વર્ણન કરાય છે કે એવી પ્રખર ઠંડી પડતી હોય કે ઘી પણ પત્થર જેવું ઠરી જાય ત્યારે તેના ઉપર આ કંબળ ઢાંકવામાં આવે તો તે ઘી સર્વથા પીગળી જાય. ભર ઉનાળામાં પાણી જેવું પ્રવાહી બની ગયેલું ઘી આ કંબળના યોગથી પત્થર જેવું ઠરી જાય. આ પ્રમાણે શિયાળામાં ઠંડીથી અને ઉનાળામાં ગરમીથી આ કંબળ રક્ષણ કરે છે. ચોમાસામાં તે શરદીથી અને ગરમીથી બચાવે છે. એનું મૂલ્ય સવા લાખ સોનૈયા ગણાય છે.

મુનિવરો અભિગ્રહ લેવા લાગ્યા. એકે એવો નિયમ લીધો કે હું સિંહની ગુફામાં દ્વાર આગળ ચાર મહિના સુધી ઉપવાસ કરી કાયોત્સર્ગપણે રહીશ. બીજાએ અભિગ્રહ કર્યો કે હું દૃષ્ટિવિષ સર્પના દર આગળ એ પ્રમાણે ચાર મહિના સુધી ઉપવાસ કરી કાયોત્સર્ગપણે રહીશ. ત્રીજાએ કહ્યું કે કૂવાના ભારવટ ઉપર હું ચાર માસ રહીશ. આ પ્રસંગે સ્થૂલભદ્રે પણ એવી પ્રતિજ્ઞા કરી કે હે ગુરુદેવ! આપ અનુજ્ઞા આપો તો હું કોશા વેશ્યાને ત્યાં કામ-શાસ્ત્રમાં વર્ણવેલાં વિવિધ ચિત્રોથી સુશોભિત ચિત્રશાળામાં ચાર મહિના રહું અને તેના ત્યાંની બારે બત્રીસી રસોઇનો આહાર કરૂં. ગુરુ મહારાજે અનુમતિ આપી એટલે સ્થૂલભદ્ર કોશાને ત્યાં આવ્યા.

ચાતુર્માસ પૂર્ણ થતાં પેલા ત્રણ મુનિઓ અભિગ્રહ પૂર્ણ કરી ગુરુ મહારાજ પાસે આવ્યા એટલે અહો દુષ્કારક તમને કુશળ છે એમ સૂરિવર્યે કંઇક ઊભા થઇને કહ્યું, પરન્તુ સ્થૂલભદ્રને ઉદ્દેશીને તો હે દુષ્કર દુષ્કરકારક ! હે મહાનુભાવ ! તમે કુશળ છો એમ તદ્દન ઊભા થઇને કહ્યું. આથી એ ત્રણ મુનિઓ સ્થૂલભદ્રની અદેખાઇ કરવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે મંત્રિ-પુત્ર હોવાથી ગુરુ એનું બહુમાન કરે છે.

ફરી ચાતુર્માસનો પ્રસંગ આવતાં સિંહગુફાવાસી મુનિએ ગુરુ પાસે પ્રતિજ્ઞા લીધી કે હું પણ આ ચાતુર્માસ સ્થૂલભદ્રની પેઠે કોશા વેશ્યાને ત્યાં પસાર કરીશ. ગુરુએ કહ્યું કે હે વત્સ ! આ આકરો અભિગ્રહ કરવો યુક્ત નથી, કેમકે એનો નિભાવ તો 'મેરુ' પર્વત જેવા અચળ સ્થૂલભદ્ર જ કરી શકે. વળી આમ કરવા જતાં તો તું તારૂં વ્રત પણ ખોઇ બેસીશ. છતાં ગુરુનું વચન ન ગણકારતાં તેઓ કોશાને ત્યાં આવ્યા. પહેલે જ દિવસે ષડ્રસ ભોજન ખાવાથી અને લાવણ્યની મૂર્તિ જેવી કોશાને જોવાથી મુનિનું ચિત્ત ચળ્યું અને તે કોશાને ભોગ ભોગવવા માટે વિનવવા લાગ્યા. તેને પ્રતિબોધ પમાડવા માટે કોશાએ કહ્યું કે ધન-દાનથી અમે વશ થઇએ છીએ. વાસ્તે તમે 'નેપાલ' દેશમાં જાઓ અને ત્યાંથી રત્નકંબલ લઇ આવો. વર્ષા ઋતુ હતી તે પણ ધ્યાનમાં ન લેતાં કામાર્થે મુનિ તો ત્યાં ગયા અને કષ્ટ સહન કરીને તે લઇ આવી કોશાને આપી. તેણે પગ લૂછીને ખાળમાં તે ફેંકી દીધું. એટલે મુનિએ કહ્યું કે અરે તને અક્કલ છે કે નહિ ? આવી અમૂલ્ય વસ્તુને માટે આ સ્થાન હોય ? કોશાએ પ્રત્યુત્તર આપ્યો કે હે મૂઢ ! તારા રત્નમય આત્માને તું નરકમાં નાંખવા તૈયાર થયો છે તેનો તો તું વિચાર કર. આ સાંભળી મુનિનું ભ્રમિત મગજ ઠેકાણે આવ્યું અને ગુરુ પાસે આવી તેની આલોચના લીધી. આ પ્રમાણે સ્થૂલભદ્રથી પ્રતિબોધ પામેલી કોશાએ મુનિવરને સંયમશિખરથી કામ-ખીણમાં ગબડતા અટકાવ્યા. એ ઉપરથી આપણે સ્થૂલભદ્રની પ્રતિબોધ-

શૈલીની તારીફ કરી શકીએ. વિશેષમાં આ વેશ્યા એક રથકારને પણ સન્માર્ગે ચડાવે છે એ તરફ ખ્યાલ આપતાં તો આ શુદ્ધ શ્રાવિકાની પણ પ્રશંસા કરવી દુરસ્ત સમજાય છે.

કાલાંતરે બાર વર્ષનો દુકાળ પડ્યો એટલે સાધુઓ પોતાના નિર્વાહ માટે સમુદ્રને તીરે આવેલા ગામોમાં ગયા. અને ભીષણ કાળ દરમ્યાન અભ્યાસ ચાલુ ન રહેવાથી બારમું અંગ ભૂલી ગયા. 'નેપાલ' દેશમાં **શ્રીભદ્રબાહુસ્વામી** ચૌદપૂર્વધર હતા. તેની પાસેથી તે શીખી લેવા માટે સંઘે **શ્રીસ્થૂલભદ્ર** પ્રમુખ પાંચસે મુનિવરોને મોકલ્યા, પરન્તુ વાચના અલ્પ મળે છે એમ વિચારી ૪૯૯ તો થોડા વખતમાં પાછા ફર્યા. ફક્ત **શ્રીસ્થૂલભદ્ર** આઠ વર્ષ સુધી ત્યાં રહ્યા. અને આઠ પૂર્વ સંપૂર્ણ ભણ્યા. એકદા પૂર્વધરે તેમને કહ્યું કે હે વત્સ! તારો ઉત્સાહ કેમ મંદ પડી ગયો છે ? **શ્રીસ્થૂલભદ્રે** ઉત્તર આપ્યો કે વાચના મને પૂરેપૂરી મળતી નથી, બાકી હતોત્સાહ થયો નથી. **શ્રીભદ્રબાહુએ** કહ્યું કે હે વત્સ ! હવે મારૂં મહાપ્રાણ ધ્યાન પૂરૂં થવા આવ્યું છે એટલે વિશેષ વાચના હું આપી શકીશ. તદનંતર તેમણે **શ્રીસ્થૂલભદ્રને** બે [1]વસ્તુ ન્યૂન દશ પૂર્વ પર્યંત ભણાવ્યા.

એક દિવસ વિહાર કરતાં કરતાં **શ્રીભદ્રબાહુસ્વામી શ્રીસ્થૂલભદ્ર** સહિત 'પાટલીપુર' પધાર્યા. ત્યાં **શ્રીસ્થૂલભદ્રની, શ્રીયકની** સાથે દીક્ષા લઇ સાધ્વી બનેલી **યક્ષાદિ** બેનો વાંદવા આવી. તેમણે તે સમયે સિંહનું રૂપ વિકુર્વ્યું. આથી ભયભીત થઇ તેઓ પાછી ફરી અને **શ્રીભદ્રબાહુસ્વામીને** ફરીથી પૂછ્યું કે અમારા ભાઇ ક્યાં છે ? તેમણે જવાબ આપ્યો કે સિંહરૂપે જેને તમે જોયા તે જ; ફરીથી જાઓ મળશે. ત્યારબાદ તેઓ ત્યાં જઇ વંદના કરી આવી. કાલાંતરે **શ્રીસ્થૂલભદ્ર** વાચના લેવા આવ્યા એટલે ગુરુએ તેમને અયોગ્ય જાણી ના પાડી; પરંતુ સકળ સંઘના આગ્રહથી, હવે પછી કોઇને શેષ પૂર્વો ન ભણાવવા એવી પ્રતિજ્ઞા લેવડાવ્યા બાદ બાકીનાં પૂર્વોની મૂળમાત્ર વાચના આપી. આથી **શ્રીસ્થૂલભદ્ર** મુનિરાજ ચૌદપૂર્વધારી બન્યા. તેમને પટ્ટધર નીમી **શ્રીભદ્રબાહુસ્વામી** સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા. કાલાંતરે **આર્યમહાગિરિ** અને **આર્યસુહસ્તિ** એવા બે પોતાના શિષ્યોને **શ્રીસ્થૂલભદ્રે** અગ્યાર અંગ અને દશ પૂર્વો ભણાવ્યા અને તેમને આચાર્ય-પદ ઉપર સ્થાપી આ મહાત્મા કાળ કરી સ્વર્ગે ગયા.

આ પ્રમાણે જેમના જીવન-વૃત્તાન્તની સ્થૂલ રૂપરેખા આલેખી છે તેઓ કોઇ સાધારણ વ્યક્તિ નથી. એમની અપૂર્વતા તો કોઇ ઓર જ છે. સામાન્ય રીતે તીર્થંકરોનાં નામો પણ જેટલી ચોવીસીઓ સુધી અમર રહેતા નથી તેનાથી પણ અધિક છેક ૮૪ ચોવીસીઓ સુધી આ મહાત્માનું નામ અમર રહેનાર છે. આ વાત કોઇને ગળે ન ઉતરે તો તેની ખાતર **ઉપદેશતરંગિણી** (પૃ. ૮૭)ની

---

૧ પૂર્વનું એક પ્રકરણ.

નિમ્ન-લિખિત પંક્તિ ટાંચણરૂપે રજુ કરવામાં આવે છેઃ—

“ स्थूलभद्रनामस्मरणं चतुरशीतिजिनचतुर्विंशतिकां यावद् भविष्यति ”

આ યોગીશ્વરની આપણે જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે આકાશ જેવડો કાગળ હોય, ‘મેરુ’ જેવડી કલમ હોય, ‘સ્વયંભૂરમણ’ સમુદ્ર જેટલી શાહી હોય અને સ્વયં સરસ્વતી લેખિકા હોય તોપણ એમના ગુણોનું સવિસ્તર વર્ણન થઇ શકે તેમ નથી. એટલે આપણે શ્રીજયાનંદસૂરિકૃત **શ્રીસ્થૂલભદ્ર-ચરિત્ર** (પૃ. ૩૫–૩૬)માંનાં કેટલાંક ( નિમ્નસૂચિત ) પદ્યોનો ઉલ્લેખ કરી સંતોષ માનવો પડશે.

“ श्रीस्थूलभद्र ! शकटालकुलावतंस !
विश्वत्रयीविमलमानसराजहंस ! ।
सम्यक्सलीलश[illegible]चिशीलगुणैकशंस !
जीयाः प्रभो ! रचितसिद्धिरमारिरंस ! ॥५४९॥–વસંત૦

गिरौ गुहायां विजने वनान्तरे
वासं श्रयन्तो वशिनः सहस्रशः ।
हर्म्येऽतिरम्ये युवतीजनान्तिके
वशी स एकः शकटालनन्द[illegible]ः ॥५५०॥–ઇન્દ્રવંશા

[1]योऽग्नौ प्रविष्टोऽपि हि नैव दग्ध-
श्छिन्नो न खड्गाग्रकृतप्रचारः ।
कृष्णा[illegible]न्ध्रेऽप्युषितो न दष्टो
नाक्तोऽञ्जनागारनिवास्यहो यः ॥५५१॥–ઇન્દ્રવજ્રા

[2]वेश्या रागवती सदा तदनुगा षड्भी रसैर्भोजनं
शुभ्रं धाम [illegible] वपुरहो नव्यो वयःसङ्गमः ।
कालोऽयं जलदानिलस्तदपि यः कामं जिगाय दरात्
तं वन्दे [illegible]वतिप्रबोधजनकं श्रीस्थूलभद्रं मुनिम् ॥५५२॥–શાર્દૂલ૦

[3]श्रीनेमितोऽपि शकटालसुतं विचार्य
मन्यामहे वयममुं भटमेकमेव ।

---

૧–૩ આ ત્રણ પદ્યો ઉપદેશતરંગિણી (પૃ. ૮૯)માં પણ નજરે પડે છે.

**देवोऽद्रिदुर्गमधिरुह्य जिगाय मोहं**
**यन्मोहनालयमयं तु वशी प्रविश्य ॥५६०॥**–વસંત०

**लोकोत्तरा गुणगणाः किल यस्य शस्या**
**लोकोत्तरः विमलशीलमलं सलीलम् ।**
**लोकोत्तरं सकलचित्रकरं चरित्रं**
**लोकोत्तरः स जयताच्छकटालसूनुः ॥५५५॥**–વસંત०

**श्रीशान्तिनाथादपरो न दानी**
**दशार्णभद्रादपरो न मानी ।**
**श्रीशालिभद्रादपरो न भोगी**
**श्रीस्थूलभद्रादपरो न योगी ॥** "–ઉપજાતિ

અર્થાત્ હે **શ્રીસ્થૂલભદ્ર** ! હે **શકટાલ**ના કુલના ભૂષણ ! હે ત્રૈલોકયરૂપ માનસ (સરોવર)ને વિષે રાજહંસ ! હે યથાર્થ લીલા પૂર્વક પવિત્ર શીળરૂપ ગુણના અદ્વિતીય કથન કરનાર ! હે મુક્તિરૂપી મહિલા સાથે રમણ કરવાની અભિલાષા રચનાર ! હે પ્રભુ ! તું જયવંતો વર્ત. પર્વત ઉપર, ગુફામાં કે નિર્જન વનમાં વાસ કરનારા સંયમીઓ હજારો છે, પરંતુ અતિશય મનોહર એવા મહેલમાં યુવતિજનની પાસે રહેનાર સંયમી તો એક **શકટાલ**નો (જ) નન્દન છે. કેમકે અગ્નિમાં પ્રવેશ કરવા છતાં એ દાઝયો નથી, તરવારની ધાર ઉપર, ચાલવા છતાં તે છેદાયો નથી, કાળા સાપના દરમાં પણ વસવા છતાં તે દંસાયો નથી તેમજ કાજળની કોટડીમાં નિવાસ કર્યા છતાં તે લેપાયો નથી. વેશ્યા સદા સ્નેહવાળી તેમજ અનુગામિની હતી, છએ રસોવાળું ભોજન હતું, સુશોભિત ધામ હતું, મનોહર શરીર હતું, નવીન ઉમરનો સંગમ હતો, વળી આ કાળ પણ મેઘથી વ્યાપ્ત હતો; છતાં પણ જેણે આદરથી કામને જીત્યો, તે પ્રમદાને પ્રતિબોધ પમાડનારા મુનિ **શ્રીસ્થૂલભદ્ર**ને હું વંદન કરૂં છું. વિચાર કરતાં અમે તો **શકટાલ**ના પુત્રને **શ્રીનેમિ(નાથ)** કરતાં પણ (ચઢિયાતા) અદ્વિતીય વીર માનીએ છિયે, કેમકે ( **નેમિનાથ** ) દેવે તો દુર્ગનું અધિરોહણ કરી મોહને જીત્યો, જ્યારે આ સંયમીએ તો રતિનિવાસમાં પ્રવેશ કરી તેણે જીત્યો. જેના પ્રશંસાપાત્ર ગુણોના સમૂહો અલૌકિક છે, જેનું નિર્મળ અત્યંત લીલાવાળું શીયલ લોકોત્તર છે, સમસ્ત (જીવો)ને આશ્ચર્યકારી એવું જેનું ચરિત્ર લોકોત્તર છે, તે લોકોત્તર **શકટાલ**-સુત જયવંતો હો. **શ્રીશાન્તિનાથથી** કોઇ અન્ય અધિક દાની નથી, **દશાર્ણભદ્ર** કરતાં કોઇ અધિક અભિ-

માની નથી, શ્રીશાલિભદ્ર કરતાં કોઇ વધારે ભોગી નથી તેમજ શ્રીસ્થૂલભદ્ર કરતાં કોઈ ચઢિયાતો યોગી નથી.

❉ ❉ ❉ ❉

**महत्त्वं मानवे प्राप्तं, येन शीलं प्रपालितम् ।**
**श्व-रासभादियोनौ, कुशीलं तु भवे भवे ॥१४३॥**

**બ્રહ્મચર્યથી મોટાઇ—**

શ્લો૦—" જેણે (જગતમાં) શીયળ પાળ્યું છે, તેને માનવોમાં મોટાઇ મળી છે; બાકી જેણે કુશીલ સેવ્યું છે, તેણે ભવોભવમાં કૂતરા, ગધેડા વગેરે યોનિઓમાં અવતરવું પડયું છે. "–૧૪૩

❉ ❉ ❉ ❉

**भवे भवे तु भुक्तेषु, सत्स्वपि न प्रजायते ।**
**भोगेषु येषु तृप्तिस्ते, मा मुह्य तेषु मानस ! ॥१४४॥**

**ભોગોમાં નિર્મોહતા—**

શ્લો૦—" (અનંત) ભવોમાં (વિવિધ અને પુષ્કળ) ભોજન કર્યા છતાં, જે ભોગોને વિષે સંતોષ થતો નથી, તે ભોગોમાં હે ચિત્ત! તું મોહ ન રાખ. "–૧૪૪

❉ ❉ ❉ ❉

**पुनः पुनः पदार्थानां, राशिर्दृष्टोऽत्र केनचित् ।**
**मायेन्द्रजालतो नष्टे, तस्मिन् राशिर्न दृश्यते ॥१४५॥**
**हावभावादिभिरेवं, भुक्ता भोगाश्च लक्षशः ।**
**विद्यते सञ्चयस्तेषां, न च भोगान्तरे क्षणे ॥१४६॥–युग्मम्**

**ભોગ પછીની સ્થિતિ—**

શ્લો૦—" ફરી ફરીને પદાર્થોનો ઢગલો અત્ર કોઇએ જોયો છે તે માયા

કે ઇન્દ્રજાલથી નાશ પામતાં દેખાતા નથી તેમ હાવ-ભાવ વગેરે ભોગો લાખો રીતે ભોગવ્યા, પરંતુ ભોગ ભોગવી રહ્યા પછીની પળમાં તેનો સંગ્રહ (દેખાતો) નથી."-૧૪૫-૧૪૬

   

**मोहमायामतो मुक्त्वा, त्यक्त्वा विषयवासनाः ।**
**शीलरत्नं महद्रत्नं, रक्षणीयं प्रयत्नतः ॥१४७॥**

**શીલ-રત્નનું રક્ષણ—**

શ્લો૦—" એથી કરીને મોહ અને માયાને મૂકીને તેમજ વિષયની વાસનાને ત્યજીને મહારત્નરૂપ શીલ-રત્નનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું (તે જ ઇષ્ટ છે)."-૧૪૭

સ્પષ્ટી૦—આ પદ્યમાં શીલ-રત્નનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવાનો જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે અસ્થાને નથી, કેમકે એનું રક્ષણ કરવું એ વિકટમાં વિકટ કાર્ય છે. આ વાત **ભક્ત-પરિજ્ઞાની** નિમ્ન-લિખિત ગાથાઓથી સ્ફુટ થાય છેઃ—

"[1]**नीअंगमाहिं सुपओहराहिं उप्पिच्छमंथरगईहिं ।**
**महिलाहिं निन्नयाहि व गिरिवरगुरुआ वि भिज्जंति ॥११६॥**"[2]—આર્યા

---

૧ છાયા—

**नीचैर्गमाभिः सुपयोधराभिरुत्प्रेक्ष्यमन्थरगतिभिः ।**
**महिलाभिर्निम्नगाभिरिव गिरिवरगुरुका अपि भिद्यन्ते ॥**

૨ આ પદ્યમાં જેમ નારીને નદીની ઉપમા આપવામાં આવી છે તેમ આ **ભક્ત-પરિજ્ઞાની** નિમ્ન-લિખિત ગાથામાં આ ઉપમા ઝળકી રહી છેઃ—

**सिंगारतरंगाए विलासवेलाइ जुव्वणजलाए ।**
**पहसिअफेणाइ मुणी नारिनइए न बुड्डंति ? ॥ १२९ ॥**—આર્યા
**[ शृङ्गारतरङ्गायां विलासवेलायां यौवनजलायाम् ।**
**प्रहसितफेनायां मुनयो नारीनद्यां न ब्रुडन्ति ? ॥ ]**

અર્થાત્ શૃંગારરૂપ કલ્લોલવાળી, વિલાસરૂપ વેલાવાળી, યૌવનરૂપ જળવાળી, હાસ્યરૂપ ફીણવાળી વનિતારૂપ સરિતામાં (ક્યા ક્યા) મુનિઓ અરેરે ડૂબતા નથી ?

"[1]महिलासंसग्गीए अग्गी इव जं च अप्पसारस्स ।
मयणं व मणो ,णिणो वि हंत सिग्घं चिअ विलाइ ॥१२७॥ "–અર્થાત્

અર્થાત્ નીચે જવાવાળી, સુન્દર જળને ધારણ કરનારી, ઉત્પ્રેક્ષા કરવા લાયક મંદ ગતિવાળી નદીઓ જેમ પર્વતોને ભેદે છે તેમ નીચ (જનો)નો આશ્રય લેનારી, સુન્દર સ્તનોવાળી, ઉત્પ્રેક્ષ્ય મંથર ચાલવાળી મહિલાઓ પર્વત જેવા સુદૃઢ ગુરુઓને ભેદી નાંખે છે, વશ કરી લે છે, કામાતુર બનાવી દે છે. જેમ અગ્નિના સંસર્ગથી મીણ ઓગળી જાય છે તેમ ભામિનીની સંગતિથી આત્માને સારરૂપ માનનારા મુનિનું મન પણ સત્વર પીગળી જાય છે, એ પણ પોતાની ભૂમિકાથી ગબડી પડે છે.

આ પ્રમાણે બ્રહ્મચર્યનો અધિકાર પૂર્ણ કરીએ તે પૂર્વે એના સંબંધમાં બે ત્રણ બાબતોનો વિચાર કરવો આવશ્યક સમજાય છે. પ્રથમ તો બ્રહ્મચર્યનો અર્થ શું તે વિચારતાં સમજાય છે કે—

" ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम् "

અર્થાત્ આત્મ-સ્વરૂપમાં વિચરવું-આત્મ-રમણતા સાધવી તે 'બ્રહ્મચર્ય' છે. આ વિકટ કાર્યમાં ઉત્તીર્ણ થવા માટે વીર્યના નિરોધની ખાસ આવશ્યકતા છે. એથી કરીને વીર્ય-નિરોધને પણ 'બ્રહ્મચર્ય' કહેવામાં આવે છે.

બ્રહ્મચર્યના અધિકારી આશ્રીને [2]બે ભેદો છેઃ—(૧) સાધુનું બ્રહ્મચર્ય અર્થાત્ કોઇ પણ સ્ત્રી સાથે કદાપિ માનસિક, વાચિક કે કાયિક વિષયનું સેવન ન કરવું તે અને (૨) ગૃહસ્થનું બ્રહ્મચર્ય યાને સ્વદારાસંતોષવ્રત એટલે [3]મર્યાદિતપણે પોતાની પત્ની સાથેનું વિષય-સેવન.

---

૧ છાયા–

महिलासंसर्गेण अग्निरिव यच्च आत्मसारस्य ।
मदनमिव मनो मुनिनोऽपि हन्त शीघ्रमेव विलीयते ॥

૨ **શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિના ૮૨ મા પત્રમાં સૂચવ્યું છે તેમ સૂક્ષ્મ અને સ્થૂલ એમ મૈથુનના બે ભેદો પડે છે. તેમાં કામના ઉદયથી ઇન્દ્રિયોને વિષે જરાક વિકાર થાય તે 'સૂક્ષ્મ મૈથુન' છે, જ્યારે મન, વચન અને કાયાથી ઔદારિક તેમજ વૈક્રિય દેહધારી લલનાનો સંભોગ કરવો તે 'સ્થૂળ મૈથુન' છે. આથી સૂક્ષ્મ મૈથુનથી વિરમવું તે સૂક્ષ્મ બ્રહ્મચર્ય અને સ્થૂલ મૈથુનથી વિરમવું તે સ્થૂલ બ્રહ્મચર્ય એમ પણ બ્રહ્મચર્યના બે ભેદ પાડી શકાય.

૩ મર્યાદિતપણે એમ કહેવાનું કારણ એ છે કે અમુક દિવસે તો સ્વદારા પણ અગમ્ય છે એવા શાસ્ત્રોમાં ઉલ્લેખો છે. જેમકે **મનુસ્મૃતિ** (અ. ૪, શ્લો. ૧૨૮) કહે છે કે—

અત્ર એ ઉમેરવું નિરર્થક નહિ ગણાય કે ગૃહસ્થ-ધર્મ પાળ્યા વિના સાધુ-ધર્મ અંગીકાર ન જ થઇ શકે એ માન્યતા ભૂલભરેલી છે. કહેવાની મતલબ એ છે કે—

**" अपुत्रस्य गतिर्नास्ति, स्वर्गो नैव च नैव च "**

એ વાક્યથી ભડકવાની જરૂર નથી. કેમકે ખુદ **મનુસ્મૃતિ** (અ. ૫, શ્લો. ૧૫૯)માં કહ્યું કે કે—

**" अनेकानि सहस्राणि, कुमारब्रह्मचारिणाम् ।**
**दिवं गतानि विप्राणा-मकृत्वा कुलसन्ततिम् ॥"**—અનુ૦

અર્થાત્ અનેક હજારો અવિવાહિત બ્રહ્મચારી બ્રાહ્મણ કુમારો વંશની વૃદ્ધિ કર્યા વિના સ્વર્ગે ગયા.

આ ઉપરથી તો એમ પણ કહી શકાય કે સર્વથી બ્રહ્મચર્યના પાલન જેવી કોઇ ઉત્તમ ચીજ નથી. હા, એ માટેની યોગ્યતા હોવી જોઇએ; નહિ તો નામથી અને વેષથી મુનિ ગણાવી બ્રહ્મચર્યનું પાલન નહિ કરનારા જેવો કોઇ અધમ નથી. આ સંબંધમાં ભગવાન્ **મનુ** (?) કહે છે કે—

**" यस्तु प्रव्रजितो भूत्वा, पुनः सेवेत मैथुनम् ।**
**षष्टिवर्षसहस्राणि, विष्ठायां जायते कृमिः ॥ "**—અનુ૦

---

**" अमावास्यामष्टमीं च, पौर्णमासीं चतुर्दशीम् ।**
**ब्रह्मचारी भवेन्नित्य-मप्यृतौ स्नातको द्विजः ॥ "**—અનુ૦

અર્થાત્ અમાસ, આઠમ, પૂનેમ અને ચૌદસ એ ચાર તિથિઓમાં તેમજ ઋતુકાળમાં સ્નાતક બ્રાહ્મણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

આ સંબંધમાં વિષ્ણુ-પુરાણમાં એ ઉલ્લેખ છે કે—

**" चतुर्दश्यष्टमी चैव, अमावास्या च पूर्णिमा ।**
**पर्वाण्येतानि राजेन्द्र !, रविसङ्क्रान्तिरेव च ॥**

**तैलस्त्रीमांससम्भोगी, पर्वस्वेतेषु वै पुमान ।**
**विण्मूत्रभोजनं नाम, प्रयाति नरकं मृतः ॥**

અર્થાત્ ચૌદસ, આઠમ, અમાસ અને પૂનેમ તેમજ રવિ-સંક્રાન્તિ એ હે રાજેન્દ્ર ! પર્વો છે. આ પર્વને વિષે જે પુરુષ તેલ, માંસ, અને સ્ત્રીનો ભોગ કરે, તે ખરેખર મરીને 'વિણ્મૂત્રભોજન' નામની નરકે જાય છે.

અર્થાત્ જે પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા બાદ–સંન્યાસ માર્ગમાં આરૂઢ થયા પછી–દીક્ષા અંગીકાર કર્યા બાદ મૈથુન સેવે છે, તે વિષ્ઠામાં સાઠ હજાર વર્ષો સુધી કીડો થાય છે.

મુનિ તરીકે પંકાતી વ્યકિતએ તો **દક્ષસ્મૃતિ** (અ. ૭)નાં નિમ્ન લિખિત પદ્યમાં સૂચવેલાં મૈથુનનાં આઠે અંગોનો ત્યાગ કરવો જોઇએઃ—

**" स्मरणं कीर्तनं केलिः, प्रेक्षणं गुह्यभाषणम् ॥**
**सङ्कल्पोऽध्यवसायश्च, क्रियानिर्वृत्तिरेव च ।**
**एतन्मैथुनमष्टाङ्गं, प्रवदन्ति मनीषिणः ॥ "**

અર્થાત્ સ્મરણ, કીર્તન, ક્રીડા, દર્શન, ગુહ્ય ભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને કુપ્રવૃત્તિ એ મૈથુનનાં આઠ અંગો છે એમ વિદ્વાનો વદે છે.

મૈથુન સેવવાની શાસ્ત્રમાં જે મનાઇ છે તેનું કારણ એ છે કે એ હિંસાત્મક કાર્ય છે. આ સંબન્ધમાં જૈન શાસ્ત્રનું માનવું એમ છે કે—

---

૧ અધમ તો શું પણ અધમાધમ કહીએ તો ઓછું છે. એવા નામધારી અને વેષથી જગતને છેતરનારા મુનિ–પિશાચને મનુષ્ય ગણવો એ પણ પાપ છે, કેમકે જે ગૃહસ્થ પરદારાનું સેવન કરે તેના આ કાર્યને પણ **મનુસ્મૃતિ** અમાનુષિક તરીકે ગણાવે છે. ત્યાં ચોથા અધ્યાય (શ્લો. ૧૩૪)માં કહ્યું છે કે—

" **नहीदृशमनायुष्यं, लोके किञ्चन विद्यते ।**
**यादृशं पुरुषस्येह, परदारोपसेवनम् ॥** "–અનુ૦

સિન્દૂરપ્રકરના ૩૭ મા પદ્યમાં પણ કહ્યું છે કે—

" **दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चक-**
**श्चारित्रस्य जलाञ्जलिर्गुणगणारामस्य दावानलः ।**
**सङ्केतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः**
**शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिन्तामणिः ॥**"–શાર્દૂલ૦

અર્થાત્ ત્રણ લોકમાં ચિન્તામણિ સમાન એવા પોતાના શીળનું જેણે ખંડન કર્યું છે, તેણે દુનિયામાં અપકીર્તિનો પટહ વગડાવ્યો છે, પોતાના કુળમાં કાજળનો કૂચડો ફેરવ્યો છે, ચારિત્રને જલાંજલિ આપી છે, ગુણના સમૂહરૂપ બગીચામાં દાવાનલ પ્રકટાવ્યો છે, સમસ્ત વિપત્તિઓને સંકેત કર્યો છે અને મોક્ષ નગરના દ્વાર ઉપર મજબૂત કપાટ લગાવ્યો છે.

" [1]मेहुणसन्नारूढो नवलक्खं हणेइ सुहुमजीवाणं ।
केवलिणा पन्नत्तं सद्दहिअव्वं पयत्तेणं ॥ "—આર્યા

અર્થાત્ મૈથુન-સંજ્ઞાને વિષે આરૂઢ થયેલો જીવ નવ લાખ સૂક્ષ્મ જીવોને હણે છે, એમ સર્વજ્ઞે પ્રરૂપ્યું છે; વાસ્તે પ્રયત્ન પૂર્વક તેના ઉપર શ્રદ્ધા રાખવી. **ભાગવત** પુરાણમાં એવો ઉલ્લેખ છે કે—

" यास्तामिस्रान्धतामिस्रा–रौरवाद्यास्तु यातनाः ।
भुङ्क्ते नरो वा नारी वा, मिथः सङ्गेन निर्मिताः ॥ "—અનુ૦

અર્થાત્ અન્યોન્ય સંગથી ઉત્પન્ન થયેલી એવી જે તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ વગેરે યાતનાઓ છે તેને નર અને નારી ભોગવે છે.

   

**तपस्त्रिविष्टपे पूज्यं, तपसाऽऽवर्जिताः सुराः ।**
**सर्वेऽपि किङ्करायन्ते तत् तपो भो विधीयताम् ॥१४८॥**

તપનું ગૌરવ--

શ્લો૦—"જે તપ ત્રૈલોક્યમાં પૂજનીય છે અને જેનાથી વશ થયેલા સર્વે દેવો પણ ચાકર જેવા થઇ રહે છે, તે તપ કરો. "—૧૪૮

   

**सप्तानां घातको योऽभू--दर्जुनाह्वयमालिकः ।**
**तपसा सिद्धिमापत् स, तत् तपो भो विधीयताम् ॥ १४९ ॥**

તપનું આરાધન--

શ્લો૦--"સાતનો ખુની એવો **અર્જુન** માળી જે તપથી નિર્વાણ પામ્યો તે તપ તમે કરો. "—૧૪૯

**અર્જુનમાલીની કથા—**

**સ્પષ્ટી૦**—સમ્યક્ત્વનાં ત્રણ લિંગો પૈકી આગમ-શુશ્રુષાના અર્થાત્ જિન-પ્રણીત આગમનું શ્રવણ કરવાની અભિલાષારૂપ પ્રથમ લિંગના ઉદાહરણ

---

૧ છાયા-

मैथुनसञ्ज्ञारूढो नवलक्षीं हन्ति सूक्ष्मजीवानाम् ।
केवलिना प्रज्ञप्तं श्रद्धातव्यं प्रयत्नेन ॥

તરીકે **સુદર્શન** શ્રેષ્ઠીનો **સમ્યક્ત્વસપ્તતિની** ટીકાના ૪૮ મા પત્રથી નિર્દેશ થયો છે. આ કથાનકમાં **અર્જુનમાલી** મુખ્ય ભાગ ભજવે છે. એનો વૃત્તાન્ત **અંતકૃદ્દશાંગ**ના ૧૮ મા પત્રથી શરૂ થાય છે. ત્યાં એ અધ્યયનને 'મુદ્ગરપાણિ' તરીકે ઓળખાવેલ છે. એ કથાનો સાર નીચે મુજબ રજુ કરવામાં આવે છેઃ–

યુવતિના વદનની જેમ સદક્ષ, **મહાદેવના** અંગની જેમ **ગૌરીથી** સંગત, **પુરુષોત્તમ**ના વક્ષઃસ્થળની પેઠે **લક્ષ્મીથી** યુક્ત અને દેવનગરની જેમ વિવિધ વિબુધોથી વિભૂષિત એવું 'મગધ' દેશના મંડનરૂપ 'રાજગૃહ' નગર હતું. ત્યાં **કણાદ**ની જેમ બહુ દ્રવ્ય, ગુણ અને ક્રિયાવાળો, સાંખ્યની પેઠે પ્રધાન પુરુષ વડે પ્રમાણિત, બૌદ્ધની પેઠે આયતનને જાણનારો અને શ્રીવીરની આરાધના વડે પુણ્યની શ્રેણીને પામેલો એવો **શ્રેણિક** નામનો રાજા રાજ્ય કરતો હતો. ખુદ 'સુધર્મા' સભામાં તેનો અધિપતિ આ **શ્રેણિક**ના સમ્યક્ત્વની પ્રશંસા કરતો હતો. એ નગરમાં **અર્જુન** નામનો માલાકાર (માળી) રહેતો હતો. તેને સુરસુન્દરીના સૌન્દર્યને શરમાવનારી **બન્ધુમતી** નામની પ્રિયા હતી. દરરોજ પોતાની પ્રિયાને સાથે રાખીને **અર્જુન** નગરના ઉદ્યાનમાં રહેલા પોતાના કુળદેવતા **મુદ્ગરપાણિ** યક્ષની ઉત્તમ સુગંધી પુષ્પો વડે પૂજા કરતો હતો.

એકદા દાન દેવામાં શૂરવીર એવા આ નગરના જનોએ મહોત્સવનો પ્રારંભ કર્યો. તે વખતે કાલે સવારે કુસુમોનું મોંમાંગ્યું મૂલ્ય મળશે એવા વિચારથી **અર્જુન** સાંજના સુંદર કુસુમોનો કરંડિયો ભરી પોતાની પ્રિયા સાથે યક્ષના મન્દિરમાં આવી પહોંચ્યો. ત્યાં છ ગોઠિયાઓ ઊભા હતા. તેમની નજર આ દંપતી ઉપર પડી. **બંધુમતી**ને જોઈને તેઓ મોહિત બની ગયા. તે દુષ્ટોએ પરસ્પર એવી મસલત કરી કે આ માળીને બાંધીને એના દેખતાં જ આપણે એની પ્રિયા સાથે ક્રીડા કરીએ. આ પ્રમાણેનો મનસુબો કરી તેઓ બારણાની પાછળ સંતાઈને ઊભા રહ્યા. આ તરફ **અર્જુન** યક્ષના મન્દિરમાં દાખલ થયો અને એક ચિત્તે તેની પૂજા કરવા લાગ્યો. એવામાં એકાએક તે ગોઠિયાઓ તેના ઉપર તૂટી પડયા અને તેને બાંધી લીધો. ત્યારબાદ તેઓ તેની સમક્ષ કુકર્મ કરવા મંડી પડયા. આ જોઈને **અર્જુન**ના ક્રોધનો પાર રહ્યો નહિ. કહ્યું પણ છે કે—

> " पि॰घातादिदुःखानि, सहन्ते बलिनोऽपि हि ।
> प्रियाधर्षणजं दुःखं, रङ्कोऽपि न तितिक्षति ॥–અનુ૦
>
> **सहन्ते प्राणिभिर्बाढं, पितृ-मातृपराभवाः ।**
> **[illegible]भवं सोढुं, तिर्यञ्चोऽपि न हि क्षमाः ॥–" ,,**

અર્થાત્ પરાક્રમીઓ પણ પિતૃહત્યા વગેરે દુઃખો સહન કરે છે, પરન્તુ પ્રિયાના અપમાનજન્ય દુઃખ રંક પણ ખમી શકતો નથી. પિતા અને માતાના પરાભવને પ્રાણીઓ ઠીક સહન કરી જાય છે, કિન્તુ પત્નીના પરાભવને તો તિર્યંચો પણ સહન કરવા સમર્થ નથી.

આ **અર્જુન** કોપના આવેશમાં કઠોરમાં કઠોર વચનો વડે **મુદ્ગરપાણિને** ઠપકો આપવા લાગ્યો કે હે ગુહ્યક! તું ખરેખર પત્થર જ છે, દેવ નથી; નહિ તો તારા દેખતાં આ પાપીઓ આવો અધમ અનાચાર સેવી શકે ખરા? તારામાં કંઇ પણ સત્ત્વ હોત તો મારી પ્રિયાને આ દુષ્ટો આવી રીતે તારી સમક્ષ રંજાડી ન જ શકત. આ સાંભળીને યક્ષનો પિત્તો ખસી ગયો એટલે તે ઝટ દઇને **અર્જુન**ના શરીરમાં પેસી ગયો. આથી કાચા સૂતરના તાંતણાની જેમ **અર્જુન**નાં બંધનો તૂટી ગયાં. વિશેષમાં આ માળીના દેહમાં રહેલા યક્ષે હજાર પલ જેટલો ભારી મુદ્ગર ઉપાડ્યો અને એ વડે **બન્ધુમતી** અને પેલા છ ગોઠિયાઓનો ચૂરો કરી નાંખ્યો. આ દિવસથી માંડીને પ્રતિદિન જ્યારે આ યક્ષ એક સ્ત્રી અને છ પુરુષનો સંહાર કરી રહે છે ત્યારે એને શાંતિ થાય છે. આ વૃત્તાન્તની **શ્રેણિક**ને ખબર પડતાં તેણે પટહ વગડાવી નાગરિકોને ચેતવણી આપી કે જ્યાં સુધી **અર્જુન** સાત માનવોનો સંહાર કરી ન લે ત્યાં સુધી કોઇએ નગર બહાર જવું નહિ.

આ અરસામાં શ્રી**વીર** પ્રભુ ઉદ્યાનમાં સમોસર્યા; પરન્તુ **અર્જુન**ના ભયથી કોઇ એમને વંદન કરવાને જવાની ઇચ્છા કરતું નહિ. આ નગરમાં **સુદર્શન** નામના શેઠ રહેતા હતા. તે **વીર**ની વાણીના રસિક હતા. તેથી તેમણે પોતાનાં માતાપિતાને વિનતિ કરી કે હે પૂજ્યો! **વીર** પ્રભુને વન્દન કરવા માટે જવાની મને અનુજ્ઞા આપો. આ સાંભળીને તેઓ બોલી ઊઠ્યાં કે હે વત્સ! હાલમાં ત્યાં જવાની તું વાત કરીશ નહિ; ત્યાં તો **અર્જુન** ભારે ઉપદ્રવ મચાવી રહ્યો છે; તું અહીં જ રહીને પ્રભુને ભાવ-વંદન કરી લે અને પૂર્વે સાંભળેલી તેમની દેશનાની ભાવના ભાવ. **સુદર્શને** ઉત્તર આપ્યો કે ભગવાન્ સાક્ષાત્ અહીં પધાર્યા છે તો પછી તેમની વાણીરૂપ સુધાનું પાન કર્યા વિના મને ભોજન કરવું કલ્પે નહિ. વળી આવા પાનથી પુષ્ટ થયેલા મને **અર્જુન** શું કરી શકવાનો છે, તેથી જે થનાર હોય તે થાઓ એમ કહી માબાપની રજા લઇ શેઠ વંદન માટે નીકળી પડ્યા. ચાલતા ચાલતા તેઓ **મુદ્ગરપાણિ** યક્ષના મન્દિર સમીપ આવી પહોંચ્યા. એવામાં **અર્જુન**ની નજર તેના ઉપર પડી એટલે તે તો એકદમ મુદ્ગર ઉછાળતો ઉછાળતો જાણે યમરાજ હોય તેમ શેઠની સામે ધસ્યો. શેઠે તેને પોતાને મારવા આવતો

જોયો એટલે નિર્ભય ચિત્તે ભૂમિનું વસ્ત્રના છેડા વડે પ્રમાર્જન કરી જિનોને નમસ્કાર કરી, વિધિપૂર્વક વ્રતોને ઉચ્ચારી, ચાર શરણો સ્વીકારી, સર્વ જીવોને ખમાવી, દુષ્કૃત્યની નિંદા અને સુકૃતની અનુમોદના કરતા અને સાકાર અનશન અંગીકાર કરી, ઉપસર્ગમાંથી બચી જઇશ તો જ કાઉસગ્ગ પાડીશ એમ વિચારી પંચપરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરતા તેઓ કાર્યોત્સર્ગ–ધ્યાનમાં આરૂઢ થયા. **અર્જુન** તેમની છેક પાસે આવ્યો, પરન્તુ તેના શરીરમાં પેઠેલો યક્ષ આ શેઠને કંઇ કરી શક્યો નહિ. ઉલટો ભયભીત થઇને પોતાના મુદ્ગરને લઇને **અર્જુન**ના શરીરમાંથી તે નાસી છૂટયો. તેમ થતાં છેદાયલા ઝાડની જેમ **અર્જુન** ભૂમિ ઉપર ઢળી પડ્યો. ક્ષણવાર પછી ચેતન આવતાં **અર્જુને** આંખ ઉઘાડી, એટલે તેની દૃષ્ટિ **સુદર્શન**ના ઉપર પડી. ઉપસર્ગ દૂર થયેલો જોઇ શેઠે ધ્યાન ધરવું છોડી દીધું. **અર્જુને** તેમને પૂછ્યું કે તમે કોણ છો અને ક્યાં જાઓ છો ? **સુદર્શને** ઉત્તર આપ્યો કે હું શ્રમણોનો ઉપાસક (શ્રાવક) છું અને શ્રી**વીર** પરમાત્માને વંદન કરવા તેમજ તેમની દેશના સાંભળવા જાઉં છું. **અર્જુને** કહ્યું કે મને પણ એવો મનોરથ થાય છે એટલે પછી બન્ને જણા શ્રી**વીર**ના સમવસરણમાં ગયા અને તેમની દેશના સાંભળવા બેઠા. ત્યાં તેમને કાને એવા અક્ષરો પડ્યા કે—

" **मानुष्यमार्यविषयः सुकुलप्रसूतिः**
**श्रद्धालुता गुरुवचःश्रवणं विवेकः ।**
**मोहान्धिते जगति सम्प्रति सिद्धिसौध-**
**सोपानपद्धतिरियं सुकृतोपलभ्या ॥**–વસન્ત૦

**संसारकूपाज्जननापमृत्यु—**
**जरामहाक्षारजलाभिपूर्णात् ।**
**अर्हद्वचोरज्जुमृतेऽभिभग्नान्**
**जनान् समुद्धर्तुमलं न चान्यः ॥** "—ઉપજાતિ

અર્થાત્ અત્યારે મોહથી અંધ બનેલા ભૂમંડળમાં મનુષ્યપણું, આર્ય દેશ, સુકુળમાં જન્મ, શ્રદ્ધા, ગુરુની વાણીનું શ્રવણ અને વિવેક એ મુક્તિરૂપી મહેલની નીસરણીની પદ્ધતિ પુણ્ય વડે પ્રાપ્ત થાય છે. જન્મ, અપમરણ અને ઘડપણરૂપ અત્યંત ખારા જળથી પરિપૂર્ણ એવા સંસારરૂપ કૂવામાં ડૂબતા જનોનો ઉદ્ધાર કરવા માટે અરિહંતની વાણીરૂપ દોરડા સિવાય અન્ય કોઇ સમર્થ નથી.

આ પ્રમાણેની ધર્મદેશના સાંભળી **સુદર્શન** ખુશી થયા અને યથાશક્તિ નિયમ ગ્રહણ કરી જિનેશ્વરને નમન કરી સ્વસ્થાનકે ગયા. **અર્જુન** તો ભાગવતી દેશનારૂપ અમૃતનું શ્રવણ-પુટ વડે પાન કરી સંવેગ-રંગથી રંગાયા, એથી તેમણે ઓછામાં ઓછું છઠ્ઠની તપશ્ચર્યા કરવી એવા અભિગ્રહ પૂર્વક શ્રીવીરની પાસે દીક્ષા લીધી. ત્યારબાદ ગોચરીએ જવું, આવવું ઈત્યાદિ પ્રસંગે કુપિત મનુષ્યના હાથે તાડન, તર્જન, આક્રોશ, કદર્થનાદિની લહાણી મળતાં તે સર્વ કષ્ટોને સમભાવે તેઓ સહન કરવા લાગ્યા. ચાર માસ વીતી જતાં બે માસની તેમણે સંલેષણા કરી. એ પ્રમાણે છ માસ વ્યતીત થતાં શુકલ ધ્યાન દ્વારા કર્મરૂપ ઇન્ધનને બાળી નાંખી, પરમ સ્પૃહણીય કેવલજ્ઞાન પ્રાપ્ત કરી અઘાતિ-કર્મનો પણ ક્ષય થતાં તેઓ મુક્તિ-મન્દિરે પધાર્યા. **સુદર્શન** શેઠ પણ ચિરકાળ પર્યંત જિન-શાસનની પ્રભાવના કરી, યથાવિધિ વ્રતો પાળી સ્વર્ગે ગયા.

   

**गोहत्यादिमहापापान्-मुक्तो दृढप्रहारिकः ।**
**घोरेण तपसा जात-स्तत् तपो भो विधीयताम् ॥१५०॥**

### તપથી મુક્તિ—

શ્લો૦—"ઘોર તપ દ્વારા ગોવધ વગેરે મહાપાપોથી દઢપ્રહારી મુક્ત થયો, માટે તમે તપ કરો."--૧૫૦

   

**धातुरक्तपलानां हि, शोषकं दुष्करं तपः ।**
**तथापि कर्मनाशेऽन्यत्, कारणं न सतां मतम् ॥ १५१ ॥**

### કર્મોનો નાશ કરવામાં તપની અદ્વિતીયતા—

શ્લો૦—" જોકે તપ ધાતુ, લોહી અને માંસને શોષનારૂં છે, છતાં કર્મનો નાશ કરવામાં આના જેવું બીજું કોઇ સાધન સજ્જનોને માન્ય નથી."—૧૫૧

   

**निकाचितानि कर्माणि, नीयन्ते भोगतः क्षयम् ।**
**ख्यातोऽयमपि सिद्धान्त-स्तपेनादरतो नहि ॥ १५२ ॥**

## તપથી નિકાચિત કર્મનો પણ વિનાશ--

શ્લો૦—"નિકાચિત કર્મનો ભોગથી ક્ષય થાય છે એવા (જૈન સમુદાયમાં) પ્રચલિત સિદ્ધાન્તનો પણ તપ આદર કરતો નથી."–૧૫૨

## નિકાચિતનો અર્થ--

સ્પષ્ટી૦—ક્ષીર અને નીરની જેમ અથવા અગ્નિ અને તપાવેલા લોખંડના ગોળાની જેમ આત્મા અને કર્મનું એકમેક થઇ જવું તે 'બન્ધ' કહેવાય છે. આ પ્રમાણેના બન્ધના અનેક પ્રકારો છે. કોઇ કર્મનો આત્મા સાથે શિથિલ બન્ધ હોય છે તો કોઇનો ગાઢ; તો વળી કોઇનો અતિગાઢ બન્ધ હોય છે. જે કર્મ અત્યન્ત ગાઢ રીતે બંધાયેલું હોય છે અને મોટે ભાગે જેને ભોગવ્યા વિના છુટકો જ થતો નથી તેને 'નિકાચિત' કહેવામાં આવે છે. જે કર્મનો નિકાચિત બન્ધ ન થયો હોય તેને તો શુભ ભાવનાઓના પ્રબળ વેગથી ભોગવ્યા વિના પણ આત્મા પોતાના પ્રદેશોમાંથી હાંકી કાઢી શકે છે.

   

**तपोऽग्निदग्धकर्माण, आत्मभावे स्थिताः सदा ।**
**निरहङ्कारिणो जीवा, लभन्ते मोक्षसम्पदम् ॥ १५३ ॥**

## તપથી સિદ્ધિની સંપત્તિ--

શ્લો૦—"તપશ્ચર્યારૂપ અગ્નિથી જેમણે કર્મોને બાળી નાંખ્યાં છે તથા જેઓ સદા આત્મભાવમાં રહેલા છે એવા નિરભિમાની જીવોને સિદ્ધિની સંપદા સાંપડે છે."–૧૫૩

   

**यथाऽग्नौ पतितं स्वर्णं, मलक्षयाद् विशुध्यति ।**
**तथा तपोऽग्निनाऽऽत्माऽयं, कर्मक्षयाद् विशुध्यति॥१५४॥**[1]

## તપથી આત્માની વિશુદ્ધિ—

શ્લો૦—"જેમ અગ્નિમાં પડેલું (તપાવેલું) સોનું મેલનો નાશ થવાથી

---

૧ સરખાવો **ઉપદેશતરંગિણી** (પૃ. ૯૨) નું નિમ્નલિખિત પદ્યઃ—

" **सदोषमपि दीप्तेन, सुवर्णं वह्निना यथा ।**
**तपोऽग्निना तप्यमान—स्तथा जीवो विशुद्धयति ॥ १० ॥** "—અનુ૦

શુદ્ધ થાય છે, તેમ તપરૂપ અગ્નિથી કર્મનો ક્ષય થવાથી આ આત્મા નિર્મળ બને છે. "—૧૫૪

   

**अतितापतप्तं हि, यथाऽर्यमञ्जरीफलम् ।**
**बन्धनान्मुच्यते तपसा, तथाऽऽत्मा कर्मबन्धनात् ॥ १५५ ॥**

**તપથી કર્મ-બંધનનો ઉચ્છેદ—**

શ્લો૦—"જેમ અતિશય તાપથી તપતાં આર્યમંજરી (એરંડા)નું ફળ બન્ધનથી છૂટું થાય છે, તેમ તપ વડે આત્મા કર્મના બન્ધનથી મુક્ત બને છે. "—૧૫૫

   

**यथा लङ्घनतो याति, ज्वरो दुःखप्रदायकः ।**
**तथा हि तपसा याति, कार्मिको दुःखदो ज्वरः ॥ १५६ ॥**

**તપથી કર્મ-જ્વરનો સંહાર—**

શ્લો૦—"જેમ લાંઘણ કરવાથી દુઃખદાયી તાવ જરૂર જતો રહે છે, તેમ તપ વડે દુઃખકર કાર્મિક જ્વર નક્કી જતો રહે છે. "—૧૫૬

**તપનો મહિમા—**

**સ્પષ્ટી૦**—આ ગ્રન્થકારે આ તેમજ પૂર્વોક્ત પદ્યોમાં તપનો મહિમા વર્ણવ્યો છે. આપણે પણ એ વિષયની પુષ્ટિરૂપ થોડાંક પદ્યો વિચારીએ. ૧૪૮ મા પદ્યમાં તપ ત્રૈલોક્યમાં પૂજનીય છે એમ જે કહેવામાં આવ્યું છે તેનું **ઉપદેશતરંગિણી** (પૃ. ૯૩)નું નિમ્ન-લિખિત પદ્ય સવિશેષ સમર્થન કરે છેઃ—

" यत् कुष्ठादिगरिष्ठरोगविरतिर्निष्ठीवनालेपनाद्
मूत्रस्पर्शवशेन काञ्चनकला यल्लोहधातुष्वपि ।
रत्नानां करपल्लवप्रणयतो यच्चाक्षयत्वोन्नति-
स्तद् विश्वत्रयवन्द्यमद्भुतगुणं जीयात् तपः स्फूर्जितम् ॥१७॥"—શાર્દૂલ૦

વિશેષમાં તપથી અનેક લાભો દર્શાવતાં **ઉપદેશ તરંગિણીના** ૯૦ મા પત્રમાં કહ્યું છે કે—

" चक्रे तीर्थंकरैः स्वयं निजगदे तैरेव तीर्थेश्वरैः
श्रीहेतुर्भवहारि दारितरुजं सन्निर्जराकारणम् ।
सद्यो विघ्नहरं हृषीकदमनं माङ्गल्यमिष्टार्थकृद्
देवाकर्षणमारदर्पदलनं तस्माद् विधेयं तपः ॥ १ ॥"–શાર્દૂલ૦

અર્થાત્ (**ઋષભદેવે** એક વર્ષ પર્યંત, **વીર** પ્રભુએ છ મહીના પર્યંત એમ) તીર્થંકરોએ પોતે તપ કર્યું તેમજ તે જ તીર્થંકરોએ તેની પ્રરૂપણા કરતાં કહ્યું કે તપ (સુવર્ણપુરુષાદિ સિદ્ધિરૂપ) લક્ષ્મીનું કારણ છે, (**ચિલાતીપુત્ર** જેવાને) ભવનો નાશ કરનારૂં (સાધન) છે, (**શ્રીપાલ** રાજાની પેઠે રોગીઓના) રોગનો ઉચ્છેદ કરનારૂં છે, સાચી નિર્જરાનો હેતુ છે, (દ્વારિકાના દાહ વગેરે) વિઘ્નોને તરત જ દૂર કરનારૂં છે, ઇન્દ્રિયોનું દમન કરનારૂં છે, મંગળરૂપ છે, (ચક્રવર્તીઓને ખંડ–સાધનાની જેમ) વાંછિત અર્થને આપનારૂં છે, (**હરિકેશી** અને **બલમુનિની** માફક) દેવોનું આકર્ષણ કરનારૂં છે તેમજ કંદર્પના દર્પને દળનારૂં છે; વાસ્તે તપશ્ચર્યા કરવી જોઇએ.

આ પ્રમાણેના તપથી અનેકવિધ લાભો હોવા છતાં જેઓ તપ નથી કરતા તેમને ઉદ્દેશીને શાસ્ત્રકાર કહે છે કે—.

" स्थाल्यां वैडूर्यमय्यां पचति तिलखलं चान्दनैरिन्धनौघैः
सौवर्णैर्लाङ्गलाग्रैर्विलिखति वसुधामर्कतूलस्य हेतोः ।
छित्त्वा कर्पूरखण्डान् वृतिमिह कुरुते कोद्रवाणां समन्ता-
दायातः कर्मभूमौ न चरति विपुलं यस्तपो मन्दभाग्यः ॥ "–સ્રગ્૦

અર્થાત્ જે મન્દ ભાગ્યવાળો માનવ [1]કર્મ–ભૂમિમાં ઉત્પન્ન થવા છતાં મહાન્ તપ આચરતો નથી, તે [2]વૈડૂર્યની બનાવેલી થાળીમાં ચન્દનનાં ઇંધણના સમૂહોથી તલનાં છોતરાંને રાંધે છે, વળી તે અર્ક અને રૂને માટે સોનાના હળોના અગ્ર ભાગોથી પૃથ્વીને ખેડે છે તેમજ કપૂરના ખંડોને છેદીને ચારે બાજુએ તે કોદ્રવાની વાડ કરે છે.

### તપનું સ્વરૂપ—

જે તપનો આટલો બધો મહિમા વર્ણવવામાં આવે છે તે તપનું સ્વરૂપ સમજવું જોઇએ. તે સમજ્યા વિનાનું તપ સાર્થક થતું નથી. અજ્ઞાન–તપશ્ચર્યાનું વિશેષ ફળ મળતું નથી. કહ્યું પણ છે કે—

---

૧ જુઓ **સ્તુતિચતુર્વિંશતિકા** (પૃ. ૩૮).
૨ 'વિદૂર' ગામમાં સંસ્કાર પામેલું રત્ન.

" [1]सट्ठि वाससहस्सा तिसत्तखुत्तोदएण धोएण ।
अणुचिन्नं तामलिणा अन्नाणतवु त्ति अप्पफलो ॥ "–આર્યા

" तामलितापसतपसा सिद्ध्यन्ति जिनेन्द्रशासने सप्त ।
अज्ञानस्य तु दोषात्, स ययावीशानसुरलोके ॥ "– „

—ઉપદેશતરંગિણીનું ૯' મું પત્ર.

અર્થાત્ એકવીસ વાર જળ વડે ભોજન ધોઇને ખાવું એ પ્રમાણે સાઠ હજાર વર્ષો પર્યંત [2]**તામલિએ** તપ કર્યું, પરન્તુ તે અજ્ઞાન–તપ હોવાથી તેનું તેને અલ્પ ફળ મળ્યું. જિનેન્દ્રના શાસનમાં સાત (મનુષ્યો) **તામલિ** તાપસ જેટલી તપશ્ચર્યા કરવાથી સિદ્ધ થાય, જ્યારે અજ્ઞાનના દોષને લઇને ( **તામલિ** તાપસ ) તો ઈશાન દેવલોકમાં (જ) ગયો ( એથી ઉચ્ચ ગતિ ન પામી શકયો ).

વળી તપ કરવાનું કારણ નિર્જરા છે એ વાત લક્ષ્યમાં રાખવી જોઇએ, કેમકે પૂજા, લોભ કે પ્રસિદ્ધિને માટે તપ કરવો તે કેવળ શરીરને શોષવા બરાબર છે. એનાથી કંઇ તપનું ફળ મળતું નથી.[3]

કહેવાનું તાત્પર્ય એ છે કે પૌદ્ગલિક સુખની વાંછાથી કષ્ટ સહન કરવું કે લોકસંજ્ઞાથી ભયભીત બની કે પરાધીનતાને લઇને દીનપણે આહારનો ત્યાગ કરવો તે તપ નથી, કેમકે એ તો આસ્રવનું મૂળ છે, કષાયના ઉદયથી આશ્રિત છે અને તેમાં કર્મ–બંધતા રહેલી છે. આને તો શ્રી**પ્રજ્ઞાપના** સૂત્રની વૃત્તિમાં કહ્યું છે તેમ પૂર્વ ભવના અંતરાય–કર્મના ઉદય અને અસાતાવેદનીયના વિપાક તરીકે ઓળખાવાય છે. વિશેષમાં **આચારાંગ**ની ચૂર્ણિમાં કહ્યું પણ છે કે—

" [4]अंगत्थसु(स्सु)त्तं सव्वमवि विवागं "

આથી કરીને એ વાત સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રિયોના સુખની નવીન નવીન લાલસાથી રહિત અને નિર્મળ આત્મ–દ્રવ્યના સાધકનું કષ્ટ–સેવન તે તપ છે.

---

૧ છાયા—

षष्टिं वर्षसहस्राणि त्रिसप्तकृत्व उदकेन धौतेन ।
अनुचीर्णं तामलिना अज्ञानतप इति अल्पफलम् ॥

૨ આના વૃત્તાન્ત માટે જુઓ **ભગવતી** ( શ. ૩, ઉ. ૧, સૂ. ૧૩૪–૧૩૬ ).

૩ સરખાવો—

" पूजालोभप्रसिद्ध्यर्थं, तपस्तप्येत योऽल्पधीः ।
शोष एव शरीरस्य, न किञ्चित् तपसः फलम् ॥ "–અનુ૦

૪ છાયા—

अङ्गार्थमुक्तं सर्वमपि विपाकः ।

અત્ર એ ધ્યાનમાં રાખવું કે જેમ પૈસા કમાવવાની ઇચ્છાવાળા ટાઢ તડકો આનંદપૂર્વક વેઠે છે, તેમ તત્ત્વજ્ઞાનના અર્થિઓ તેમજ ભવથી ઉદ્વિગ્ન બનેલા મહાનુભાવોને અનશન વગેરે તપ દુઃસહ નથી. કાર્યનો અભિલાષી કારણને વિષે પ્રમાદ સેવતો નથી, એથી કરીને પરમાનંદરૂપ કાર્યનો કર્તા અનશન વગેરે તપનું કષ્ટ ઊઠાવવામાં દુઃસહતા સુખેથી સહન કરે છે, ઉલટું એમ કરવામાં તેને આનંદ આવે છે, નહિ કે કંટાળો યા ગ્લાનિ. હા, એટલું જરૂર ઉમેરવું પડશે કે—

" तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि वा ॥ "—અનુ૦

**જ્ઞાનસાર**ના ૩૧મા તપોડષ્ટકના આ સાતમા પદ્યગત ભાવ **મરણસમાધિ**ની નિમ્ન-લિખિત ગાથામાં ઝળકી ઊઠે છેઃ—

" सो नाम अणसणतवो जेण मणो मंगुलं न चिंतेइ ।
जेण न इंदिअहाणी, जेण य जोगा न हायंति ॥ १३४ ॥"—આર્યા
[ तद् नाम अनशनतपो येन मनोऽनिष्टं न चिन्तयति ।
येन न इन्द्रियहानिर्येन च योगा न हीयन्ते ॥ ]

અર્થાત્ તે તપ કરવો જોઇએ કે જેનાથી મન અનિષ્ટ ચિંતા ન કરે તથા ઇન્દ્રિયોને હાનિ ન પહોંચે તેમજ ( કાયિક, વાચિક અને માનસિક વ્યાપારરૂપ ) યોગોને સ્ખલના ન થાય.

આ ઉપરથી કેવી તપશ્ચર્યા કરવી ઇષ્ટ છે તે સમજાયું હશે, છતાં તે વાત વિશેષ સ્પષ્ટ થાય તે માટે ઉપર્યુક્ત **તપોડષ્ટક**નું છઠ્ઠું પદ્ય વિચારી લઇએઃ—

" येन ब्रह्म जिनार्चा च, कषायाणां तथा हतिः ।
सानुबन्धा जिनाज्ञा च, तत् तपः शुद्धमिष्यते ॥ "—અનુ૦

અર્થાત્ જે તપમાં બ્રહ્મચર્ય ( વિષયોને વિષે અનાસક્તિ ), જિનોની પૂજા ( તાત્ત્વિક ભક્તિ ) કષાયોના સંહાર અને જિનની સાપેક્ષ આજ્ઞા માટે પૂરેપૂરો અવકાશ છે, તે શુદ્ધ તપ ઇચ્છવા યોગ્ય છે—આદરણીય છે, અનુકરણીય છે. વિશેષમાં **પંચવસ્તુ**ની સ્વોપજ્ઞ ટીકાના ૧૩૧ મા પત્રમાં અવતરણરૂપે આપેલું નિમ્ન-લિખિત પદ્ય પણ નોંધી લઇએઃ—

" कायो न केवलमयं परितापनीयो
मृष्टै रसैर्बहुविधैर्न च लालनीयः ।
चित्तेन्द्रियाणि न चरन्ति यथोत्पथेन
वश्यानि येन च तथा चरितं जिनानाम् ॥ "—વસંત૦

તપના નામ-તપ, સ્થાપના-તપ, દ્રવ્ય-તપ અને ભાવ-તપ એમ ચાર પ્રકારે પાડી શકાય છે. તેમાં નામ-તપ અને સ્થાપના-તપ સુપ્રસિદ્ધ છે, જ્યારે આહારનો ત્યાગ ઇત્યાદિ દ્રવ્ય-તપ છે અને આત્મ-સ્વરૂપને વિષે એકાગ્રતા એ ભાવ-તપ છે. પ્રસ્તુતમાં દ્રવ્ય-તપ પૂર્વકના ભાવ-તપનું ગ્રહણ કરવું. એ પ્રત્યેકના જે છ છ પ્રકારો પડે છે, તે ગ્રન્થકાર ઉત્તર પદ્યમાં સૂચવે છે.

❋ ❋ ❋ ❋

**अनशनमूनोदर्यं, वृत्तिक्षेपो रसात्ययः ।**
**कायक्लेशः सुलीनत्वं, विकल्पाः सन्ति बाह्यतः ॥१५७॥**

**બાહ્ય તપના છ પ્રકારો—**

શ્લો૦—" અનશન, ઊનોદર્ય, વૃત્તિનો સંક્ષેપ, રસનો ત્યાગ, કાયકૂલેશ અને સંલીનતા એ બાહ્ય તપના છ પ્રકારો છે. "—૧૫૭

**બાહ્ય તપના છ પ્રકારોની આલોચના—**

સ્પષ્ટી૦—**તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના નવમા અધ્યાયના [1]૧૯ મા સૂત્ર (પૃ. ૨૨૫)માં સુલીનતાને બદલે વિવિક્ત-શય્યાસન છે. આથી ઉપલક દૃષ્ટિએ વિચાર કરનારને એમ ભાસે કે અત્ર ગ્રંથકારની સ્ખલના થાય છે, પરંતુ તે વાત યુક્ત નથી. કેમકે એક તો અન્યાન્ય ગ્રંથો આ વાતને પુષ્ટિ આપતા જણાય છે. દાખલા તરીકે **મરણસમાધિ**ની નિમ્ન-લિખિત—

" [2]**अणसणमूणोयरिया, वित्तिच्छेओ रसस्स परिचाओ ।**
**कायस्स परिकिलेसो, छट्ठो संलीणया चेव ॥** "—આર્યા

—ગાથા તેમજ શ્રીહરિભદ્રસૂરિકૃત **પંચવસ્તુ**ના 'ઉપસ્થાપના' વસ્તુગત નિમ્ન-લિખિત—

" [3]**अणसणमूणोअरिआ वित्तीसंखेवणं रसच्चाओ ।**
**कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥ ८४९ ॥**[4] "—આર્યા

---

૧ આ રહ્યું તે સૂત્ર—

" **अनशनाऽवमौदर्य-वृत्तिपरिसङ्ख्यान-रसपरित्याग-विविक्तशय्यासन-कायक्लेशा बाह्यं तपः ।** "

૨-૩ છાયા—

**अनशनमूनोदरिका वृत्तिच्छेदो रसस्य परित्यागः ।**
**कायस्य परिक्लेशः षष्ठो संलीनता चैव ॥**
**अनशनमूनोदरिका वृत्तिसङ्क्षेपणं रसत्यागः ।**
**कायक्लेशः संलीनता च बाह्यं तपो भवति ॥**

૪ આ ગાથા શ્રીહરિભદ્રસૂરિકૃત **પંચાશક**ના ૧૦મા પંચાશકમાં બીજી ગાથારૂપે છે.

ગાથા પણ સાક્ષી પૂરે છે. બીજું સંલીનતાના ઇન્દ્રિય, કષાય, યોગ અને વિવક્ત-ચર્યા એમ જે [૧]ચાર ભેદો પડે છે તેમાં વિવિક્તશય્યાસન આવી જ જાય છે.[૨]

**અનશનાદિનું દિગ્દર્શન—**

'અશન' એટલે આહાર; આથી અનશન એટલે આહારનો ત્યાગ. આ અનશનના બે પ્રકારો છે–(૧) ઇત્વર (થોડા કાળનું) અને (૨) યાવજ્જીવિક (જીંદગી સુધીનું). તેમાં ઇત્વર અનશન તે ઉપવાસથી માંડીને તે આ તીર્થ આશ્રીને છ માસ સુધીનો અનાહાર.

યાવજ્જીવિકના (૧) પાદપોપગમન, (૨) ઇંગિની અને [૩]ભક્તપ્રત્યાખ્યાન એમ ત્રણ ભેદ છે. તેમાં પણ પાદપોપગમનના સવ્યાઘાત અને અવ્યાઘાત એમ બે પ્રકારો છે. આયુષ્ય હોવા છતાં, જ્યારે વ્યાધિ ઉપસ્થિત થઇ મહાવેદના થતાં આયુષ્યને ઉપક્રમ લાગે–આઘાત પહોંચે અને તેમ થતાં કાળ કરી જાય તો તે 'સવ્યાઘાત પાદપોપગમન અનશન' કહેવાય છે. શરીર જર્જરિત થઇ જતાં ચતુર્વિધ આહારના ત્યાગરૂપ પ્રત્યાખ્યાન લઇ, નિર્જીવ સ્થળમાં જઇ ત્યાં વૃક્ષની માફક એક પડખે અપરિસ્પંદપણે ઊભા રહી–કોઇક પણ કાયિક કે વાચિક ચેષ્ટા નહિ કરતાં નિર્મળ ધ્યાનમાં આરૂઢ થઇ પ્રાણો ચાલ્યા જાય ત્યાં સુધી અનશન કરવું તે 'અવ્યાઘાત પાદપોપગમન અનશન' છે. શ્રુતમાં વિધાન કરેલી ક્રિયાવિશેષને 'ઇંગિની' કહેવામાં આવે છે. એ વિષયક મરણ તે 'ઇંગિની–મરણ' કહેવાય છે. આનો આરાધક પણ પ્રવ્રજ્યાદિ પ્રતિપત્તિના ક્રમપૂર્વક આયુષ્ય પૂરું થવા આવ્યું છે એમ જાણીને પોતાનાં ઉપકરણોને ગ્રહણ કરી, સ્થાવર અને જંગમ પ્રાણી.થી રહિત એવા સ્થંડિલમાં એકલો રહી ચતુર્વિધ આહારના ત્યાગરૂપ પ્રત્યાખ્યાન કરી છાયાથી તડકે અને તડકેથી છાંયડે જવાની ચેષ્ટા સહિત સમ્યગ્જ્ઞાનમાં પરાયણ રહી દેહ છોડે છે. આ બે તો અપરિકર્મ છે, જ્યારે સપરિકર્મ એવું ભકત–પ્રત્યાખ્યાન તો ગચ્છમાં રહેલા સાધુ પરત્વે છે. આ અનશન કરનારા કોઈ વેળા ત્રિવિધ આહારનો અને કોઈ વેળા ચતુર્વિધ આહારનો ત્યાગ કરે છે. અંતમાં સમગ્ર પ્રત્યાખ્યાન કરી, મૃદુ સંથારાનો આશ્રય લઇ શરીર તેમજ ઉપ-

---

૧ જુઓ **પંચાશક**ની શ્રી**અભયદેવ**સૂરિકૃત ટીકાનું ૨૯૨ મું પત્ર.

૨ અશુભ માર્ગે જતી ઇન્દ્રિયોને કબજામાં રાખવી તે ઇન્દ્રિય–સંલીનતા, કષાયની નિવૃત્તિ તે કષાય–સંલીનતા, અશુભ યોગથી નિવૃત્ત થવું તે યોગ–સંલીનતા અને સ્ત્રી, પશુ, નપુંસક વગેરે વિકારોત્પાદક જીવોના સંસર્ગવાળાં સ્થાનોનો ત્યાગ કરી શુભ સ્થાનમાં રહેવું તે વિવિક્તશય્યાસન છે.

૩ આ 'ભક્ત–પરિજ્ઞા' પણ કહેવાય છે.

કરણની મમતા ત્યજી દઇ, પોતે નમસ્કાર મંત્રનું ધ્યાન ધરતો અથવા સમીપ-વર્તી સાધુ પાસે સાંભળતા દેહનું ઉદ્વર્તન, પરિવર્તન વગેરે કરતા સમાધિપૂર્વક કાળ કરે તે 'ભક્ત–પ્રત્યાખ્યાન–મરણ' જાણવું.

અવમ એટલે ઊણું (ઊન) ઊણું; પેટ રહે તેમ આહાર લેવો તે 'અવમૌદર્ય' છે. આથી આ ઊનોદર્ય પણ કહેવાય છે. મહાયત્નપૂર્વક મોં ઊઘાડીને જેવડો કોળીયો કરાય તે ઉત્કૃષ્ટ કવલ અને મોઢું સંકોચ્યા બાદ જે કોળીઓ કરાય તે અવકૃષ્ટ કવલ છે. આ બંને પ્રકારના કવલોને છોડીને મધ્યમ કવલોને લક્ષ્યમાં લેતાં અવમૌન્દર્યના અલ્પ–આહાર–અવમૌદર્ય, ઉપાર્ધ–અવમૌદર્ય અને કિંચિત્-ન્યૂન અવમૌદર્ય એમ ત્રણ ભેદો પડે છે. પુરુષનો આહાર ૩૨ કવલનો ગણાય છે, જ્યારે સ્ત્રીનો ૨૮ નો ગણાય છે. એક કોળીઆથી માંડીને આઠ કોળીઆઓ જેટલો ખોરાક લેવો તે ' અલ્પ–આહાર–અવમૌદર્ય' છે. બાર કોળીઆનો આહાર તે 'ઉપાઅર્ધ–અવમૌદર્ય' છે, કેમકે ચાર કોળીઆ વધતાં અડધો અડધ આહાર થાય. પૂરેપૂરો આહાર ન કરતાં એક કોળીઓ ઓછો આહાર કરવો તે 'કિંચિત્–ન્યૂન–અવમૌદર્ય' છે.

વૃત્તિસંક્ષેપ, વૃત્તિચ્છેદ અને વૃતિપરિસંખ્યાન એ એકાર્થક છે. વૃત્તિ એટલે જીવન, આજીવિકા. આહાર, વસ્ત્ર ઈત્યાદિ જે દ્રવ્યો વડે આજીવિકા ચાલતી હોય તેનો સંક્ષેપ કરવા પરત્વે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ આશ્રીને જૂદા જૂદા અભિગ્રહ ધારણ કરવા તે વૃત્તિસંક્ષેપ છે.

રસ એટલે દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ અને પકવાન્ન. એ છ રસિક પદાર્થો આત્મામાં વિકાર ઉત્પન્ન કરે છે વાસ્તે તે 'વિકૃતિ' કહેવાય છે. તેનો ત્યાગ યાને પરિહાર તે 'રસ–પરિત્યાગ' છે. મદ્ય, માંસ, મધ, માખણ વગેરે મહા-વિકૃતિઓનું પ્રત્યાખ્યાન તેમજ નીરસ–લૂખા ભોજનનો અભિગ્રહ ઈત્યાદિ રસ–પરિત્યાગના અનેક ભેદો છે.

કાય એટલે શરીર અને કલેશ એટલે બાધા–પીડા. આગમને અનુસરનારી તેમજ નિર્જરાના કારણરૂપ એવી શારીરિક પીડા તે 'કાય–કલેશ' છે. એના પણ અનેક પ્રકારો છે. જેમકે વીરાસન, ઉત્કટુકાસન, દણ્ડાયત શયન, વગેરે તેમજ આતાપના, શિયાળામાં ઓઢવાનાનો અસ્વીકાર, કેશનો લોચ ઇત્યાદિ.

   

**वैयावृत्त्यं च स्वाध्यायं, ध्यानं च विनयं तथा ।**
**कायोत्सर्गं [illegible]नीयाः, प्रायश्चित्तं तथा तपः ॥ १५८ ॥**

શ્લો૦—"વૈયાવૃત્ત્ય, સ્વાધ્યાય, ધ્યાન, વિનય, [1]કાર્યોત્સર્ગ અને પ્રાયશ્ચિત્ત એને ([2]આભ્યન્તર) તપ જાણ. "–૧૫૮

❦ ❦ ❦ ❦

**आन्तरा का इमे भेदाः, तपसां षट् सतां मताः ।**
**पूर्वोक्तैर्मिलने जाता, द्वादश सौख्यकारकाः ॥ १५९ ॥**

**તપના કુલ બાર ભેદો—**

શ્લો૦—"તપના આ છ અભ્યન્તર પ્રકારો સજ્જનોએ માન્યા છે. એ પૂર્વોક્ત બાહ્ય તપના છ પ્રકારો સાથે મળી સુખાકારી બાર તપો બને છે. "—૧૫૯

**તપની ત્રિવિધતા—**

**સ્પષ્ટી૦**—જૈન દર્શન પ્રમાણે તપના બાર ભેદો આપણે જોયા. અન્ય વિવક્ષા પ્રમાણે તેના ત્રણ ભેદો પણ પાડી શકાય છે. આવો પ્રયત્ન **ભગવદ્-ગીતામાં** થયેલો જોવાય છે. એના ૧૭ મા અધ્યાયમાં શારીરિક, વાચિક અને માનસિક એમ ત્રિવિધ તપનાં લક્ષણો નીચે મુજબ આપવામાં આવ્યાં છે:-

" देव-द्विज-गुरु-प्राज्ञ—पूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च, 'शारीरं' तप उच्यते ॥ १४ ॥—અનુ૦
अनुद्वेगकरं वाक्यं, सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव, 'वाङ्मयं' तप उच्यते ॥ १५ ॥–,,
मनःप्रसादः सौम्यत्वं, मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्, तपो 'मानस'मुच्यते ॥ १६ ॥ "–,,

અર્થાત્ દેવ, બ્રાહ્મણ, ગુરુ અને વિચક્ષણોની પૂજા, મલ-શુદ્ધિ, બ્રહ્મચર્ય અને અહિંસા એ 'શારીરિક' તપ છે. અન્યને ઉદ્વેગ ન ઉત્પન્ન કરે એવું, સાચું, પ્રિય અને હિતકારી વચન બોલવું તેમજ સ્વાધ્યાય-શાસ્ત્રાભ્યાસ કરવો તે 'વાચિક' તપ છે. ચિત્તની પ્રસન્નતા, પ્રશાન્તતા, મૌન, આત્મ-સંયમ અને ભાવની વિશેષ શુદ્ધિ એ 'માનસિક' તપ છે.

---

૧ શાસ્ત્રમાં આને બદલે 'વ્યુત્સર્ગ' નો ઉલ્લેખ છે, પરંતુ તેના ગણ, શરીર, ઉપધિ અને આહાર એમ જે ચાર ભેદો દર્શાવ્યા છે તે પૈકી અત્ર એક પ્રકારના નિર્દેશથી બાકીના સમજી લેવા.

૨ આ છ અભ્યંતર તપોની વિશેષ માહિતી માટે જુઓ **આર્હતદર્શન૦**નો છઠ્ઠો ઉલ્લાસ.

શરીરના રોગ અને મનની મલિનતાનો નાશ કરનારૂં આ ત્રિવિધ તપ આદરણીય છે. જૈન દૃષ્ટિએ પણ એ ઉપાદેય છે. પ્રકારાન્તરથી દાનની જેમ આ અધ્યાયનાં નિમ્ન-લિખિત પદ્યો દ્વારા તપની ત્રિવિધતા દર્શાવવામાં આવી છેઃ—

" श्रद्धया परया तप्तं, तपस्तत् त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः, 'सात्त्विकं' परिचक्षते ॥ १७ ॥–અનુ૦
सत्कार-मानपूजार्थं, तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं, 'राजसं' चलमध्रुवम् ॥ १८ ॥–,,
मूढग्राहेणात्मनो यत्, पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा, तत् 'तामस'मुदाहृतम् ॥ १९ ॥"–,,

અર્થાત્ ફળની અભિલાષા નહિ રાખનારા એવા જનોએ શ્રેષ્ઠ શ્રદ્ધા વડે કરેલું એ ત્રિવિધ તપ 'સાત્ત્વિક' કહેવાય છે. સત્કાર, માન અને પૂજા માટે કપટ પૂર્વક જે તપ અત્ર કરાય છે. તેને 'રાજસ' કહેવામાં આવે છે અને તે ચંચળ અને અશાશ્વત છે. અર્થવિહીન આગ્રહ (અભિનિવેશ)થી પોતાના દેહને પીડારૂપ અને બીજાનો નાશ કરવા માટે જે તપ કરાય છે, તેને 'તામસ' કહેવામાં આવે છે. આ ત્રણ તપોમાં સાત્ત્વિક તપ જ આચરણીય છે; બીજાં બે તો તપના નામને કલંકિત કરે છે; કેમકે તપના અજીર્ણરૂપ ક્રોધ, તેના વિકારરૂપ અહંકાર અને તેના શલ્યરૂપ કપટનો આમાં સોળે સોળ આની હાથ છે અને જ્યાં આ ત્રિપુટીનું સામ્રાજ્ય સ્થપાયું હોય, જ્યાં એની નાદિર-શાહી વર્તતી હોય ત્યાં તપનાં મહત્ત્વ, વાસ્તવિકત્વ અને શ્રેયસ્કરત્વના ઉપર મોટું મીંડું વળી જાય છે.

   

**सदाऽऽराध्या यदा चेतो !, मुक्तिसौख्यं समीहसे ।**
**यतस्तपोऽन्तरा नैव, मुक्तिगामि भविष्यसि ॥ १६० ॥**

## તપ વિના મુક્તિનો અસંભવ—

શ્લો૦—" હે મન ! જો તું મુક્તિના સુખની અભિલાષા રાખતું હોય તો તારે આ બાર પ્રકારના તપનું નિરંતર સેવન કરવું જોઇએ; કેમકે તપશ્ચર્યા કર્યા વિના તું મોક્ષે જઇ શકીશ નહિ. "–૧૬૦

   

**तपोभावान्वितात्मा, कुभावे नैव रज्यते ।**
**यथा क्षीररसास्वादी, न क्षाराम्बु समीहते ॥ १६१ ॥**

શુભ મનોવૃત્તિ—

શ્લો૦—" જેમ ક્ષીર રસનો આસ્વાદ લેનાર ખારા જળને ઇચ્છતો નથી જ તેમ તપ-ભાવમાં મગ્ન બનેલો આત્મા અશુભ ભાવમાં આસક્ત થતો નથી જ."–૧૬૧

❋ ❋ ❋ ❋

**कथिते त्रिविधे धर्मे, भावनाऽऽत्मा प्रचक्ष्यते ।**
**तां विना स त्रिधा धर्मो, निर्जीव इव लक्ष्यते ॥ १६२ ॥**

ભાવના વડે ત્રિવિધ ધર્મની સજીવનતા—

શ્લો૦—" ઉપર્યુક્ત ત્રણ પ્રકારના ધર્મમાં ભાવના આત્મા કહેવાય છે, (કેમકે) તેના વિના એ ત્રણ પ્રકારના ધર્મ નિર્જીવ જેવા જણાય છે."–૧૬૨

પ્રસ્તુતની પુષ્ટિ—

સ્પષ્ટી૦—આ પદ્યમાં ભાવને ચતુર્વિધ ધર્મમાં પ્રધાન ગણી એના વિના બાકીના ધર્મો અકિંચિત્કર બતાવાયા છે. એ હકીકતનું સમર્થન કરનારાં નિમ્ન-લિખિત પદ્યો મનનીય થઇ પડશેઃ—

" [1]धनं दत्तं वित्तं जिनवचनमभ्यस्तमखिलं
क्रियाकाण्डं चण्डं रचितमवनौ सुप्तमसकृत् ।
तपस्तीव्रं तप्तं चरणमपि चीर्णं चिरतरं
न चेच्चित्ते भावस्तुषवपनवत् सर्वमफलम् ॥ ८८ ॥ "–શિખરિણી
—સિન્દૂરપ્રકર

" [2]ज्वालाभिः शलभा जलैर्जलचराः स्फूर्जज्जटाभिर्वटा
मौण्ड्यैर्मूरणकाः समस्तपशवो नाग्न्यैः खरा भस्मभिः ।
कष्टाङ्गीकरणैर्द्रुमाः शुकवरा पाठैर्बका ध्यानकैः
किं सिद्ध्यन्ति न भावशुद्धिविकलाः स्युश्चेत् क्रियाः सत्फलाः ॥ "
—શાર્દૂલ૦

૧–૨ જુઓ ગુરુગુણષટ્ત્રિંશત્ષટ્ત્રિંશિકા કુલકનું સાતમું પત્ર.

અર્થાત્ ઘણું દ્રવ્ય દાનમાં અપાયું, સમસ્ત જિન-પ્રવચનનો અભ્યાસ કરાયો, પ્રચંડ ક્રિયા-કાંડનું આચરણ થયું, ભૂમિ ઉપર અનેક વાર સુવાયું, ઉગ્ર તપશ્ચર્યા કરાઈ, લાંબા કાળ સુધી ચારિત્ર પણ સેવાયું, પરન્તુ જો મનમાં ભાવ ન હોય તો આ બધું છોતરા રોપવા જેવું છે.

તાપ સહન કરવાથી જ કાર્ય સરી જતું હોય તો પતંગીઆઓ દીપકની જ્વાલાઓ સહે છે. તેમને મુક્તિ કેમ મળતી નથી? જળમાં સ્નાન કરવાથી બેડો પાર પડે તેમ હોય તો જળચરો રોજ જળમાં જ રહે છે તેમનું શું? મોટી જટા ધારણ કરવાથી લાભ થતો હોય તો વડો કેમ મોક્ષે સિધાવતા નથી? મુંડન કરાવવાથી દહાડો વળી જતો હોય, તો ઘેટાંઓ માટે મોક્ષનો દરવાજો ખુલ્લો હોવો જોઈએ. નાગા રહેવાથી કામ સિદ્ધ થતું હોય, તો પશુઓને ક્યારનીએ સિદ્ધિસુંદરી વરી ચૂકી હોત. શરીરે રાખ લગાડવાથી સિદ્ધિ થતી હોય તો ગધેડાઓ ક્યાં એ કાર્યમાં પાછા પડે તેમ છે? કષ્ટો અંગીકાર કરવાથી શુક્રવાર વળે તેમ હોય તો ઝાડોની મુક્તિ થવી જોઈએ. પાઠોથી તેમ થતું હોય તો પોપટોને અને ધ્યાનથી તેમ થતું હોય તો બગલાંઓને મોક્ષ મળવો જોઈએ. પરન્તુ આમ થતું તો નથી, એથી સાબીત થાય છે કે ભાવની શુદ્ધિથી રહિત ક્રિયાઓ સુન્દર ફળને આપતી નથી.

   

**भावना शास्त्रकारैश्च, ख्याता द्वादशभेदतः ।**
**सर्वशुभङ्करा लोके, ध्यातास्ताः शिवदा मताः ॥ १६३ ॥**

**ભાવનાથી મુક્તિ—**

શ્લો૦—"શાસ્ત્રકારોએ ભાવનાને બાર પ્રકારની વર્ણવી છે. લોકોમાં સર્વ શુભને કરનારી એ ભાવનાઓનું ધ્યાન ધરાતાં તે મોક્ષને આપનારી મનાય છે."—૧૬૩

   

**यद् यद् नेत्रगतं लोके, तत् तत् सर्वं विनाशि हि ।**
**व्यामोहो निष्फलस्तेषु, दुःखा[illegible]धायकः ॥ १६४ ॥**

**અનિત્ય ભાવના—**

શ્લો૦—"લોકમાં જે જે દૃષ્ટિગોચર થાય છે તે સર્વ ખરેખર વિનાશી છે, (તેથી) તેને વિષે આસક્તિ દુઃખરૂપ આગ લગાડનાર હોવાથી નિષ્ફળ છે."—૧૬૪

સાંસારિક પદાર્થોની અસ્થિરતા—

સ્પષ્ટી૦—આ પદ્યમાં જે એમ કહેવામાં આવ્યું છે કે જે જે પદાર્થ આપણી નજરે પડે છે તે અનિત્ય છે તે વાતને શ્રીવિબુધવિમલસૂરિકૃત ઉપદેશશતકનું નિમ્ન-લિખિત પદ્ય સમર્થન કરે છેઃ-

" अनित्यं संसारे भवति सकलं यन्नयनगं
वपुर्वित्तं रूपं मणिकनकगोऽश्वद्विपजनम् ।
पुरं रामा भ्राता जनकजननीनन्दनकुलं
बलं देहोत्थं वचनपटुता भाग्यभवनम् ॥ १४ ॥ "–શિખરિણી

અર્થાત્ સંસારમાં જે જે નયનગોચર થાય છે તે બધું અનિત્ય છે. જેમકે દેહ, દ્રવ્ય, રૂપ, મણિ, સુવર્ણ, ગાય, ઘોડો, હાથી, લોક, નગર, રમણી, ભાઇ, પિતા, માતા, પુત્ર, કુળ, શરીરજન્ય પરાક્રમ, બોલવાની ચાલાકી અને ભાગ્ય.

   

**पयःस्थापक्वकुम्भस्य, यथा नाशः पले पले ।**
**तथाऽऽवीच्याख्यनिधना–दायुर्नाशः क्षणे क्षणे ॥ १६५ ॥**

આયુષ્યની ક્ષણભંગુરતા—

શ્લો૦—" જેમ જળમાં રહેલા કાચા ઘડાનો વિનાશ પ્રતિપળ થાય છે, તેમ આવીચિ નામના મરણથી આયુષ્યનો વિનાશ ક્ષણે ક્ષણે થાય છે. "–૧૬૫

આવિચી મરણ—

સ્પષ્ટી૦—જે ભવને માટે જીવ જેટલું આયુષ્ય-કર્મ બાંધી લાવ્યો હોય તેનું ભોગવાઇ રહેવું તે 'મરણ' છે. વિચાર કરતાં સમજાય છે કે પ્રતિસમય આયુષ્ય-કર્મ અંશતઃ તો ભોગવાઇ જ રહ્યું છે. એટલે પ્રતિસમય આંશિક મરણ થાય છે. આવા મરણને જૈન શાસ્ત્રકારો ' આવીચિ-મરણ ' તરીકે ઓળખાવે છે.

   

**अनित्यानि शरीराणि, विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः, कर्तव्यो धर्मसङ्ग्रहः ॥ १६६ ॥**

ધર્મ માટે ઉદ્યમ—

શ્લો૦—"શરીરો અનિત્ય જ છે, સંપત્તિ શાશ્વત નથી જ અને મરણ સમીપ આવતું જાય છે જ; વાસ્તે ધર્મનો સંગ્રહ કરવો જોઇએ. "–૧૬૬

પ્રસ્તુતનું દઢીકરણ—

સ્પષ્ટી૦—અનિત્ય સંસારમાં ધર્મકરણી જ સારભૂત છે. પરબ્રહ્મમાં લીન થવું એ જ જીવનનું સાફલ્ય છે. આ વાત નિમ્ન-લિખિત પદ્યમાંથી તારવી શકાય છેઃ—

" आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-
र्र्थाः सङ्कल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ।
कण्ठाश्लेषोपगूढं तदपि न चिरं यत् प्रियाभिः प्रणीतं
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥ "–સ્રગ્૦

અર્થાત્ આયુષ્ય (જળના) મોજાના જેવું ચપળ છે. યૌવનરૂપ લક્ષ્મી કેટલાક દિવસ (જ) રહેનારી છે. દ્રવ્યો સંકલ્પના સમાન છે અને ભોગની રેલો વર્ષાકાલની વીજળીના વિલાસો જેવી છે. વળી કાન્તાઓનું આકંઠ ગાઢ આલિંગન પણ દીર્ઘકાલીન નથી. વાસ્તે (હે ભવ્યો !) સંસારરૂપ ભયાનક સાગરનો પાર પામવા માટે તમે બ્રહ્મને વિષે આસક્ત ચિત્તવાળા બનો.

આ હકીકતની પુષ્ટિ અર્થે ઉપદેશશતકનું નિમ્ન-લિખિત પદ્ય પણ જોઇ લઇએઃ—

" गगनधनुषा मेयं देहं पयोधितरङ्गवद्
बहु धनमिदं त्वायुर्वायुर्यथा जगतीतले ।
सुतनुयुवतिस्नेहो लेहो विषाक्तकृपाणजो
विचलसुखदो धर्मः कर्मक्षयः क्रियतामतः ॥ "–હરિણી

અર્થાત્ શરીરને મેઘ-ધનુષ્ય સાથે સરખાવવું યોગ્ય છે, આ વિપુલ લક્ષ્મી એ સમુદ્રના તરંગ જેવી (ચંચળ) છે, આયુષ્ય એ પૃથ્વીની સપાટી ઉપરના પવન જેવું અસ્થિર છે, અને સુન્દર શરીરવાળી વનિતાનો પ્રેમ એ ઝેરથી વ્યાપ્ત ખડ્ગને ચાટવા બરાબર છે. એથી કરીને શાશ્વત સુખને આપનાર અને કર્મનો ક્ષય કરનારો ધર્મ કરવો.

   

**अनन्ताः पूर्वजास्ते न, स्थितास्तत्र कथं नु त्वम् ।**
**स्थास्यतीति विचिन्त्यात्र, व्यामोहं न विधेहि भो ॥१६७॥**

**વ્યામોહનો ત્યાગ—**

શ્લો૦—" જે સંસારમાં ખરેખર તારા અનન્ત પૂર્વજો ન ટકી શક્યા, ત્યાં તું કેવી રીતે ટકી રહીશ? એમ વિચારીને આને વિષે તું વ્યામોહ સર્વથા ત્યજી દે."–૧૬૭

❈ ❈ ❈ ❈

**नराणां सञ्चया ये य, आयान्ति नेत्रयोः पथि ।**
**प्रायो वर्षशतादूर्ध्वं, नात्र कोऽप्यवशिष्यते ॥ १६८ ॥**

**આયુષ્યની મર્યાદા—**

શ્લો૦—" નરોના જે જે સમુદાયો દૃષ્ટિ–પથમાં આવે છે, તેમાંથી મોટે ભાગે સો વર્ષ પછી અહીં કોઇ બાકી રહેનાર નથી."–૧૬૮

❈ ❈ ❈ ❈

**मायेन्द्रजालवत् सर्वं, विद्युत्कान्तिरिवाथवा ।**
**क्षणदृष्टे क्षणान्नष्टे, प्रतिबन्धोऽत्र को भुवि ? ॥ १६९ ॥**

**મમતા માટે અનવકાશ—**

શ્લો૦—" આ સંસારમાં બધું માયાથી રચાયેલી ઇન્દ્રજાળ જેવું છે, અથવા એ વીજળીના ઝબકારા જેવું છે. એક પળમાં નજરે પડતા અને અન્ય ક્ષણમાં લોપ થતા એવા જગત્‌માં શું મમત્વ હોઇ શકે ? "–૧૬૯

❈ ❈ ❈ ❈

**गृहीत्वा या मुहुर्मुक्ताः, स्वजनश्रेणयो भवे ।**
**न मान्ति सङ्गृहीतास्ताः, सर्वाकाशे कथञ्चन ॥ १७० ॥**

**સ્વજનની શ્રેણિનો સમાવેશ—**

શ્લો૦—" ભવોભવમાં જે સ્વજનોની શ્રેણિઓને વારંવાર ગ્રહણ કરીને ત્યજી દીધી તેનો સંગ્રહ કરવામાં આવે તો સમસ્ત આકાશમાં કેમે કરી તે માય નહિ."–૧૭૦

❈ ❈ ❈ ❈

**यानि मुक्तानि जीवेन, शरीराणि भवे भवे ।**
**बिन्दुभिः सागरानन्तै-स्तेषां सङ्ख्या न विद्यते ॥१७१॥**

**ત્યજેલા દેહોની સંખ્યા—**

શ્લો૦—" ભવે ભવે જીવે જે શરીરનો ત્યાગ કર્યો છે, તેની સંખ્યા સમુદ્રના અનન્ત બિંદુઓથી (પણ દર્શાવી શકાય તેમ) નથી."–૧૭૧

   

**बम्भ्रमीत्यत्र योनिष्ठो, जीवो मुक्तिं लभेत न ।**
**जन्म-मृत्यु-जरा-ग्रस्तः, पातालं प्रविशन्नपि ॥ १७२ ॥**

**સંસારમાં પરિભ્રમણ—**

શ્લો૦—"(૮૪૦૦૦૦૦) લાખ [1]યોનિઓમાં રહેલો જીવ આ સંસારમાં વારંવાર ભટકે છે. જન્મ, મરણ અને ઘડપણથી ગ્રસ્ત એવો એ જીવ પાતાલમાં પેસવા છતાં મુક્તિ મેળવતો નથી."–૧૭૨

   

**वाताहतो यथा पत्र-पुञ्जो याति पृथक् पृथक् ।**
**तथेष्टं हा कुटुम्बं ते, कर्मवायुहतं भवेत् ॥ १७३ ॥**

**કુટુંબની છિન્નભિન્નતા—**

શ્લો૦—" જેમ પવન લાગતાં પાંદડાનો સમૂહ જુદો થઇ જાય છે, તેમ કર્મરૂપ પવનથી હણાતાં તારૂં ઇષ્ટ કુટુંબ (પણ) વિખેરાઇ જાય છે. "–૧૭૩

   

**हा मातर्हा पितर्बन्धो !, हा प्रिये ! हा सुता ! मम ।**
**इति विलपतो जीवान्, कृतान्तो न ह्युपेक्षते ॥ १७४ ॥**

**વિલાપની નિષ્ફળતા—**

શ્લો૦—" હા મારી મા ! ઓ મારા બાપા ! હે મારા ભાઇ ! ઓ મારી પ્રિયા ! હા મારા પુત્રો ! એમ વિલાપ કરતા જીવોની યમ ઉપેક્ષા કરતો નથી."–૧૭૪

---

1 યોનિ એટલે ઉત્પત્તિસ્થાન. એ સમ્બન્ધમાં વિશેષ માહિતી માટે જુઓ **ન્યાયકુસુમાંજલિ** ( સ્ત. ૫ શ્લો. ૧૧ ) નું સ્પષ્ટીકરણ. ( પૃ. ૩૦૧–૩૦૨ )

सायं वृक्षे यथोषित्वा, भिन्नादिगागताः खगाः ।
प्रातः प्रयान्ति कुत्रापि, ज्ञायन्ते दिशि नो जनैः ॥१७५॥
तथा गृहतरौ जीवा, गतिनानादिगागताः ।
[1]उषित्वा पञ्च दिवसान्, न ज्ञायन्ते गताः क्व च ॥१७६॥
—युग्मम्

શ્લો૦—"જુદી જુદી દિશામાંથી આવેલા પક્ષીઓ જેમ સાંજે ઝાડ ઉપર વાસો કરીને સવારે કઇ દિશામાં જાય છે તે માનવોથી જણાતું નથી તેમ વિવિધ ગતિરૂપ ભિન્ન ભિન્ન દિશાઓમાંથી આવેલા અને ગૃહરૂપ વૃક્ષને વિષે પાંચ દિવસ રહેલા જીવો ક્યાં ગયા તે જણાતું નથી."–૧૭૫–૧૭૬

   

अप्राप्तपुष्पफलकं, हा लोकत्रयं क्रमेलकैः ।
खाद्यते मृत्युरूपैर्भो, भव्या ! बुध्यत बुध्यत ॥ १७७ ॥

ભવ્યોને ચેતવણી—

શ્લો૦—" જ્યાં (સમ્યક્ત્વરૂપ ) ફૂલ અને ( વિરતિરૂપ ) ફળ પ્રાપ્ત નથી એવા ત્રૈલોક્યને મરણરૂપ ઊંટો ખાઇ જાય છે, તેથી હે ભવ્યો ! તમે ચેતો, ચેતો."–૧૭૭

   

गर्भस्थं योनिगं चात्र, निर्गच्छन्तं च निर्गतम् ।
बालं प्रवर्धमानं च, तरुणं स्थविरं तथा ॥ १७८ ॥
पृथ्वीपतिं तथा रङ्कं, मूर्खं पाण्डित्यशालिनम् ।
सुखिनं दुःखिनं मृत्युः, सुरूपं रूपवर्जितम् ॥ १७९ ॥
सरुजं नीरुजं चापि, दुर्बलं बलिनं तथा ।
हन्ति चराचरं सर्वं, ज्वलद्दावानलो यथा ॥१८०॥—त्रिभिर्विशेषकम्

---

૧ "वसिऊण पंच दिवसेहिं" એવો પાઠ દેશનાશતકમાં હોવાનું સૂચવાય છે, પરંતુ મને તે ઉપલબ્ધ નથી.

મૃત્યુની વિશ્વવ્યાપી સત્તા--

શ્લો૦—" આ સંસારને વિષે જેમ પ્રદીપ્ત દાવાનલ જંગમ અને સ્થાવર સર્વ વસ્તુઓનો નાશ કરે છે તેમ ગર્ભમાં રહેલાને, યોનિમાં રહેલાને, ત્યાંથી બહાર નીકળતાને તથા નીકળેલાને, બાળકને, વૃદ્ધિ પામતાને, તરુણને, સ્થવિરને, પૃથ્વી-પતિને, રંકને, મૂર્ખને, પંડિતને, સુખીને, દુઃખીને, સુન્દર રૂપવાળાને, કદરૂપાને, રોગીને, નીરોગીને, નિર્બળને તેમજ સબળને મૃત્યુ મારી નાંખે છે."[1]–૧૭૮–૧૮૦

   

**त्यजनीयं शरीरं स्यात्, कदाचिदप्यशाश्वतम् ।**
**तदन्नादिपरित्यागाद्, लभध्वं शाश्वतं सुखम् ॥ १८१ ॥**

શાશ્વત સુખ માટે પ્રયાસ--

શ્લો૦—"અનિત્ય ( હોવાથી ) કોઇ દિવસ તો (આ) શરીરને ત્યજવું (જ) પડશે. તેથી અન્ન વગેરેનો ત્યાગ કરી (હે ભવ્યો !) શાશ્વત સુખ પામો."–૧૮૧

   

**सर्वार्थसिद्धवास्यत्रा—युषि जीर्णे पतेत् सुरः ।**
**त्रित्रिंशत्सागरायुष्को--ऽन्येषां का गणना भवेत् ? ॥१८२॥**

દેવોનું પણ ચ્યવન—

શ્લો૦--"આયુષ્ય જીર્ણ થતાં-પૂર્ણ થાય એટલે 'સર્વાર્થસિદ્ધ'માં રહેતો અને ૩૩ સાગરોપમના આયુષ્યવાળો દેવ પણ અત્રે પડે છે-ચ્યવે છે, તો બીજાઓની તો શી ગણત્રી ? "-૧૮૨

   

**स प्रदेशोऽपि नास्त्येव, लोकेऽत्र त्रिविधेऽपि च ।**
**यत्र व्याधिगतो नष्टो, न जीवो निजकर्मभिः ॥ १८३ ॥**

---

१ જુઓ પૃ. ૬.

રોગ અને વિનાશનું સામ્રાજ્ય—

શ્લો૦—"( સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એમ ) ત્રણ પ્રકારના લોકમાં પણ એવો પ્રદેશ નથી જ કે જ્યાં જીવ પોતાના કર્મોથી રોગગ્રસ્ત કે નાશવંત ન થયો હોય."–૧૮૩

❋ ❋ ❋ ❋

**स्वा‌ि सञ्जायते दासो, दासः स्वामी भवेत् तथा ।**
**असुहृद् मित्रतां याति, मित्रं याति च शत्रुताम् ॥१८४॥**
**यत् प्रातस्तन्न मध्याह्ने, यन्मध्याह्ने न तन्निशि ।**
**इत्यनित्यतया ‍गत, वृथा मा‍ो विधीयते ॥ १८५ ॥–युग्मम्**

સ્થિતિઓમાં પરિવર્તન—

શ્લો૦—" શેઠ નોકર બને છે અને ચાકર સ્વામી થાય છે; દુશ્મન દોસ્તદાર થાય છે અને મિત્ર શત્રુ બને છે; વળી જે સવારે હોય છે તે ખરે બપોરે નથી અને જે મધ્યાહ્નને છે તે રાત્રે નથી. એમ અનિત્યતાથી વ્યાપ્ત જગત્‌ને વિષે મોહ ફોગટ રખાય છે."–૧૮૪–૧૮૫

❋ ❋ ❋ ❋

**इदृग्भवस्वरूपे किं, मुह्यसि मूढमानस ! ।**
**एवं भावनया सूत्र–माद्यया ‍च्यते ‍हित‍ ॥ १८६ ॥**

પ્રથમ ભાવનાનો સાર—

શ્લો૦—"હે મૂઢ મન ! આવી જાતના ભવના સ્વરૂપને વિષે તું કેમ મોહ પામે છે એ પ્રમાણેનું કલ્યાણકારી સૂત્ર પ્રથમની ભાવના વડે સૂચવાય છે."–૧૮૬

વિવેચનનો સાર—

સ્પષ્ટી૦—અનિત્ય ભાવનાને વ્યક્ત કરનારાં આ સમગ્ર પદ્યોનો સારાંશ શાન્તિપર્વ ( અ. ૩૩૮)ના નિમ્ન–લિખિત પદ્યમાં શોભી રહ્યો છે:—

**" निमेषमात्रमपि हि, वयो गच्छन्‍ तिष्ठति ।**
**स्वशरीरेष्वनित्येषु, नित्यं किमनुचिन्तये‍ ? ॥"**—અનુ૦

અર્થાત્ પસાર થઇ જતી ઉમર આંખના એક પલકારા જેટલો વખત પણ થંભી જતી નથી; તો અનિત્ય એવા પોતાના શરીરમાં કઇ ચીજ નિત્ય મનાય ?

   

**विद्यते शरणं नात्र, मरणे कस्यचिद् भवे ।**
**अशरणा नृदेवेन्द्रा, व्रजन्ति यमधामनि ॥ १८७ ॥**

**અશરણ ભાવના—**

શ્લો૦—"કોઇના પણ મરણને વિષે આ સંસારમાં કોઇ શરણ (રૂપ) નથી. રાજાઓ અને ઇન્દ્રો (પણ) શરણ રહિત હોઇ યમના ધામે સિધાવે છે. "–૧૮૭

   

**भीष्मरोगभराक्रान्ते-ऽनाथे नाथोऽभवन्नहि ।**
**कश्चिच्छरणदाताऽत्र, शरणं धर्ममाददौ ॥ १८८ ॥**

ધર્મનું શરણ--

શ્લો૦--" જ્યારે **અનાથ** (મુનિ) ભયંકર રોગના સમૂહથી ગ્રસ્ત થયા, ત્યારે કોઇ શરણદાયક સ્વામી ન થયો (આથી) તેમણે ધર્મનું શરણ લીધું. "–૧૮૮

**અનાથ મુનીશ્વર—**

**સ્પષ્ટી૦**—મરકત વગેરે રત્નોથી અથવા ઉત્તમ ઘોડા, હાથી ઇત્યાદિ વડે સમૃદ્ધ મગધેશ્વર **શ્રેણિક** રાજા એક દિવસે અશ્વ–ક્રીડા કરવા માટે નગરથી બહાર નીકળ્યો અને 'મંડિતકુક્ષિ' નામના ચૈત્યમાં–ઉદ્યાનમાં ગયો. વિવિધ વૃક્ષો, લતાઓ, કુસુમો અને પક્ષીઓથી અલંકૃત તે ઉદ્યાન નન્દન વનના જેવું શોભતું હતું. ત્યાં એક ઝાડના મૂળ પાસે બેઠેલી [1]સાધુ, [2]સંયત, [3]સુસમાહિત, સુકુમાર, સુખ ભોગવવા યોગ્ય અથવા શુભોચિત વ્યક્તિ ઉપર એની નજર પડી. આ મુનિનું રૂપ વગેરે જોઇને તેને અતિશય અચંબો થયો અને તે બોલી ઊઠ્યો કે–

---

૧–૩ કોઇ પણ શિષ્ટ પુરુષ 'સાધુ' કહેવાય છે. તેનાથી વિશેષતા સૂચવવા 'સંયત' શબ્દનો પ્રયોગ કર્યો છે. નિહ્નવો પણ બહારથી સંયમ પાળનારા હોય છે, વાસ્તે તેનો વ્યવચ્છેદ કરવા માટે 'સુસમાહિત' વિશેષણ લગાડ્યું છે.

" [1]अहो वण्णो अहो रूवं, अहो अज्जस्स सोमया ।
अहो खंती अहो मुत्ती, अहो भोगे असंगया ॥ ६ ॥"–અનુ૦
—ઉત્તરાધ્યયન, અ. ૨૦

અર્થાત્ અહો વર્ણ ! અહો રૂપ ! અહો આર્યની સૌમ્યતા ! અહો ક્ષમા ! અહો નિર્લોભતા ! અને અહો ભોગને વિષે નિઃસ્પૃહતા ! આ મુનિરાજને વંદન કરીને અંજલિ જોડીને શ્રેણિકે તેમને પ્રશ્ન કર્યો કે હે આર્ય ! તમે તરૂણ છે, છતાં તમે આ ભોગ-કાલમાં પ્રવ્રજ્યા કેમ ગ્રહણ કરી છે ? વળી તમે રોગ-ગ્રસ્ત પણ જણાતા નથી, કેમકે સંયમ પાળવામાં તો કટિબદ્ધ છો. મુનિવરે જવાબ આપ્યો કે હે મહારાજ ! હું અનાથ છું. મારો કોઇ નાથ નથી તેમજ વળી મારા ઉપર અનુકંપા રાખે એવો કોઇ મને મિત્ર મળ્યો નથી; આથી મેં યુવાવસ્થામાં દીક્ષા ગ્રહણ કરી છે. આ સાંભળીને રાજાએ હસીને કહ્યું કે આપની [2]રૂપ-સંપત્તિ વગેરે જોતાં આપ અનાથ હો એ મનાતું નથી, છતાં અનાથતાને જ લીધે જો આપે દીક્ષા ગ્રહણ કરી હોય તો હું આપ જેવા પૂજ્યોનો નાથ થાઉં અને મારા જેવો આપનો સ્વામી અને પછી આપને મિત્રો, જ્ઞાતિ, ભોગ વગેરે બધું સુલભ છે. આનો પ્રત્યુત્તર આપતાં મુનિવરે કહ્યું કે—

" [3]अप्पणा वि अणाहोऽसि, सेणिय ! मगहाहिवा ! ।
अप्पणा अणाहो संतो, कहं नाहो भविस्ससि ? ॥ १२ ॥"–અનુ૦
—ઉત્તરાધ્યયન, અ. ૨૦

અર્થાત્ હે શ્રેણિક ! હે 'મગધ'ના અધિપતિ ! તું તારી જાતે પણ અનાથ છે અને જાતે અનાથ હોઇ તું (અન્યનો) નાથ કેવી રીતે થઇશ ? આ સાંભળીને વિશેષ સંભ્રાંત અને ચકિત થયેલો રાજા બોલ્યો કે મારે ઘોડા, હાથી, મનુષ્યો છે, વળી મારે પુર અને અંતઃપુર છે; એથી કરીને તો હું મનુષ્ય સંબન્ધી ભોગો ભોગવું છું. વિશેષમાં મારી સર્વ અભિલાષાઓ પાર પડતી હોવા છતાં હું અનાથ કેવી રીતે છું ? તેથી હે પૂજ્ય ! આપ અસત્ય ન વદો. મુનિએ કહ્યું કે હે

---

૧ છાયા—

अहो वर्णः अहो रूपम् अहो आर्यस्य सौम्यता ।
अहो क्षान्तिः अहो मुक्तिः अहो भोगेऽसङ्गता ॥

૨ સરખાવો—

" यत्राकृतिस्तत्र गुणा वसन्ति ।"

૩ છાયા—

आत्मनाऽपि अनाथोऽसि श्रेणिक ! मगधाधिप ! ।
आत्मनाऽनाथः सन् कथं नाथो भविष्यसि ? ॥

રાજન્ ! તું અનાથનો અર્થ સમજતો નથી; મારા કથનનો આશય તારા ધ્યાનમાં આવતો નથી, તેથી તું મને મૃષાવાદી ગણે છે. આથી તું મારી વાત ધ્યાનપૂર્વક સાંભળ એટલે કેવો મનુષ્ય અનાથ ગણાય છે અને મેં જે અનાથપણું કહ્યું છે તે કેવી રીતે બંધબેસતું આવે છે તે સમજાશે.

જૂનાં નગરોને ભેદનારી અર્થાત્ પોતાના ગુણો વડે અસાધારણ એવી 'કૌશાંબી' નગરી છે. ત્યાં પુષ્કળ ધન એકઠું કરનારા મારા **ધનસંચય** નામના પિતા વસતા હતા. હે મગધેશ ! પ્રથમ વયમાં–યૌવનાવસ્થામાં મને અસાધારણ નેત્ર-વેદના ઉત્પન્ન થઇ અને એથી સર્વ અવયવોમાં અત્યંત દાહ પેદા થયો. જેમ કોઇ કોપે કળકળેલો શત્રુ શરીરનાં કાન, નાક વગેરે છિદ્રોમાં તીક્ષ્ણ શસ્ત્ર ઘોંચી ઘાલે અને તેથી જેવી વેદના થાય તેવી મને નેત્ર–પીડા થતી હતી. વિશેષ શું કહેવું? ઇન્દ્રના વજ્રની પેઠે ભયંકર અને સામાને પણ જોતાં કંપારી છૂટે એવી ઘોર વેદના હું ભોગવતો હતો. ખાન, પાન અને રમણ પણ મને સૂઝતાં ન હતાં. આ વ્યાધિને દૂર કરવા માટે હોશિયાર વૈદ્યો, વિદ્યા અને મંત્રથી ચિકિત્સા કરનારા ચાલાક જનો, અસાધારણ શસ્ત્ર–કુશળ અથવા શાસ્ત્રકુશળ હકીમો, તેમજ જડીબુટ્ટીઓના જાણકાર પુરુષો મારી સેવામાં હાજર હતા એટલું જ નહિ, પરંતુ વૈદ્ય, ઔષધ, રોગી અને સારવાર કરનારના મર્મને જાણનારા અથવા વમન, વિરેચન, મર્દન અને સ્વેદન અથવા અંજન, બંધન, લેપન અને મર્દન એમ ચારે પ્રકારે શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે વિવિધ જનો મારી ચિકિત્સા કરતા હતા, પરન્તુ અણુમાત્ર પણ તેઓ મારૂં દુઃખ દૂર ન કરી શક્યા. આ પ્રમાણે દુઃખ દૂર કરવારૂપ મારી અનાથતા હતી. મારી ખાતર સર્વ ઉત્તમ વસ્તુઓનો પણ ત્યાગ કરી બેઠેલા એવા મારા પિતા, મારે દુઃખે અડધી થઇ ગયેલી મારી માતા, મારાં સગાં મોટાં અને નાનાં ભાઇઓ અને બેનો તેમજ મારી પાછળ પ્રાણ પાથરતી, પતિવ્રતા, ચોધારે આંસુએ રડતી, મારી રજા હોવા છતાં નહિ ખાતી કે નહિ પીતી તેમજ સ્નાન વગેરેને પણ તિલાંજલિ આપીને ચોવીસે કલાક મારી પાસે ને પાસે સેવા કરવા ચારે પગે ખડી રહેલી મારી અર્ધાંગના પણ મને દુઃખમાંથી છોડાવી શક્યાં નહિ. આથી બીજી કઇ અનાથતા હોય ? હું બોલ્યો કે જે વેદના મને દુઃસહ જણાય છે તે મેં આ અનંત સંસારમાં અનેક વાર ભોગવી છે. હવે તો જો એક વાર આ વેદનાથી મુક્ત થાઉં તો સંસારનો ઉચ્છેદ કરનારી દીક્ષા ગ્રહણ કરૂં કે જેથી મારે ફરીથી આવી પીડા ન ભોગવવી પડે. આ પ્રમાણે કહીને વિચારમાં ને વિચારમાં હું સુઇ ગયો. રાત્રિ પૂરી થતાં તો મારી વેદના મટી ગઇ એટલે સવારના મારા વડીલોની રજા લઇ, ક્ષમા ધારણ કરી, ઇન્દ્રિય અને મનને કાબૂમાં રાખી મેં પારમેશ્વરી દીક્ષા અંગીકાર કરી અને તેમ કરીને હું અનાથ મટીને આજે પોતાનો અને પારકાનો, ત્રસોનો અને સ્થાવરોના

પણ નાથ બન્યો છું. રત્ન-ત્રયીના લાભરૂપ યોગ અને પ્રમાદના પરિત્યાગ પૂર્વકના તેના રક્ષણરૂપ ક્ષેમથી હું યોગક્ષેમકૃત છું; અન્યોને પણ હું ધર્મમાં સ્થિર કરૂં છું.

આથી સમજાયું હશે કે દુષ્કૃત્ય કરવામાં મશગૂલ બનેલો આત્મા જ વૈતરણી નદી છે, એ જ શાલ્મલિ તરુ છે, એ જ દુઃખોનો કર્તા છે અને એનો એ આત્મા જ્યારે સુકૃત્ય કરવામાં પોતાનું શૂરાતન અજમાવે છે ત્યારે એ જ કામધેનુ છે, નંદન વન છે, ઉત્તમ મિત્ર છે અને સુખોનો કર્તા અને ભોક્તા છે. વળી હે પૃથ્વીનાથ ! તને અનાથતા બીજી રીતે પણ સમજાવું છું. નિર્ગ્રન્થ-ધર્મને પામ્યા બાદ કેટલાક જીવો જિનેશ્વરે ફરમાવેલાં અનુષ્ઠાનો સેવવામાં શિથિલ બને છે, તે પણ એક જાતની અનાથતા છે તેમજ જેઓ સર્વથા નિઃસત્ત્વ હોઇ પ્રવ્રજ્યા અંગીકાર જ કરતા નથી તેઓ પણ અનાથતાથી દૂષિત છે.

**ઉત્તરાધ્યયન**ના વીસમા અધ્યયનમાં તો પાંચ સમિતિ વગેરેથી રહિત સાધુને ઉદ્દેશીને ત્યાં સુધી કહ્યું છે કે--

" [1] चिरं पि से मुंडरुई भवित्ता, अत्थिरव्वए तव नियमेहिं भट्ठे ।
चिरं पि अप्पाणं किलेसइत्ता, न पारए होइ हु संपराए ॥ ४१ ॥
पोल्लेव मुट्ठी जह से असारे, अयंतिए कूडकहावणे वा ।
राढामणी वेरुलिअप्पगासे, अमहग्घए होइ हु जाणएसु ॥
कुसीललिंगं इह धारइत्ता, इसिज्झयं जीविय वूहइत्ता ।
असंजए संजय लप्पमाणा, विणिघायमागच्छइ से चिरं पि ॥ ४३ ॥ "

અર્થાત્ તે સાધ્વાભાસ અસ્થિર વ્રતવાળો અને તપ અને નિયમથી ભ્રષ્ટ થયેલો ચિર કાળ પર્યંત માત્ર મુંડનને જ વિષે રુચિવાળો હોઇ લાંબા વખત સુધી પોતાની જાતને ક્લેશ પમાડી સંસારનો પાર પામતો નથી-સંસારમાં રઝળ્યા કરે છે. એ મુંડરુચિવાળો દ્રવ્યસાધુ પોલી મુઠ્ઠીની જેમ અસાર છે-એનું અંતઃકરણ ધર્મવિહીન હોવાથી ખાલી મુઠ્ઠીની પેઠે એ સાર વિનાનો છે, ખોટા રૂપિયાની જેમ

---

૧ છાયા—

चिरमपि स मुण्डरुचिर्भूत्वाऽस्थिरव्रतस्तपोनियमेभ्यो भ्रष्टः ।
चिरमपि आत्मानं क्लेशयित्वा न पारगो भवति हु सम्परायस्य ॥
शुषिरेव मुष्टिर्यथा सोऽसारोऽयन्त्रितः कूटकार्षापणो वा ।
काचमणिर्वैडूर्यप्रकाशोऽमहार्घको भवति हु ज्ञापकेषु ॥
कुशीललिङ्गमिह धारयित्वा ऋषिध्वजं जीविताय वर्धयित्वा ।
असंयतः संयतं लपन् विनिघातमागच्छति स चिरमपि ॥

ઉપેક્ષા કરવા લાયક છે; કારણ કે વૈડૂર્યના જેવા ચળકાટવાળો કાચ મણિના પરીક્ષકોને હાથે મૂલ્યવાન્ ઠરતો નથી. સાધુના આચારથી પતિત એવો તે પાર્શ્વસ્થાદિ કુશીલના લિંગને ધારણ કરતો તેમજ આજીવિકાને માટે રજોહરણ (ઓઘો) વગેરે ઋષિધ્વજને વધારતો, આ વેષ જ પ્રધાન છે એમ કહીને અસંયમી હોવા છતાં સંયમી હોવાનો દાવો કરનાર લાંબા વખત સુધી આ સંસારમાં વિવિધ પીડાઓ પામે છે. આનું કારણ દેખીતું છે, કેમકે જેમ કાલ-કૂટ ઝેર ખાતાં તે પ્રાણને હરે છે અને વિપરીતપણે ગ્રહણ કરેલું શસ્ત્ર પોતાનો જ ઘાણ કાઢે છે તેમ વિષયોથી વ્યાપ્ત એવો ધર્મ આત્માને હણે છે, કેમકે શું મંત્રાદિ વડે વશ કરવા ધારેલો વૈતાલ વશ ન થાય તો પછી તે મંત્રસાધકને જીવતો મૂકે કે ?

કહેવાની મતલબ એ છે કે સ્વચ્છંદી બનેલો, મહાવ્રતોની વિરાધના કરનારો, રસનેન્દ્રિયને આધીન બનેલો અને નિરર્થક પશ્ચાત્તાપ કરનારો સાધુ આ લોક અને પરલોકમાં કષ્ટોની પરંપરા વહોરી લે છે અને સ્વપરનું રક્ષણ કરવામાં અસમર્થ નીવડે છે એટલે તેવો સાધુ પણ અનાથ જ છે.

આ પ્રમાણે સાધુઓને હિતકારક મહાશ્રુત **અનાથ** મુનિએ રાજાને કહી સંભળાવ્યું. તેથી ખુશી થયેલો રાજા હાથ જોડીને બોલ્યો કે હે કર્મરૂપ શત્રુ પ્રત્યે ભયંકર ! હે ઇન્દ્રિયો અને મનનું દમન કરવામાં એક્કા સમાન! હે મહાપ્રતિજ્ઞા-પાલક ! હે મહાયશસ્વી મુનિરત્ન ! આપે મને અનાથતાનો સાચો સાક્ષાત્કાર કરાવ્યો છે. મેં અજાણપણે જે આપના નાથ થવાની વાત કહી હતી તેમજ મેં જે આપને મૃષાવાદી માન્યા હતા તે બદલ હું ક્ષમા ચાહું છું. આપે દીક્ષા કેમ લીધી એ પ્રશ્ન પૂછીને મેં જે આપના ધ્યાનમાં વિઘ્ન કર્યું તે બદલ માફી માગું છું તેમજ ભોગ ભોગવવા માટે મેં જે આપને નિમંત્રણ આપ્યું હતું તે મારા અપરાધને જતો કરવા હું આપને વારંવાર વિનવું છું. એ પ્રમાણે કહી વંદનાદિ કરીને શ્રેણિક રાજા સ્વસ્થાનકે ગયા.

   

**उत्सङ्गे क्रीडमानं च, सुप्तं मातुः समीपगम् ।**
**आर्यमनार्यमिष्टं वा--निष्टं हरेत् कृतान्तकः ॥ १८९ ॥**

**કૃતાન્તની ક્રૂરતા—**

શ્લો૦—" માતાના ખોળામાં રમતા કે તેની પાસે સૂતેલા, આર્ય, અનાર્ય, વહાલા કે અળખામણા એ સર્વનું યમ હરણ કરે છે. "–૧૮૯

   

**न कोऽपि शरणं लोके, कुर्याद् धर्ममृते तव ।**
**एवं शरण्यहीने त्वं, निष्पुण्यः किमु ताम्यसि ? ॥ १९० ॥**

**શરણહીન સંસાર—**

શ્લો૦—" ( હે ચેતન ! ) આ લોકમાં ધર્મ વિના કોઇ બીજો તારો બચાવ કરે તેમ નથી. આ પ્રમાણે શરણ કરવા લાયક ( વ્યક્તિ )થી હીન એવા આ જગત્‌માં પુણ્ય રહિત એવો તું કેમ ખેદ પામે છે ? "–૧૯૦

   

**सपुण्यो धर्ममाचर्य, सशरण्यं करोति च ।**
**अशरण्यमिमं लोकं, धर्मस्य गहना गतिः ॥ १९१ ॥**

**ધર્મની ગહન ગતિ—**

શ્લો૦—" પુણ્યશાળી જીવ ધર્મનું આચરણ કરી આ અશરણ્ય જગતને શરણ્ય બનાવે છે (તેમાં કશી નવાઇ નથી, કેમકે) ધર્મની ગતિ ગૂઢ છે. "–૧૯૧

**ધર્મની બલિહારી—**

સ્પષ્ટી૦—ધર્મના જેટલા વખાણ કરીએ તેટલા થોડા છે. આથી અત્રે તો નિમ્ન-લિખિત સૂક્ત રજુ કરી વિરમીશું:—

" धर्मः सर्वसुखाकरो हितकरो धर्मं बुधाश्चिन्वते
धर्मेणैव समाप्यते शिवसुखं धर्माय तस्मै नमः ।
धर्मान्नास्त्यपरः सुहृद् भवभृतां धर्मस्य मूलं दया
धर्मे चित्तमहं दधे प्रतिदिनं हे धर्म ! मां पालय ॥"–શાર્દૂલ૦

અર્થાત્ ધર્મ સર્વ સુખની ખાણ છે અને કલ્યાણકારી છે. ડાહ્યા માણસો ધર્મનો સંચય કરે છે. ધર્મથી જ મોક્ષનું સુખ મળે છે. (વાસ્તે) ધર્મને નમસ્કાર હોજો. સંસારીઓને ધર્મ સિવાય અન્ય મિત્ર નથી. ધર્મનું મૂળ દયા છે. ધર્મમાં હું ચિત્ત પરોવું છું. હે ધર્મ ! તું મારૂં નિરંતર રક્ષણ કરજે.

   

**यदा द्वैपायनेनात्र, दग्धा द्वारवती पुरी ।**
**न जज्ञे शरणं कृष्णो, वासुदेवपदे स्थितः ॥ १९२ ॥**

**धनञ्जयेन पञ्चत्व-मापिरेऽनेकशो जनाः ।**
**धर्मेण मोचितास्तत्र, रुच्यङ्गीकृतसंयमाः ॥ १९३ ॥-युग्मम्**

**ધર્મની સહાયતા—**

શ્લો૦—" જ્યારે આ લોકમાં દ્વૈપાયને ' દ્વારિકા ' નગરી બાળી, ત્યારે વાસુદેવની પદવી ભોગવતા કૃષ્ણ પણ શરણ ન થયા. (આ) આગમાં અનેક જનો (બળી) મર્યા. જેમણે રુચિથી સંયમ સ્વીકાર્યો તેમને તેમાંથી ધર્મે છોડાવ્યા. "
—૧૯૨-૧૯૩

**દ્વારિકાનો દાહ—**

સ્પષ્ટી૦—એક વેળા **શ્રીનેમિનાથ**ની દેશના સાંભળીને શ્રીકૃષ્ણે તેમને પૂછયું કે હે ભગવન્ ! આ ' દ્વારકા ' નગરીનો, યાદવોનો અને મારો શી રીતે વિનાશ થશે ? પ્રભુ બોલ્યા કે 'શૌર્યપુર'ની બહાર આશ્રમમાં રહેનારા **પરાસર** નામના પવિત્ર તાપસને નીચ કુળની કન્યાથી **દ્વૈપાયન** નામનો પુત્ર થયો છે. ઇન્દ્રિયોને વશ કરી બ્રહ્મચર્યને પાળતા આ **દ્વૈપાયન** ઋષિ 'દ્વારકા'ની સમીપ આવી રહેશે. તેને તમારા **શાંબ** વગેરે પુત્રો તેમજ અન્ય યાદવો મદિરાથી મદોન્મત્ત બની મારશે. તેથી ગુસ્સે થઇ તે તાપસ સર્વને બાળી મૂકશે અને તમારો નાશ તમારા ભાઇ **જરાકુમાર**થી થશે. આ સાંભળીને આપત્તિમાંથી બચવાને માટે કોઇએ દારૂ પીવો નહિ એવો વાસુદેવે હુકમ કાઢ્યો અને જેટલી મદિરા નગરીમાં હતી તે બધી પાસેના પર્વતની 'કાદમ્બરી' ગુફામાં રેડાવી દીધી. આની આસપાસ સુન્દર સુગંધી પુષ્પો ઉગવાથી આ મદિરા લહેજતદાર બની ગઇ.

એક વેળા **શાંબ**નો કોઇ સેવક ફરતો ફરતો ત્યાં આવી ચડયો. ઘણી તરસ લાગેલી હોવાથી તેણે આ દારૂ પીધો અને તેના સ્વાદથી ખુશી થઈ આ મદિરાની એક મસક ભરીને તેણે **શાંબ**ને ભેટ કરી. આ પીતાં તો **શાંબ** રાજી રાજી થઇ ગયો. પછી આનું વિશેષ પાન કરવાને તે પોતાના ભાઈઓ વગેરેની સાથે 'કાદંબરી' ગુફા પાસે ગયો અને ત્યાં બેસીને ધરાઇને મદિરા પીધી. મદિરાથી ચકચૂર બનેલા આ યાદવોની **દ્વૈપાયન** ઋષિ તરફ નજર પડી એટલે **શાંબ** બોલી ઊઠયો કે આ ઋષિથી આપણી નગરીનું અને કુળનું આવી બનવાનું છે, વાસ્તે આને જ યમધામ પહોંચાડવો તે ઠીક છે. આ પ્રમાણેનાં વચન સાંભળી યદુકુમારોએ ઋષિને માર મારવામાં કચ્ચાસ ન રાખી. તેને અધમુઆ કરી તેઓ નગરમાં પાછા ફર્યા.

આ વૃત્તાન્તથી વાસુદેવ વાકેફગાર થતાં **દ્વૈપાયન** ઋષિને શાંત કરવા તેઓ **બળરામ** સહિત તેમની પાસે આવ્યા. તેમણે આ ઋષિને ઘણુંએ સમજાવ્યા, પરંતુ એ ઋષિએ જવાબ આપ્યો કે તમારા પુત્રોએ મને માર્યો ત્યારે મેં સર્વે લોક સહિત 'દ્વારકા'ને બાળી મૂકવાનું નિયાણું બાંધ્યું છે એટલે તમારા સાંત્વનથી સર્યું; તમે બે જણા જ બચી જશો.

સમય જતાં **દ્વૈપાયન** મરણ પામી અગ્નિકુમાર–નિકાયમાં દેવ થયો. પૂર્વેનું વેર યાદ આવતાં તે સત્વર 'દ્વારકા'માં આવ્યો, પરંતુ ત્યાં લોકો દાહને અટકાવવા ધર્મ–ક્રિયા કરતા હતા એટલે તે કંઇ કરી શકયો નહિ; આથી લાગ મળે તો લાભ લેવા તે ઉત્સુક રહેવા લાગ્યો. આ પ્રમાણે લગભગ અગીયાર વર્ષ વીતી ગયાં એવામાં બારમે વર્ષે જ્યારે લોકો સ્વેચ્છાચારી બની ધર્મ–માર્ગથી ભ્રષ્ટ થયા, ત્યારે છિદ્રને શોધી રહેલા **દ્વૈપાયનને** પોતાનું પોત પ્રકાશવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

તેણે નગરીમાં અનેક ઉપદ્રવો કરવા શરૂ કર્યા. ચારે બાજુથી લાકડાં અને ઘાસને લાવી લાવીને તેણે નગરીમાં મોટો ઢગલો કર્યો. સાથે સાથે બાળી મૂકવાને માટે ૬૦ કુળકોટિ બહાર રહેનારા અને ૭૨ કુલકોટિ દ્વારકામાં રહેલા યાદવોને એકઠા કરી તેણે ભયંકર આગ લગાડી. આમાં બાળકોને કે વૃદ્ધોને બળતાં જોઇને પણ આ અસુરને દયા ન આવી. **કૃષ્ણ** અને **બળરામે**, **વસુદેવ**, **દેવકી** અને **રોહિણીને** બચાવી લેવા માટે રથમાં બેસાડયા, પરંતુ બળદોએ એક ડગલું પણ આગળ ભર્યું નહિ. એટલે વાસુદેવ અને **બળરામ** પોતે તે રથને ખેંચવા લાગ્યા. મહામુસીબતે તેઓ નગરીના દરવાજા પાસે આવી શકયા. એટલામાં દ્વાર બંધ થઇ ગયાં, પરંતુ વાસુદેવે પગની પાનીના પ્રહારથી તેને ભાંગી નાંખ્યાં. રથને આગળ ખેંચી જવા બન્ને ભાઇઓએ પૂર્ણ પ્રયાસ કર્યો. પરંતુ તેમનું કશું વળ્યું નહિ. તે વખતે **દ્વૈપાયને** આવીને તેમને કહ્યું કે તમારા બે જણ સિવાય આ આગમાંથી કોઇ બચી શકે તેમ નથી, વાસ્તે મહેનત કરવી માંડી વાળો. નિરાશ થઇ આખરે માબાપને મૂકીને તેમની રજા પૂર્વક તેઓ અન્યત્ર ચાલ્યા ગયા. **દ્વૈપાયને** તો પોતાનું જોર પૂરેપૂરૂં અજમાવ્યું. છ મહિના સુધી નગરીને બાળી અને તેમાં પૂર્વોક્ત યાદવોને ભસ્મીભૂત કર્યા ત્યારે એને ટાઢક વળી.

આ પ્રમાણે **દ્વૈપાયને** નગરીને બાળી તે દરમ્યાન **બલરામનો** પુત્ર **કુબ્જવારક** કે જે ચરમશરીરી હતો તે મહેલના અગ્ર ભાગે જઇ એમ બોલવા લાગ્યો કે આ વખતે હું **શ્રીનેમિનાથનો** વ્રતધારી શિષ્ય છું, વળી હું આ ભવને અંતે મોક્ષે જનાર છું, તો હું અગ્નિથી કેમ બળી મરૂં? તે આ પ્રમાણે બોલતો હતો એવામાં એક [1]જૃંભક દેવતા ત્યાં આવી તેને પ્રભુ પાસે લઇ

ગયો. આ સમયે પ્રભુ **પાંડવોના** દેશમાં સમોસર્યા હતા. ત્યાં આ **કુબ્જવારકે** દીક્ષા અંગીકાર કરી. આ પ્રમાણે એમણે પોતાનું રક્ષણ કર્યું અને આત્મ-કલ્યાણ સાધ્યું.

   

**आधिव्याधिहतो जीवः, कुटुम्बान्तर्गतः प्रियः ।**
**दन्दहीत्यत्र दुःखाग्नौ, वह्नौ चटकपोतवत् ॥ १९४ ॥**

જીવોનું દહન—

શ્લો૦—"જેમ અગ્નિમાં ચકલીનું બચ્ચું બળી મરે છે તેમ અત્ર માનસિક અને શારીરિક પીડાથી હણાયેલો, કુટુંબમાં રહેલો અને તેને પ્રિય એવો જીવ દુઃખરૂપ આગમાં અત્યંત બળે છે."—૧૯૪

   

**मरणासन्नजीवस्य, वैद्यास्त्राणं न चौषधैः ।**
**कुर्वन्ति नीयते जीवो, मृत्युव्याघ्रेण पोतवत् ॥ १९५ ॥**

વૈદ્યોની નિરુપાયતા—

શ્લો૦—"વૈદ્યો ઔષધો વડે મરણની સમીપ રહેલા જીવનું રક્ષણ કરી શકતા નથી.(એથી તો) મૃત્યુરૂપ વાઘ (બકરીના)બચ્ચાની જેમ જીવને લઇ જાય છે."—૧૯૫

   

**मुच्यते नैव द्रव्येण, मन्त्रतन्त्रैर्भुजाबलैः ।**
**औषधिमणिविद्याभि-र्विना धर्मं च मृत्युतः ॥ १९६ ॥**

મૃત્યુ સામે ધર્મનો જ પડકાર—

શ્લો૦—"ધર્મ વિના મૃત્યુથી જીવને પૈસા, મન્ત્રો, તન્ત્રો, હાથનાં બળો, ઔષધ, મણિ કે વિદ્યા મૂકાવી શકતાં નથી."—૧૯૬

   

---

૧ જુઓ સ્તુતિચતુર્વિંશતિકા ( પૃ. ૩૨ ).

**संसरन्तोऽत्र संसारे, जीवाः शरणवर्जिताः ।**
**जन्मजरादिदुःखानि, लभन्ते विप्रयोगिनः ॥ १९७ ॥**

**અશરણ જીવોની દુઃખદ સ્થિતિ—**

શ્લો૦—"આ સંસારમાં શરણ વિના રઝળતા વિયોગી જીવો જન્મ, ઘડપણ ઇત્યાદિ દુઃખો પામે છે."—૧૯૭

   

**वासुदेवा बलाश्चक्र—वर्तिनः स्वर्गनायकाः ।**
**म्रियन्ते शरणाद्धीना—स्तस्माद् धर्मं समाचर ॥ १९८ ॥**

**પ્રસ્તુતનું પોષણ—**

શ્લો૦—"આ જગત્‌માં શરણથી વિહીન એવા વાસુદેવો, બળદેવો, ચક્રવર્તીઓ અને સ્વર્ગના સમ્રાટો (પણ) મરે છે, વાસ્તે (હે ચેતન!) તું ધર્મનું રૂડી રીતે આચરણ કર."—૧૯૮

   

**इयमाख्याति लोकेऽत्र, शरणं धर्म एव ते ।**
**तमङ्गीकृत्य भो भव्य !, भावनां सफलीकुरु ॥ १९९ ॥**

**અશરણ ભાવનાનો સંદેશ—**

શ્લો૦—"આ (અશરણ ભાવના) કહે છે કે હે ભવ્ય! આ લોકમાં ધર્મ જ તારૂં શરણ છે; (વાસ્તે) તેનો સ્વીકાર કરી તું (આ અશરણ) ભાવનાને સાર્થક કર."—૧૯૯

**ધર્મનું રક્ષણ—**

સ્પષ્ટી૦—સંસારમાં (૧) તીર્થંકર, (૨) સિદ્ધ, (૩) સાધુ અને (૪) સર્વજ્ઞપ્રરૂપિત ધર્મ એ ચાર શરણ કરવા લાયક પદાર્થો છે. એ ચારને શરણે ગયેલો ધન્ય જીવ ચતુર્ગતિનો ઉચ્છેદક બની પંચમી ગતિ પામે છે. **ચતુઃશરણ** પ્રકીર્ણકમાં કહ્યું પણ છે કે—

" [1]अरिहंत सिद्ध साहू, केवलिकहिओ सुहावहो धम्मो ।
एए चउरो चउगइ-हरणा सरणं लहइ धन्नो ॥ ११ ॥ "

અત્ર એ ધ્યાનમાં રાખવું કે ગમે તેવા ધર્મનું-કેવળ નામધારીનું-ધર્મના બહાના હેઠળ અધર્મનો પ્રચાર કરનારા ધતિંગનું શરણુ લેવાથી કંઇ શુક્રવાર વળે નહિ. એ તો જે ધર્મના પ્રરૂપક સર્વજ્ઞ હોય, જેની પ્રાપ્તિ પ્રબળ પુણ્યને આભારી હોય, જેનામાં મોક્ષ-સુખ પ્રાપ્ત કરાવવાની શક્તિ હોય, જે કલુષિત કર્મનો કટ્ટો શત્રુ હોય, જે શુભ કર્મનો ઉત્પાદક હોય, જેના આદિ અને અંત રમ્ય હોય, જે ત્રિકાલ-અબાધિત-અવિચ્છિન્ન હોય, જે જન્મ, જરા, મરણુ, વ્યાધિ વગેરેનો વિનાશક હોય, જે અમૃતની પેઠે સંમાનિત હોય, જેણે મદનનું અને મોહનું મર્દન કર્યું હોય, જેણે વિરોધ સાથે વેર હોય, જે નરક-ગતિનો વિરોધક હોય, જે ગુણુ-ગણોનો પોષક હોય અને જે ખાલી બકવાદ કરનારાઓના માનને મોડનારો હોય તે ધર્મ શરણ્ય છે-વન્દ્ય છે-સર્વથા સેવનીય છે.[2]

   

---

૧ છાયા—

अर्हन्तः सिद्धाः साधवः केवलिकथितः सुखावहो धर्मः ।
एतांश्चतुरश्चतुर्गतिहरणान् शरणं लभते धन्यः ॥

૨ આ હકીકત ચતુઃશરણની નિમ્ન-લિખિત ગાથાઓને આધારે આપી છેઃ—

" पवरसुकएहिं पत्तं पत्तेहि वि नवरि केहि वि न पत्तं ।
तं केवलिपन्नतं धम्मं सरणं पवन्नोऽहं ॥ ४२ ॥
[प्रवरसुकृतैः प्राप्तं पात्रैरपि परं कैरपि न प्राप्तम् ।
तं केवलिप्रज्ञप्तं धर्मं शरणं प्रपन्नोऽहम् ॥]
पत्तेण अपत्तेण य पत्ताणि अ जेण नरसुरसुहाइं ।
मुक्खसुहं पुण पत्तेण नवरि धम्मो स मे सरणं ॥ ४३ ॥
[पात्रेण अपात्रेण च प्राप्तानि च येन नरसुरसुखानि ।
मोक्षसुखं पुनः पा ऽणैव धर्मः स मे शरणम् ॥]
निद्दलिअकलुसकम्मो, कयसुहजम्मा खलीकयअहम्मो ।
पमुहपरिणामरम्मो, सरणं मे होउ जिणधम्मो ॥ ४४ ॥
[निर्दलितकलुषकर्मा कृतशुभजन्मा खलीकृताधर्मः ।
प्रमुख-परिणामरम्यः शरणं मे भवतु जिनधर्मः ॥]
कालत्तए वि न मयं, जम्मण-जर-मरण-वाहिसयसमयं ।
अमयं व बहुमयं, जिणमयं च सरणं पवन्नोऽहं ॥ ४५ ॥
[कालत्रयेऽपि न मृतं जन्म-जरा-मरणव्याधिशतशमकम् ।
अमृतमिव बहुमतं जिनमतं च शरणं प्रपन्नोऽहम् ॥]

**जन्मजरामृतिध्वस्ताः, शोकरोगप्रपीडिताः ।**
**प्राप्नुवन्ति सहस्राणि, दुःखानि प्राणिनो भवे ॥२००॥**

**સંસાર-ભાવના—**

શ્લો૦—" જન્મ, ઘડપણ અને મરણથી મરાયેલા અને શોક અને રોગથી અતિશય પીડિત પ્રાણીઓ સંસારમાં હજારો દુઃખો પામે છે. "—૨૦૦

   

**संसारे तत् सुखं नास्ति, यन्न भुक्तं भवे भवे ।**
**यत्र जातो मृतो नैव, सा योनिर्नैव विद्यते ॥ २०१ ॥**

**સંસારનું સ્વરૂપ—**

શ્લો૦—"(આ) સંસારમાં એવું સુખ નથી જ કે જે ભવો ભવમાં ભોગવ્યું ન હોય. એવી કોઇ યોનિ નથી જ કે જ્યાં જન્મ અને મરણ ન થયાં હોય. "—૨૦૧

   

**यदि त्वं तैः सुखैर्जीव !, सन्तोषभाग् न चाभवः ।**
**क्षणिकैर्वर्तमानैस्तैः, कथं तृप्तिर्भविष्यति ? ॥ २०२ ॥**

**ક્ષણિક સુખથી અતૃપ્તિ—**

શ્લો૦—" હે જીવ ! જો તને એ સુખોથી પણ તૃપ્તિ નથી થઇ, તો આધુનિક ક્ષણિક સુખોથી તને કેમ સંતોષ થશે ? "—૨૦૨

   

---

पसमिअकामपमोहं, दिट्ठादिट्ठेसु नकलिअविरोहं ।
सिवसुहफलयममोहं धम्मं सरणं पवन्नोऽहं ॥ ४६ ॥
[प्रशमितकामप्रमोहं दृष्टादृष्टयोर्नकलितविरोधम् ।
शिवसुखफलदममोघं धर्मं शरणं प्रपन्नोऽहम् ॥]
नरयगइगमणरोहं गुणसंदोहं पवाइनिक्खोहं ।
निहणिअवम्महजोहं धम्मं सरणं पवन्नोऽहं ॥ ४७ ॥"
[नरकगतिगमनरोधं गुणसन्दोहं प्रवादिनिःक्षोभम् ।
निहतवर्मयोघं धर्मं शरणं प्रपन्नोऽहम् ॥]

**तिलतुषसमं नास्ति, द्रव्यं यन्नहि भुक्तवान् ।**
**मुक्तवान् जगति जीवा-स्तत् सर्वं वान्तिवद् भवेत् ॥२०३॥**

વિષયોનો સ્વાદ—

શ્લો૦—" તલના છોતરા સમાન (પણ) કોઇ (પણ) પદાર્થ નથી કે જે જીવે ભોગવ્યો અને છોડયો નહિ હોય. વાસ્તે આ સર્વનો આસ્વાદ વમન જેવો છે." —૨૦૩

પદ્ય-ત્રયીનો પરામર્શ—

**સ્પષ્ટી૦**—સંસારમાં ૮૪૦૦૦૦ યોનિઓ પૈકી પ્રત્યેકમાં આ જીવ એકાદેક વાર જઇ આવ્યો છે એમ નહિ, કિન્તુ અનંત વાર તેમાં તે ઉત્પન્ન થયો છે. વળી આ લોકમાં વાળના અગ્ર ભાગ જેટલો પણ એવો કોઇ પ્રદેશ નથી કે જ્યાં જીવના અનેકશઃ જન્મ-મરણ ન થયાં હોય. આ અપાર સંસારમાં આ જીવની માતાઓ પણ એટલી બધી થઇ ચૂકી છે કે જેના સ્તન-પાનથી પ્રાપ્ત થયેલું દૂધ એક મહાસાગરમાં પણ માય નહિ તેમજ આ ઘોર સંસારમાં દુઃખથી વ્યાકુળ બનેલા જીવે એટલીએ વાર રુદન કર્યું છે કે એ જળને એકઠું કરવામાં આવે તો સાગર પણ તેની આગળ કંઇ હિસાબમાં ન રહે. આ સંસાર-ચક્રમાં ભમતા જીવે સમગ્ર પુદ્ગલોનો આહાર કર્યો છે અને તેને પરિણામાવ્યા છે, પરંતુ તેને તૃપ્તિ થઇ નથી. કલ્પતરુ, દેવકુરુ, ઉત્તરકુરુ જેવાં રમ્ય સ્થાનોમાં માનવ, વિદ્યાધર અને દેવ તરીકે પણ જન્મ થયો, તોપણ જીવને ભોગની તૃષ્ણા મટી નહિ. ચક્રવર્તી અને દેવેન્દ્રોની રાજ્ય-ઋદ્ધિ ભોગવવા છતાં આ જીવની તૃષ્ણા તૃપ્ત થઇ નહિ, તો શું ક્ષુદ્ર, નીરસ, અલ્પકાલીન, કષ્ટસાધ્ય ભોગોથી એને તૃપ્તિ થશે કે ?[1]

   

---

૧ આ હકીકતના સમર્થનાર્થે **મહાપ્રત્યાખ્યાન** પ્રકીર્ણકની નિમ્ન-લિખિત ગાથાઓ છાયા સહિત રજુ કરવામાં આવે છે:—

" **चुलसीई किल लोए, जोणीपमुहाइं सयसहस्साइं ।**
**इक्किक्कंमि य इत्तो, अणंतखुत्तो समुप्पन्नो ॥ ४० ॥** "

[ **चतुरशीतिः किल लोके योनिप्रमुखाणि शतसहस्राणि ।**
**एकैकस्मिंश्चेतोऽनन्तकृत्वः समुत्पन्नः ॥** ]

" **नत्थि किर सो पएसो, लोए वालग्गकोडिमित्तो वि ।**
**संसारे संसरंतो जत्थ न जाओ मओ वा वि ॥ ३९ ॥** "

[ **नास्ति किल स प्रदेशो लोके वालाग्रकोटिमात्रोऽपि ।**
**संसारे संसरन् यत्र न जातो मृतो वाऽपि ॥** ]

**महानिधिनिभं जन्म, विषयास्त्वस्थिखण्डवत् ।**
**जायन्ते जनुषा येन, सर्वाण्यपि सुखानि हि ॥ २०४ ॥**

જન્મ અને વિષયની સરખામણી—

શ્લો૦—" જે જન્મ વડે બધાંએ સુખો મળે છે, તે મહાભંડાર જેવો (અમૂલ્ય) જન્મ છે અને વિષયો તો હાડકાંના ટુકડા જેવા છે. "—૨૦૪

* * * *

**जनिता ग्रसिताः सर्वे, एष सर्वैश्च ग्रासितः ।**
**जनितो भवकान्तारे, नास्ति कः कस्य वल्लभः ॥ २०५ ॥**

શ્લો૦—" સંસારરૂપ અરણ્યમાં આ જીવે સર્વને જન્મ આપ્યો છે અને સર્વનો ગ્રાસ કર્યો છે. તેમ એ પણ સર્વથી ગ્રસિત થયો છે તેમજ એને પણ સર્વેએ જન્મ આપ્યો છે. તેથી કોઇ કોઇનું પ્રિય નથી. "–૨૦૫

---

" पीयं थणअच्छीरं, सागरसलिलाओ बहुतरं हुज्जा ।
संसारंमि अणंते माईणं अन्नमन्नाणं ॥ ३७ ॥ "
[ पीतं स्तनक्षीरं सागरसलिलाद् बहुतरं भवेत् ।
संसारेऽनन्ते मातॄणामन्यान्यासाम् ॥ ]
" बहुसो वि मए रुण्णं, पुणो पुणो तासु तासु जाईसु ।
नयणोदयं पि जाणसु बहुययरं सागरजलाओ ॥ ३८ ॥ "
[ बहुशोऽपि मया रुदितं पुनः पुनस्तासु तासु जातिषु ।
नयनोदकमपि जानीहि बहुतरं सागरजलात् ॥ ]
" संसारचक्कवाले सव्वे ते पुग्गला मए बहुसो ।
आहारिया य परिणामिया य न यऽहं गओ तित्तिं ॥ ५२ ॥"
[ संसारचक्रवाले सर्वे ते पुद्गला मया बहुशः ।
आहारिताश्च परिणामिताश्च न चाहं गतस्तृप्तिम् ॥ ]
" कप्पतरुसंभवेसुं, देवुत्तरकुरुवंसपसूएसु ।
उववाए ण य तित्तो, न य नरविज्जाहरसुरेसु ॥ ६० ॥ "
[ कल्पतरुसम्भवेषु देवकुरूत्तरकुरुवर्षप्रसूतेषु ।
उपपातेन च तृप्तो न च नर-विद्याधर-सुरेषु ॥ ]
" देविंद-चक्कवट्टित्तणाइं रज्जाइं उत्तमा भोगा ।
पत्ता अणंतखुत्तो, न यऽहं तित्तिं गओ तेहिं ॥ ६२ ॥ "
[ देवेन्द्र-चक्रवर्तित्वानि राज्यानि उत्तमा भोगाः ।
प्राप्ता अनन्तकृत्वो न चाहं तृप्तिं गतस्तैः ॥ ]

**सर्वेऽपि विबुधा आसन्, नृतिर्यञ्चोऽप्यनन्तशः ।**
**श्वभ्रज्वालाभिराक्रान्ता, दुःखिनो भवसागरे ॥२०६॥**

દેવતાઓની પણ દુર્દશા—

શ્લો૦—" સંસાર-સમુદ્રમાં સર્વે સુરો પણ અનન્ત વાર મનુષ્ય અને તિર્યંચ તરીકે ઉત્પન્ન થયા છે એટલું જ નહિ, પરંતુ નરકની જ્વાલાઓથી આક્રાન્ત થઇ દુઃખી (પણ) થયા છે. "–૨૦૬

❈ ❈ ❈ ❈

**धिग् धिगसारं संसारं, देवस्तिर्यक्षु जायते ।**
**मृत्वा हा राजराजोऽपि, श्वभ्रज्वालासु पच्यते ॥२०७॥**

સંસારને ધિક્કાર—

શ્લો૦—" ધિક્કાર હોજો, ધિક્કાર હોજો આ અસાર સંસારને કે જેમાં દેવ મરીને તિર્યંચોમાં જન્મે છે અને રાજાધિરાજ પણ નરકની જ્વાલાઓમાં રંધાય છે. "–૨૦૭

❈ ❈ ❈ ❈

**संसारस्य गतिर्गूढा, युवा स्वरूपगर्वितः ।**
**मृत्वा स्वदेहकीटेषु, कीटो भवति निश्चितः ॥२०८॥**

સંસારની ગહન ગતિ—

શ્લો૦—" સંસારની ગતિ ગહન છે. પોતાના રૂપથી છાકી ગયેલો યુવક મરીને પોતાના શરીરમાં રહેલા કીડાઓમાં નક્કી કીડા તરીકે અવતરે છે. "–૨૦૮

❈ ❈ ❈ ❈

**हा हा कष्टं महाकष्टं, बलिष्ठा कर्मसन्ततिः ।**
**येन विशारदो मर्त्यो, मृत्वैकाक्षेषु जायते ॥२०९॥**

પંડિતની ગતિ—

શ્લો૦—" હા હા કષ્ટ છે, મહાકષ્ટ છે. કર્મનો પ્રવાહ સર્વથી બળવાળો છે કે જેથી વિદ્વાન્ માનવ મરીને એકેન્દ્રિયોમાં ઉત્પન્ન થાય છે. "–૨૦૯

❈ ❈ ❈ ❈

**मूकोऽन्धो बधिरो जीवो, रसनेन्द्रियवर्जितः ।**
**भ्रमत्यनन्तसंसारे, द्वीन्द्रियत्वं लभेत न ॥२१०॥**

ઇન્દ્રિયતાની અપ્રાપ્તિ—

શ્લો૦—" મૂગો, આંધળો, બહેરો, જીભ વિનાનો જીવ અપાર સંસારમાં ભમે છે, પરંતુ દ્વીન્દ્રિયતાને પામે નહિ. "–૨૧૦

* * * *

माता मृत्वा भवेत् पत्नी, पत्नी माता प्रजायते ।
स्नुषा स्वसा पिता पुत्रः, पुत्रः पितृत्वमाप्नुयात् ॥२११॥

સગપણોમાં વિચિત્ર પરિવર્તન—

શ્લો૦—" જનની મરીને પત્ની થાય અને પ્રિયા મરીને માતા તરીકે ઉત્પન્ન થાય. પુત્ર-વધૂ બેન થાય, પિતા પુત્ર થાય અને પુત્ર તે પિતાપણું પામે."–૨૧૧

* * * *

बन्धुराप्नोति शत्रुत्वं, शत्रुर्बान्धवतां व्रजेत् ।
स्वजनोऽपि परो लोके, परः स्वाजन्यमाप्नुयात् ॥२१२॥

સંબંધોનો વિપર્યાસ—

શ્લો૦—"જગત્‌માં બાન્ધવ દુશ્મન બને અને શત્રુ મિત્ર થાય. સ્વજન પર થાય અને પર સ્વજનતા પામે. "–૨૧૨

* * * *

कुन्थुर्मृत्वा करी लोके, करी कुन्थुः प्रजायते ।
नरः स्त्रीत्वं भजेद् योषित्, क्लीबत्वं च प्रपद्यते ॥ २१३ ॥

પ્રસ્તુતનું વિવરણ—

શ્લો૦—" લોકમાં કુન્થુ મરીને કુંજર તરીકે જન્મે, નર નારીપણાને ભજે અને નારી નપુંસકતા પામે. "–૨૧૩

* * * *

अपूर्वं नास्ति तज्जन्म, देहोऽपि यो धृतो नहि ।
न च मुक्तोऽत्र जीवेन, भ्रमता हा भवाटवौ ॥२१४॥

સમગ્ર ભવો અને દેહોનું ધારણ—

શ્લો૦—" એવો કોઇ અપૂર્વ જન્મ નથી કે એવો દેહ નથી કે જે ભવ-અરણ્યમાં ભમતા જીવથી ધારણ કરવામાં કે છોડવામાં આવ્યો નહિ હોય."–૨૧૪

* * * *

**कुत्रचिन्मधुरं गीतं, गीतं सप्रियेण त्वया ।**
**विलपितं तथा प्रिय–मुक्तेन हा मुहुर्मुहुः ॥ २१५ ॥**

**સંગીત અને વિલાપ—**

શ્લો૦—"કોઇક સ્થળે પ્રિયાની સાથે તેં મધુર ગીત ગાયું તેમજ પ્રિયાથી ત્યજાયેલા એવા તેં હાય વારંવાર વિલાપ (પણ) કર્યો."—૨૧૫

   

**अज्ञानं हा महत् कष्टं, तस्मात् कष्टकरं नहि ।**
**संसारसागरं घोरं, येनावृतोऽवगाहते ॥ २१६ ॥**

**અજ્ઞાનથી મહાવિડંબના—**

શ્લો૦—"અરેરે અજ્ઞાન મોટું કષ્ટ છે કે જેનાથી ઘેરાયેલો (જીવ) ઘોર સંસાર–સાગરમાં ડૂબે છે. તે માટે એનાથી વિશેષ કષ્ટકારી કોઇ નથી."–૨૧૬

   

**कर्मचक्रे भ्रमन्नात्मा, सम्प्राप्येव सुरालयम् ।**
**रन्त्वा प्राघूर्णकस्तत्रा–यात्यत्र प्राणजालयम् ॥२१७॥**

**સંસારમાં પરિભ્રમણ—**

શ્લો૦—" કર્મરૂપ ચક્રને વિષે ભમતો પ્રાણી સ્વર્ગને પામી ત્યાં પરોણા તરીકે ક્રીડા કરીને પાછો અહિંયા અંત્યજના ઘરમાં આવે છે (અવતરે છે)."–૨૧૭

   

**चातुर्गतिकगम्भीरः, संसारोऽयं महोदधिः ।**
**दुस्तरो जीवपाठीना, भ्रमन्ति यत्र दुःखिनः ॥२१८॥**

**સંસાર–સમુદ્રનું દુસ્તરણ—**

શ્લો૦–" જ્યાં દુઃખી જીવરૂપ [1]પાઠીનો ભમે છે, તે ચતુર્ગતિથી યુક્ત તથા (મિથ્યાત્વ અને અવિરતિથી) ગંભીર એવો આ સંસારરૂપ સાગર દુઃખે તરી શકાય તેમ છે."–૨૧૮

   

---

૧ એક જાતનાં માછલાં.

**दुःख·ावानल प्राणि· !, भवे काऽस्ति रतिस्तव ? ।**
**मू[illegible] भवात् प्रीतिं, जैनधर्मे रतो भव ॥ २१९ ॥**

સંસારને વિષે ઉદાસીનતા અને ધર્મ ઉપર રાગ—

શ્લો૦—"હે મૂર્ખ જીવ ! દુઃખના દાવાનલરૂપ સંસારમાં તારી શી પ્રીતિ છે ? સંસાર તરફનો પ્રેમ દૂર કરીને તું જૈન ધર્મનો રાગી થા."–૨૧૯

   

**कदा रोगैर्युतो जातः, कदा भोगेन व्याकुलः ।**
**कदा देवः कदा तिर्यक्, कदा च नर-नारकौ ॥ २२० ॥**

ચાર ગતિમાં રખડપટ્ટી—

શ્લો૦—"કોઇક વાર તું રોગોથી ગ્રસ્ત બને છે તો કોઇ વાર ભોગોમાં વ્યાકુળ રહે છે. તું કોઇ વાર દેવ તો કોઇ વાર તિર્યંચ, કોઇ વાર માનવ તો કોઇ વાર નારક તરીકે જન્મે છે."–૨૨૦

   

**चातुर्गतिकसंसारे, दुःखानि विविधानि च ।**
**अनुभूतानि जीवेन, दर्श्यन्ते लेशतो मया ॥२२१॥**

ચતુર્ગતિનાં કષ્ટોની રૂપરેખા—

શ્લો૦—ચાર ગતિરૂપ સંસારમાં જીવે જે વિવિધ દુઃખો અનુભવ્યાં છે તેનો લેશ હું દર્શાવું છું. "–૨૨૧

   

**निगोदेषु वसञ्जीवः, सङ्ख्यातीतमनेहसम् ।**
**दुःसहं लभते दुःख–मेकोच्छ्वासे कृता भवाः ॥ २२२ ॥**
**सप्तदश सदा येन, दुःखसीमा कथं भवेत् ? ।**
**ततो निर्गत्य पृथ्व्यादि--चतुष्के बम्भ्रमीति हा ॥२२३॥–युग्मम्**

નિગોદને વિષે અસહ્ય વેદના—

શ્લો૦—"[1]નિગોદોમાં [2]અસંખ્યાત કાળ વસતો જીવ અસહ્ય દુઃખ પામે છે; એક શ્વાસમાં (તો) જેણે (ત્યાં વસતાં) સત્તર ભવો કર્યા છે તેના દુઃખની હદ કેમ હોય ? ત્યાંથી નીકળીને [3]પૃથ્વીકાયાદિ ચતુષ્ટયને વિષે અરેરે તે જીવ વારંવાર ભમે છે."–૨૨૨-૨૨૩

❖ ❖ ❖ ❖

**उत्सर्पिणीरसङ्ख्याताः, तिष्ठति तत्र दुःखितः ।**
**जीवो वनस्पतौ प्राप्त--स्ता अनन्ता हि भ्राम्यति ॥२२४॥**

વનસ્પતિકાયમાં અનંત કાળ રખડપટ્ટી—

શ્લો૦—" ત્યાં દુઃખી (અવસ્થામાં) અસંખ્યેય ઉત્સર્પિણીઓ રહે છે–પસાર કરે છે. પછી તે જીવ વનસ્પતિ(કાય)માં (જન્મ) પામીને અનંત ઉત્સર્પિણીઓ પર્યંત જરૂર ત્યાં રખડે છે."--૨૨૪

❖ ❖ ❖ ❖

**ततो निर्गत्य जन्तुः स, विकलाक्षेषु जायते ।**
**सङ्ख्यातान्यत्र वर्षाणि, वसति दुःखपूरितः ॥ २२५ ॥**

વિકલેન્દ્રિયમાં ઉત્પત્તિ—

શ્લો૦—"ત્યાંથી નીકળીને પ્રાણી [4]વિકલેન્દ્રિયમાં ઉત્પન્ન થાય છે અને અહીં દુઃખી (સ્થિતિમાં) સંખ્યેય વર્ષો રહે છે."–૨૨૫

❖ ❖ ❖ ❖

**ततः पञ्चाक्षजीवेषु, जायते जलगादिषु ।**
**हन्यते दुष्टकैवर्त्त--र्बहिः कृष्ट्वा कुकर्मभिः ॥२२६॥**

પંચેન્દ્રિય તિર્યંચનાં દુઃખો—

શ્લો૦—" ત્યાંથી જળચર [5]વગેરે પંચેન્દ્રિય જીવોમાં તે ઉત્પન્ન થાય છે. ત્યાં દુષ્ટ કુકર્મી ધીવરો તેને બહાર ખેંચી કાઢીને મારી નાંખે છે."–૨૨૬

❖ ❖ ❖ ❖

---

૧ જુઓ **ઋષભપંચાશિકાનું** સ્પષ્ટીકરણ (પૃ. ૧૦૧–૧૦૩). ૨ સંખ્યા ન થઇ શકે તેટલો; આ જૈનોનો પારિભાષિક શબ્દ છે. ૩ પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય અને વાયુકાય.

૪ બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયવાળા જીવોને 'વિકલેન્દ્રિય' કહેવામાં આવે છે.

૫ 'વગેરે'થી સ્થલચર અને ખેચર સમજવા.

**क्षुत्तृषाभारवाहाङ्ग-च्छेदनिर्लाञ्छनादिभिः ।**
**दुःखिताः पशवो लोके, दृश्यन्ते हा पदे पदे ॥२२७॥**

પ્રસ્તુતનું વિવરણ—

શ્લો૦—"અરેરે! ભૂખ, તરસ, ભારનું વહન, અંગનું છેદન તેમજ નિર્લાંછન વગેરેથી દુઃખી થતા એવા પશુઓ જગત્‌માં પગલે પગલે દેખાય છે."—૨૨૭

❈ ❈ ❈ ❈

**पक्षिणामपि पापा हा, रसनेन्द्रियलुब्धकाः ।**
**प्राणान् हरन्ति निःशूका, मृत्वा ते स्युर्हि नारकाः ॥२२८॥**

પાપીની દુર્ગતિ—

શ્લો૦—"રસના-ઇન્દ્રિયમાં લટ્ટુ બનેલા પાપી (જીવો) પક્ષીઓના પણ પ્રાણ લે છે. એ નિર્દયો મરીને ખચ્ચિત નારક થાય છે."—૨૨૮

❈ ❈ ❈ ❈

**नारके यानि दुःखानि, तान्युक्तानि च पूर्वतः ।**
**ज्ञात्वा नैव कदा कार्या, हिंसा तन्नरकप्रदा ॥२२९॥**

હિંસાનો પરિત્યાગ—

શ્લો૦—"નારકને જે જે દુઃખો (ભોગવવા પડે) છે, તે [1]પૂર્વે કહેવાઇ ગયાં છે. તે જાણીને નરકદાયિની હિંસા કદાપિ ન જ કરવી."—૨૨૯

❈ ❈ ❈ ❈

**एवं दुःखानि तिर्यक्षु, प्राप्य जीवः पुनस्ततः ।**
**जायते योषितां गर्भे, नराणां नरकोपमे ॥२३०॥**

નારીના ગર્ભમાં ઉત્પત્તિ—

શ્લો૦—"આ પ્રમાણે તિર્યંચોને વિષે દુઃખો પામીને જીવ ત્યાંથી વળી માનવી સ્ત્રીઓના નરક જેવા ગર્ભમાં ઉત્પન્ન થાય છે."—૨૩૦

❈ ❈ ❈ ❈

---

૧ જુઓ (પૃ. ૭૯—૮૩).

**प्रतिरोमोष्णसूचिभि--स्ताप्यमानस्य देहिनः ।**
**यत् कष्टं जायते तस्माद्, गर्भे त्वष्टगुणा व्यथा ॥२३१॥**

ગર્ભમાં વેદના--

શ્લો૦--રૂવાંડે રૂવાંડે ગરમ કરેલી સોયો વડે ડામ દેવાથી જીવને જેટલું દુઃખ થાય છે તેનાથી આઠ[1] ગુણી વેદના ગર્ભમાં થાય છે."--૨૩૧

**રોમ-કૂપોની સંખ્યા**--

**સ્પષ્ટી૦**--દાઢી અને માથાના વાળને ન ગણીએ તો સમગ્ર શરીરમાં નેવાણુ લાખ રોમ-કૂપો છે-રૂવાંટીનાં છિદ્રો છે, જ્યારે દાઢીના અને માથાના વાળ સાથે તેની સંખ્યા સાડા ત્રણ કરોડની થાય છે. આ હકીકતને **પ્રવચન-સારોદ્ધાર**ની નિમ્ન-લિખિત ગાથા પુષ્ટિ આપે છે:--

" [2]तह चेव सव्वदेहे नवनउई लक्खा रोमकूवाणं ।
अद्धुट्ठा कोडीओ समं पुणो केसमंसूहिं ॥ १३८० ॥ "--આર્યા

   

**अधोमुखा हि तिष्ठन्ति, गर्भे वर्चोगृहे हहा ।**
**जठराग्निप्रदीप्तेऽत्र, द्वादशाब्दानि केचन ॥२३२॥**

બાર વર્ષનો ગર્ભવાસ--

શ્લો૦--"જઠરાગ્નિ વડે પ્રદીપ્ત એવા આ વિષ્ઠાના ગૃહરૂપ ગર્ભમાં ઊંધે મસ્તકે કેટલાક જીવો તો ખરેખર બાર વર્ષ સુધી અરેરે રહે છે."--૨૩૨

**ઉત્કૃષ્ટ ભવ-સ્થિતિ અને કાય-સ્થિતિ**--

**સ્પષ્ટી૦**--આ પદ્યમાં મનુષ્ય ગર્ભાવસ્થામાં [3]બાર વર્ષ સુધી રહે છે એમ જે કહ્યું છે તેને **પ્રવચનસારોદ્ધાર**ની નિમ્ન-લિખિત--

---

૧ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું સ્પષ્ટીકરણ ( પૃ. ૧૦૫ ).

૨ છાયા--

**तत्र चैव सर्वदेहे नवनवतिलक्षाणि रोमकूपानाम् ।**
**अर्धचतुर्थाः कोटयः समं पुनः केशश्मश्रुभिः ।**

૩ જેમ મનુષ્યની ઉત્કૃષ્ટ ગર્ભ-સ્થિતિ બાર વર્ષની છે તેમ તિર્યંચોની આઠ વર્ષની છે. આ હકીકત ઉપર **પ્રવચનસારોદ્ધાર**ની નીચે મુજબની ગાથા અજવાળું પાડે છે.--

'गब्भट्ठिई मणुस्सीणुक्किट्ठा होइ वरिसबारसगं ।
गब्भस्स य कायट्ठिई नराण चउवीस वरिसाइं ॥ १३६० ॥ "–આર્યા

—ગાથા સમર્થન કરે છે એટલું જ નહિ, પણ વિશેષમાં એ વાતને પણ સ્ફુટ કરે છે કે કોઇ જીવ બાર વર્ષ સુધી ગર્ભ–દશામાં રહી મરણ પામી ફરીથી તેના તે શરીરમાં ઉત્પન્ન થઇ બાર વર્ષ સુધી ગર્ભાવસ્થામાં જીવી શકે છે અને એ પ્રમાણે પાપી જીવ ઉત્કૃષ્ટતઃ ચોવીસ વર્ષ સુધી ગર્ભમાં રહે છે.

   

जायन्ते जन्मवेलायां, व्यथातुरा मृता इव ।
म्रियन्ते मारयन्ते च, मातरं केऽपि जन्तवः ॥२३३॥

જન્મ-સમયની પીડા અને જનનીની દશા—

શ્લો૦—"જન્મ–સમયે પીડાથી આકુળ બનેલા જીવો મૃત તુલ્ય જન્મે છે. કેટલાક જીવો તો ( તરત જ ) મરી જાય છે અને કેટલાક તો માતાનું પણ મરણ નીપજાવે છે."–૨૩૩

   

बाल्यौवनवार्धक्ये-ऽशुचिकामजरातुरे ।
मानवेऽपि भवे दुःखं, समस्त्येवमनेकधा ॥ २३४ ॥

મનુષ્ય–ભવમાં દુઃખો—

શ્લો૦—" અશુચિ, કામ અને જરાથી અનુક્રમે વ્યાપ્ત એવાં બાળપણ, જુવાની અને ઘડપણથી યુક્ત એવા મનુષ્ય–ભવમાં પણ આ પ્રમાણે અનેક પ્રકારનું દુઃખ છે."–૨૩૪

   

---

" उक्किट्ठा गब्भठिई तिरियाणं होइ अट्ठ वरीसाइं ।
माणुस्सीणुक्किट्ठं इत्तो गब्भट्ठिइं वुच्छं ॥ १३५९ ॥–" આર્યા
[ उत्कृष्टा गर्भस्थितिस्तिरश्चीनां भवति अष्टौ वर्षाणि ।
मनुष्यस्त्रीणामुत्कृष्टामितो गर्भस्थितिं वक्ष्ये ॥ ]

१ છાયા—

गर्भस्थितिर्मनुष्यस्त्रीणामुत्कृष्टा भवति वर्षद्वादशकं ।
गर्भस्य च कायस्थितिर्नराणां चतुर्विंशतिर्वर्षाणि ॥

**केचित् पुण्यं विधायात्र, सामान्यं देवयोनिषु ।**
**किल्बिषिकादयो जाता, दुःखिनः किङ्करा इव ॥२३५॥**

**દેવ-ગતિમાં દુઃખો—**

શ્લો૦—"કેટલાક અહિંયા સાધારણ પુણ્ય કરીને દેવ-યોનિઓમાં ચાકરોની જેમ દુઃખી એવા કિલ્બિષિકાદિ તરીકે ઉત્પન્ન થાય છે."–૨૩૫

❦ ❦ ❦ ❦

**नितान्तसेवया चित्ते, खिद्यन्ति ते मुहुर्मुहुः ।**
**तथा परश्रियं दृष्ट्वा-ऽधिकां न्यूनां च स्वां श्रियम् ॥२३६॥**

**પ્રસ્તુતનું સ્પષ્ટીકરણ—**

શ્લો૦—"તેઓ નિરંતર ચાકરી કરવાથી તેમજ પોતાની સંપત્તિ ઓછી અને પારકાની એથી વધારે જોઇને વારંવાર મનમાં ખેદ પામે છે."–૨૩૬

❦ ❦ ❦ ❦

**परदेवीं सुरूपां ते, संहृत्य कामविह्वलाः ।**
**कृष्णराजीविमानेषु, लीनाः स्युस्तस्करा इव ॥२३७॥**

**દિવ્યાંગનાનું અપહરણ—**

શ્લો૦—"કામાતુર થયેલા તેઓ ચોરોની જેમ સુન્દર રૂપવાળી પારકી દેવીનું હરણ કરી 'કૃષ્ણરાજી' વિમાનોને વિષે રહે છે."–૨૩૭

કૃષ્ણરાજીનું સ્વરૂપ—

સ્પષ્ટી૦—પાંચમા બ્રહ્મલોક નામના દેવલોકમાં ત્રીજું રિષ્ઠ નામનું પ્રસ્તટ છે. અહીં [1]તમસ્કાયની સ્થિરતા છે. તેના રિષ્ઠ નામના ઇન્દ્ર-વિમાનની ચારે બાજુએ સચિત્ત-અચિત્ત પૃથ્વીના પરિણામરૂપ કૃષ્ણ પુદ્ગલની શ્રેણિમય બે બે કૃષ્ણરાજીઓ છે. પૂર્વ દિશાની બે કૃષ્ણરાજીઓ દક્ષિણ ઉત્તર પહોળી અને પૂર્વ પશ્ચિમ વિસ્તીર્ણ છે. દક્ષિણ દિશાની બે કૃષ્ણરાજી પૂર્વ પશ્ચિમ પહોળી અને ઉત્તર દક્ષિણ વિસ્તીર્ણ છે. ઉત્તર દિશાની બે કૃષ્ણરાજીઓ દક્ષિણની જેમ પૂર્વ પશ્ચિમ પહોળી છે અને પશ્ચિમ દિશાની બે કૃષ્ણરાજી પૂર્વની જેમ દક્ષિણ ઉત્તર પહોળી છે. પૂર્વ અને પશ્ચિમ દિશામાં એકેક જે બહાર કૃષ્ણરાજી છે તે બંને ષટ્કોણ છે અને દક્ષિણ અને ઉત્તર દિશામાં એકેક જે બહાર કૃષ્ણરાજી છે તે બંને ત્રિકોણ છે. આભ્યંતર ચારે કૃષ્ણરાજીઓ ચતુષ્કોણ છે.

૧ એના સ્વરૂપ માટે જુઓ ક્ષેત્રલોકપ્રકાશ (સ. ૨૭, શ્લો. ૧૬૧–૧૯૫).

પૂર્વ દિશામાંની અભ્યંતર કૃષ્ણરાજી દક્ષિણ દિશામાંની બહારની (દક્ષિણ બાહ્ય) કૃષ્ણરાજીને સ્પર્શે છે. એવી રીતે દક્ષિણ અભ્યંતર કૃષ્ણરાજી પશ્ચિમ બાહ્યને, પશ્ચિમ અભ્યંતર ઉત્તર બાહ્યને અને ઉત્તર અભ્યંતર પૂર્વ બાહ્યને સ્પર્શે છે. આ આઠે કૃષ્ણરાજીઓનું સંસ્થાન [1]અક્ષવાટકના જેવું છે. આનો વિષ્કંભ ( વિસ્તાર ) સંખ્યાત યોજનનો છે, જ્યારે તેનો પરિક્ષેપ ( પરિધિ ) અને આયામ ( દીર્ઘતા ) અસંખ્યાત યોજનના છે. તમસ્કાયનું માપ કાઢવા માટે યોગ્ય એવો દેવ શાસ્ત્રમાં વર્ણવેલી [2]ગતિ પૂર્વક એક કૃષ્ણરાજીના છેડાથી ગમન કરે તો પખવાડીયામાં તે તેના કેટલાક ભાગ સુધી જ જઇ શકે અને કેટલોક ભાગ તો બાકી રહે. તમસ્કાયની પેઠે આ કૃષ્ણરાજીઓમાં પણ ગૃહ (ગામ) વગેરેનો સંભવ નથી તેમજ અહીં સૂર્ય, ચન્દ્ર કે તેનાં કિરણોને માટે સ્થાન નથી. અહીં મેઘ–વૃષ્ટિ, વીજળી, ગર્જના વગેરે જે થાય તે દેવકૃત જાણવી. એ કંઇ નાગકુમાર દેવતાએ કરેલ છે, એમ ન સમજવું; કેમકે **ભગવતી**ની ટીકામાં કહ્યું છે કે અસુર એવા નાગકુમારો અહિંયા સુધી આવે એ સંભવિત વાત નથી.

આ કૃષ્ણરાજીઓનાં (૧) મેઘરાજી, (૨) મઘા, (૩) માઘવતી, (૪) વાત–પરિઘ, (૫) વાત–પ્રતિક્ષોભ, (૬) દેવ–પરિઘ અને (૭) દેવ–પ્રતિક્ષોભ એવાં સાત સાન્વર્થ નામાંતરો છે.

આઠ કૃષ્ણરાજીઓનાં આંતરાઓમાં આઠ લોકાન્તિક-વિમાનો છે. જેમકે આભ્યંતર પૂર્વ અને ઉત્તર કૃષ્ણરાજીઓની વચ્ચે ‘ અર્ચિસ્ ’ નામનું વિમાન, બાહ્ય અને આભ્યંતર બે પૂર્વની કૃષ્ણરાજીઓની વચ્ચે ‘ અર્ચિર્માલી, ’ આભ્યંતર પૂર્વ અને દક્ષિણ વચ્ચે ‘વૈરોચન,’ બાહ્ય અને આભ્યંતર બે દક્ષિણની વચ્ચે ‘પ્રભંકર,’ આભ્યંતર દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે ‘ચંદ્રાભ,’ બાહ્ય અને અભ્યંતર પશ્ચિમોની વચ્ચે ‘સૂરાભ’, આભ્યંતર પશ્ચિમ અને ઉત્તરની વચ્ચે ‘શુક્રાભ’ અને બાહ્ય અને આભ્યંતર ઉત્તર વચ્ચે ‘ સુપ્રતિષ્ઠાભ ’ વિમાન છે. બધી કૃષ્ણરાજીઓની મધ્યમાં ‘ રિષ્ઠાભ ’ નામનું નવમું વિમાન છે. આ વિમાનોમાં અનુક્રમે (૧) સારસ્વત, (૨) આદિત્ય, (૩) વહ્નિ, (૪) વરુણ, (૫) ગર્દતોય, (૬) તુષિત, (૭) અવ્યાબાધ, (૮) [3]આગ્નેય અને (૯) રિષ્ઠ એ નામના લોકાન્તિક દેવો વસે છે. આ વિમાનોની સ્થાપના માટે **સ્થાનાંગ** (સૂ. ૬૨૪)ની **શ્રીઅભયદેવ**સૂરિકૃત વૃત્તિનું ૪૩૨ મું પત્ર જોવું.

   

૧ પ્રેક્ષકોને બેસવા માટે બનાવેલું એક જાતનું આસન, અખાડા જેવું સ્થાન.

૨ કોઈ મહર્દ્ધિક દેવ ત્રણ ચપટી વગાડીએ એટલામાં જંબૂદ્વીપની એકવીસ વાર પ્રદક્ષિણા કરીને પાછો આવે એ ગતિનો અત્ર નિર્દેશ છે.

૩ આનું બીજું નામ ‘મરુત્’ છે. જુઓ **પ્રવચનસારોદ્ધાર**ની વૃત્તિનું ૪૨૧ મું પત્ર.

**ज्ञात्वेन्द्रस्ता- स्थितांस्तत्र, त्सरुणा हन्ति म तक ।**
**क्रन्दन्ति पीडया यावत्, षण्मासीं ते मृता इव ॥२३८॥**

**ઇન્દ્રને હાથે માર—**

શ્લો૦—"ત્યાં (આ પ્રમાણે) તેઓ રહ્યા છે એ જાણીને ઇન્દ્ર ખડ્ગની મૂઠ વડે તેમના મસ્તક ઉપર ઘા કરે છે. (એથી કરીને) તેઓ છ મહીના સુધી મરી ગયા હોય તેમ પીડાથી આક્રંદ કરે છે."—૨૩૮

   

**भाविनीं दुर्गतिं ज्ञात्वा, स्वस्य केचिच्च दुःखिनः ।**
**आर्त्तध्यानेन जायन्ते, तज्ज्ञा जानन्ति तेऽथवा ॥२३९॥**

**ચ્યવન–સમયનું દુઃખ—**

શ્લો૦—" પોતાની થનારી દુર્ગતિને જાણીને કેટલાક આર્ત ધ્યાનથી દુઃખી થાય છે. તે દુઃખને ક્યાં તો તેઓ જાણે છે અથવા તેના જાણકારો જાણે છે."—૨૩૯

   

**ईर्ष्यामानविकारेण, क्रोधलोभभयादिभिः ।**
**व्याकुलानां च देवाना--मपि सौख्यं कुतो भवेत् ? ॥२४०॥**

**દેવોને પણ સુખના ફાંફા—**

શ્લો૦—'ઈર્ષ્યા અને અહંકારના વિકારથી તેમજ ક્રોધ, લોભ, ભય ઇત્યાદિથી વ્યાકુળ એવા દેવોને પણ ક્યાંથી સુખ હોય ? "—૨૪૦

   

**एवं दुःखमयं ज्ञात्वा, जगन्मोक्षं सुखावहम् ।**
**मोक्षमार्गे मनः कुर्या--स्तत ासौ चोद्यमी भव ॥२४१॥**

**મોક્ષ માટે પ્રયાસ—**

શ્લો૦—" આ પ્રમાણે સંસારને દુઃખમય અને મોક્ષને સુખકારી જાણી (હે જીવ !) તું મોક્ષ–માર્ગને વિષે મન કર અને તે મેળવવા માટે ઉદ્યમી થા."—૨૪૧

   

**भावनेयं सुभव्येभ्य, एवं बोधं ददाति च ।**
**भाव्याऽहं मानसे नित्यं, मुच्यन्ते जन्तवो मया ॥२४२॥**

**સંસાર-ભાવનાની શીખામણ—**

શ્લો૦—"આ ભાવના સુભવ્ય (જીવો)ને એમ બોધ આપે છે કે મારૂં સર્વદા ધ્યાન કરવું કેમકે હું જીવોને (સંસારરૂપ કેદખાનામાંથી) છોડાવું છું"—૨૪૨

❖ ❖ ❖ ❖

**आयाति जीव एकाकी, गच्छत्येकाकी जायते ।**
**दुःखानां भाजनं चैकः, सम्बन्धो वस्तुतो न हि ॥२४३॥**

**એકત્વ-ભાવના—**

શ્લો૦—"જીવ એકલો આવે છે અને જાય છે, એકલો જન્મે છે અને એકલો દુઃખનો ભાજન થાય છે; કેમકે ખરી રીતે જીવનો અન્ય વસ્તુ સાથે સંબંધ નથી."—૨૪૩

❖ ❖ ❖ ❖

**फलं भुङ्क्ते स एकाकी, विचित्रं कृतकर्मणः ।**
**द्रव्यादिष्वेव दायादा, दुःखे कोऽपि न वर्तते ॥२४४॥**

**દુઃખમાં ભાગીદારનો અભાવ—**

શ્લો૦—"કરેલા કર્મનું વિચિત્ર ફળ તે એકલો ભોગવે છે. દ્રવ્યાદિમાં જેમ ભાગીદારો થાય છે, તેમ દુઃખમાં કોઇ ભાગીદાર થતું નથી."—૨૪૪

❖ ❖ ❖ ❖

**माता पिता न च भ्राता, पुत्रः पुत्री प्रिया स्नुषा ।**
**सम्बन्धी सहगो नास्ति, धर्म एवानुगो भवेत् ॥२४५॥**

**ધર્મનું જ સાહચર્ય—**

શ્લો૦—"માતા, પિતા, ભાઇ, પુત્ર, પુત્રી, પત્ની, પુત્રવધૂ કે અન્યસંબંધી કોઇ (મરણ વખતે) સાથે જતું નથી. કેવળ ધર્મ સાથે જાય છે."—૨૪૫

**ભાવાર્થનું સંતુલન—**

સ્પષ્ટી૦—આ વાતની પુષ્ટિ અર્થે વિચારો **મહાભારતના** શાંતિપર્વ (અ. ૩૨૯)ના નિમ્ન-લિખિત શ્લોકઃ—

" अनुगम्य विनाशान्ते, निवर्तन्ते हि बान्धवाः ।
अग्नौ प्रक्षिप्य पुरुषं, ज्ञातयः सुहृदस्तथा ॥—અનુ૦
एवमभ्याहते लोके, कालेनोपनिपीडिते ।
सुमहद् धैर्यमालम्ब्य, धर्मं सर्वात्मना कुरु ॥ "—અનુ૦

❖ ❖ ❖ ❖

**द्रव्यं तिष्ठति धाम्नि ते, रामा विश्राममन्दिरे ।**
**स्मशाने स्वजनाः सर्वे, त्वमेको परलोकगः ॥२४६॥**

પરલોકમાં એકાકી ગમન—

શ્લો૦—" ધન ઘરમાં, પત્ની વિશ્રામ-મન્દિરમાં અને સર્વે સ્વજનો સ્મશાનમાં રહી જાય છે, જ્યારે તું એકલો પરલોક જાય છે. "—૨૪૬

**પદ્યનો નિષ્કર્ષ—**

સ્પષ્ટી૦—ઉપર્યુક્ત પદ્યનો ભાવ તો નિમ્ન-લિખિત પદ્યમાંથી પ્રતિબિંબિત થયેલો જણાય છેઃ—

" द्रव्याणि तिष्ठन्ति गृहेषु नार्यो
विश्रामभूमौ स्वजनाः स्मशाने ।
देहं चितायां परलोकमार्गे
कर्मानुगो यात्ययमेव जीवः ॥ "—ઇન્દ્રવજ્રા

❖ ❖ ❖ ❖

**भुङ्क्ते त्वदर्जितं द्रव्यं, कुटुम्बं हर्षनिर्भरम् ।**
**दुःखं तु नरकादौ त्व-मेकाकी हा सहिष्यसे ॥ २४७ ॥**

**દુઃખ ભોગવવામાં એકાકીપણું—**

શ્લો૦—" તારૂં કમાયેલું ધન હર્ષભેર કુટુંબ ભોગવે છે, પરંતુ નરકાદિમાં દુઃખ તો તું એકલો અરેરે સહન કરે છે. "—૨૪૭

❖ ❖ ❖ ❖

**यदर्थं क्रियते पापं, दैन्यमालम्ब्यते तथा ।**
**स देहोऽप्यनुगामी न, तदन्यः को भविष्यति ? ॥२४८॥**

દેહનો પણ અનિત્ય સંબંધ—

શ્લો૦—"જેને અર્થે તું પાપ કરે છે અને દીનતા સેવે છે, તે દેહ પણ સાથે આવતો નથી; તો બીજો કોણ આવશે ? "–૨૪૮

❖ ❖ ❖ ❖

**एकाकी निःसहायोऽत्र, जीवोऽटति भवाटवौ ।**
**रूपैर्नानाविधैः कर्म--हतो दुःखी निरन्तरम् ॥२४९॥**

સંસાર-અરણ્યમાં જીવની દશા—

શ્લો૦—"કર્મથી હણાયેલો તથા સર્વદા દુઃખી એવો જીવ એકલો અને સહાય વિના સંસારરૂપ વનમાં વિવિધ રૂપે ભટકે છે. "–૨૪૯

❖ ❖ ❖ ❖

**यथाऽऽगच्छति जीवोऽत्र, कटिसूत्रेण वर्जितः ।**
**तथा गच्छति ह्येकाकी, मुक्त्वा सर्वं धनादिकम् ॥२५०॥**

જીવનના ગમન અને આગમનની અવસ્થા—

શ્લો૦—"જેમ અહિંયા જીવ કંદોરાથી રહિત બની આવે છે તેમ ધન વગેરે સઘળું મૂકીને તે એકલો જાય છે. "–૨૫૦

❖ ❖ ❖ ❖

**अनाथो याति जीवो द्रु-पुष्पाणीव स्वकर्मभिः ।**
**वायुभिर्हा हतो मुक्त्वा, प्रियपुत्रधनादिकम् ॥२५१॥**

મરણ વખતે જીવને કુટુંબાદિનો વિયોગ—

શ્લો૦—"જેમ પવનથી હણાયેલાં ઝાડનાં પુષ્પો ઝાડને છોડીને અન્ય સ્થળે જાય છે તેમ કર્મ વડે હણાયેલો અનાથ જીવ વહાલાં પુત્ર, ધન વગેરેને મૂકીને પરલોકમાં સંચરે છે. "–૨૫૧

❖ ❖ ❖ ❖

**सर्वथा ते हि एकत्वं, भावना पाठ यिका।**
**हावादिभावलग्नं ते, चित्तं वारयति क्षणात् ॥२५२॥**

એકત્વ-ભાવનાનો સાર—

[૧]શ્લો૦—" (હે જીવ !) બધી રીતે તું એકલો જ છે એમ આ ભાવના ભણાવે છે અને તેમ કરીને હાવ વગેરે ભાવોને વિષે ચોંટેલાં તારા ચિત્તને તે ક્ષણમાં ઉખેડી નાંખે છે."-૨૫૨

હાવ-ભાવ—

૨૫૨ટી૦—હાવ એટલે કામ-વાસનાને ઉત્તેજિત કરનારી ચેષ્ટા. આનું લક્ષણ એક સ્થળે એમ દર્શાવવામાં આવ્યું છે કે—

" ग्रीवारेचकसंयुक्तो, भ्रूनेत्रादिविकाशकृत् ।
भावादीषत् प्रकाशो यः, स 'हाव' इति कथ्यते ॥ "—અનુ૦

અર્થાત્ ભાવથી ડોકના રેચકથી યુક્ત તેમજ ભવાં, નેત્ર વગેરેનો વિકાશ કરનારો એવો જે કંઇક પ્રકાશ છે તે 'હાવ' કહેવાય છે. અન્યત્ર કહ્યું છે કે—

"[૧]हावो मुखविकारः स्याद्, भावश्चित्तसमुद्भवः ।
विकारो नेत्रजो ज्ञेयो, विभ्रमो भ्रूसमुद्भवः ॥ "—અનુ૦

અર્થાત્ હાવ એ મુખનો વિકાર છે, ભાવ ચિત્તમાંથી ઉત્પન્ન થાય છે, વિકાર નેત્રજન્ય જાણવો અને વિભ્રમનું ઉત્પત્તિ-સ્થાન ભવાં છે.

❦ ❦ ❦ ❦

**द्रव्यमन्यत् सुताद्यन्यद्, योषितादि तथैव च ।**
**शरीरमपि तेऽन्यच्च, सर्वमन्यद् मतं जिनैः॥ २५३ ॥**

અન્યત્વ-ભાવના—

શ્લો૦—"(આત્માથી) ધન અલગ છે, પુત્રી પ્રમુખ (પરિવાર) પૃથક્ છે, વનિતા વગેરે જુદાં છે, શરીર પણ ભિન્ન છે. (આ પ્રમાણે તારાથી બીજું) બધું પૃથક્ છે, એમ જિનેશ્વરો માને છે."-૨૫૩

❦ ❦ ❦ ❦

**महाकुटुम्बयुक्तेषु, गृहेषु तेषु ये जनाः ।**
**जाता मरणकाले तु, नैव तैरनुजग्मिरे ॥ २५४ ॥**

---

૧ જુઓ સંસ્કૃત ટીકા-ચતુષ્ટયથી સમલંકૃત શ્રીશોભનસ્તુતિ (પૃ. ૧૦).

**મરણ-સમયે સગાંઓનું અનનુગમન—**

શ્લો૦—" મોટા કુટુંબથી યુક્ત તે (સુપ્રસિદ્ધ) ઘરોમાં જે જનો જન્મ્યા તેમના મરણ-સમયે તો તેમની પાછળ તેમનાં આટલાં બધાં સગાંમાંથી કોઇ ગયું નથી."–૨૫૪

❖ ❖ ❖ ❖

**क्षणिक एव देहोऽत्र, जीवस्तु शाश्वतो मतः ।**
**कर्मणा हि तयोर्योगः, किमन्यत्वमतः परम्? ॥२५५॥**

**દેહ અને જીવની જુદાઇ—**

શ્લો૦—" આ સંસારમાં દેહ ક્ષણભંગુર જ છે, જ્યારે જીવ તો નિત્ય ગણાય છે; કેમકે આ બેનો કર્મ વડે સંબંધ થયો છે, તો આનાથી વિશેષ જુદાઇ શી હોઇ શકે ? "–૨૫૫

❖ ❖ ❖ ❖

**अन्यत्वभावनाभ्यास-वासनावासिता नराः ।**
**न शोचन्ति प्रिये पुत्रे, मृतेऽपि हि कदाचन ॥ २५६ ॥**

**અન્યત્વ-ભાવનાવાળાને શોકનો અભાવ—**

શ્લો૦—"પ્રિય પુત્ર મરણ પામે તોપણ અન્યત્વ ભાવનાથી વ્યાપ્ત એવી વાસનાથી વાસિત માનવો કદાપિ તેનો શોક કરતા નથી."–૨૫૬

❖ ❖ ❖ ❖

**कः कस्य स्वजनः को वा, परोऽप्यस्ति भवाम्बुधौ ? ।**
**मत्स्या इव भ्रमन्त्यत्र, मिलन्ति यान्ति दूरतः ॥ २५७ ॥**

**સંસારમાં સ્વ અને પરના ભેદની અસંગતિ—**

શ્લો૦—" આ સંસાર-સાગરમાં કોણ કોનો સગો છે અને કોણ વળી પારકો છે ? ( કેમકે જીવો ) માછલાંની જેમ આ સંસારમાં ભમે છે, મળે છે અને દૂર જાય છે."–૨૫૭

❖ ❖ ❖ ❖

**स्वकीयान् सज्जनान् त्यक्त्वा, त्यक्त्वा गृहादिवैभवम् ।**
**परलोकं च हा यान्ति, जीवाः पान्थिकदुःखिनः ॥२५८॥**

મરણ-સમયની મુસાફરી—

શ્લો૦—"પોતાના સજ્જનોને મૂકીને અને ઘર ઇત્યાદિ વૈભવને છોડીને (સંસારના) દુ:ખી મુસાફર જીવો પરલોક પ્રતિ પ્રયાણ કરે છે. "—૨૫૮

* * * *

**यस्योदरे भवेच्छल्यं, सैव[1] दुःखेन पीड्यते ।**
**तथाऽन्यैश्च कृतं कर्म, कदाप्यन्यैर्न भुज्यते ॥२५९॥**

કર્તા અને ભોક્તાની એકતા—

શ્લો૦—"જેમ જેના પેટમાં શૂળ થયું હોય, તે જ દુ:ખથી પીડાય છે, તેમ અન્ય (જીવોએ) કરેલું કર્મ કદાપિ અન્ય ભોગવે નહિ. "—૨૫૯

* * * *

**धर्मवृद्धिकरो ह्येवं, भावोऽन्यत्वमुदाहृतः ।**
**अनन्यत्वे च मोहस्य, वृद्धिर्वै दरीदृश्यते ॥ २६० ॥**

અન્યત્વ-ભાવનાથી લાભ—

શ્લો૦—"આ પ્રમાણે ધર્મની વૃદ્ધિ કરનારી અન્યત્વ-ભાવના કહેવાય છે. એકતા (માનવામાં) તો મોહની વૃદ્ધિ ખરેખર વારંવાર જોવાય છે. "—૨૬૦

* * * *

**यथा वारांनिधौ क्षारे, वस्तु क्षारत्वमाप्नुयात् ।**
**तद्वद्धि पतितं काये, निर्मलं समलं भवेत् ॥ २६१ ॥**

અશુચિ-ભાવના—

શ્લો૦—"જેમ ખારા સમુદ્રમાં (મીઠી) વસ્તુ પડે તોપણ તે ખારાશને પામે જ, તેમ (ગંદા) દેહમાં નિર્મળ વસ્તુ પડે તોપણ તે મલિન બને જ. "—૨૬૧

* * * *

---

૧ પાણિનિ વ્યાકરણ (અ. ૬, પા. ૧)ના નિમ્ન-લિખિત સૂત્રને આધારે આ સંધિ થયેલી છે:—

" सोऽचि लोपे चेत् पादपूरणम् " ।

અર્થાત્ ઋચાના તેમજ શ્લોકના પાદની પૂર્તિ માટે 'सः'માંના વિસર્ગનો લોપ થયા બાદ પણ સંધિ થાય છે. આ માટે નીચે મુજબનું ઉદાહરણ રજુ કરાય છે.—

" सैष दाशरथी रामः, सैष राजा युधिष्ठिरः ।
सैष कर्णो म[illegible]त्यागी, सैष भीमो महाबलः ॥ "

स [illegible] हा कथं शुच्याः, स्थानं भवति भावुक ! ।
नव [illegible]राणि यस्यात्र, स्रवन्ति मल[illegible]ल्बणम् ॥ २६२ ॥

દેહની મલિનતા—

શ્લો૦—" હે ભવ્ય ! આ સંસારમાં જેનાં નવ દ્વારોમાંથી અતિશય મળ વહે છે, તે દેહ હાય ! કેવી રીતે પવિત્રતાનું સ્થાન છે ? "—૨૬૨

પુરુષાદિનાં દ્વારોની સંખ્યા—

સ્પષ્ટી૦—પુરુષને બે કાન, બે આંખ, બે નસકોરાં, એક મુખ, એક ગુદ્દ (મલ–દ્વાર) અને એક ઉપસ્થ (ગુહ્ય સ્થાન) એમ નવ દ્વારો (છિદ્રો) છે, જ્યારે સ્ત્રીને આ ઉપરાંત બે સ્તનો એટલે કુલે [1]અગ્યાર દ્વારો છે. આ તો મનુષ્ય–ગતિ આશ્રીને વાત થઇ. તિર્યંચ–ગતિમાં તો બે આંચળવાળી બકરી વગેરેને અગ્યાર, ચાર આંચળવાળી ગાય વગેરેને તેર અને આઠ આંચળવાળી સૂકરી વગેરેને પંદર દ્વારો છે.

❦ ❦ ❦ ❦

मांसशिरावसास्नायु–कीकसमलपूरिते ।
नारीणामीदृशे देहे, भ्रान्तास्ते कवयोऽखिलाः ॥२६३॥
द्वाराण्येकादशासां हि, देहे वहन्ति [illegible]मलम् ।
ग्रामसारणितुल्यानि, त्यक्त्वा मोहं व्रतं कुरु ॥२६४॥[2]

મળને વહન કરનારાં અગ્યાર દ્વારો—

શ્લો૦—" માંસ, શિરા, ચરબી, સ્નાયુ, હાડકાં તેમજ મળથી ભરપૂર એવા આ નારીઓના દેહમાં સર્વે કવિઓ ભ્રમિત થયા છે, કેમકે આના દેહમાં

---

૧ કેટલાક સ્ત્રીની યોનિ બે ગણે છે એટલે તેમના હિસાબે બાર દ્વાર છે.

૨ સરખાવો આચારાંગ-વૃત્તિ ( પત્ર ૧૩૭–૧૩૮ )ગત અવતરણ:—

" मंसट्ठिरुहिरण्हारुवणद्धकलमलयमेयमज्जासु ।
पुण्णंमि चम्मकोसे दुग्गंधे असुइबीभच्छे ॥
संचारिमजंतगलंतवच्चमुत्तंतसेअपुण्णंमि ।
देहे हुज्जा किं रागकारणं असुइहेउंमि ? ॥ "

[ मांसास्थिरुधिरस्नाय्ववनद्धकलमलमेदमज्जाभिः ।
पूर्णे चर्मकोशे दुर्गन्धेऽशुचिबीभत्से ॥
सञ्चारक( अवद् )यन्त्रगलद्वर्चोमूत्रान्त्रस्वेदपूर्णे ।
देहे भवेत् किं रागकारणमशुचिहेतौ ? ॥ ]

ગામની મોરીની જેમ અગ્યાર દ્વારોથી નિરંતર મળ વહે છે. વાસ્તે ( હે ભવ્ય ! ) તું (એને વિષે) મોહ મૂકીને વ્રત (ગ્રહણ) કર. "–૨૬૩–૨૬૪.

**મનુષ્યના દેહનું સ્વરૂપ—**

**સ્પષ્ટી૦**—નર અને નારી બંનેના દેહમાં માંસ, શિરા, સ્નાયુ, હાડકાં વગેરે છે. એ સંબંધમાં વિશિષ્ટ માહિતી **તંદુલવૈચારિક**ની ૮૩મી ગાથાથી મળી આવે છે. **પ્રવચનસારોદ્ધાર**ની ૧૩૬૭ મી ગાથાથી માંડીને તે ૧૩૮૩ મી ગાથામાં પણ આ હકીકત મળી આવે છે. જેમ વાંસને પર્વો હોય છે તેમ મનુષ્યના શરીરમાં પૃષ્ઠ–વંશ (કરોડ)ની ગ્રંથિરૂપ ૧૮ સંધિઓ છે. આ પૈકી બાર સંધિઓમાંથી બાર પાંસળીઓ નીકળે છે. તે બંને બાજુને ઢાંકીને તેમજ છાતીના ઉપરના હાડકાની સાથે જોડાઇને પલ્લકના આકારે રહેલી છે. બાકીની છ સંધિઓમાંથી છ પાંસળીઓ નીકળે છે અને તે બે બાજુને ઢાંકીને હૃદયની બંને બાજુએ, છાતીને નીચે અને શિથિલ કુક્ષિની ઉપર પરસ્પર મળેલી રહે છે. આ કટાહ કહેવાય છે. મુખમાં રહેલી અને માંસના ખંડરૂપ જીભ આત્માંગુલથી સાત આંગળની છે. એનું વજન ચાર [1] પલનું છે, જ્યારે આંખના બે માંસના ગોળાનું વજન બે પલનું છે. હાડકાના ખંડરૂપ ચાર કપાળોનું મસ્તક બનેલું છે. હૃદયમાં રહેલું માંસ વજનમાં સાડા ત્રણ પલ છે, જ્યારે કાળજાનું માંસ વજનમાં પચીસ પલનું છે.

પુરુષના શરીરમાં નાભિમાંથી ઉત્પન્ન થયેલી એવી સાતસે શિરાઓ છે. તેમાં ૧૬૦ શિરાઓ નાભિથી મસ્તકમાં જાય છે. આ શિરાઓ રસ લઇ જાય છે, વાસ્તે એ 'રસહારિણી' કહેવાય છે. એના અનુગ્રહથી કાન, આંખ, નાક, અને જીભનો અનુગ્રહ થાય છે અને એનો વિઘાત થતાં કાન વગેરેનો વિઘાત થાય છે. પગના તળીઆ સુધી ગયેલી એવી ૧૬૦ શિરાઓ છે. એના અનુગ્રહથી જંઘામાં સામર્થ્ય આવે છે, જ્યારે એના ઉપઘાતથી મસ્તકમાં વેદના, અંધતા વગેરે ઉદ્ભવે છે. વળી ગુદપ્રવિષ્ટ એવી પણ ૧૬૦ શિરાઓ છે. એને લઇને વાયુ, મૂત્ર અને પુરીષ (વિષ્ઠા) પ્રવર્તે છે.એનો વિઘાત થતાં અર્શસ, પાંડુરોગ, અને વેગનો નિરોધ થાય છે. બીજી તિર્યગ્ દિશામાં હથેલી સુધી ગયેલી શિરાની સંખ્યા ૧૬૦ ની છે. તેના અનુગ્રહથી બાહુમાં બળ અને ઉપઘાતથી પેટમાં પીડા વગેરે ઉદ્ભવે છે. શ્લેષ્મને ધારણ કરનારી ૨૫ શિરાઓ છે. પિત્તને ધારણ કરનારી પણ એટલી જ છે. શુક્ર નામની [2] સાતમી ધાતુને ધારણ કરનારી શિરાઓ દશ છે. નારીઓના દેહમાં ૬૭૦ શિરાઓ છે અને નપુંસકના શરીરમાં ૬૮૦

---

૧ એક જાતનું માપ, ૪ કર્ષ યાને ૬૪ માપ.

૨ રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓ છે.

શિરાઓ છે.[1] હાડકાના બન્ધનરૂપ સ્નાયુઓની સંખ્યા નવસોની છે. અને ધમનીની સંખ્યા નવની છે. પ્રાણીના શરીરમાં લોહી અને મૂત્ર એક એક [2]આઢક જેટલું, ચરબી અડધા આઢક જેટલી, મસ્તુલુંગ (મગજ) અને પુરીષ એક એક [3]પ્રસ્થક જેટલું, મૂત્રક આઢક પ્રમાણનું, પિત્ત અને શ્લેષ્મ એક એક [4]કુલ(ડ)વ જેટલા અને શુક્ર અડધા કુલ(ડ)વ જેટલું છે.

વિશેષમાં શરીરમાં ૧૦૬ સંધિઓ (સાંધાઓ) છે, ૧૦૭ મર્મસ્થાનો છે, ૩૦૦ હાડકાં છે અને ૫૦૦ પેશીઓ છે.

   

**सौरभ्य ालिनो भुक्ताः, पदार्थाः णमात्रतः ।**
**अशुचिभाव ाप्नुयु-स्तं कायं को वदे चिम् ? ॥२६५॥**

**દેહની અપવિત્રતા—**

શ્લો૦—"જેનાથી સુગંધી પદાર્થો ખવાતાં ક્ષણમાત્રમાં તે અશુચિપણાને પામે, તે દેહને કોણ પવિત્ર કહે ?"–૨૬૫

   

**अ ाचिकायतो भव्य !, शुचिं धर्मं समाश्रय ।**
**पङ्करुहं यथा पङ्कं, त्यक्त्वा निर्मल व्रजेत् ॥ २६६ ॥**

**અપવિત્ર દેહથી ધર્મનું આરાધન—**

શ્લો૦—"જેમ ( કાદવમાં ઉગતું ) કમળ કાદવને ત્યજીને સ્વચ્છતા પામે છે, તેમ હે ભવ્ય ! અપવિત્ર શરીરથી તું પવિત્ર ધર્મનો આશ્રય લે."–૨૬૬

   

---

૧ સરખાવો પ્રવચનસારોદ્ધારની નિમ્ન-લિખિત ગાથાઃ—

"**तीसूणाइ इत्थीण वीसहीणाइं हुंति संढस्स ।**
**नव ण्हारूण सयाइं नव धमणीओ य देहम्मि ॥ १३७९ ॥**"—આર્યા

[ **त्रिंशदूनानि स्त्रीणां विंशतिहीनानि भवन्ति षण्ढस्य ।**
**नव स्नायूनां शतानि नव धमन्यश्च देहे ॥** ]

૨–૪ આ બધાં એક જાતનાં માપ છે. આઢક એટલે ૪ પ્રસ્થ (શેર) યાને એક પાલી અથવા ૩૨ પસલી. પ્રસ્થક એટલે ૪ કુડવ અને કુડવ એટલે ૮ પસલી. વાચસ્પતિ-કોશ પ્રમાણે ૮ મુષ્ટી=૧ કુંચિ; ૮ કુંચિ=૧ પુષ્કલ; ૪ પુષ્કલ=૧ આઢક.

अशुचिभावना जीव-मेवं धर्मशुचिप्रदा ।
बोधयेदनेकयुक्तिभि--र्योजयेत् क्षणतः शिवम् ॥ २६७ ॥

અશુચિ-ભાવનાનો ઉપદેશ—

શ્લો૦—"આ પ્રમાણે ધર્મરૂપ પવિત્રતાને આપનારી અશુચિ-ભાવના જીવને અનેક યુક્તિઓથી બોધ આપે અને ક્ષણમાં કલ્યાણ સાથે યોજે."—૨૬૭

   

कासारो वारिमार्गैः स्यात्, जलप्राचुर्यधारकः ।
आश्रवौघैश्च जीवोऽयं, कर्मराशिं तथाऽऽप्नुयात् ॥२६८॥

આસ્રવ-ભાવના—

શ્લો૦—"જેમ સરોવર જળના માર્ગોથી જળની વિપુલતાને ધરનારૂં થાય તેમ [1]આસ્રવોના સમૂહથી આ જીવ કર્મ-રાશિને પામે."—૨૬૮

   

कर्मराशिप्रभावेण, दुःखं त्वं प्राप्स्यसे बहु ।
विषययोगादिमार्गस्य, रोधार्थं कुरु पालिकाम् ॥२६९॥

આસ્રવનું રોકાણ—

શ્લો૦—"કર્મના ઢગલાના પ્રભાવથી (હે જીવ!) તું ઘણું કષ્ટ પામે છે, તેથી વિષય, [2]યોગ વગેરેના માર્ગને રોકવા માટે તું પાળ કર."—૨૬૯

   

पञ्चाव्रतानि पञ्चैवे--न्द्रियाणि च कषायकाः ।
चत्वारो योगत्रितय--मिमे सप्तदशाश्रवाः ॥ २७० ॥
कायिक्यादिक्रियायुक्ता, नेत्रयुगमिता इमे ।
दूरीकार्यास्त्वया लोके--ऽगणितदुःखदायकाः ॥२७१॥—युग्मम्

૪૨ આસ્રવોનો પરિત્યાગ—

શ્લો૦—"પાંચ [3]અવ્રતો, પાંચ ઇન્દ્રિયો, (ક્રોધાદિ) ચાર કષાયો અને ત્રણ

---

૧ જુઓ પૃ. ૨૫૫. ૨ જુઓ પૃ. ૨૦.

૩ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચ અવ્રતો છે.

(યોગ) એ સત્તર આશ્રવો કાયિકી વગેરે ક્રિયાઓથી યુક્ત થઇ ૪૨ ની સંખ્યાને પામેલા તેમજ લોકમાં અગણિત દુઃખને દેનારા એવા આ (આશ્રવો)ને તારે દૂર કરવા જોઇએ."—૨૭૦–૨૭૧

**કાયિકાદિ ૨૫ ક્રિયાઓ—**

**સ્પષ્ટી૦**—શુભ કર્મો અને અશુભ કર્મોનું જેના વડે આવવું થાય તે 'આસ્રવો' કહેવાય છે. શુભાશુભ કર્મના આગમનમાં પાંચ ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો, પાંચ અવ્રતો, મનોયોગ, વચનયોગ અને કાય–યોગ એ ત્રણ યોગો તેમજ કાયિકાદિ પચીસ ક્રિયાઓ કારણરૂપ છે. વાસ્તે આ ૫+૪+૫+૩+૨૫=૪૨ કારણો 'આસ્રવ' કહેવાય છે. તેમાં અત્ર સ્થાન શૂન્ય ન રહે તે માટે ૨૫ ક્રિયાઓનો કેવળ નીચે મુજબ નામ–નિર્દેશ કરવામાં આવે છે; બાકી તેના સ્વરૂપ માટે તો **આર્હતદર્શનદીપિકા**નો ત્રીજો ઉલ્લાસ જોવા ભલામણ છે:—

(૧) કાયિકી, (૨) આધિકરણિકી, (૩) પ્રાદ્વેષિકી, (૪) પારિતાપનિકી, (૫) પ્રાણાતિપાતિકી, (૬) આરંભિકી, (૭) પારિગ્રહિકી, (૮) માયાપ્રત્યનિકી, (૯) મિથ્યાદર્શનપ્રત્યયિકી, (૧૦) અપ્રત્યાખ્યાનિકી, (૧૧) દૃષ્ટિકી, (૧૨) સ્પૃષ્ટિકી, (૧૩) પ્રાતિત્યકી, (૧૪) સાંમંતોપનિપાતિકી, (૧૫) નૈશસ્ત્રકી, અથવા નૈસૃષ્ટિકી, (૧૬) સ્વાહસ્તિકી, (૧૭) આજ્ઞાપનિકી, (૧૮) વૈદારણિકી, (૧૯) અનાભોગિકી, (૨૦) અનવકાંક્ષાપ્રત્યયિકી, (૨૧) પ્રાયોગિકી (૨૨) સામુદાયિકી, (૨૩) પ્રેમિકી, (૨૪) દ્વેષિકી, અને (૨૫) ઇર્યાપથિકી.[1]

   

**मैत्रीभावेन सर्वेषु, गुणिषु च प्रमादतः ।**
**माध्यस्थ्येनाविनीतेषु, कृपया क्लेशितेषु च ॥ २७२ ॥**
**मनसा वासितेनैव, केचन पुण्यशालिनः ।**
**प्राप्नुवन्ति शुभं कर्म, नेत्रयुगप्रकारकम् ॥ २७३ ॥**–युग्मम्

**પુણ્યનું ઉપાર્જન—**

**શ્લો૦**—"સર્વ (જીવો)ને વિષે મૈત્રી–ભાવ, ગુણીઓને વિષે પ્રમોદ, દુર્વિનીતને વિષે મધ્યસ્થતા અને દુઃખીઓને વિષે કરુણા વડે વાસિત મનથી કોઇક પુણ્યશાળી (પ્રાણીઓ) ૪૨ પ્રકારનાં શુભ કર્મ બાંધે છે."—૨૭૨–૨૭૩

**૪૨ શુભ કર્મોનો બન્ધ—**

**સ્પષ્ટી૦**—શુભાશુભ કર્મરૂપ જંજીરથી જકડાયેલો જીવ ચતુર્ગતિરૂપ સંસાર-

---

૧ જુઓ **નવતત્ત્વ** (ગા. ૨૨–૨૪).

માં ભમ્યા કરે છે. આ કર્મના [1]ઘાતિ અને [2]અઘાતિ એવા બે મુખ્ય ભેદો છે. તેમાં ઘાતિ-કર્મ આત્માના મૂળ ગુણનો નાશ કરનાર હોવાથી તે અશુભ છે. અઘાતિ-કર્મ ઉભયસ્વરૂપી છે.તેમાં સંક્લિષ્ટ અધ્યવસાયવાળો જીવ જે અઘાતિ-કર્મ બાંધે છે તે અશુભ છે, જ્યારે વિશુદ્ધ અધ્યવસાયવાળો જીવ જે અઘાતિ-કર્મ બાંધે છે તે શુભ છે. કર્મના ભેદો-વિકલ્પોમાં તેનાં બન્ધ, સત્તા, ઉદય, ઉદીરણા વગેરે અનેક કારણો છે. તે પૈકી અત્ર બન્ધ આશ્રીને જ વિચાર કરવાનો છે. શુભ કર્મનો બન્ધ પુણ્યનો બન્ધ કહેવાય છે, જ્યારે અશુભ કર્મનો બન્ધ પાપનો બંધ કહેવાય છે. પ્રકૃતિ-બંધ આશ્રીને ઘાતિ-કર્મના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર પ્રકારો છે, જ્યારે અઘાતિ-કર્મના વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય એ ચાર પ્રકારો છે. તેમાં વળી વેદનીયના સાતાવેદનીય અને અસાતાવેદનીય એ બે ભેદો છે. જ્ઞાનાવરણના પાંચ, દર્શનાવરણના નવ, મોહનીયના [3]છવ્વીસ અને અંતરાયના પાંચ ભેદો છે એટલે એકંદરે ૪૫ ઘાતિકર્મો છે. નામકર્મના નીચે મુજબ ૧૦૩ પ્રકારો છેઃ—

(૧) ગતિ-નામ-કર્મના ચાર ભેદ, (૨) જાતિ-નામ-કર્મના પાંચ ભેદ, (૩) શરીર-નામ-કર્મના પાંચ ભેદ, (૪) ઉપાંગ-નામ-કર્મના ત્રણ ભેદ, (૫) બન્ધન-નામ-કર્મના પંદર ભેદ, (૬) સંઘાતન-નામ-કર્મના પાંચ ભેદ, (૭) સંહનન-નામ-કર્મના છ ભેદ, (૮) સંસ્થાન-નામ-કર્મના છ ભેદ, (૯) વર્ણ-નામ-કર્મના પાંચ ભેદ, (૧૦) ગંધ-નામ-કર્મના બે ભેદ, (૧૧) રસ-નામ-કર્મના પાંચ ભેદ, (૧૨) સ્પર્શ-નામ-કર્મના આઠ ભેદ, (૧૩) આનુપૂર્વી-નામ-કર્મના ચાર ભેદ અને (૧૪) વિહાયોગતિ-નામ-કર્મના બે ભેદ, આ પ્રમાણેની ચૌદ [4]પિંડ પ્રકૃતિઓના ઉત્તર ભેદોની સંખ્યા ૪+૫+૫+૩+૧૫+૫+૬+૬+૫+૨+૫+૮+૪+૨=૭૫ ની થાય છે. તેમાં [5]પરાઘાતાદિ આઠ, [6]ત્રસ-દશક અને [7]સ્થાવર-

૧—૨ આ બેના ભેદ-પ્રભેદો વિષે વિશેષ માહિતી માટે જુઓ આર્હતદર્શનદીપિકાનો ચતુર્થ ઉલ્લાસ.

૩ મોહનીય કર્મના સામાન્ય રીતે ૨૮ ભેદો ગણાય છે, પરંતુ અહીં તેના દર્શન-મોહનીય અને ચારિત્રમોહનીય એ બે મુખ્ય ભેદો પૈકી પ્રથમના ત્રણ અવાંતર ભેદો ધ્યાનમાં લીધા નથી, જ્યારે બીજાના તો ૨૫ ભેદો ગણ્યા છે.

૪ આ ચૌદને પિંડ-પ્રકૃતિ કહેવાનું કારણ એ છે કે એ દરેકના અવાંતર ભેદો છે.

૫ આથી પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્દ્યોત, અગુરુલઘુ, તીર્થંકર, નિર્માણ અને ઉપઘાત સમજવાં.

૬ ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય અને યશ એને 'ત્રસ-દશક' કહેવામાં આવે છે. ૭ સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર અશુભ, દુર્ભગ, દુસ્વર, અનાદેય અને અયશ એને 'સ્થાવર-દશક' કહેવામાં આવે છે. આ પ્રકૃતિઓ ત્રસ-દશકની વિરોધિની છે.

દશક એ ૨૮ [1]પ્રત્યેક-પ્રકૃતિ ઉમેરતાં એની સંખ્યા ૭૫+૮+૧૦+૧૦=૧૦૩ ની થાય છે. જો બન્ધન-નામ-કર્મના તેમજ સંઘાતન-નામ-કર્મના ભેદોનો શરીરના પાંચ ભેદોમાં અંતર્ભાવ કરીએ તો ૧૦૩ માંથી ૨૦ ઓછા થાય એટલે ૮૩ ની સંખ્યા થાય. તેમાં પણ વળી વર્ણ રસ, ગંધ અને સ્પર્શના અવાંતર ભેદો ન ગણતાં તેને એકેક જ ગણીએ તો બીજા ૧૫ ઓછા થાય. એટલે ૮૩-૧૬=૬૭ થાય.

ગોત્રના ઉચ્ચ અને નીચ એમ બે પ્રકારો છે, જ્યારે આયુષ્યના નરકાદિ ચાર પ્રકારો છે.

૪૫ ઘાતિ-કર્મો ઉપરાંત અસાતાવેદનીય, નીચ ગોત્ર અને નરક-આયુષ્ય તેમજ ૬૭ નામ પ્રકૃતિઓમાંના વર્ણચતુષ્કને પ્રશસ્ત તેમજ અપ્રશસ્ત[2] એમ બે ભેદે ગણતાં ૭૧ થાય તે પૈકી ૩૪ એટલે કુલે ૪૫+૧+૧+૧+૩૪=૮૨ અશુભ કર્મો છે. બાકી રહેલાં કર્મો શુભ છે અને તેની સંખ્યા સાતાવેદનીય, તિર્યંચ આદિ ત્રણ આયુષ્ય, અવશિષ્ટ [3]૩૭ નામ-પ્રકૃતિ અને ઉચ્ચ ગોત્ર મળીને ૧+૩+૩૭+૧=૪૨ ની છે.

   

**रौद्रार्तध्यानयोगेन, कषायविषयादिभिः ।**
**बध्नन्त्यशुभकर्माणि, केचित् द्व्यशीतिधाऽत्र हा ॥२७४॥**

## ૮૨ પ્રકારનાં અશુભ કર્મોનો બંધ—

શ્લો૦—" રૌદ્ર અને આર્ત ધ્યાનરૂપ (માનસિક) વ્યાપારથી તેમજ કષાયો,

૧ જેના અવાંતર ભેદો પડતા નથી તે પ્રકૃતિ 'પ્રત્યેક-પ્રકૃતિ' કહેવાય છે.

૨ આ સંબંધમાં સ્પષ્ટતાની ખાતર ૮૨ એમ ગણાવી શકાય કે ૫ જ્ઞાનાવરણ, ૫ અંતરાય, ૯ દર્શનાવરણ, નીચ ગોત્ર, અસાતાવેદનીય, મિથ્યાત્વ-મોહનીય, ૨૫ કષાય, સ્થાવરદશક, નરકની ગતિ, એની આનુપૂર્વી અને એનું આયુષ્ય એ નરક-ત્રિક અને તિર્યંચ-ગતિ અને એની આનુપૂર્વી એ તિર્યંગ્-દ્વિક એટલે ૫+૫+૯+૧+૧+૧+૨૫+૧૦+૩+૨ અર્થાત્ ૬૨ તેમજ એકેન્દ્રિય જાતિ, દ્વીન્દ્રિય જાતિ, ત્રીન્દ્રિય જાતિ, ચતુરિન્દ્રિય જાતિ એમ ચાર જાતિ, અશુભ વિહાયોગતિ, ઉપઘાત, અશુભ વર્ણ, અશુભ ગંધ, અશુભ રસ, અશુભ સ્પર્શ, વજ્ર-ઋષભનારાચ સંહનન સિવાયનાં પાંચ સંહનનો અને સમચતુરસ્ર સંસ્થાન સિવાયનાં પાંચ સંસ્થાનો એટલે ૪+૧+૧+૧+૧+૧+૧+૫+૫=૨૦ અર્થાત્ કુલે ૬૧+૨૦=૮૨.

૩ એ નીચે મુજબ છે:—

મનુષ્ય-ગતિ, મનુષ્ય-આનુપૂર્વી, દેવ ગતિ, દેવ-આનુપૂર્વી, પંચેન્દ્રિય-જાતિ, ઔદારિકાદિ પાંચે શરીરો, ઔદારિકાદિ ત્રણે ઉપાંગો, વજ્રઋષભનારાચ સંહનન, સમચતુરસ્ર સંસ્થાન, શુભ વર્ણચતુષ્ક, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્દ્યોત, શુભ વિહાયોગતિ, નિર્માણ, ત્રસદશક અને તીર્થંકર-નામ-કર્મ.

વિયોગ ઇત્યાદિ વડે કોઇક આ સંસારમાં અરેરે ૮૨ પ્રકારે અશુભ કર્મો બાંધે છે."—૨૭૪

❦ ❦ ❦ ❦

**आश्रवभावना लोके, कर्मसञ्चयवारिका ।**
**आश्रवाज्जीवमाकृष्य, नयति सांवरं पदम् ॥२७५॥**

**આશ્રવ-ભાવનાનું ફળ—**

શ્લો૦—"લોકને વિષે કર્મના રાશિને અટકાવનારી આશ્રવ-ભાવના જીવને આશ્રવમાંથી ખેંચીને સંવર-પદ તરફ દોરી જાય છે."—૨૭૫

❦ ❦ ❦ ❦

**आश्रवाणां निरोधेन, संवरो द्विविधो भवेत् ।**
**सर्वतो देशतश्चापि, तत्स्वरूपं निशम्यताम् ॥ २७६ ॥**

**સંવર-ભાવના—**

શ્લો૦—"આશ્રવોને અટકાવવા તે 'સંવર' છે. એ સર્વથી અને દેશથી એમ બે પ્રકારે છે. તેનું સ્વરૂપ (હે ભવ્ય !) તું સાંભળ."—૨૭૬

❦ ❦ ❦ ❦

**अयोगिकेवलिष्वाद्यः, सर्वतः संवरो भवेत् ।**
**द्वितीयः पुन एकद्वि--प्रभृत्याश्रवरोधिषु ॥ २७७ ॥**

**સંવરના બે પ્રકારોની યથાયોગ્ય સંભાવના—**

શ્લો૦—"અયોગિ-કેવલીઓને વિષે પ્રથમ પ્રકારનો સર્વથી સંવર હોય; જ્યારે બીજો પ્રકાર એક, બે ઇત્યાદિ આશ્રવોને રોકનારાઓને વિષે હોય."—૨૭૭

**અયોગિ-કેવલી—**

**સ્પષ્ટી૦**—કેવલી કહો, કેવલજ્ઞાની કહો કે સર્વજ્ઞ કહો તે એક જ છે. આ જીવન્મુકત પરમાત્માઓના બે પ્રકાર છે. કાયિક, વાચિક અને માનસિક યોગોનો જેમનામાં સદ્ભાવ છે તેઓ 'સયોગિ-કેવલી' કહેવાય છે. સયોગિ-કેવલીની અવસ્થાની સ્થિતિ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કર્ષથી કરોડ પૂર્વથી કંઇક ન્યૂન છે. જે સયોગિ-કેવલીના વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણ કર્મોની સ્થિતિ તથા તેના પરમાણુઓ આયુષ્ય-કર્મની સ્થિતિ અને તેના પરમાણુઓથી

અધિક છે તેઓ સમુદ્‌ઘાત કરે છે. અર્થાત્ તેઓ એવી ક્રિયા કરે છે કે જે દ્વારા વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણ કર્મોની સ્થિતિ અને પરમાણુઓને આયુષ્ય-કર્મની સ્થિતિ અને પરમાણુઓની સાથે સમાન બનાવે છે, અધિકતા દૂર કરે છે. આથી સમજાય છે કે જે સયોગિકેવલીઓના વેદનીય વગેરે ત્રણ કર્મની સ્થિતિ તથા પરમાણુ આયુષ્યકર્મની સાથે મળતા પ્રમાણમાં હોય છે તેમને સમુદ્‌ઘાત કરવો પડતો નથી. પરન્તુ સર્વે સયોગિકેવલી અયોગિ-અવસ્થાના અંતમાં એક એવા અપૂર્વ ધ્યાન માટે યોગનો નિરોધ કરે છે કે જેથી ઉત્કૃષ્ટ નિર્જરાના હેતુભૂત તથા લેશ્યાથી રહિત તેમજ અત્યંત સ્થિરતારૂપ તેઓ બને છે.

યોગના નિરોધનો ક્રમ શાસ્ત્રકારો એમ દર્શાવે છે કે પ્રથમ બાદર કાયયોગથી તેઓ બાદર મનોયોગ અને બાદર વચનયોગને તેઓ રોકે છે. પછી એ સૂક્ષ્મ કાય-યોગથી બાદર કાય-યોગને રોકે છે અને પછી એ સૂક્ષ્મ કાય-યોગથી અનુક્રમે સૂક્ષ્મ મનોયોગ અને સૂક્ષ્મ વચન-યોગનો તેઓ નિરોધ કરે છે. અંતમાં સૂક્ષ્મ ક્રિયાઽનિવૃત્તિ શુક્લ ધ્યાનના બળથી સૂક્ષ્મ કાયયોગને પણ રોકે છે. આ પ્રમાણે સર્વ યોગોનો નિરોધ થતાં તેઓ અયોગિં-કેવલિની દશા પ્રાપ્ત કરે છે અર્થાત્ તેરમા ગુણસ્થાનકમાંથી ચૌદમા ગુણસ્થાનકે આરૂઢ થાય છે. ઉપર્યુક્ત ધ્યાનની સહાયતાથી પોતાના દેહમાંના મુખ, ઉદર વગેરે પોલા ભાગોને આત્માના પ્રદેશો વડે તેઓ પૂરી દે છે. એમના આત્મ-પ્રદેશો એટલા બધા સંકુચિત બની જાય છે કે તે શરીરના ત્રીજા ભાગમાં સમાઇ જાય છે. આ પછી સમુચ્છિન્ન ક્રિયાઽપ્રતિપાતિ શુક્લ ધ્યાનને પ્રાપ્ત કરી અ, ઇ, ઉ, ઋ અને લૃ એ પાંચ અક્ષરો બોલતાં જેટલો સમય જાય એટલા વખતનું શૈલેશી કરણ કરે છે. 'મેરુ' ગિરિરાજના જેવી નિશ્ચળ અવસ્થા અથવા સર્વ સંવરરૂપ યોગ-નિરોધની અવસ્થા 'શૈલેશી' કહેવાય છે. આ અવસ્થામાં વેદનીય, નામ અને ગોત્ર કર્મની ગુણ-શ્રેણિથી અને આયુષ્ય-કર્મની યથાસ્થિત શ્રેણિથી નિર્જરા કરવી તે 'શૈલેશી કરણ' છે. આ કરણને પ્રાપ્ત કર્યા પછી અયોગિ-કેવલી આના અંતિમ સમયમાં ભવોપગ્રાહિ વેદનીયાદિ ચારે અઘાતિ કર્મોનો સદાને માટે ક્ષય કરી એક સમય માત્રમાં ઋજુઊર્ધ્વ ગતિથી ઊભી સીધી લીટીએ સિદ્ધિ-ક્ષેત્રમાં જઇ વસે છે.

   

**प्रत्येकमपि स द्वेधा, द्रव्यभावतया मतः ।**
**श्रुत्वा भावे मनो देयं, भावतः पारगो यतः ॥२७८॥**

**સંવરની દ્વિવિધતા—**

શ્લો૦—"આ પ્રત્યેકના દ્રવ્ય અને ભાવથી બે પ્રકાર છે. વાસ્તે એને સાંભળીને ભાવમાં મન પરોવવું, કેમકે ભાવ-સંવરથી પાર પમાય છે."—૨૭૮

✤ ✤ ✤ ✤

**[illegible]णां पुद्गलादान-मात्मनि तस्य रोधनम् ।**

**[illegible]वता [illegible]शतो यत् तद्, द्रव्यतः संव[illegible] मतः ॥२७९॥**

**દ્રવ્ય-સંવરનું લક્ષણ—**

શ્લો૦—"કર્મોના પુદ્ગલોનું જે આત્માને વિષે ગ્રહણ (કરાતું હોય) તેનો સર્વાંશે કે અંશથી નિરોધ (કરવો) તે 'દ્રવ્ય-સંવર' જાણવો."—૨૭૯

✤ ✤ ✤ ✤

**[illegible]याया भवहेतुक्याः, छेदनं सर्व[illegible]शतः ।**

**आत्मनः शुद्धकारी यत्, संव[illegible] भावतो मतः ॥२८०॥**

**ભાવ-સંવરનું લક્ષણ—**

શ્લો૦—"સંસારના હેતુરૂપ ક્રિયાનો સર્વથી કે દેશથી ઉચ્છેદ (કરવો) તે આત્માનો શુદ્ધકારી 'ભાવ-સંવર' ગણાય છે."—૨૮૦

✤ ✤ ✤ ✤

**संसेव्य संवरं जीवा, गता [illegible]क्तिमहत्पुरं ।**

**सेवध्वं संवरं तद् भो, सप्तपञ्चा[illegible]त्मकम् ॥२८१॥**

**સંવરના સમ્યક્ સેવનથી સિદ્ધિ—**

શ્લો૦—"સંવરનું રૂડી રીતે સેવન કરીને જીવો નિર્વાણરૂપ મોટી નગરીને પામ્યા છે. તેથી કરીને હે (ભવ્યો !) તમે સત્તાવન પ્રકારના સંવરને સેવો."—૨૮૧

**સંવરના ૫૭ પ્રકારો—**

સ્પષ્ટી૦—ઈર્યાસમિતિ, ભાષા-સમિતિ, એષણા-સમિતિ, આદાન-નિક્ષેપ-સમિતિ અને પરિષ્ઠાપનિકા-સમિતિ એ પાંચ સમિતિઓ, મનોગુપ્તિ, વચન-ગુપ્તિ અને કાય-ગુપ્તિ એ ત્રણ ગુપ્તિઓ, ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ, અચેલક, અરતિ, સ્ત્રી, ચર્યા, નૈષેધિકી શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણસ્પર્શ, મલ, સત્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને સમ્યક્ત્વ પરત્વેના બાવીસ

પરીષહો, ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એ દશ સાધુ-ધર્મો, અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આસ્રવ, સંવર, નિર્જરા, લોક, બોધિ અને ધર્મ-સ્વાખ્યાત વિષયક બાર ભાવના, સામાયિક, છેદોપસ્થાપન, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત એ પાંચ ચારિત્રો એમ ૫+૩+૨૨+૧૦+૧૨+૫ સંવરના સત્તાવન ભેદો થાય છે. આ પ્રત્યેકના સ્વરૂપ માટે જુઓ **આર્હત-દર્શનદીપિકાનો** પાંચમો ઉલ્લાસ.

   

**एवं शास्ति सदात्मानं, [illegible] गुणाकरा ।**

**सर्वेषां कर्मणां हन्त्री, भाग्यशालिविभाविता ॥२८२॥**

**સંવર-ભાવનાથી બોધ—**

શ્લો૦—" ગુણોની ખાણરૂપ, સર્વ કર્મોનો નાશ કરનારી, અને ભાગ્યશાળીઓએ વિશેષે કરીને ભાવેલી આ ભાવના ભવ્ય આત્માને એ પ્રમાણે બોધ આપે છે. "–૨૮૨

   

**तपसां द्वादश [illegible], भेदास्ते निर्जरा मता ।**

**यया स्वर्गापवर्गौ च, समायातः स्वयंवरौ ॥ २८३ ॥**

નિર્જરા-ભાવના—

શ્લો૦—"તપના જે (પૂર્વે) બાર ભેદો કહ્યા છે તે 'નિર્જરા' મનાય છે કે જેનાથી સ્વર્ગ અને મોક્ષ પોતાની મેળે વરવા આવે છે. "–૨૮૩

   

**निर्जरा कारणं मुक्ते-र्जन्ममृत्युप्रहारिका ।**

**निर्जरा भावतो धार्या, सा सकामा गुणावहा ॥२८४॥**

**સકામ નિર્જરાનો ગુણ—**

શ્લો૦—"નિર્જરા નિર્વાણનું કારણ છે તેમજ એ જન્મ અને મરણને હરનારી છે. આ નિર્જરાને ભાવથી ધારણ કરવી, કેમકે એ [1]સકામ નિર્જરા ગુણકારી છે."–૨૮૪

   

---

૧ આના લક્ષણ માટે જુઓ પૃ. ૨૬૨.

**निर्जरां धारयित्वैव, जज्ञिरे शिवगामुकाः ।**
**जिनास्ते निखिला तेन, निर्जरां सहचरीं कुरु ॥२८५॥**

**નિર્જરાના સાહચર્યથી મુક્તિ—**

શ્લો૦—નિર્જરાને ધારણ કરીને જ સઘળા જિનો મોક્ષગામી થયા છે, વાસ્તે (હે ભવ્ય !) તું (એ) નિર્જરાને સખી બનાવ.''—૨૮૫

   

**विघ्नौघं नाशयत्येषा, यथा ध्वान्तं रवेः कराः ।**
**अम्बुदं पवनो सर्पान्, दुर्दान्तान् गरुडस्तथा ॥२८६॥**

**નિર્જરાથી વિઘ્નોનો વિનાશ—**

શ્લો૦—''જેમ સૂર્યનાં કિરણો અંધારાનો, પવન મેઘનો અને ગરુડ દુઃખે કરીને તાબે થનારા સર્પોનો નાશ કરે છે, તેમ આ ( નિર્જરા ) વિઘ્નોના સમુદાયનો વિનાશ કરે છે. ''—૨૮૬

   

**कर्मणां मे क्षयो भूया--दिति भावनया कृतम् ।**
**तपो द्वादशधा सा तु, सकामा निर्जरा मता ॥२८७॥**

**સકામ નિર્જરાનું લક્ષણ--**

શ્લો૦--''મારાં કર્મોનો ક્ષય થાય એવી ભાવના પૂર્વક બાર પ્રકારનું જે તપ કરાય તે 'સકામ–નિર્જરા' મનાય છે.''—૨૮૭

   

**वैपरीत्येन यत् कुर्या–दकामा सा निगद्यते ।**
**आद्या मुक्तिप्रदाऽन्या तु, लौकिकं शर्म यच्छति ॥२८८॥**

**અકામ નિર્જરાનું લક્ષણ અને તેનું ફળ--**

શ્લો૦—''આથી વિપરીતપણે (અર્થાત્ એવી ભાવના વિના) જે કરાય તે 'અકામ નિર્જરા' કહેવાય છે. પ્રથમ પ્રકારની નિર્જરા મોક્ષ આપે છે, જ્યારે બીજી જાતની નિર્જરા તો લૌકિક સુખ સમર્પે છે. ''—૨૮૮

   

**सुभावनेयं भव्यानां, योजयेत् तपसि ध्रुवम् ।**
**चेतांसि पुण्यपूतानां, कर्मकन्दप्रभेदिका ॥२८९॥**

**નિર્જરા-ભાવનાની અસર—**

શ્લો૦—"કર્મરૂપ કન્દને ભેદનારી આ (સુન્દર) ભાવના પુણ્ય વડે પવિત્ર બનેલા ભવ્યોનાં ચિત્તોને નક્કી તપશ્ચર્યાને વિષે યોજે."—૨૮૯

   

**जम्बूद्वीपोऽत्र सर्वेषां, द्वीपानां मध्यमो मतः ।**
**तिर्यग्लोके तमावेष्ट्य, लवणाब्धिर्बहिः स्थितः ॥२९०॥**

**લોક-ભાવના—**

શ્લો૦—"આ તિર્યગ્-લોકમાં 'જંબૂદ્વીપ' બધા દ્વીપોની મધ્યમાં રહેલો છે, એમ ( શાસ્ત્રકારો ) માને છે. તેને બહારથી વીંટીને ' લવણ ' સમુદ્ર રહેલો છે."—૨૯૦

**જંબૂદ્વીપ વગેરેની રચના ઇત્યાદિ—**

**સ્પષ્ટી૦**—ઝાલરના આકાર જેવા મધ્ય લોકમાં અસંખ્ય દ્વીપો અને સમુદ્રો છે. દ્વીપની પછી સમુદ્ર અને સમુદ્રની પછી દ્વીપ એ રીતે આ ગોઠવાયેલા છે. છેવટે 'સ્વયંભૂરમણ' નામનો સમુદ્ર છે. આ દ્વીપ અને સમુદ્રોની રચના ઘંટીના પડ અને થાળાના જેવી છે અર્થાત્ જંબૂદ્વીપ લવણ સમુદ્રથી વેષ્ટિત છે, ધાતકી ખંડ કાલોદધિથી ઇત્યાદિ. જંબૂદ્વીપ થાળી જેવો ગોળ છે, જ્યારે બીજા બધા દ્વીપો અને સમુદ્રોનો આકાર વલય યાને ચૂડી જેવો છે. કહેવાની મતલબ એ છે કે જંબૂદ્વીપ લવણાદિકની પેઠે ચૂડીના આકારનો નથી, કિન્તુ તે કુંભારના ચાક જેવો છે. એ સમગ્ર દ્વીપો અને સમુદ્રોમાં વચ્ચોવચ્ચ છે અને એની વચમાં 'મેરુ' પર્વત આવેલો છે. જંબૂદ્વીપનો વિસ્તાર લાખ યોજનનો છે. લવણ સમુદ્રનો વિસ્તાર એનાથી બમણો છે, એ પ્રમાણે ઉત્તરોત્તર દ્વીપ-સમુદ્રો બમણા બમણા વિસ્તારવાળા છે.

વલયના આકારના ધાતકી ખંડના પૂર્વાર્ધ તેમજ પશ્ચિમાર્ધમાં પૂર્વથી પશ્ચિમ ફેલાયલા છ છ [1]વર્ષધર પર્વતો છે. તે બધા એક બાજુએ કાલોદધિને સ્પર્શે છે, જ્યારે બીજી બાજુએ લવણોદધિને સ્પર્શે છે.

   

---

૧ હિમવાન્, મહાહિમવાન્, નિષેધ, નીલ, રુક્મી અને શિખરી એ છ વર્ષધર-વંશધર પર્વતો છે.

**ध तकी तं तथाऽऽवेष्टय, द्वीपस्तिष्ठति तं तथा ।**
**व ्वा कालोदधिरास्ते, द्वीपोऽस्ति पुष्करः पुनः ॥२९१॥**

**ધાતકી દ્વીપ વગેરે—**

શ્લો૦—"તેને ચારે બાજુએ વીંટીને 'ધાતકી' દ્વીપ રહેલો છે અને એને વીંટીને 'કાલ' સમુદ્ર અને વળી એની આસપાસ 'પુષ્કર' દ્વીપ છે."—૨૯૧

   

**सङ्ख्यातीतास्ततो लोके, ह्येवं द्वीपाब्धयो मताः ।**
**ऊर्ध्वलोकेऽप्यसङ्ख्यानि, विमानानि च ्गिणाम् ॥२९२**

**દ્વીપ, સમુદ્ર અને વિમાનોની સંખ્યા—**

શ્લો૦—"આ પ્રમાણે લોકને વિષે અસંખ્ય દ્વીપો અને સમુદ્રો છે અને ઊર્ધ્વ-લોકમાં દેવતાઓના અસંખ્ય વિમાનો છે."—૨૯૨

   

**अधोलोकेऽप्यसङ्ख्ानि, भुवनानि नरकालयाः ।**
**ज्योतिर्धा ाने तिर्यक्षु, तेषां सङ्ख् ा न विद्यते ॥२९३॥**

**ભુવનો, નરકાલયો અને જ્યોતિષ્કનાં વિમાનોની સંખ્યા—**

શ્લો૦—"અધોલોકમાં અસંખ્ય ભુવનો અને નરકાલયો છે. તિર્યગ્-લોકમાં આવેલાં જ્યોતિષ્કનાં સ્થળો (વિમાનો)ની સંખ્યા (થઇ શકે તેમ) નથી."—૨૯૩

   

**एवं भवे विशालेऽत्र, जीवो जातो मृतो नहि ।**
**यत्र सोऽत्र प्रदेशो न, मनुष्याकृतिधारके ॥२९४॥[1]**

**લોકના સર્વ પ્રદેશોમાં જીવનાં જન્મ-મરણો—**

શ્લો૦—"આ પ્રમાણે વિશાળ અને મનુષ્યના આકારને ધારણ કરેલા એવા આ લોકમાં એવો (એક પણ) પ્રદેશ નથી કે જ્યાં આ જીવ જન્મ્યો કે મર્યો નહિ હોય."—૨૯૪

   

---

૧ જુઓ પૃ. ૨૧૨.

**त माद् धर्मं गृहीत्वा त्व--मनाद्यनन्तकं जगत् ।**
**अनादिसान्तकं कुर्याः, स्वस्मिन् मुक्तिमवाप्य भोः ॥२९५॥**

**સંસારના સંહાર સારૂ સલાહ—**

શ્લો૦—'એથી કરીને હે (ભવ્ય !) ધર્મનું ગ્રહણ કરી મુક્તિ પામી અનાદિ અનન્ત એવા જગત્‌ને તું પોતાનામાં અનાદિ સાન્ત કર.''–૨૯૫

❦ ❦ ❦ ❦

**इत्थं ज्ञापयतीयं त्वां, चेतो ! लाभप्रदायिका ।**
**भावना भवसन्तत्या, वल्लया नाशे कुठारिका ॥ २९६ ॥**

**લોક-ભાવનાની ભલામણ—**

શ્લો૦–"આ પ્રમાણે હે ચિત્ત ! તને ભવોની શ્રેણિરૂપ વેલનો નાશ કરવામાં કુહાડી સમાન આ લાભકારી ભાવના બોધ કરાવે છે."–૨૯૬

❦ ❦ ❦ ❦

**सर्वरत्नेष्वतिश्रेष्ठं, बोधिरत्नं प्रकीर्तितम् ।**
**जिनेशै रक्षणीयं तत्, प्राणैः कण्ठगतैरपि ॥ २९७ ॥**

**બોધ-ભાવના—**

શ્લો૦—"જિનેશ્વરોએ સર્વ રત્નોમાં જે [1]સમ્યક્ત્વ-રત્નને અતિશય શ્રેષ્ઠ કહ્યું છે, તેનું કંઠે પ્રાણ આવે તોપણ રક્ષણ કરવું જોઇએ."–૨૯૭

**[2]સમ્યગ્દર્શનનું મહત્ત્વ—**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં સમ્યક્ત્વનો સર્વોત્તમ રત્ન તરીકે ઉલ્લેખ છે તે [3]વ્યાજબી છે, કેમકે **શ્રીભદ્રબાહુસ્વામીએ** રચેલા **ઉપસર્ગહર** સ્તોત્રમાં કહ્યું પણ છે કે—

" [4]तुह संमत्ते लद्धे, चिन्तामणिकप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥ "–આર્યા

---

૧–૩ જુઓ પૃ. ૮૫, ૯૭–૯૮ અને ૨૮૦.

૪ છાયા—

तव सम्यक्त्वे लब्धे चिन्तामणिकल्पपादपाभ्यधिके ।
प्राप्नुवन्ति अविघ्नेन जीवा अजरामरं स्थानम् ॥

અર્થાત્ (હે પાર્શ્વ જિનેશ્વર !) ચિન્તામણિ અને કલ્પવૃક્ષથી અધિક માહાત્મ્યવાળું તારૂં સમ્યક્ત્વ પામ્યા બાદ જીવો અજરામર પદ યાને મોક્ષ નિર્વિઘ્ને પામે છે. સમ્યક્ત્વની મહત્તા તો ત્યાં સુધી છે કે તીર્થં૨ દેવના ભવની ગણના પણ આ પામ્યા પછી થાય છે. વળી આના વિના સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્રનો પણ સંભવ નથી, કેમકે એના અભાવને લઇને તો પ્રખરમાં પ્રખર જ્ઞાની અને સંયમી એવા અભવ્યની પણ કશી વાસ્તવિક કીંમત અંકાતી નથી. સખ્યાબંધ જીવોને મુક્તિમાર્ગના મુસાફર બનાવવાની તાકાતવાળી સચોટ ઉપદેશ-શૈલી હોવા છતાં એનું ઉત્કૃષ્ટ સાધિ નવ પૂર્વનું જ્ઞાન કે માખીની પાંખ પણ ન દૂભવે એવો એનો અતિકઠિન સંયમ લેખે ગણાતાં નથી. ભવ્ય જીવ પણ જ્યાં સુધી સમ્યગ્દર્શનથી વિભૂષિત ન હોય ત્યાં સુધી તેનો સર્વ સાવદ્ય વ્યાપારના ત્યાગરૂપ સંયમ પણ માર્જાર સંયમ જેવો છે. સર્વજ્ઞે કથેલ ધર્મમાંથી જેને ઘણું ખરૂં રુચે, નહિ જેવા ભાગ તરફ જ અરુચિ હોય, તો તેવાઓને પણ સમ્યક્ત્વ નથી એમ શાસ્ત્રકારો કહે છે. એક અક્ષર માત્ર રુચતો ન હોય તેવા અને વળી નહિ રુચતા ભાગ સંબન્ધી નવીન માર્ગ દર્શાવતા અને તેને સાચો સિદ્ધ કરવા માટે અન્યાન્ય પ્રબળ યુક્તિઓ રજુ કરનારા તેમજ જેમના સંયમ તરફ આંગળી પણ ચિંધી ન શકાય તેવા મહાનુભાવોને પણ શાસ્ત્રકારોએ નિહ્નવનો ઇલ્કાબ આપી દીધો.

સમ્યક્ત્વથી વાસ્તવિક ધર્મની શરુઆત થાય છે. એના વિના ધર્મની ઇમારત ચણાઇ શકાતી નથી. સાધુ-ધર્મ તેમજ શ્રાવક-ધર્મનો એ મજબુત પાયો છે; એથી તો સમ્યક્ત્વરૂપ નેત્ર વિનાના જીવો ભાવ-અંધ છે તેમજ તેવા મિથ્યાદષ્ટિનાં વ્રત, જપ વિગેરે નકામાં છે. **આચારાંગ**ના સમ્યક્ત્વ નામના ચોથા અધ્યયનની નિર્યુક્તિમાં પણ કહ્યું છે કે-

" [1]कुणमाणो वि य किरियं परिच्चयंतो वि सयणधणभोए ।
दिंतो वि दुहस्स उरं न जिणइ अंधो पराणीयं ॥ २२० ॥-આર્યા
कुणमाणो वि निवित्तिं परिच्चयंतो वि सयणधणभोए ।
दिंतो वि दुहस्स उरं मिच्छद्दिट्ठी न सिज्झइ उ ॥ २२१ ॥ "[2]—"

---

૧ છાયા—

कुर्वन्नपि च क्रियां परित्यजन्नपि स्वजनधनभोगान् ।
ददद्पि दुःखस्य उरः न जयत्यन्धः परानीकम् ॥
कुर्वन्नपि निवृत्तिं परित्यजन्नपि स्वजनधनभोगान् ।
ददद्पि दुःखस्य उरः मिथ्यादृष्टिर्न सिध्यति तु ॥

૨ સરખાવો **અધ્યાત્મસાર**ના ચોથા પ્રબંધના ત્રીજા અને ચોથા શ્લોકો.

અર્થાત્ વિવિધ ક્રિયાઓ કરનો, સ્વજનનો, ધનનો અને ભોગનો ત્યાગ કરતો તેમજ દુઃખને પોતાનું હૃદય આપનો એવો પણ આંધળો મનુષ્ય જેમ પર સૈન્યને જીતી શકતો નથી[1] તેમ અજૈન દર્શનમાં કહેલ પાંચ યમાદિરૂપ નિવૃત્તિ-માર્ગને અનુસરતો, સ્વજન, ધન અને ભોગને પણ ત્યજી બેઠેલો અને પંચાગ્નિ કષ્ટ વગેરે દુઃખોને હૃદયમાં સ્થાન આપતો એવો મિથ્યાદષ્ટિ મુક્તિ પામતો નથી.

આ તો અજૈન ક્રિયા-કાંડ કરનારાની વાત થઇ, પરન્તુ મિથ્યાદષ્ટિ હોઇ ખુદ જેણે જૈન ભાગવતી દીક્ષા લીધી હોય તે પણ-ઉત્કૃષ્ટ દ્રવ્ય-સંયમનો પાલક પણ સમ્યક્ત્વી કરતાં નીચા દરજ્જાનો છે. કહ્યું પણ છે કે-

" [2]सो दव्वसंजमेणं पगरिसरूवे जिणुवइट्ठेणं ।
तब्भावो वि न सम्मं एवमिदं पगरिसगुणो त्ति ॥ "-આર્યા

વિશેષમાં શ્રીહરિભદ્રસૂરિરાજ તો ત્યાં સુધી કહે છે કે—

---

૧ એક વેળા કોઇ નગરમાં ઉદયસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **વીરસેન** અને **સૂરસેન** નામના બે પુત્રો હતા. તેમાં **વીરસેન** આંધળો હતો. તેથી તેને યોગ્ય એવી ગાંધર્વાદિ કળાઓ તે શીખ્યો, જ્યારે **સૂરસેન** ધનુર્વિદ્યા શીખ્યો અને લોકમાં એથી તેની વિશેષ તારીફ થવા લાગી. આ સાંભળીને **વીરસેને** પોતાના પિતાને વિનતિ કરી કે મને પણ ધનુર્વિદ્યા શીખવો. રાજાએ તેનો વિશેષ આગ્રહ જોઇ ધનુર્વિદ્યાના ઉપાધ્યાયને તેને તે શીખવવા સૂચવ્યું. ઉત્તમ ઉપાધ્યાયના યોગ્ય ઉપદેશથી, પ્રજ્ઞાની અતિશયતાને લઇને તેમજ અભ્યાસ કરવાની તેની ખંતથી તે શબ્દવેધી બન્યો. એકદા પરરાજ્ય સાથે યુદ્ધનો પ્રસંગ આવતાં પિતાની અનુજ્ઞા લઇ તે અંધ હોવા છતાં લડવા ગયો દુશ્મનના સૈન્યને તેણે જોતજોતામાં પરાસ્ત કરી નાંખ્યું. એવામાં દુશ્મનોને ખબર પડી ગઇ કે આ તો અંધ છે અને શબ્દ સાંભળીને બાણ મારી તે આપણને હેરાન કરે છે. આથી દુશ્મનોએ મૌન સેવ્યું અને તેને બાંધી લીધો. પોતાના ભાઇના પરાભવથી વાકેફગાર થતાં **સૂરસેન** રણક્ષેત્રમાં ગયો અને દુશ્મનના સૈન્યને હરાવીને પોતાના ભાઇને છોડાવી લાવ્યો.

આ પ્રમાણે **વીરસેન** ધનુર્વિદ્યામાં નિપુણ હોવા છતાં નેત્ર રહિત હોવાથી ઇષ્ટ સિદ્ધિ સાધી શક્યો નહિ તેવા જ રીતે ભાવ-અંધ જનો—મિથ્યાદષ્ટિ જીવો અનેક પ્રકારના દ્રવ્ય-સંયમ પાળવા છતા વાસ્તવિક સિદ્ધિ-મુક્તિ મેળવી શકતા નથી.

૨ છાયા—

स द्रव्यसंयमेन प्रकर्षरूपे जिनोपदिष्टेन ।
तद्भावोऽपि न सम्यक्त्वमेवमिदं प्रकर्षगुण इति ॥

" [1]जह केवलंमि पत्ते तेणेव भवेण वण्णिओ मोक्खो ।
पगरिसगुणभावाओ तह संमत्ते वि सो समओ ॥ "-આર્યા

અર્થાત્ જેમ કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં તે જ ભવમાં તેને મોક્ષ મળે છે તેમ પ્રકર્ષ ગુણપણાએ પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વથી મોક્ષની પ્રાપ્તિ દુર્લભ નથી.

વ્યવહાર-રાશિને પામેલા સર્વ જીવો-અભવ્યો પણ દ્રવ્ય-સંયમના અધિકારી બન્યા છે. ઉત્કૃષ્ટ દ્રવ્ય-સંયમ પાળીને તેઓ નવમા ગ્રૈવેયક સુધી મુસાફરી પણ કરી આવ્યા છે. [2]પરન્તુ સમગ્ર જીવોએ હજી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું નથી. આ પ્રમાણેની સમ્યક્ત્વની મહત્તા અને દુર્લભતાને લક્ષીને તો **આચારાંગ**ની વૃત્તિમાં શ્રી શીલાંક સૂરિવર કહે છે કે-

"अवाप्यभवशतदुरापं कर्मविवरभूतं सम्यक्त्वं क्षणमप्येकं तत्र न प्रमादवता भाव्यम् "

અર્થાત્ સેંકડો ભવોમાં દુર્લભ અને કર્મના વિવરરૂપ સમ્યક્ત્વ (રત્ન)ને મેળવ્યા બાદ તે તરફ એક ક્ષણ પણ ગફલતી રાખવી નહિ; નહિ તો આ રત્નને પ્રાપ્ત કરવા માટે ઊઠાવેલી મહામહેનત ઉપર પાણી ફરી વળે તેમ છે.

* * * *

**एकेन्द्रियादिजीवेषु, बोधिविहीनयोनिषु ।**
**दुर्लभं बोधिबीजं स्यात्, तस्माद् बोधिं सदा भज ॥२९८॥**

**સમ્યક્ત્વનું નિરંતર ભજન--**

શ્લો૦-'સમ્યક્ત્વથી રહિત યોનિવાળા એકેન્દ્રિય પ્રમુખ જીવોને વિષે સમ્યક્ત્વનું બી દુર્લભ છે, વાસ્તે (હે જીવ !) તું સમ્યક્ત્વને સર્વદા ભજ."-૨૯૮

* * * *

**नारकाणां कथं बोधि--रुपदेष्टृणामभावतः ? ।**
**तिरश्चां दुःखदग्धानां, बोधिलाभोऽस्ति दुर्लभः ॥२९९॥**

---

૧ છાયા—

यथा केवले प्राप्ते तेनैव भवेन वर्णितो मोक्षः ।
प्रकर्षगुणभावात् तथा सम्यक्त्वेऽपि स समयः ॥

૨ સરખાવો **પંચાશક**ની ટીકાના છઠ્ઠા પત્રગત ઉલ્લેખ—

" सव्वजियाणं जम्हा सुत्ते गेविज्जगेसु उववाओ ।
भणिओ जिणेहिं सो न य लिंग मोत्तुं जओ भणिअं ॥ "—આર્યા
[ सर्वजीवानां यस्मात् सूत्रे ग्रैवेयकेषु उपपातः ।
भणितो जिनैः स न च लिङ्गं मोक्तुं यतो भणितम् ॥ ]

**નરક અને તિર્યંચ ગતિમાં સમ્યક્ત્વના ફાંફા—**

શ્લો૦—"નારકોને ઉપદેશકોનો અભાવ હોવાથી તેમનામાં કેવી રીતે સમ્યક્ત્વ સંભવે ? વળી દુઃખથી બળી રહેલ તિર્યંચોને (પણ) સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. "–૨૯૯

❈ ❈ ❈ ❈

**अनार्यबर्बरादि, देशेष्वपि कुतो भवेत् ? ।**
**धर्मभावो मनुष्याणां, दयाविमुक्तचेतसाम् ॥३००॥**

**અનાર્ય દેશોમાં ધર્મનો દુઃસંભવ—**

શ્લો૦—"[1]અનાર્ય બર્બર વગેરે દેશોમાં પણ નિર્દય ચિત્તવાળા મનુષ્યોને ધર્મની ભાવના ક્યાંથી હોય ? "–૩૦૦

❈ ❈ ❈ ❈

**आर्यदेशेष्वपि मूका, अन्धा रोगार्त्तदेहिनः ।**
**बधिरा बोधिलाभं हा, प्राप्नुवन्ति न केचन ॥ ३०१ ॥**

**આર્ય દેશમાં પણ કેટલાકને સમ્યક્ત્વની અપ્રાપ્તિ—**

શ્લો૦—"આર્ય દેશોમાં પણ મુંગા, આંધળા, રોગથી પીડિત દેહવાળા તેમજ બહેરા એવા કેટલાક (માનવો) હાય સમ્યક્ત્વના લાભને પામતા નથી."–૩૦૧

**આર્ય દેશ, કર્મભૂમિ વગેરેનું દિગ્દર્શન—**

સ્પષ્ટી૦—મનુષ્યોના સંમૂર્ચ્છિમ અને ગર્ભજ એવા મુખ્ય બે પ્રકારો છે. તે પૈકી ગર્ભજના (૧) કર્મભૂમક, (૨) અકર્મભૂમક અને (૩) આંતરદ્વીપક એમ ત્રણ પેટા–વિભાગો છે. તેમાં કૃષિ, વાણિજ્ય વગેરે કર્મો વાસ્તે અથવા મોક્ષના અનુષ્ઠાન માટે જે ભૂમિમાં અવકાશ છે તે 'કર્મભૂમિ' કહેવાય છે. આવી કર્મ-ભૂમિઓ પંદર છેઃ–પાંચ ભરત, પાંચ ઐરાવત અને [2]દેવકુરુ અને [3]ઉત્તરકુરુ

---

૧ જુઓ ઋષભપંચાશિકાનું સ્પષ્ટીકરણ ( પૃ. ૫૯–૬૦ ).

૨–૩ 'મહાવિદેહ' ક્ષેત્રને વિષે 'નિષધ' પર્વતની ઉત્તરે અને 'મેરુ' પર્વતની દક્ષિણે સો 'કાંચન'ગિરિ, 'ચિત્રકૂટ' તેમજ 'વિચિત્રકૂટ'થી વિભૂષિત 'દેવકુરુ' છે. એનો વિષ્કંભ ૧૧૮૪૨ યોજનનો છે. એ પ્રમાણે 'મેરુ'ની ઉત્તરે અને 'નીલવાન્'ની દક્ષિણે ચિત્રકૂટ અને વિચિત્રકૂટને બદલે બે 'યમક' પર્વતોથી અલંકૃત 'ઉત્તરકુરુ' છે.

સિવાયના ભાગવાળા પાંચ મહાવિદેહો. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ' જંબૂ'દ્વીપમાં છ વર્ષધર પર્વતો હોવાથી ભરત, હૈમવત, હરિ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરાવત એમ એના સાત ક્ષેત્રો પડે છે. આ ક્ષેત્રોને વંશ, વર્ષ અને વાસ્યના નામથી પણ ઓળખાવવામાં આવે છે અને વ્યવહાર–સિદ્ધ દિશાના નિયમ અનુસાર એટલે કે સૂર્યનો જે દિશામાં ઉદય થાય તે પૂર્વ ઇત્યાદિ નિયમ મુજબ એ સાતે ક્ષેત્રો 'મેરુ' પર્વતની દક્ષિણે આવેલા છે. અર્થાત્ 'ભરત'ની ઉત્તરે 'હૈમવત', 'હૈમવત'ની ઉત્તરે 'હરિ' એમ ઉત્તરોત્તર ક્ષેત્ર પૂર્વ પૂર્વની ઉત્તરે છે, અને 'મેરુ' પર્વત સાતે ક્ષેત્રોની ઉત્તરે આવેલો છે. 'ભરત'ક્ષેત્રમાં જે દિશામાં સૂર્ય અસ્ત થાય છે તે દિશામાં 'ઐરાવત' ક્ષેત્રમાં સૂર્ય ઉગે છે તેથી ત્યાં પણ સૂર્યોદય તરફ મુખ રાખતાં 'મેરુ' ઉત્તર દિશામાં જ જણાય છે.

'ધાતકી' ખંડના પૂર્વાર્ધમાં તેમજ પશ્ચિમાર્ધમાં પણ છ છ વર્ષધર પર્વતો હોવાથી પ્રત્યેક અર્ધમાં સાત સાત ક્ષેત્રો છે. જો છ છ વર્ષધરોને પૈડાની નાભિમાં લાગેલા આરાની ઉપમા અપાય તો આ વર્ષધરોને લીધે એક બીજાથી જુદા પડેલાં સાત ભરતાદિ ક્ષેત્રોને આરાની વચમાં રહેલા અંતરની ઉપમા આપી શકાય.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે 'જંબૂ'દ્વીપમાં આવેલા 'મેરુ', વર્ષધર અને વર્ષનાં જે નામો છે, તે જ નામો 'ધાતકી' ખંડના મેરુ વગેરેનાં છે. 'ધાતકી' ખંડમાં બે 'મેરુ', બાર વર્ષધર અને ચૌદ ક્ષેત્રો છે. આથી આ ખંડમાં બે 'ભરત', બે 'હૈમવત' એમ એક જ નામનાં બબ્બે ક્ષેત્રો છે. આ હકીકત 'પુષ્કરાર્ધ'ને પણ લાગૂ પડે છે. આથી એકંદર ક્ષેત્રોની સંખ્યા ૩૫ની થાય છે. તેમાં પાંચ 'ભરત' અને પાંચ 'ઐરાવત' પૈકી પ્રત્યેકમાં ૧૨પા આર્ય–દેશો છે, અર્થાત્ કુલે ૨૫૫ આર્ય–દેશો છે. વળી પ્રત્યેક 'મહાવિદેહ'માં બત્રીસ વિજયો છે એટલે ૧૬૦ વિજયોનો પણ આર્ય-દેશ તરીકે ઉલ્લેખ છે. આ દેશમાં જન્મેલા મનુષ્યો 'ક્ષેત્ર–આર્ય' કહેવાય છે.

---

૧ આનાં તેમજ તેની રાજધાનીઓનાં નામો **પ્રવચનસારોદ્ધાર**ના ૨૭૫મા દ્વારમાં સૂચવ્યા પ્રમાણે નીચે મુજબ છે:—

(૧) મગધ, રાજગૃહ; (૨) અંગ, ચંપા; (૩) વંગ, તામલિપ્તી; (૪) કલિંગ, કાંચનપુર; (૫) કાશી, વાણારસી; (૬) કોશલા, સાકેત; (૭) કુરુ, ગજપુર; (૮) કુશાર્ત, સૌરિક; (૯) પાંચાલ, કાંપિલ્ય; (૧૦) જંગલ, અહિચ્છત્રા; (૧૧) સુરાષ્ટ્ર, દ્વારવતી; (૧૨) વિદેહ, મિથિલા; (૧૩) વત્સા, કૌશાંબી; (૧૪) શાંડિલ્ય, નંદિપુર; (૧૫) મલયા, ભદ્દિલપુર; (૧૬) વૈરાટ, વત્સા; (૧૭) અચ્છા, વરુણા; (૧૮) દર્શાણ, મૃત્તિકાવતી; (૧૯) ચેદી, શુક્તિમતી; (૨૦) સિંધુસૌવીર, વીતભય (વડોદરા); (૨૧) સૂરસેન, મથુરા; (૨૨) ભંગી, પાપા; (૨૩) વર્ત, માસપુરી; (૨૪) કુણાલા, શ્રાવસ્તી; (૨૫) લાઢા, કોટીવર્ષ; (૨૫ા) કેકયનો અડધો ભાગ, શ્વેતંબિકા.

**આ દ્વારની ટીકામાં કેટલાંક મતાંતરોનો પણ નિર્દેશ છે.**

આથી સમજાય છે કે પાંચ 'ભરત', પાંચ 'ઐરાવત' અને પાંચ 'મહાવિદેહ' એ પંદર કર્મભૂમિઓ છે, જ્યારે બાકીનાં [1]વીસ ક્ષેત્રો તેમજ પ્રત્યેક મહાવિદેહમાંના ર દેવકુરુ અને ઉત્તરકુરુ એ મળીને દશ અર્થાત્ આ ત્રીસ ભૂમિઓ 'અકર્મભૂમિ' યાને 'ભોગ-ભૂમિ' કહેવાય છે. ૫૬ અંતરદ્વીપોનો પણ 'અકર્મ-ભૂમિ' તરીકે નિર્દેશ કરાય છે. અર્થાત્ એ બધા ક્ષેત્રની અપેક્ષાએ અનાર્ય દેશો છે.

**૫૬ અંતરદ્વીપો—**

'હિમવાન્' પર્વતના આગળના અને પાછળના ભાગમાં તેમજ ચાર ખુણાઓમાં ત્રણસે યોજન જેટલા લવણ-સમુદ્રને અવગાહીને ચાર અંતરદ્વીપો છે. જેમકે એકોરુક, આભાસિક, વૈષાણિક અને નાંગોલિક. આ પ્રત્યેકનો આયામ ત્રણસે યોજનનો છે. એવી રીતે ચારસે યોજન જેટલા લવણ-સમુદ્રને અવગાહીને ચારસે યોજનના આયામવાળા ચાર દ્વીપો એમ છેક નવસે યોજન જેટલા લવણ-સમુદ્રને અવગાહીને નવસે યોજનના આયામવાળા ચાર દ્વીપો છે. આનાં નામો અનુક્રમે હયકર્ણ, ગજકર્ણ, ગોકર્ણ અને શષ્કુલીકર્ણ; આદર્શમુખ, મેંઢમુખ, અયોમુખ અને ગોમુખ; અશ્વમુખ, હસ્તિમુખ, સિંહમુખ અને વ્યાઘ્રમુખ; અશ્વકર્ણ, હરિકર્ણ, કર્ણ અને અકર્ણ પ્રાવરણ; ઉલ્કામુખ, મેઘમુખ, વિદ્યુન્મુખ અને વિદ્યુદ્દન્ત; ઘનદંત, લષ્ટદંત, ગૂઢદંત અને શુદ્ધદંત. આ પ્રમાણે 'ઐરાવત' ક્ષેત્રનો વિભાગ કરનારા 'શિખરી' પર્વત આશ્રીને પણ આ જ નામનાં ૨૮ અંતરદ્વીપો છે. એ પ્રમાણે કુલ્લે ૫૬ અંતરદ્વીપો છે. જુઓ **પ્રવચનસારોદ્ધાર** (દ્વા. ૨૬૨).

   

**अकर्मभूमिजाश्चान्ये, अन्तरद्वीपवर्तिनः ।**
**बुद्धिबलविहीना ये, बोधिस्तेषां तु दुर्लभः ॥ ३०२ ॥**

**અકર્મભૂમિ અને અંતરદ્વીપમાં સમ્યક્ત્વની દુર્લભતા—**

શ્લો૦—"વળી અકર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા તેમજ અન્તરદ્વીપમાં રહેતા એવા અન્ય માનવો કે જેઓ બુદ્ધિ-બળથી રહિત છે તેમને સમ્યક્ત્વ દુર્લભ છે."—૩૦૨

   

---

૧ હૈમવત, હરિ, રમ્યક અને હૈરણ્યવત એ નામનાં પાંચ પાંચ ક્ષેત્રો મળતાં વીસ થાય છે.

**कुधर्माभिमुखाः केचित्, सुधर्मं न विदन्ति हा ।**
**बोधिलाभं लभन्ते न, विधर्मग्रहपीडिताः ॥ ३०३ ॥**

**કુધર્મીને સમ્યક્ત્વના લાભનો અભાવ—**

શ્લો૦—"અફસોસ! કુધર્મ તરફ અભિમુખ એવા કેટલાક (જનો) સુધર્મ જાણતા નથી. કુધર્મરૂપ (દુષ્ટ) ગ્રહથી દુઃખી હોઇ તેઓ સમ્યક્ત્વના લાભને મેળવતા નથી."–૩૦૩

   

**कुदेवाराधका ये स्युः, कुत्सितागमवासिताः ।**
**कुलिङ्गधारिणो लोके, बोधिहीना भ्रमन्ति ते ॥३०४॥**

**ઉન્માર્ગીઓમાં સમ્યક્ત્વનો અભાવ—**

શ્લો૦—"જેઓ કુદેવનું આરાધન કરે છે, દુષ્ટ શાસ્ત્રોથી વાસિત છે તેમજ કુલિંગ (ખરાબ ચિન્હ)ને ધારણ કરે છે, તેઓ સમ્યક્ત્વથી વિહીન રહી જગત્‌માં ભમે છે."–૩૦૪

   

**संसारशूकराः केचिद्, दुष्टाः पण्डितमानिनः ।**
**विषयकर्दमे मग्ना, दूरे तिष्ठन्ति बोधितः ॥३०५॥**

**અત્યંત વિષયાસક્તને સમ્યક્ત્વનો અલાભ—**

શ્લો૦—"દુષ્ટ, પોતાની જાતને પંડિત માનનારા અને સંસારને વિષે ભૂંડ જેવા કેટલાક જીવો વિષયરૂપ કાદવમાં મગ્ન હોઇ સમ્યક્ત્વથી દૂર રહે છે."–૩૦૫

   

**आलस्योपहताः पापा, अन्ये मोहेन मोहिताः ।**
**कषायविवशीभूता, दूरे तिष्ठन्ति बोधितः ॥३०६॥**

**પાપીઓ માટે સમ્યક્ત્વનો અસંભવ—**

શ્લો૦—"આળસ વડે હણાયેલા, પાપી, મોહથી મુગ્ધ બનેલા અને કષાયને વશ થયેલા એવા કેટલાક જીવો સમ્યક્ત્વથી દૂર રહે છે."–૩૦૬

   

**तीव्रमानहता अन्या-वर्णवादे रताः सदा ।**
**[illegible]यान्ते [illegible]जन्मापि, तेषां बोधिः कुतो भवेत् ? ॥३०७॥**

**અહંકારાદિથી દૂષિતને સમ્યક્ત્વના સાંસા—**

શ્લો૦—"અત્યંત અભિમાનથી હણાયેલા તેમજ સર્વદા અન્યની નિન્દા કરવામાં મશગૂલ એવા જે (જીવો) મનુષ્ય-જન્મ પણ હારી જાય છે, તેમને સમ્યક્ત્વ (તો) ક્યાંથી (જ) હોય ?"—૩૦૭

   

**सर्पा इव कराला ये, द्वेषाग्निपरिज्वालिताः ।**
**[illegible]नेष्यामः [illegible]न्यं वा, तेषां धर्मः कुतो भवेत् ? ॥३०८॥**

**હડહડતા દ્વેષીમાં ધર્મનો અભાવ—**

શ્લો૦—"સાપોની જેવા ભયંકર અને મારીશું અથવા જાતે મરશું એવા દ્વેષ-રૂપ આગમાં બળતા જે જીવો છે, તેમને ધર્મ ક્યાંથી હોય ?"—૩૦૮

   

**विषये[illegible] विलग्नानां, मदिराऽऽ[illegible]चेतसाम् ।**
**मांसाद्यभक्ष्यरक्तानां, निद्राध्वस्तमतिमता[illegible] ॥३०९॥**
**भक्तकथा[illegible]सक्तानां, चौरदेशकथा[illegible]ताम् ।**
**विग्र[illegible] बद्धचित्तानां, बोधिलाभोऽस्ति दुर्लभः॥ ३१०॥—युग्मम्**

**અપેય અને અભક્ષ્યમાં લટ્ટુ બનેલાઓમાં સમ્યક્ત્વનો દુઃસંભવ—**

શ્લો૦—"વિષયોને વિષે અત્યંત લીન, [1]દારૂને વિષે આસક્ત મનવાળા, માંસ વગેરે અભક્ષ્ય પદાર્થોમાં આસક્ત, વળી નિદ્રાથી જેમની બુદ્ધિ નાશ પામી ગઇ છે એવા, ભક્ત-કથાના અત્યંત રાગી, ચોર અને દેશની કથા કરનારા અને લડાઇ (કરવા માટે) ઉત્સુક મનવાળા એવાને સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે."
—૩૦૯—૩૧૦

   

---

૧ આત્મ-નાશની wine, wench and war પ્રસ્થાનત્રયી છે.

**शोकशल्ययुताः केचित्, केचित् कार्पण्यदोषतः ।**
**भयतोऽपि लभन्ते न, बोधिलाभं सुदुर्लभम् ॥ ३११ ॥**

**સમ્યક્ત્વ માટે નાલાયક જીવો—**

શ્લો૦—"શોકરૂપ કાંટાથી યુક્ત (વીંધાયેલા) એવા કેટલાક તેમજ કંજુસાઇના દોષથી તથા ભયથી (ત્રસ્ત એવા) કેટલાક અત્યંત દુર્લભ એવા સમ્યક્ત્વના લાભને પામતા નથી."–૩૧૧

   

**अज्ञानोपहता येऽस्मिन्, श्वेतं कृष्णं विदन्ति न ।**
**द्विपदा वृषभास्तेऽब्धौ, बोधिहीना ब्रुडन्ति हा ॥३१२॥**

**અજ્ઞાનથી દુર્દશા—**

શ્લો૦—"અજ્ઞાનથી માર્યા ગયેલા એવા જે (જીવો) ધોળી કે કાળી (બાજુ) જાણતા નથી, તે બેપગા બળદો સમ્યક્ત્વથી રહિત હોઇ આ (ભવ-સાગરમાં) અરેરે ડૂબે છે."–૩૧૨

   

**अन्येऽपि कौतुकाकीर्णा, दिग्देशोद्यानकादिषु ।**
**प्रेक्षणगीतवाद्यानि, शृण्वन्तः सञ्चरन्ति ये ॥३१३॥**
**मन्त्रतन्त्रविधौ दक्षाः, कुदर्शनकदाग्रहाः ।**
**कुहेतुभिर्विमूढा हा, तेषां धर्मो न चेतसि ॥३१४॥–युग्मम्**

**ધર્મ માટે સ્થાન—**

શ્લો૦—"બીજા પણ કૌતુકોથી આકીર્ણ બનેલા, તથા નાટકનાં ગાયનો અને વાદિત્રને સાંભળતાં દિશા, દેશ, બગીચા વગેરેમાં જેઓ સંચરે છે તેમના મનમાં તેમજ મંત્ર–તંત્રની વિધિમાં કુશળ, કુદર્શનને વિષે કદાગ્રહી અને કુહેતુઓથી અતિશય મૂઢ બનેલા એવાના ચિત્તમાં ધર્મ હોતો નથી."–૩૧૩–૩૧૪

   

**यथाऽर्ककल्पयोस्तर्वो–स्तरुत्वसदृशेऽपि हि ।**
**मिथोऽन्तरं महत् तद्वद्, धर्मयोर्लौकिकान्ययोः ॥३१५॥**

**[1]લૌકિક અને લોકોત્તર ધર્મમાં અંતર—**

શ્લો૦—"આકડામાં અને કલ્પતરુમાં ઝાડપણારૂપ સમાનતા છે, છતાં પણ તે બેમાં જેમ મોટું અન્તર છે, તેમ લૌકિક તેમજ અલૌકિક ધર્મોમાં (પણ) પુષ્કળ અંતર છે."–૩૧૫

   

**चिन्तामणौ घरट्टे च, प्रस्तरत्वे समेऽपि भोः ।**
**यथाऽन्तरं महत् तद्वद्, विद्धि काञ्चन-लष्ठयोः ॥३१६॥**

**સમાન જાતિમાં અંતર—**

શ્લો૦—"ચિંતામણિ અને ઘંટીમાં પથરાની અપેક્ષાએ સમાનતા છે છતાં જેમ તેમાં ઘણું અંતર છે તેમ સોના(રૂપ જૈન ધર્મ)માં અને માટીના ઢેફા(રૂપ અજૈન ધર્મ)માં પુષ્કળ અંતર છે એમ (હે ચેતન!) તું જાણ."–૩૧૬

   

**एवं व धर्मशब्देऽपि, समाने महदन्तरम् ।**
**सुपरीक्ष्य ततो ग्राह्यो, धर्मो विद्याविचक्षणैः ॥३१७॥**

**ધર્મ-અધર્મમાં તફાવત—**

શ્લો૦—"આ પ્રમાણે 'ધર્મ' શબ્દ સમાન હોવા છતાં તે તે શબ્દોમાં મોટું આંતરૂં છે; તેથી રૂડી રીતે પરીક્ષા કર્યા પછી વિદ્યાચતુરોએ ધર્મનું ગ્રહણ કરવું જોઇએ."–૩૧૭

**ભાવાર્થની સંતુલના–**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાંથી જે ભાવ નીકળે છે તે શ્રીહરિભદ્રસૂરીશ્વરકૃત **ધર્મબિન્દુ**ની શ્રીમુનિચન્દ્રસૂરિકૃત વૃત્તિના ૨૨મા પત્રગત નિમ્ન-લિખિત અવતરણમાં ઝળકી ઊઠે છેઃ—

" तं शब्दमात्रेण वदन्ति धर्मं
विश्वेऽपि लोका न विचारयन्ति ।

૧ જુઓ પૃ. ૧૩૫.

स शब्दसाम्येऽपि विचित्रभेदै-
विभिद्यते क्षीरमिवार्चनीयः ॥–ઉપજાતિ
लक्ष्मीं विधातुं सकलां समर्थं
सुदुर्लभं विश्वजनीनमेनम् ।
परीक्ष्य गृह्णन्ति विचारदक्षाः
सुवर्णवद् वञ्चनभीतचित्ताः ॥ "–ઉપજાતિ

❦ ❦ ❦ ❦

**पित्तलं काञ्चनं मत्वा, गृहीत्वा विक्रीणाति यः ।**
**ज्ञात्वा परमार्थतः कूटं, रोरूयते मुहुर्मुहुः ॥३१८॥**

**છેતરાયેલાને અફસોસ--**

શ્લો૦—"જે પિત્તળને (પીળા વર્ણવાળું જોઇ) સોનું માની ગ્રહણ કરી વેચવા નીકળે છે, તે વાસ્તવિક રીતે તેને ખોટું જાણતાં વારંવાર અત્યંત રુદન કરે છે."–૩૧૮

❦ ❦ ❦ ❦

**कनकं यः परीक्ष्यात्र, कष-च्छेद-प्रतापतः ।**
**गृह्णाति वञ्च्यते नैव, तथा धर्मविशारदः ॥३१९॥**

**સુપરીક્ષકને છેતરપિંડીથી નિર્ભયતા—**

શ્લો૦—"જેમ કસવું, છેદવું, તપાવવું (એ ક્રિયા) વડે સોનાની પરીક્ષા કરી જ તેને લે છે, તે છેતરાતો નથી તેમ ધર્મમાં પ્રવીણ (પુરુષ પણ અનેક ધર્મોની પરીક્ષા કર્યા પછી સુધર્મને ગ્રહણ કરતાં છેતરાતો નથી)."–૩૧૯

**સુવર્ણની પેઠે શાસ્ત્રની પરીક્ષા—**

સ્પષ્ટી૦—કોઇ પણ શાસ્ત્રને પ્રમાણરૂપ ગણતાં પહેલાં સુવર્ણની જેમ તેની કસોટી કરી લેવી જોઇએ અર્થાત્ કષ, છેદ અને તાપ એ ત્રિવિધ પરીક્ષા કરતાં જે ધાતુની સુવર્ણરૂપે પ્રતીતિ થાય તેને તે રૂપે માનવી એ જેમ સત્ય તેમજ વલ્લભ હકીકત છે, તેમ શાસ્ત્ર માટે પણ આવી પરીક્ષા કરવી અત્યંત આવશ્યક છે. [1]વિધિ અને [2]પ્રતિષેધ એ 'કષ' ગણાય છે. કહ્યું પણ છે કે–

---

૧–૨ અવિરુદ્ધ કર્તવ્યના અર્થનો ઉપદેશ કરનારું વાક્ય 'વિધિ' છે, જેમકે કલ્યાણના અભિલાષીએ તપ કરવું; જ્યારે કોઇ પણ જીવની હિંસા ન કરવી, જૂઠું ન બોલવું એ 'પ્રતિષેધ' છે.

"[1]पाणिवहा याणं पाव ाणाण जो उ पडिसेहो ।
झाणज्झयणा णं जो य विही एस ' म्मकसा ' ॥ "—આર્યા

અર્થાત્ જીવહિંસા ઇત્યાદિ પાપસ્થાનકોનો પ્રતિષેધ તેમજ ધ્યાન, અભ્યાસ ઇત્યાદિનું વિધાન તે 'ધર્મ-કષ' છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે ધર્મમાં ડગલે ને પગલે સુલક્ષણવાળા પુષ્કળ વિધિ અને પ્રતિષેધ નજરે પડે તે ધર્મ 'કષ-શુદ્ધ' જાણવો. પરંતુ

"अन्यधर्मस्थिताः सत्त्वा, असुरा इव विष्णुना ।
उच्छे नायास्तेषां हि, वधे दोषो न विद्यते ॥ "—અનુ૦

અર્થાત્ જેમ વિષ્ણુએ અસુરોનો સંહાર કર્યો તેમ અન્ય ધર્મમાં રહેલા જીવોનો ઉચ્છેદ કરવો જોઇએ, કેમકે તેમને મારી નાંખવામાં કશો દોષ નથી એ મતલબનાં કથન જે ધર્મમાં હોય તે ધમ કષ-શુદ્ધ નથી.

'ધર્મ-છેદ' એટલે શું તે નિમ્ન-લિખિત ગાથા ઉપરથી જોઇ શકાય છેઃ-

"[2]बज्झाणुट्ठाणेणं जेण न बाहिज्जइ तयं नियमा ।
संभवइ य परिसु सो पुण धम्मम्मि छेओ त्ति ॥"આર્યા

અર્થાત્ બાહ્ય અનુષ્ઠાન વડે જેને બાધા પહોંચતી નથી, તે નક્કી પરિશુદ્ધ છે. ધર્મને વિષે આ 'છેદ' કહેવાય છે. કહેવાની મતલબ એ છે કે જેનો આવિર્ભાવ થયો નથી એવા વિધિ અને પ્રતિષેધના સંભવ માટે તેમજ જેનો પ્રાદુર્ભાવ થયો છે તેના પાલન વાસ્તે ભિક્ષાટન વગેરે બાહ્ય ક્રિયારૂપ જે ચેષ્ટા છે તેનું કથન તે 'છેદ' છે.[3] જેમ કષથી શુદ્ધ ધાતુને વિષે આંતરિક અશુદ્ધિની શંકા રહેવાથી સુવર્ણનો પરીક્ષક તેને છેદી જુએ છે તેમ કષથી શુદ્ધ જણાતા ધર્મના છેદની વિચક્ષણો અપેક્ષા રાખે છે. આ છેદ તે બીજો કોઇ નહિ પણ તે વિશુદ્ધ બાહ્ય ચેષ્ટા છે. વિશુદ્ધ ચેષ્ટા એ છે કે જ્યાં અવિદ્યમાન વિધિ અને પ્રતિષેધ અબાધિત સ્વરૂપી હોઇ પોતાના આત્માને મેળવે છે અને આત્માને

---

૧-૨ છાયા—

प्राणिवधादिकानां पापस्थानानां यस्तु प्रतिषेधः ।
ध्यानाध्ययनादीनां यश्च विधिरेष धर्मकषः ॥

बाह्या ष्ठानेन येन न बाध्यते तन्नियमा ।
सम्भवति च परिशुद्धं स पुनर्धर्मे छेद इति ।

૩ સરખાવો—

" विधिप्रतिषेध  बाध स्य सम्भवत्पालनोपाय तस्य अनु-ष्ठानस्य उक्तिः छेदः " ।

મેળવેલા તે અતિચારરૂપ અપચારથી રહિત બની ઉત્તરોત્તર વૃદ્ધિનો અનુભવ કરે છે. જે ધર્મમાં આવી ચેષ્ટાનું સવિસ્તર કથન હોય તે ધર્મ 'છેદ–શુદ્ધ' જાણવો.

છેદથી પણ શુદ્ધ સુવર્ણ જેવી જણાતી ધાતુ તપાવ્યા વિના મેલને લઈને પોતાના સુવર્ણત્વને પૂર્ણ રીતે જાહેર કરી શકતી નથી તેમ કષ અને છેદથી નિર્મળ ધર્મનો પણ વાસ્તવિક સ્વભાવ તાપરૂપ પરીક્ષા વિના પ્રકટ થતો નથી.

કષ અને છેદના પરિણામી કારણરૂપ જે ભાવ છે તેનું કથન તે 'તાપ' છે. અન્ય શબ્દોમાં કહીએ તો બન્ધ, મોક્ષ વગેરેનો સદ્‌ભાવ અને તેના નિબંધરૂપ આત્માદિની સત્તારૂપ વાદ તે 'તાપ' છે. કહ્યું પણ છે કે—

"[1]जीवाइभाववाओ बन्धाइपसाहगो य इह तावो ।
एएहिं परिसुद्धो धम्मो धम्मत्तणमुवेइ ॥ "—આર્યા

આ સમગ્ર કથનનો સારાંશ એ છે કે મન, વચન અને કાયાથી કરવું, કરાવવું, અને અનુમોદવું એમ ત્રણ પ્રકારે સૂક્ષ્મ અને બાદર જીવોની હિંસા વગેરેનો નિષેધ અને રાગાદિનો નિગ્રહ કરનારા ધ્યાન અને તપશ્ચર્યાનું સેવન જે શાસ્ત્રમાં ફરમાવવામાં આવ્યાં હોય તે 'કષશુદ્ધ' શાસ્ત્ર ગણાય છે.[2] જ્યાં સમિતિ, ગુપ્તિ વગેરેથી યુક્ત વિધિ–પ્રતિષેધના ઉપાયરૂપ અનુષ્ઠાનનો નિર્દેશ હોય તે શાસ્ત્ર 'છેદ–શુદ્ધ' જાણવું.[3] આત્મા છે, તે પરિણામી છે, તે વિચિત્ર કર્મથી બંધાય છે, તેનો વિયોગ થતાં તે મુક્ત બને છે ઇત્યાદિ સુંદર કથન-વાળું શાસ્ત્ર તે 'તાપ–શુદ્ધ' જાણવું.

   

૧ છાયા—
जीवादिभाववादो बन्धादिप्रसाधकश्च इह तापः ।
एतैः परिशुद्धो धर्मो धर्मत्वमुपैति ॥

૨ સરખાવો—
" सुहुमो असेसविसओ सावज्जे जत्थ अत्थि पडिसेहो ।
रागाइविउडणसहं झाणाइ य एस कससुद्धो ॥ "—આર્યા
[ सूक्ष्मोऽशेषविषयः सावद्ये यत्रास्ति प्रतिषेधः ॥
रागादिव्युड्डयनसहं ध्यानादि च एष कषशुद्धः ॥ ]

૩ કહ્યું પણ છે કે—
" एएण न बाहिज्जइ संभवइ य तं दुगं पि नियमेण ।
ˉयवयणेण सुद्धो जो सो छेएण सुद्धो त्ति ॥ "—આર્યા
[ एतेन न बाध्यते सम्भवति च तद् द्वयमपि नियमेन ।
एतद्वचनेन शुद्धो यः स छेदेन शुद्ध इति ॥ ]

**दृश्यन्ते दानिनः शूरा, विद्वांसो रूपभाजिनः ।**
**परमार्थग्रहणे नित्य–मुद्यता विरला नराः ॥३२०॥**

**પરમાર્થના ગ્રાહકોની અલ્પ સંખ્યા—**

શ્લો૦—"દાતાઓ, પરાક્રમીઓ, પણ્ડિતો, સુરૂપીઓ (ઢગલાબંધ) જોવાય છે, (પરંતુ) પરમાર્થનું ગ્રહણ કરવામાં સર્વદા ઉદ્યમી એવા માનવો (તો) વિરલા (જ) છે."—૩૨૦

   

**द्वासप्ततिकलाविज्ञाः, स्वर्णरत्नपरीक्षकाः ।**
**सामर्थ्यविहीनास्तेऽपि, सन्ति धर्मपरीक्षणे ॥३२१॥**

**ધર્મની પરીક્ષા કરવા માટેની લાયકાત—**

શ્લો૦—"જેઓ ૭૨ કળાઓના જાણકાર તથા સોના અને રત્નની પરીક્ષા કરનારા છે, તેઓ પણ ધર્મની પરીક્ષા કરવામાં બળ વિનાના છે."—૩૨૧

**૭૨ કળાઓ—**

**સ્પષ્ટી૦**—**કલ્પસૂત્ર** (સૂ. ૨૧૧)ની મહોપાધ્યાય શ્રી**વિનયવિજય**કૃત **સુબોધિકા** નામની ટીકામાં નીચે મુજબની ૭૨ કળાઓ ગણાવાઇ છે—

(૧) લિખિત, (૨) ગણિત, (૩) ગીત, (૪) નૃત્ય, (૫) વાદ્ય, (૬) પઠન, (૭) શિક્ષા, (૮) જ્યોતિષ, (૯) છંદ, (૧૦) અલંકાર, (૧૧) વ્યાકરણ, (૧૨) નિરુક્તિ, (૧૩) કાવ્ય, (૧૪) કાત્યાયન, (૧૫) નિઘણ્ટુ, (૧૬) હાથી ઉપર બેસવું, (૧૭) ઘોડા ઉપર બેસવું, (૧૮) એ બેની શિક્ષા, (૧૯) શસ્ત્રનો અભ્યાસ, (૨૦) રસ, (૨૧) મંત્ર, (૨૨) યંત્ર, (૨૩) વિષ, (૨૪) ખન્ય, (૨૫) ગંધવાદ, (૨૬) પ્રાકૃત, (૨૭) સંસ્કૃત, (૨૮) પૈશાચિક, (૨૯) અપભ્રંશ, (૩૦) સ્મૃતિ, (૩૧) પુરાણ, (૩૨) વિધિ, (૩૩) સિદ્ધાન્ત, (૩૪) તર્ક, (૩૫) વૈદક, (૩૬) વેદ, (૩૭) આગમ, (૩૮) સંહિતા, (૩૯) ઇતિહાસ, (૪૦) સામુદ્રિક, (૪૧) વિજ્ઞાન, (૪૨) આચાર્યક–વિદ્યા, (૪૩) રસાયન, (૪૪) કપટ, (૪૫) વિદ્યાનુવાદનું દર્શન, (૪૬) સંસ્કાર, (૪૭) ધૂર્તનું સંબળક, (૪૮) મણિ–કર્મ, (૪૯) વૃક્ષની ચિકિત્સા, (૫૦) ખેચર્ય, (૫૧) અરીકલા, (૫૨) ઇન્દ્રજાલ, (૫૩) પાતાલ–સિદ્ધિ, (૫૪) યંત્રક, (૫૫) રસોઇ, (૫૬) સર્વકરણી, (૫૭) પ્રાસાદનું લક્ષણ, (૫૮)

પણ, (૫૯) ચિત્ર, પત્થરનું કર્મ, (૬૦) લેપ-કર્મ, (૬૧) ચર્મ-કર્મ, (૬૨) પત્રચ્છેદ, (૬૩) નખચ્છેદ, (૬૪) પત્ર-પરીક્ષા, (૬૫) વશીકરણ, (૬૬) લાકડું ઘડવું, (૬૭) દેશ-ભાષા, (૬૮) ગારુડ, (૬૯) યોગાંગ, (૭૦) ધાતુ-કર્મ, (૭૧) કેવલિ-વિધિ અને (૭૨) શકુન-રુત.

   

**सौभाग्यशालिनस्ते स्यु–र्लब्धं यैर्भवसागरे ।**
**बोधिरत्नं महानर्घ्यं, शिवसम्पत्प्रदायकम् ॥३२२॥**

**સમ્યક્ત્વશાળીનું સૌભાગ્ય—**

શ્લો૦—“સંસાર-સમુદ્રમાં અતિશય અમૂલ્ય અને મુક્તિના વૈભવને આપનારૂં એવું સમ્યક્ત્વ-રત્ન જેમણે મેળવ્યું છે, તેઓ સૌભાગ્યશાળી છે.”–૩૨૨

**સમ્યક્ત્વને રત્નની ઉપમા—**

સ્પષ્ટી૦—ગ્રંથકાર સમ્યક્ત્વને રત્નની-અમૂલ્ય રત્નની જે ઉપમા આપે છે તે અસ્થાને નથી, કેમકે જેમ પારસમણિનો સ્પર્શ થતાં લોઢું સુવર્ણ બની જાય છે તેમ સમ્યક્ત્વથી આત્મા અલંકૃત બનતાં તે અજ્ઞાની મટીને જ્ઞાની ગણાય છે અને તેનું પૂર્વોક્ત આચરણ જે મિથ્યા ગણાતું હતું તે સમ્યક્-યથાર્થ લેખાય છે. સમ્યક્ત્વમાં આવું બળ હોવાથી તેને અમૂલ્ય રત્ન કહેવું તે શું અતિશયોક્તિ છે ?

   

**पदार्था लौकिकाः प्राप्ता, भ्रमताऽनेकशो भवे ।**
**न प्राप्तो वीतरागोक्त–धर्मो जीवेन भावतः ॥३२३॥**

**વીતરાગ-ધર્મની અપ્રાપ્તિ—**

શ્લો૦—“સંસારમાં ભટકતા જીવે અનેક લૌકિક પદાર્થો મેળવ્યા, પરંતુ વીતરાગે કથેલો ધર્મ ભાવથી મેળવ્યો નહિ.”–૩૨૩

   

**जन्मान्यद् यदि धर्मे स, तदाऽऽप्स्यन्न कथं शिवम् ?।**
**एवं विचारतो जीवे, प्रागभावः प्रसिध्यति ॥३२४॥**

સંસારમાં રઝળતા જીવને વિષે ધર્મનો પ્રાગભાવ—

શ્લો૦—" જો જીવે (ભાવથી) ધર્મ પ્રાપ્ત કર્યો હોત, તો આટલે તે મોક્ષે કેમ ન ગયો હોત ? આ પ્રમાણે વિચાર (કરવા)થી જીવને વિષે (ધર્મનો) પ્રાગભાવ (અર્થાત્ પૂર્વે અભાવ હતો એમ) સિદ્ધ થાય છે. "—૩૨૪

   

**अधुना दुर्लभं प्राप्तं, तद् रत्नं पुण्ययोगतः ।**
**मा हार्षीर्मूढभावेन, शास्त्रविरुद्धवर्तनैः ॥ ३२५ ॥**

ધર્મ-રત્નનું સંરક્ષણ—

શ્લો૦—" (હે જીવ !) હમણા તને તે દુર્લભ (ધર્મરૂપ) રત્ન પુણ્યના યોગે મળ્યું છે તો મૂર્ખાઇથી શાસ્ત્રથી વિરૂદ્ધ આચરણો કરીને તું તેને ગુમાવીશ નહિ. "—૩૨૫

   

**बोधिसंरक्षणे ध्याना--कर्षणं पापमर्षणम् ।**
**भावनेयं करोति द्राक्, ततोऽस्यां त्वं रतो भव ॥३२६॥**

બોધિ-ભાવનાનું ફળ—

શ્લો૦—" સમ્યક્ત્વના રક્ષણને વિષે આ ભાવના પાપનો નાશ કરનારા એવા ધ્યાનનું સત્વર આકર્ષણ કરે છે, માટે તું એમાં આસક્ત થા. "—૩૨૬

   

**दूषणाष्टादशत्यक्त, उच्यते स जिनोत्तमः ।**
**यथार्थतत्त्वव्याख्याता, दुर्लभः परमेश्वरः ॥३२७॥**
**यतो मिथ्याऽन्धकारैः स, मिथ्यादृष्टिविस्तृतैः ।**
**अन्तरितः सदाऽऽस्तेऽत्र, [illegible] लक्ष्यते ॥३२८॥-युग्मम्**

**પરમેશ્વરની પીછાન—**

શ્લો૦—" જે ૧૮ દૂષણોથી મુક્ત હોય તે 'જિનેશ્વર' કહેવાય છે. યથાર્થ તત્ત્વોને વદનારો એવો આ પરમેશ્વર દુર્લભ છે, કેમકે મિથ્યાદૃષ્ટિઓએ અત્યંત ફેલાવેલાં મિથ્યાત્વરૂપ અંધકારથી તે સર્વદા આવૃત છે અને તે (આ) લોકમાં હૃદયના પ્રકાશથી જ જણાય છે. "—૩૨૭–૩૨૮

**૧૮ દૂષણો—**

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં પરમેશ્વરમાં જે ૧૮ દૂષણોનો અભાવ કહ્યો છે તે દૂષણો નીચે મુજબ છે.—

(૧) દાનાન્તરાય, (૨) લાભાન્તરાય, (૩) વીર્યાન્તરાય, (૪) ભોગાન્તરાય, (૫) ઉપભોગાન્તરાય, (૬) હાસ્ય, (૭) [1]રતિ, (૮) [2]અરતિ, (૯) ભય, (૧૦) ઘૃણા, (૧૧) શોક, (૧૨) મન્મથ, (૧૩) મિથ્યાત્વ, (૧૪) અજ્ઞાન, (૧૫) નિદ્રા, (૧૬) અવિરતિ, (૧૭) [3]રાગ અને (૧૮) [4]દ્વેષ.

   

**तत्प्रकाशो भवेत् तस्य, सिद्धान्तावगाहनात् ।**
**आच्छादितोऽस्ति सोऽप्यत्र, मिथ्यात्वासक्तचेतसाम् ।३२९।**
**अतः प्रोक्तं मया चित्त !, दुर्लभः परमेश्वरः ।**
**धर्मस्य कथको लोके, पाकाभावे भवस्थितेः ॥३३०॥**

**ભવ-સ્થિતિના પરિપાક વિના પરમેશ્વરની અપ્રાપ્તિ—**

શ્લો૦—" (આ) જગત્માં સિદ્ધાન્તની અવગાહના કરનારાને તેનો પ્રકાશ થાય, (પરંતુ) તે (સિદ્ધાંત) પણ મિથ્યાત્વથી વાસિત મનવાળાઓને (તો) આચ્છાદિત છે. એથી કરીને હે મન ! મેં કહ્યું કે ભવસ્થિતિ પાક્યા વિના લોકમાં ધર્મ કહેનારો પરમેશ્વર મળવો મુશ્કેલ છે. "—૩૨૯–૩૩૦

   

---

૧ પદાર્થોના ઉપર પ્રીતિ. ૨ રતિનો વિપર્યય. ૩ સુખના અભિજ્ઞની સુખના સંસ્મરણ પૂર્વકની સુખમાં કે તેના સાધનમાં—અભીષ્ટ વિષયમાં ગૃદ્ધિ. ૪ દુઃખના અભિજ્ઞનો દુઃખના સંસ્મરણ પૂર્વક દુઃખ પ્રતિ અથવા દુઃખના સાધન પ્રતિ ક્રોધ.

**मिलितः स महापुण्यात्, सेव्यतां सेव्यतां सदा ।**
**सेवाप्राचुर्यतो भूयात्, सुलभः स भवान्तरे ॥३३१॥**

**પરમેશ્વરની પરિચર્યા—**

શ્લો૦—"તે (પરમેશ્વર આજે) મોટા પુણ્યે મળ્યો છે, (વાસ્તે) તું તેની સદા સેવા કર, સેવા કર (કે જે) સેવાની અધિકતાને લઇને ભવાન્તરમાં (પણ) તેની પ્રાપ્તિ સુલભ થાય."—૩૩૧

   

**तत्सेवा स्यात् तदुक्तानां, तत्त्वानां श्रद्धया तथा ।**
**तज्ज्ञानेन तदाचारैः, कुर्यात् सा तादृशं नरम् ॥३३२॥**

**સદુપાસનાનું મહાફળ—**

શ્લો૦—"તેણે કહેલાં તત્ત્વો વિષે શ્રદ્ધા રાખવાથી, તેનું જ્ઞાન મેળવવાથી અને તેના જેવાં આચરણો કરવાથી તેની સેવા થાય–તેની ઉપાસના કરી ગણાય અને (એવી) તે સેવા (સેવા કરનારા) માનવને તે (ઈશ્વર)ના સમાન બનાવે."—૩૩૨

   

**भावनेयं भवेच्चित्ते, यस्य दुर्गतिदारिका ।**
**सद्गतौ गामुकीभूय, स्वल्पकालेन सिध्यति ॥३३३॥**

**મુક્તિનો રાજમાર્ગ—**

શ્લો૦—"દુર્ગતિનો નાશ કરનારી એવી આ (ધર્મસ્વાખ્યાત નામની) ભાવના જેના મનમાં થાય તે સદ્‌ગતિગામી થઇ અતિશય અલ્પ કાળમાં સિદ્ધિ પામે."—૩૩૩

   

**भावनाभिर्यदैताभि--श्चित्तनैर्मल्यधारिणाम् ।**
**पिण्डस्थादि भवेद् ध्यानं, तदा मुक्तिरवाप्यते ॥३३४॥**

**મુક્તિ માટે પિણ્ડસ્થાદિ ધ્યાનો—**

શ્લો૦—"જ્યારે આ ભાવનાઓથી ચિત્તની નિર્મળતા ધારણ કરનારાઓને પિણ્ડસ્થ વગેરે ધ્યાન થાય ત્યારે તેમને મુક્તિ મળે."—૩૩૪

**ધ્યાતાનું સ્વરૂપ—**

**સ્પષ્ટી૦**—પ્રાણ પરલોક સિધાવી જાય છતાં સંયમની ધુરંધરતાને ન છોડનાર, અન્ય જીવોને પોતાના સમાન જોનાર, પોતાના સ્વરૂપથી ચલિત ન થનાર, ટાઢ, પવન, તડકો વગેરેથી ખેદ ન પામનાર, યોગામૃતરૂપ રસાયનનું પાન કરવાની ઇચ્છાવાળો, રાગ-દ્વેષથી નહિ દબાયેલો, ક્રોધ, માન, માયા અને લોભથી અદૂષિત, આત્મ-ભાવમાં ચિત્તને રમણ કરાવનાર, સર્વ ક્રિયાઓમાં નિર્લેપ, કામ-ભોગોથી વિરક્ત, પોતાના દેહને વિષે પણ નિઃસ્પૃહ, સંવેગરૂપ સરોવરમાં નિમગ્ન, શત્રુ અને મિત્રને વિષે, નિંદા અને સ્તુતિને વિષે એમ સર્વત્ર સમભાવમાં રહેનાર, રાજા હોય કે રંક હોય તે બંનેના તુલ્ય કલ્યાણને ઇચ્છનાર, સમગ્ર જીવો ઉપર કરુણા કરનાર, સાંસારિક સુખથી વિમુખ, ઉપસર્ગો સહન કરવામાં 'મેરુ'ની પેઠે ધીર, ચંદ્રની જેમ આનંદકારી અને પવનની જેમ સંગ રહિત એવો બુદ્ધિશાળી જન ધ્યાન ધરવાને લાયક ગણાય છે. જુઓ **યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિનો સાતમો પ્રકાશ (શ્લો. ૨-૭).

   

**पिण्डस्थं च पदस्थं च, रूपस्थं रूपवर्जितम् ।**
**ध्यानचतुष्टयं लोक, आत्मभावविबोधकम् ॥३३५॥**

**ધ્યાનના ચાર પ્રકારો—**

શ્લો૦—" પિણ્ડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એમ લોકમાં ચાર પ્રકારનું ધ્યાન આત્મ-ભાવનાને જાગૃત કરે છે."—૩૩૫

   

**'पिण्डस्थं' तद् भवेद् ध्यानं, कायस्थः परमेश्वरः।**
**निष्कर्मश्चिन्त्यते चित्ते, ज्ञानवान् पारदो जिनः ॥३३६॥**

**પિણ્ડસ્થ ધ્યાનનું લક્ષણ—**

શ્લો૦—"શરીરધારી, ( ઘાતિ- )કર્મરહિત, જ્ઞાની, ( સંસારનો ) પાર પમાડનાર અને વીતરાગ એવાને પરમેશ્વરરૂપે ચિત્તમાં ચિંતવવા તે ' પિણ્ડસ્થ ' ધ્યાન છે. "–૩૩૬

**પિંડસ્થ ધ્યેયના પાંચ પ્રકારો—**

સ્પષ્ટી૦—જ્ઞાની પુરુષોએ ધ્યાનના આલંબનરૂપે પિંડસ્થાદિ પાંચ પ્રકારના ધ્યેય બતાવ્યાં છે. તેમાં પિંડસ્થનો વ્યુત્પત્તિ-અર્થ એ છે કે—

**" पिण्डं-शरीरं तत्र तिष्ठतीति पिण्डस्थम् "**

અર્થાત્ 'પિંડ' એટલે 'શરીર', તેમાં રહેનાર તે 'પિંડસ્થ' કહેવાય છે. આ પિંડસ્થ ધ્યેયની (૧) પાર્થિવી, (૨) આગ્નેયી, (૩) વાયવી, (૪) વારુણી અને (૫) તત્ત્વભૂ એમ પાંચ ધારણાઓ છે. તેમાં 'પાર્થિવી' ધારણાનું સ્વરૂપ એ છે કે એક રજ્જુ લાંબો અને તેટલો પહોળો ક્ષીર સમુદ્ર ચિતવવો. તેમાં જંબૂદ્વીપની માફક એક લાખ યોજનના વિસ્તારવાળું અને હજાર પાંખડીવાળું સુવર્ણના જેવું કમળ ચિતવવું. તે કમળના કેશરોની શ્રેણિની અંદર દેદીપ્યમાન, પીળી પ્રભાવાળી અને 'મેરુ'ના જેવડી કર્ણિકા ચિંતવવી. તે કર્ણિકા ઉપર એક શ્વેત સિંહાસન અને તેના ઉપર કર્મનો ઉચ્છેદ કરવા માટે તૈયાર એવા આત્માને બેઠેલો ચિંતવવો. આ પ્રકારનું ચિંતન તે 'પાર્થિવી' ધારણા છે.

**આગ્નેયી ધારણા—**

પછી નાભિની અંદર સોળ પાંખડીવાળું કમળ ચિંતવવું. તે કમળની કર્ણિકામાં **अर्हं** એ મહામન્ત્ર અને તેની સોળ પાંખડીઓમાં અનુક્રમે **अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, लृ, ॡ, ए, ऐ, ओ, औ, अं, अः** એ સોળ સ્વરો સ્થાપવા. પછી હૃદયમાં આઠ પાંખડીનું કમળ ચિંતવવું અને તેમાં અનુક્રમે જ્ઞાનાવરણાદિ આઠ કર્મોનું સ્થાપન કરવું અને પૂર્વોક્ત કમળ ઉપર ઝૂલતું હોય તેમ આ કમળનું મુખ નીચું રાખવું. પછી રેફ, બિન્દુ અને કળાથી યુક્ત મહામંત્રમાંના

અક્ષરના રેફમાંથી ધીમે ધીમે નીકળતી ધૂમાડાની શિખા ચિંતવવી. ત્યાર બાદ તેમાંથી અગ્નિના તણખાઓ તેમજ અગ્નિની જવાલાઓને નીકળતાં ચિંતવવાં અને એ જવાળાઓના સમુદાયથી હૃદયગત આઠ પાંખડીવાળા કમળને મહામંત્રના ધ્યાનથી ઉત્પન્ન થયેલા અગ્નિ વડે બળતું ચિંતવવું. પછી શરીરની બહાર ત્રણ ખૂણાવાળા અગ્નિના સમૂહને બળતો તેમજ સ્વસ્તિકથી અલંકૃત તથા અગ્નિ–બીજ 'ર'થી યુકત ચિંતવવો. પછી શરીરની અંદર મહામંત્રના ધ્યાનથી ઉદ્‌ભવેલી અગ્નિની જવાળાઓથી તેમજ બહારના અગ્નિના સમૂહની જવાળાથી કરીને દેહ તેમજ આઠ પાંખડીવાળા કમળને ભસ્મીભૂત કરી શાંત થવું એ 'આગ્નેયી' ધારણા છે.

**વાયવી ધારણા—**

પછી ત્રિભુવનના વિસ્તારને પૂરી દેતો, પર્વતોને ચલિત કરતો અને સમુદ્રોને ક્ષોભ પમાડતો એવો પ્રચંડ પવન ચિંતવવો. પૂર્વે દેહ અને કમળને બાળીને જે રાખ કરી હતી તેને આ પવન વડે ઉડાડી દેવી અને પ્રબળ અભ્યાસથી તે પવનને શાંત કરવો. આ 'વાયવી' યાને 'મારુતી' ધારણા છે.

**વારુણી ધારણા—**

અમૃત સમાન વૃષ્ટિ કરનારા, મેઘની માળાઓથી વ્યાપ્ત એવા આકાશને ચિંતવવું. પછી અર્ધચંદ્રના આકારથી યુક્ત કલા–બિન્દુ સહિત વરુણ–બીજ वँને સ્મરવું. ત્યાર બાદ વરુણ–બીજથી ઉત્પન્ન થયેલી અમૃતતુલ્ય વૃષ્ટિ વડે આકાશને ભરી દઇને પૂર્વે ઉડાડેલી રાખને ધોઈ નાંખવી અને વારુણ–મંડળને શાંત કરવું. આ 'વારુણી' ધારણા છે.

**તત્ત્વભૂ ધારણા—**

ઉપર્યુકત ચાર ધારણાઓ કર્યા બાદ શુદ્ધ બુદ્ધિવાળા યોગીએ સાત ધાતુથી રહિત, પૂર્ણ ચંદ્રના જેવી નિર્મળ કાંતિવાળા અને સર્વજ્ઞ સરખા પોતાના આત્માનું સ્મરણ કરવું. પછી સિંહાસન ઉપર આરૂઢ થયેલા, સર્વ અતિશયોથી સુશોભિત, સમગ્ર કર્મોનો નાશ કરેલા, કલ્યાણ અને મહિમાથી વિભૂષિત, પોતાના દેહમાં રહેલા નિરાકાર આત્માને યાદ કરવો. આ 'તત્ત્વભૂ' ધારણા છે. આ પિંડસ્થના અભ્યાસી યોગીઓ શિવ–સુખ પામે છે.

   

**अर्हन्मयानि हृत्पद्मे, यानि मन्त्रपदानि च ।**
**चिन्त्यन्ते शशिशुभ्राणि, तत् 'पदस्थं' मतं बुधैः ॥३२७॥**

**પદસ્થ-ધ્યાનનું લક્ષણ—**

શ્લો૦—"અર્હન્મય અને ચન્દ્રનાં જેવા ઉજ્જવળ જે મન્ત્ર-પદો હૃદય કમળમાં ચિંતવાય છે તે (ધ્યાનને) વિબુધો 'પદસ્થ' માને છે."-૩૩૭

**પદસ્થ ધ્યાનનું સ્વરૂપ—**

સ્પષ્ટી૦—પદસ્થ ધ્યાનની વિવિધ રીતિઓ **યોગશાસ્ત્રના** આઠમા પ્રકાશમાં બતાવાઇ છે. ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર એકનો જ નિર્દેશ કરીશું. જેમકે નાભિરૂપ કંદ ઉપર રહેલા અને સોળ પાંખડીવાળા કમળની દરેક પાંખડીએ સોળ સ્વરની પંકિત પૈકી એકેકને ભમતી ચિંતવવી. હૃદયમાં રહેલા ચોવીસ પાંખડીવાળા તેમજ કર્ણિકાથી યુક્ત એવા કમળમાં **क** થી **म** સુધીના ૨૫ વર્ણો ચિંતવવા અર્થાત્ કર્ણિકામાં **म** અને પાંખડીઓમાં બાકીના વર્ણો ચિંતવવા. આ ઉપરાંત મુખમાં રહેલા અને આઠ પાંખડીવાળા એવા કમળની કલ્પના કરવી. તેમાં **य** થી **ह** સુધીના વર્ણોને પાંખડીઓમાં સ્થાપિત કરવા. આ પ્રમાણે આ માતૃકાનું સ્મરણ કરવું તે પદસ્થ-ધ્યાન છે અને એનો ધ્યાતા શ્રુત-સાગરનો પારગામી થાય.

   

## समवसरणस्थो यो, जिनः सप्रातिहार्यकः ।
## तद्बिम्बं चिन्त्यते चित्ते, 'रूपस्थं' तदुदीरितम् ॥३३८॥

**રૂપસ્થ ધ્યાનનું લક્ષણ—**

શ્લો૦—"સમવસરણમાં રહેલા, પ્રાતિહાર્યોથી યુક્ત એવા જે તીર્થંકર છે, તેની પ્રતિમાનું ચિત્તમાં જે ચિન્તન થાય તે 'રૂપસ્થ' (ધ્યાન) કહેવાય છે."-૩૩૮

**રૂપસ્થ ધ્યાનનું સ્વરૂપ—**

સ્પષ્ટી૦—રૂપસ્થ ધ્યાનનું સ્વરૂપ આલેખતાં **શ્રીહેમચંદ્ર** સૂરીશ્વર **યોગ-શાસ્ત્રના** નવમા પ્રકાશમાં કથે છે કે મુક્તિરૂપ લક્ષ્મીને પ્રાપ્ત કરવાની તૈયારી-વાળા, સર્વ કર્મોનો જેમણે સંહાર કર્યો છે એવા, દેશના-સમયે દેવોએ વિકુર્વેલ ત્રણ પ્રતિબિંબો પૂર્વક ચાર મુખોથી યુક્ત, સમસ્ત ભુવનોને અભય-દાન આપી રહેલા, ચંદ્રમંડલના જેવાં ઉજ્જવળ ત્રણ છત્રોથી શોભતા, દેદીપ્યમાન ભામંડળના વિસ્તાર વડે જેણે સૂર્યના તેજની વિડંબના કરી છે એવા, દિવ્ય દુદુંભિ નાદ અને ગીતના સામ્રાજ્યની સંપદાથી યુક્ત, ગુંજારવ

કરતા ભમરાઓના ઝંકારથી વાચાલ બનેલા અશોક વૃક્ષ વડે શોભતા, સમવ-સરણની વચ્ચોવચ્ચ સિંહાસન ઉપર આરૂઢ થયેલા, બે બાજુ ચામરો વડે વીંઝાતા, સુર અને અસુરોનાં મુકુટોનાં રત્નોથી જેનાં ચરણના નખોની કાંતિ પ્રદીપ્ત થઇ છે એવા, જેની પર્ષદાની ભૂમિકા દિવ્ય પુષ્પના ઢગલાથી વ્યાપ્ત છે એવા, જેના મનોહર ધ્વનિનું મૃગલાઓના સમુદાયો ઊંચી ડોક કરીને પાન કરી રહ્યા છે એવા, જાતિ-વૈરને ભૂલી જઇને જેની દેશના સાંભળવા માટે સિંહ, વાઘ વગેરે પશુઓ ઉપસ્થિત થયા છે એવા, સમવસરણમાં રહેલા, ચોત્રીસે અતિશયોથી યુક્ત અને કેવલજ્ઞાન વડે પ્રકાશતા એવા પરમેષ્ઠી અરિહંત પ્રભુના રૂપનું આલંબન કરીને જે ધ્યાન કરાય છે તે 'રૂપસ્થ' ધ્યાન છે.

આનું સ્વરૂપ પ્રકારાંતરથી દર્શાવતાં સૂરિપુરંદર કહે છે કે રાગ, દ્વેષ અને અત્યંત મોહના વિકારોથી અકલંકિત, શાંત, કાંત, મનોહર, સમગ્ર લક્ષણોથી લક્ષિત, અજૈનોને અપરિચિત એવી યોગ-મુદ્રાથી મનોરંજક, નેત્રોને અતિશય આનંદ અને અદ્ભુતતા અર્પનાર, જિનેશ્વરની પ્રતિમાના રૂપનું નિર્મળ ચિત્તે નિર્નિમેષ દૃષ્ટિએ ધ્યાન ધરવું તે 'રૂપસ્થ' ધ્યાન છે.

## પ્રાતિહાર્યોનું દિગ્દર્શન—

પ્રાતિહાર્ય પરત્વે થોડોક વિચાર **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ના સ્પષ્ટીકરણ (પૃ. ૨૯૫-૨૯૬)માં મેં કર્યો છે તેમજ તે સમ્બન્ધી કેટલુંક વિવરણ 'શ્રીભક્તામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહના દ્વિતીય વિભાગગત **શ્રીપાર્શ્વ-ભક્તામર**ના સ્પષ્ટીકરણ (પૃ. ૧૫૯-૧૬૪)માં મેં ઉમેર્યું છે. આથી અત્ર **શ્રીજ્ઞાનસાગર**સૂરિકૃત '**नमन्नरसुरासुरमौलिमौलि**'થી શરૂ થતા તેમજ ૧૬ પદ્યાત્મક એવા **શ્રીપાર્શ્વજિન-સ્તોત્ર**માંથી અશોક વૃક્ષ વગેરે આઠ પ્રતિહાર્યો પરત્વે પ્રકાશ પાડતાં અને વસંતતિલકા છંદમાં રચાયેલાં એવાં આઠ પદ્યો નીચે મુજબ ભાષાંતર સહિત રજુ કરી સંતોષ માનવામાં આવે છેઃ—

**" स्वामिन्नशोकतरुरेष जनानशेषान्**
**धर्मं दिशन्निव रवैरलिनां करोति ।**
**प्राज्यप्रभावभवनस्य भवादृशस्य**
**सङ्गान्न के विमतयोऽपि भवन्तिः तज्ज्ञाः ? ॥ ७ ॥**

અર્થાત્ હે નાથ ! સમસ્ત જનોને ધર્મ દેખાડતો હોય તેમ આ અશોક વૃક્ષ ભ્રમરોના નાદોથી સૂચવે છે. મહાપ્રભાવના મંદિરરૂપ આપ જેવાની સંગતિથી ક્યા વિમતિઓ પણ તજ્જ્ઞ (તેના જાણકાર) થતા નથી ?

" मन्ये पुरस्तव विकस्वरपञ्चवर्ण-
जानुप्रमाणकुसुमप्रकरच्छलेन ।
विश्वाधिपस्य भवतो भयतः स्मरेण
मुच्यन्त पञ्च विशिखाः सविषादमीश ! ॥ ८ ॥ "

અર્થાત્ હું માનું છું કે નાથ ! વિશ્વપતિ એવા આપના ભયથી મદને આપની સમક્ષ ખીલેલાં, પંચરંગી અને જાનુપ્રમાણક પુષ્પોના સમુદાયના છળથી (પોતાનાં) પાંચે બાણો સખેદપણે છોડી દીધાં.

" दोषाकलङ्कजडताश्रयिणः सुधांशोः
साम्यं कथं भवतु ते वदनस्य देव ! ।
नित्यं श्रियः कुलगृहस्य हि यस्य गाव-
स्तापं जनस्य शमयन्ति सुधायमानाः ॥ ९ ॥ "

અર્થાત્ હે દેવ ! સદા લક્ષ્મીના કુલગૃહરૂપ એવા જેની વાણીઓ અમૃતના તુલ્ય હોઇ સદા માનવના તાપને શાંત કરે છે એવો જે તું છે તેના વદનની સાથે રાત્રિ, કલંક અને જડતાનો આશ્રય લેનારા ચંદ્રની કેવી રીતે સમાનતા હોય ?

" त्रैलोक्यलोचनसुधाञ्जन ! चारुरूप !
चन्द्रांशुचारुचमरावलिरुत्तरन्ती ।
मौलेर्गिरेरिव नदी जलपूरपूर्णा
पार्श्वद्वयेऽपि तव देव ! विभाति शुभ्रा ॥ १० ॥ "

અર્થાત્ ત્રિભુવનવાસી પ્રાણીઓનાં લોચનને વિષે અમૃતના અંજન સમાન તેમજ મનોહર રૂપવાળા હે દેવ ! તારી બંને બાજુએ વીંજાતી, દેદીપ્યમાન તેમજ ચંદ્રના કિરણના જેવી મનોહર ચામરોની શ્રેણિ પર્વતના શિખરથી નીકળતી તેમજ જળના પૂરથી પૂર્ણ એવી ઉજ્જવળ નદી જેવી શોભે છે.

" भित्त्वा विभो ! नरसुरासुरसम्पदोऽसौ
सिंहः सुवर्णमणिनिर्मितमासनं ते ।
संश्रित्य विज्ञपयतीव यथा भवाब्धे-
र्मां नाथ ! तारय पशुं पशुजात्यपेतम् ॥ ११ ॥ "

અર્થાત્ હે પ્રભુ ! માનવ, દેવ અને દાનવની સંપત્તિઓને ભેદીને સુવર્ણ અને મણિના બનાવેલા તારા આસનનો આશ્રય લઇને એ સિંહ તને એમ

વિનતિ કરતો હોય એમ જણાય છે કે હે નાથ ! પશુ-જાતિથી દૂર થયેલા એવા પશુરૂપ મને તું સંસાર-સાગરથી તાર.

" सम्भावयामि भवतस्तनुसम्भवेन
भामण्डलेन शितिना जिन ! भासुरेण ।
पूर्णं नभस्तलमिदं सकलं यदीति
नो तत् कथं मरकताप(भ ?)मिदं बभूव ? ॥ १२ ॥"

અર્થાત્ હે વીતરાગ ! આપના દેહમાંથી ઉદ્ભવેલા કાળા તેમજ દેદીપ્યમાન એવા ભામંડળ વડે જો આ સમગ્ર આકાશ-તલ પૂર્ણ હોય તો હું એમ સંભાવના કરૂં છું કે એ કેમ મરકત (મણિના) જેવું ન થયું ?

" व्योमस्थितस्त्रिदशदुन्दुभिरेष हृद्यः
पुंसां नदन्निति विभो ! वदतीव नित्यम् ।
भो भो जगत्त्रयपतिर्जगदर्थवेदी
नातः परोऽस्ति भुवने तदमुं श्रयध्वम् ॥ १३ ॥"

અર્થાત્ હે નાથ ! આકાશમાં રહેલ, મનોહર અને દેવોએ ( વગાડેલ ) દુંદુભિ અવાજ કરતાં એમ કહે છે કે હે ( ભવ્ય જનો ! ) આ જગત્માં આના સિવાય અન્ય કોઇ ત્રૈલોકયનો નાથ નથી તેમજ જગત્ના અર્થનો જાણનાર નથી, વાસ્તે તમે એને ભજો.

" लोकत्रयैकतिलकं प्रणमन्त्यमुं ये
ते कीर्तिकेवलशिवत्रयमाश्रयन्ते ।
कुन्देन्दुसुन्दरतरं त्रिजगज्जनानां
छत्रत्रयं तव निवेदयतीव देव ! ॥ १४ ॥"

અર્થાત્ હે ઇશ્વર ! કુન્દ અને ચન્દ્ર કરતાં પણ વિશેષ સુંદર એવાં તારાં ત્રણ છત્રો ત્રૈલોકય(વાસી) માનવોને એ નિવેદન કરતાં હોય એમ મને લાગે છે કે જેઓ આ ત્રિભુવનના તિલકને પ્રણામ કરે છે તેઓ કીર્તિ, કેવલજ્ઞાન અને મોક્ષ એ ત્રણને પામે છે.

**સમવસરણનું સ્વરૂપ**—

સમવસરણની આછી કે ઘેરી રૂપરેખા **સ્તુતિચતુર્વિંશતિકા**ના સ્પષ્ટીકરણ (પૃ. ૨૯૧-૨૯૯)માં તેમજ **શ્રીવીરસ્તુતિ**ના સ્પષ્ટીકરણ (પૃ. ૨૫૩-૨૫૬)માં મેં આલેખી છે. આથી અત્ર એટલું જ ઉમેરીશ કે આનું ટુંકું અને મનોવેધક

વર્ણન શ્રીગુણચંદ્રગણિકૃત **મહાવીરચરિત્ર**માં પ્રાકૃત ભાષામાં આલેખાયેલું છે. એના જિજ્ઞાસુએ એ ગ્રંથનું ૨૫૧મું પત્ર જોવું.

⚜　⚜　⚜　⚜

**ज्योतिश्चिन्मयरूपो हि, सिद्धोऽमूर्तो निरञ्जनः ।**
**स्मर्यत ईश्वरो यत्र, 'रूपातीतं' प्रकीर्तितम् ॥ ३३९ ॥**

**રૂપાતીત ધ્યાનનું લક્ષણ--**

શ્લો૦—"જે (ધ્યાન)માં જ્યોતિઃસ્વરૂપી, જ્ઞાનમય, સિદ્ધ, અમૂર્ત અને નિરંજન એવા ઈશ્વરનું સ્મરણ થાય તેને 'રૂપાતીત' કહેવામાં આવ્યું છે."–૩૩૯

⚜　⚜　⚜　⚜

**एतच्चतुष्टयं ध्यायन्, ध्याता ध्येयपदं व्रजेत् ।**
**कीटको भ्रमरीध्यानान्--भ्रमरीत्वं यथाऽनुयात् ॥३४०॥**

**ધ્યાતાની ધ્યેયરૂપતા--**

શ્લો૦—"જેમ કીડો ભમરાના ધ્યાનથી ભમરાપણાને પામે છે તેમ આ ચારનું ધ્યાન કરતાં ધ્યાન કરનાર ધ્યેય (ધ્યાન કરવા યોગ્ય) પદને પામે છે."–૩૪૦



**पूर्वोक्तशिक्षया जीव !, यदा त्वं संयुतो भवेः ।**
**तदाऽन्तरात्मभावेन, योजितो हि भविष्यसि ॥१॥**

**અંતરાત્માની પ્રાપ્તિ માટે સાધન—**

શ્લો૦—"હે ચેતન ! પૂર્વે કહેલી શિક્ષાથી જ્યારે તું યુક્ત થઇશ, ત્યારે તું આન્તરિક આત્મ-ભાવથી જોડાઇશ."-૧

❈ ❈ ❈ ❈

**अन्तरात्मा निलीयेत, परमात्मनि पुनर्यदा ।**
**प्राप्य तेनैक्यमात्मैव, परमात्मपदमाप्नुयात् ॥२॥**

**આત્માની પરમાત્મતા—**

શ્લો૦—"વળી જ્યારે અંતરાત્મા પરમાત્મામાં લીન થાય, ત્યારે જ તેની સાથે એકતા પામી આત્મા જ પરમાત્મ-પદ પામે."-૨

❈ ❈ ❈ ❈

**निर्मथ्य घातिकर्माणि, केवलज्योतिराप्य च ।**
**हस्तामलकवद् विश्वं, पश्यति स चराचरम् ॥३॥**

**ઘાતિ-કર્મના ક્ષયથી સર્વજ્ઞતા—**

શ્લો૦—"(ચાર) ઘાતિ-કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાનરૂપ પ્રભા પામીને તે ચરાચર વિશ્વને હાથમાં આમળાની જેમ દેખે છે."-૩

❈ ❈ ❈ ❈

**विलीनसकलक्लेशो, घातिकर्मक्षये सति ।**
**सदेहः परमात्माऽपि, विदेहसदृशो भवेत् ॥४॥**

**અઘાતિ-કર્મના નાશથી પૂર્ણ પરમાત્મપણું—**

શ્લો૦—"જેના સર્વ ક્લેશો શાંત થઇ ગયા છે એવો તે દેહધારી ઉત્તમ આત્મા પણ અઘાતિ-કર્મનો નાશ થતાં દેહ રહિત પરમાત્મા જેવો થાય."-૪

❈ ❈ ❈ ❈

तीर्थं त्कमवेदाय, कर्मभेदाय देहिनाम् ।
द ानां स यकां दद्याद्, तल्लेशोऽत्र विलिख्यते ॥ ५ ॥

### તીર્થંકર-નામ-કર્મનો વિપાક—

શ્લો૦—"તીર્થંકર-નામ-કર્મ વેદવાને માટે-એનો વિપાક ઉદય અનુભવવા માટે તેમજ જીવોનાં કર્મોને ભેદવાને માટે તેણે ( એટલે કે તીર્થંકરે ) જે દેશના આપવી જોઇએ તેનો અંશ અહીં લખવામાં આવે છે."—૫

### [1]તીર્થંકરની દેશના--

સ્પષ્ટી૦--'દેશના' એ 'દિશ્' ધાતુ ઉપરથી બનેલો શબ્દ છે. એનો અર્થ નિર્દેશ, સંદેશ, ઉપદેશ થાય છે. એક વખતે રામરાજ્યના નામથી મશહુર એવી આપણી આ માતૃભૂમિએ અત્યાર સુધીમાં આત્મોન્નતિમાં સાધનભૂત અનેકવિધ દેશનારૂપ સરિતાઓને શિર ઉપર ધારણ કરી છે. એક રીતે વિચારીએ તો આપણું એ અહોભાગ્ય છે કે આત્મલક્ષ્મીનો અખૂટ ખજાનો આપણા ખંડમાં--'એશિયા' ખંડમાં જ પ્રકટ થયો છે. પરમાત્મા **મહાવીર**, ભગવાન્ **બુદ્ધ**, શ્રીકૃષ્ણ વાસુદેવ, હજરત **મહમદ** પયગંબર, **ઇસુ** ખ્રિસ્ત અને **જરથોસ્ત** જેવા મહાનુભાવોને જન્મ આપી આ પૂર્વ ખંડ અપૂર્વતાને પામ્યો છે. અનેક ઋષિવરોએ અધ્યાત્મ જેવા અગમ્ય અને અસાધારણ માર્ગ ઉપર બાલજીવો પણ ચાલી શકે તે માટે વિવિધ વર્ણની રોશનીરૂપ પોતાની વાગ્ધારા વહેતી મૂકી છે. તેમાંની એક કલકલનિનાદિની, અખંડિત પ્રવાહવાળી અને ત્રિકાલાબાધિત તત્ત્વવાળી તરંગિણીનો અત્ર નિર્દેશ કરવામાં આવે છે. આ સરિતાના ઉત્પાદક પરમ પૂજ્ય સર્વજ્ઞ જિનેશ્વર છે. તેમની દેશનાની મુખ્ય ખુબી કહો કે તેમની વાણીની અલૌકિક બાલહારી કહો તો તે સ્યાદ્વાદ-શૈલીનું સમુચિત અને સર્વાંગીય સેવન છે. બ્રહ્મા, વષ્ણુ અને શિવરૂપ ત્રિવિધ દિવ્ય શક્તિરૂપે પૂજાયેલ, ઉત્પાદ, ધ્રૌવ્ય અને વ્યયરૂપ ત્રિરંગી તત્ત્વોથી તરંગિત તરંગિણી તે જિનેશ્વરની-તીર્થંકરની દેશનાની ઉત્થાનિકા છે, ભૂમિકા છે. એ તેનો અમર આત્મા છે. ચૌદ વિદ્યાના પારંગત વિપ્રવર્ય **શ્રીગૌતમસ્વામી** પ્રમુખ ગણધરોને આગમો રચવામાં અદ્ભુત પ્રકાશ પાડનારી એ ઝળહળતી જ્યોતિ

૧ મુંબઇમાં શ્રીગોડીજીના ઉપાશ્રયમાં સમાજના ઉત્કર્ષના તીવ્ર અભિલાષી **શ્રીવિજયવલ્લભ**સૂરિના શિષ્ય મુનિરાજ **શ્રીસમુદ્રવિજય**ના અધ્યક્ષપણા નીચે વિક્રમ સંવત્ ૧૯૮૫ના ચૈત્ર શુક્લ તેરસને દિને **શ્રીમહાવીર-જયંતી** ઉજવવામાં આવી તે વખતે મેં 'દેવાર્યની દેશના' એ નિબંધ વાંચી સંભળાવ્યો હતો. તેમાંથી થોડોક ભાગ સારરૂપે અહીં આપવામાં આવે છે.

છે. સત્‌માં જેનો સમાવેશ થાય છે એવા ચેતન અને જડ તત્ત્વોનું પંચમ ગણધર **શ્રીસુધર્મસ્વામીએ** જે ચિત્ર આલેખ્યું છે તેની સુંદરતા, સંસ્કારિતા અને અભિજાતતા કોને આભારી છે ? એ ચિત્રનો ઉઠાવ, એના રંગની મિલાવટ, એને માટે વપરાયેલી પીંછીનો કુમાશ અને એનું કૌશલ્ય પ્રશંસાપાત્ર બન્યું છે તો તેમાં કોનો હાથ છે ? કહેવું પડશે કે ચોવીસમા તીર્થંકર શ્રમણ ભગવન્ **મહાવીરની** અપ્રતિમ, આદરણીય અને અનુકરણીય વાણીના સહકારનો; સંતોને અનંત દિગતના દર્શન કરાવનારી પૌષ્ટિક અને પ્રોત્સાહિક દેશનાની સહાયતાનો.

જે દેશના આપવા પૂર્વે ચરાચર જગતનું હસ્તામલકવત્ જ્ઞાન પ્રાપ્ત કરાયું હોય તે દેશનાનું મૂલ્ય કેમ અંકાય ? દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવના પૂરેપૂરા ચિકિત્સકની વાણીનું પાણી કેવી રીતે મપાય ? સુંદર, સાર્થક અને સુખી જીવનના ઘડતરમાં અનેરો ભાગ ભજવનારી, ભાષા–સૌષ્ઠવથી ભરપૂર અને મધુરતાની ખાણરૂપ જિન–વાણીના પ્રતિધ્વનિઓ ભગવતી સરસ્વતીની વીણામાંથી સંભળાય છે એમ કહેવું શું વધારે પડતું છે ? તીર્થંકરની વાણીની મીઠાશ, અસંદિગ્ધતા, અગ્રામ્યતા, રસિકતા, કોમલતા, મનોહરતા, હૃદયંગમતા, યોજનગામિતા, સર્વસ્પર્શિતા ઇત્યાદિની જેટલી પ્રશંસા કરાય તેટલી ઓછી છે.

વિચાર–વિપુલતાથી વિભૂષિત, શબ્દ–લાલિત્યથી લલિત, વિશુદ્ધ વર્ણનશૈલીથી અંકિત, ક્ષુદ્ર અને મલિન વિચાર તેમજ અશુદ્ધ અને અનુચિત વર્તનની અપવિત્ર રજકણોને દૂર કરનારી તેમજ જાતિ–વૈરને જલાંજલિ આપનારી દેશના [1]અર્ધમાગધી ભાષામાં અપાય છે. આ વાતની [2]**સમવાયાંગાદિ** આગમો સાક્ષી પૂરે છે.

સામાન્ય જનતા એનો લાભ લઇ શકે તે માટે આ ભાષાનો ઉપયોગ કરાય છે. આ ભાષા સંસ્કૃત નથી એ વિષે તો બે મત નથી. આ ભાષાની ગહનતા અને સાથે સાથે સુકોમલતા સુજ્ઞ મનુષ્યોનું મસ્તક કંપાવે છે. **શંભુરહસ્ય** નામના અજૈન ગ્રંથમાં પ્રાકૃતને સંસ્કૃત કરતાં પણ ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે.[3] એથી પણ આ ભાષાની સહૃદયતા સમજી શકાય છે. વિશેષમાં મૂળથી

---

૧ આથી શું સમજવું એ સંબંધમાં ન્યાય-વ્યાકરણ-તીર્થ પં. **હરગોવિંદદાસે** યોજેલો 'પાઇઅ-સદ્-મહણ્ણવો'ના ચોથા અંકનો ઉપોદ્ઘાત ( પૃ. ૨૧–૨૭ ) જોવો.

૨ આ રહ્યો તે ઉલ્લેખઃ—

" **भगवं च णं अद्धमागहीए भासाए धम्ममाइक्खइ** "

[ **भगवांश्चार्धमागध्या भाषया धर्ममाचष्टे** ]

૩ જુઓ **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૧૩૪).

મીઠી એવી આ ભાષામાં અપાતી દેશનારૂપ સુવર્ણને દેવોના દુન્દુભિના નાદરૂપ સુગંધનો સુયોગ મળે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે તીર્થંકર માલકોશાદિ રાગબદ્ધ દેશના આપતા હોય ત્યારે તેમના અનુપમ સૂરમાં સુરો સૂર પૂરે છે. કોઈ કોયલકંઠી ગાયક સંગીત શાસ્ત્ર અનુસાર ગાઈ રહ્યો હોય અને તેમાં વાદિત્રનો સહકાર સંધાય તો પછી એ સૂરની મીઠાશ કેવી જામે? એવી જ રીતે અહીં ઉત્તમ સ્વરોચ્ચાર પૂર્વક-સ્વરના ઉચ્ચારણના સંપૂર્ણ ઉત્કર્ષમય દેશના સર્વોત્તમ સંહનન અને અનુપમ સંસ્થાનવાળા તીર્થંકરના કંઠમાંથી બહાર નીકળતાં તે સંગીતમય સંદેશનો સ્વાંગ સજેલી જણાય તો તેમાં શું આશ્ચર્ય છે ? એનો તાનપલટો અનેકના જીવનમાં પલટો પેદા કરે તો તેમાં શી અદ્ભુતતા છે ?

આ વાણીની મીઠાશ કેવળ શબ્દ-ગુંથન પૂરતી કે શબ્દ ચિત્રની પ્રતિમા ખડી કરવા પૂરતી જ નથી. પરંતુ એમાં તો અખિલ ભૂમંડલને મહામાંગલિક મહામંત્ર સમાયેલો છે. જગતના સર્વ પ્રાણીઓ પર દયાભાવ રાખવો, કોઈને પણ કષ્ટ થાય એવી રીતે ન વર્તવું, સદાચારથી સૌનો ઉદ્ધાર છે (ભલે પછી તે શૂદ્ર કયાં ન હોય, અરે તિર્યંચ પણ હોય ને) એ એનો સાર છે.

**દેશનાની સફળતા--**

અજેય બળ અને સંપૂર્ણ આત્મવિશ્વાસથી વિભૂષિત, પક્ષપાતથી પરાઙ્મુખ અને સરલતા, નિર્ભયતા અને સર્વજ્ઞતાની મૂર્તિરૂપ એવા તીર્થંકરની દેશના રોચક, શિક્ષાપ્રદ, અને માર્ગ-દર્શક નીવડે એ સ્વાભાવિક છે; કેમકે આત્મશ્લાઘા કે પરનિન્દા માટે એમાં સ્થાન જ નથી; એ બે રાણીઓના અધઃ-પતન પછી તો આવી દેશનાનો પ્રાદુર્ભાવ થાય છે. કહેવાની મતલબ એ છે કે તીર્થંકરના સંદેશની સફળતા થવામાં એમની સર્વાંગીય સત્યવાદિતા, સહૃદયતા અને ઇન્દ્રિય-સંયતિ (વિષયમાં સંપૂર્ણ આસક્તિનો અભાવ) કારણભૂત છે.

**દેશના આપવાનું કારણ--**

અત્ર એ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે લક્ષ્મી મેળવવા માટે કે કીર્તિ સંપાદન કરવા માટે કે પુણ્યનું ઉપાર્જન કરવા માટે તીર્થંકર ઉપદેશ આપતા નથી. આ તો કૃતકૃત્યની વાણી છે. દીક્ષા લીધી તે પૂર્વે જેમણે એક વર્ષ પર્યંત દાન દીધું, ત્રણ અબજ, અઠ્યાસી કરોડ અને એંસી લાખ સુવર્ણનું દાન દઈ જે દાનવીર બન્યા તે વ્યક્તિ શું ધનની આશા રાખે ? જેમના અવતાર-સમયથી માંડીને તે મોક્ષગમનના કાળ પર્યંત જેમનો કીર્તિ પટહ ચોસઠ ઇન્દ્રો વગાડી અણમૂલો લહાવો લે છે તેમને કીર્તિની આકાંક્ષા હોઈ ખરી ? તીર્થંકરનામકર્મરૂપ પુણ્ય પ્રકૃતિને વેદવાને માટે, એ કર્મને ભોગવવા માટે તો જેઓ ધર્મોપદેશ કાર્ય કરી રહ્યા છે તેમને શું પુણ્યનું પ્રલોભન સંભવે છે કે ?

આ ઉપરથી સમજાય છે કે તીર્થંકર-નામ-કર્મનાં દળિયાં ખપાવવા માટે તીર્થંકર દેશના દે છે, પરંતુ જેમ દાળ ભેગી ઢોકળી ચડી જાય છે તેમ આ દેશનાના શ્રવણથી ભવ્ય જીવોને અપૂર્વ લાભ થાય છે. એને લક્ષ્યીને ધર્મદેશનાનું ફળ **શ્રીગુણચન્દ્ર**ગણિકૃત **મહાવીરચરિત્ર**ના ૨૫૨મા પત્રમાં નિર્દેશાયું હોય એમ જણાય છે.

**દેશનાનું રહસ્ય—**

જે દેશનાના આપણે આ પ્રમાણે ગુણ ગાયા છે અને ગાઈએ તે સંબંધમાં એક વાતનો નિર્દેશ કરવો રહી જાય છે. તે એ છે કે દેશના આપનાર કેવળ પોતે સર્વજ્ઞ છે, અન્ય કોઇ થયા નથી કે થશે નહિ એવું એકદેશીય અને અત એવ અસત્ય તત્ત્વ ન પ્રરૂપતાં પોતાના જેવા સર્વજ્ઞ થયા છે અને થશે, સ્ત્રીઓ પણ સર્વજ્ઞતા તેમજ સિદ્ધિને પામી શકે છે, એવી ઉદ્ઘોષણા કરે છે. આનું પ્રબળ પ્રમાણ આગમો છે. વિશેષમાં ભગવન્ **મહાવીર**ને પૂર્વ તીર્થંકરોએ જે કહ્યું છે તે હું કહું છું, એવા ઉલ્લેખ કરનાર તરીકે આગમોમાં આલેખવામાં આવ્યા છે એ ઉપરથી આ વાત ફલિત થાય છે.

આ તો આપણે તીર્થંકર દેવોની દેશનાનો વિચાર કર્યો. દેશના સંબંધી થોડો ઘણો ઊહાપોહ **આચારાંગ** (અ, ૨, ઉ. ૬, સૂ. ૧૦૧–૧૦૨)ની શ્રી**શીલાંક**સૂરિકૃત વૃત્તિ તેમજ **ઔપપાતિક** સૂત્ર (સૂ. ૩૪)માં નજરે પડે છે. ગ્રંથગૌરવના ભયથી અત્ર એટલું જ નિવેદન કરીશ કે જે જે રીતે બોધ પામે તેને તે રીતે ઉપદેશ આપવો ઉચિત છે. અર્થાત્[1] દ્રવ્ય,ક્ષેત્ર, કાળ અને ભાવનો ખ્યાલ રાખવો જોઇએ. અન્ય દર્શનીય રાજાને ઉપદેશ આપતી વેળા તો એ ખાસ વિચારવું જોઈએ કે શું તે અભિગૃહીત મિથ્યાદષ્ટિ છે કે અનભિગૃહીત કે તે સંશયશીળ છે ? જો તે અભિગૃહીત મિથ્યાદષ્ટિ હોય તો કુતીર્થિકોની જાળમાં સપડાવાથી તે તેવો છે કે પોતાની મેળે જ તે તેવો છે ? આવી તપાસ કર્યા વિના તેને એમ કહેવામાં આવે કે—

> " दशसूनासमश्चक्री, दशचक्रिसमो ध्वजः ।
> दशध्वजसमा वेश्या, दशवेश्यासमो नृपः ॥ "

અર્થાત્ દશ કતલખાના ચલાવનારા જેટલો કુંભાર, દશ કુંભાર જેટલો ધ્વજ (પીઠું રાખનાર), દશ ધ્વજના સમાન વેશ્યા અને દશ વેશ્યા તુલ્ય રાજા પાપી છે તો તે રાજા ગુસ્સે થાય એટલું જ નહિ પણ સકળ સંઘને ભયંકર આફતમાં નાંખે. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે વ્યકિતની પરીક્ષા કર્યા વિના તેને ઉપદેશ આપવો તે અવિધિ

1 વ્યક્તિ મિથ્યાદષ્ટિ છે કે ભદ્રપરિણામી છે ? કયા આશયથી એ પૂછે છે ? તે કોને દેવ તરીકે નમન કરે છે ? તે કયા દર્શનનો છે ? આ દ્રવ્ય સંબંધી આલોચના થઇ. અહીં વૈષ્ણવોનું જોર છે કે શૈવોનું કે જૈનોનું કે ઉત્સર્ગરુચિનું એ ક્ષેત્ર પરત્વેની આલોચના છે. આ કયો કાળ છે ? દુઃષમાદિક કે દુર્લભદ્રવ્યકાલ ? આ કાલ સંબંધી આલોચના છે. પૂછનારમાં રાગ અને દ્વેષથી પર એવો મધ્યસ્થ ભાવ છે કે નહિ એ ભાવવિષયક આલોચના છે.

છે અને તેવી અવિધિ પૂર્વકનો ઉપદેશ આ લોકમાં બાધાકારી છે એટલું જ નહિ પણ પરલોકમાં પણ ગુણકારી નથી. વળી અક્ષરકોવિદ સમાજમાં પક્ષ, હેતુ અને ઉદાહરણનો આદર કર્યા વિના પ્રાકૃત ભાષામાં ઉપદેશ આપવો તે પણ અવિધિ છે. આ પ્રમાણે કરવાથી તો કેવળ પ્રવચનની હીલના થાય અને કર્મ-બન્ધ થાય. વાસ્તે જે વિધિ ન જાણતો હોય તેને મૌન ધારણ કરવું તે શ્રેયસ્કર છે. કહ્યું પણ છે કે—

**“ [1]सावज्जणवज्जाणं वयणाणं जो न याणाइ विसेसं ।**
**वुत्तुं पि तस्स न खमं किमंग पुण देसणं काउ ? ॥”**—આર્યા

અર્થાત્ જે સાવદ્ય અને નિરવદ્ય વચનોની વિશેષતાથી અજાણ છે તેને બોલવું પણ ઉચિત નથી, તો તેને માટે દેશના આપવાની તો વાત જ શી ? વળી જે પદાર્થ હેતુગમ્ય હોય ત્યાં હેતુનો ઉપયોગ અને આગમગમ્ય હોય ત્યાં આગમનો ઉપયોગ કરે તો તે સિદ્ધાન્તનો આરાધક છે; એથી ઉલટું કાર્ય કરનાર જૈન શાસનનો વિરાધક છે.

ગીતાર્થ-**નિશીથ**ના જાણકાર મુનિ દેશના આપવાને લાયક છે અને એ દેશનાના ત્રણ પ્રકારો છે ઇત્યાદિ હકીકત મહોપાધ્યાય શ્રી**માનવિજય**કૃત **ધર્મસંગ્રહ**માં મળી આવે છે, પરંતુ તે સંબંધમાં અત્ર ગ્રન્થગૌરવના ભયથી વિચાર કરવો બની શકે તેમ નથી.

   

# सर्वेषां धर्मभेदानां, सम्यक्त्वं प्रथमं मतम् ।
# सुदेवे सुगुरौ शुद्ध-धर्मे श्रद्धानतो भवेत् ॥ ६ ॥

## સમ્યક્ત્વનું સ્થાન—

શ્લો૦—“ધર્મના સર્વ પ્રકારોમાં સમ્યક્ત્વ પ્રથમ ( સ્થાને) છે. સુદેવમાં ( દેવ-બુદ્ધિરૂપ ), સુગુરુમાં ( ગુરુ-બુદ્ધિરૂપ ) અને સુધર્મમાં ( ધર્મ-મતિરૂપ ) શ્રદ્ધા રાખવાથી તે થાય છે.[2] ”—૬

---

૧ છાયા—

**सावद्यानवद्ययोर्वचनयोर्यो न जानाति विशेषम् ।**
**वक्तुमपि तस्य न क्षमं किमङ्ग पुनर्देशनां कर्तुम् ? ॥**

૨ સરખાવો કલિકાલસર્વજ્ઞ શ્રી**હેમચંદ્રસૂરિ**કૃત **યોગશાસ્ત્ર**ના દ્વિતીય પ્રકાશનું નિમ્ન-લિખિત દ્વિતીય પદ્ય:—

**સમ્યક્ત્વનું દિગ્દર્શન**

**સ્પષ્ટી૦—આર્હતદર્શનદીપિકા** ( પૃ૦ ૬૯ )માં સમ્યક્ત્વ સંબંધી વિશેષ વિચાર કરેલો હોવાથી અત્ર તેનું સંક્ષિપ્ત સ્વરૂપ આલેખીશું. સમ્યક્ત્વ, સમ્યગ્દર્શન, દર્શન, બોધિ, સમકિત એ બધા સમાનાર્થક શબ્દો છે. જિનેશ્વરે પ્રરૂપેલાં તત્ત્વોને વિષે સાચી શ્રદ્ધા તે 'સમ્યક્ત્વ' છે. આ સુશ્રદ્ધા ધર્મનું મૂળ છે, પુણ્ય-પુરીનું દ્વાર છે, નિર્વાણ-મહેલની પીઠિકા છે અને સમસ્ત સંપત્તિ-ઓનું નિધાન છે. એના જેવો સમર્થ સંસારમાં કોઇ સહોદર બન્ધુ કે મિત્ર નથી. આથી કરીને તો **તૈત્તરીયોપનિષદ્**ના **બ્રહ્માનન્દવલ્લી**ના ચોથા અનુ-વાકમાં કહ્યું પણ છે કે—

**" तस्य श्रद्धैव शिरः "**

**મનુસ્મૃતિ**ના છઠ્ઠા અધ્યાયના નિમ્ન-લિખિત ૭૪ મા પદ્યમાં તો ત્યાં સુધી કહ્યું છે કે—

**" सम्यग्दर्शनसम्पन्नः, कर्मभिर्न निबध्यते ।**
**दर्शनेन विहीनस्तु, संसारं प्रतिपद्यते ॥ "**

અર્થાત્ જેણે સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું છે, તે કર્મોથી બંધાતો નથી; પરન્તુ જે એના વિનાનો છે, તે સંસારમાં રખડે છે.

સમ્યગ્દર્શન–ખાસ કરીને ઔપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વ એ એક પ્રકારનો આત્મિક ભાવ છે–દેવ, ગુરુ અને ધર્મરૂપ તત્ત્વત્રયીનું સમ્યક્ અવલો-લોકન છે. કહ્યું પણ છે કે—

---

**" या देवे देवताबुद्धि-र्गुरौ च गुरुतामतिः ।**
**धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥ "**

આ પદ્યગત સમ્યક્ત્વનું લક્ષણ સાધ્યમાં સાધનના ઉપચારરૂપ છે. વાચકવર્ય શ્રીઉ**મા-સ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમસૂત્ર** (અ૦ ૧, સૂ. ૨)ગત **તત્ત્વાર્થશ્રદ્ધાનં સમ્યગ્દર્શનં** " એ અનૌપચારિક–યથાર્થ લક્ષણ છે. વિશેષમાં **ધર્મસંગ્રહ**ના ૩૯મા પત્રમાં કહ્યું છે તેમ આ યતિઓ અને શ્રાવકોના સાધારણ સમ્યક્ત્વનું લક્ષણ છે; બીજું લક્ષણ તો ગૃહસ્થોએ દેવ, ગુરુ અને ધર્મને વિષે પૂજ્યત્વ, ઉપાસ્યત્વ અને અનુષ્ઠેયત્વરૂપ ઉપયોગ રાખવો જોઇએ એ સૂચવવા અર્થે છે તેમજ વળી દેવ અને ગુરુનો જીવ–તત્ત્વમાં અને ધર્મનો શુભ આશ્રવ અને સંવરમાં અંતર્ભાવ થાય છે એટલે શાસ્ત્રીય વિરોધ નથી. મૂળ પંક્તિઓ નીચે મુજબ છે:—

**" अत्र प्रकरणे जिनोक्ततत्त्वेषु रुचिरिति यतिश्रावकाणां साधारणं सम्यक्त्वलक्षणमुक्तं, शास्त्रान्तरे तु गृहस्थानां देवगुरुधर्मेषु पूज्यत्वोपास्यत्वानुष्ठेयत्वलक्षणोपयोगवशाद् देवगुरुधर्मतत्त्वप्रतिपत्तिलक्षणं सम्यक्त्वं प्रतिपादितं, तत्रापि देवा गुरवश्च जीवतत्त्वे, धर्मः शुभाश्रवे संवरे चान्तर्भवतीति न शास्त्रान्तरविरोधः ।"**

"[1]अरिहं देवो गुरुणो सुसाहुणो जिणमयं मह पमाणं ।
इच्चाइ सुहो भावो, सम्मत्तं बिंति जगगुरुणो ॥"

મુક્તિ-મહેલના પ્રસ્થાન-ત્રયી પૈકી એક, આદિમ અને અત્યન્ત આવશ્યક પ્રસ્થાનરૂપ સમ્યગ્દર્શનનું યથોચિત વર્ણન મારા જેવા માટે શું શક્ય છે? નહિ જ, તો પછી આટલેથી વિરમવામાં આવે છે.

**ધર્મના પ્રકારો—**

અપેક્ષા અપેક્ષા પ્રમાણે ધર્મના જુદા જુદા પ્રકારો સંભવે છે. જેમકે ગૃહસ્થ-ધર્મ અને શ્રમણ-ધર્મ એમ ધર્મના બે ભેદો પડે છે. અહિંસા, સંયમ અને તપ એમ એના ત્રણ પ્રકારો જોવાય છે. દાન, શીલ, તપ અને ભાવ એમ ચાર પ્રકારો છે. પરન્તુ આ પૈકી ગમે તે પ્રકારની સાર્થકતા તો સમ્યક્ત્વ હોય તો જ છે; એના વિના જે ધર્મનું સેવન થાય તેની કશી કીંમત નથી.

   

**चारित्रज्ञानहीनोऽपि, सम्यक्त्वी श्लाघ्यते सदा ।**
**यतः सिध्यति सम्यक्त्वी, ज्ञानचारित्रभृन्नहि ॥७॥[2]**

**સમ્યક્ત્વ વિનાનાં જ્ઞાન અને ચારિત્રની નિષ્ફળતા—**

શ્લો૦—"( શુદ્ધ ) ચારિત્ર અને (રૂડા) જ્ઞાનથી રહિત એવો સમ્યક્ત્વી

---

૧ છાયા—

अर्हन् देवो गुरवः सुसाधवः जिनमतं मम प्रमाणम् ।
इत्यादि शुभो भावः सम्यक्त्वं ब्रुवते जगद्गुरवः ॥

૨ સરખાવો ભક્તપરિજ્ઞાની નિમ્ન-લિખિત ૬૬મી ગાથાઃ—

"दंसणभट्टो भट्टो, दंसणभट्ठस्स नत्थि निव्वाणं ।
सिज्झंति चरणरहिआ, दंसणरहिआ न सिज्झंति ॥"
[ दर्शनभ्रष्टो भ्रष्टो दर्शनभ्रष्टस्य नास्ति निर्वाणम् ।
सिध्यन्ति चरणरहिता दर्शनरहिता न सिध्यन्ति ॥ ]

તેમજ—"श्लाघ्यं हि चरणज्ञान-वियुक्तमपि दर्शनम् ।
न पुनर्ज्ञानचारित्रे, मिथ्यात्वविषदूषिते ॥
ज्ञानचारित्रहीनोऽपि, श्रूयते श्रेणिकः किल ।
सम्यग्दर्शनमाहात्म्यात्, तीर्थकृत्त्वं प्रपत्स्यते ॥"

સર્વદા વખણાય છે ( નહિ કે એ વિનાના જ્ઞાની કે ચારિત્રવાન); કેમકે સમ્યક્ત્વવાન્ મોક્ષે જાય છે, નહિ કે જ્ઞાન કે (એનાથી વિમુખ) ચારિત્ર યુક્ત વ્યક્તિ "–૭

   

**चिन्तामणि-कामकुम्भ--कल्पवृक्षाधिकप्रदम् ।**
**सम्यक्त्वं तद् विना धर्म, ऊषरे बीजवापवत् ॥ ८ ॥**

**સમ્યક્ત્વ વિનાના ધર્મની નિઃસારતા—**

શ્લો૦—"સમ્યક્ત્વ એ ચિન્તામણિ, કામકુમ્ભ અને કલ્પવૃક્ષથી અધિક (ફળ) આપનારૂં છે. એના વિનાનો ધર્મ તે ઊષર (ક્ષેત્ર)માં બીજ વાવવા જેવું છે."—૮

પ્રસ્તુતનું પુષ્ટીકરણ—

**સ્પષ્ટી૦**—સમ્યક્ત્વ વિનાની ધર્મ-ક્રિયા સફળ થતી નથી એ વાતને શ્રીહરિભદ્રસૂરિકૃત **ધર્મબિન્દુ**ની શ્રીમુનિચન્દ્રસૂરિકૃત વૃત્તિના ૩૧મા પત્રમાં ટાંચણરૂપે આપેલા નિમ્ન-લિખિત શ્લોકો પુષ્ટ કરે છે:—

" **सस्यानीवोषरे क्षेत्रे, निक्षिप्तानि कदाचन ।**
**न व्रतानि प्ररोहन्ति, जीवे मिथ्यात्ववासिते ॥**—અનુ૦
**संयमा नियमाः सर्वे, नाश्यन्तेऽनेन पावनाः ।**
**क्षयकालानलेनेव, पादपाः फलशालिनः ॥** "–અનુ૦

અર્થાત્ જેમ ઊષર ક્ષેત્રમાં વાવેલાં ધાન્યો કદાપિ ઉગતાં નથી તેમ મિથ્યાત્વથી વાસિત જીવમાં વ્રતો ઉગી નીકળતાં નથી. જેમ પ્રલય-કાલના અગ્નિથી ફળદ્રૂપ ઝાડો નાશ પામે છે, તેમ મિથ્યાત્વથી સર્વ પવિત્ર સંયમો અને નિયમોનો વિનાશ થાય છે. આથી કરીને તો **ધર્મબિન્દુ** ( અ. ૩ )માં ત્યાં સુધી કહ્યું છે કે—

" **सति सम्यग्दर्शने न्याय्यमणुव्रतादीनां ग्रहणं, नान्यथेति** "

અર્થાત્ સમ્યગ્દર્શનની હૈયાતીમાં જ, નહિ કે તેની ગેરહાજરીમાં અણુવ્રત વગેરેનું ગ્રહણ વ્યાજબી છે. આ સંબંધમાં મહોપાધ્યાય શ્રીયશોવિજય કહે છે કે-

" **अतो मार्गप्रवेशाय, व्रतं मिथ्यादृशामपि ।**
**द्रव्यसम्यक्त्वमारोप्य, ददते धीरबुद्धयः ॥**"–અનુ૦

એટલે કે એથી કરીને ધીર મતિવાળા (મહાનુભાવો) માર્ગમાં પ્રવેશ કરાવવા ખાતર મિથ્યાદૃષ્ટિઓમાં પણ દ્રવ્ય-સમ્યક્ત્વનો આરોપ કર્યા બાદ તેમને વ્રત આપે છે–ગ્રહણ કરાવે છે.

   

**अहिंसासत्यमस्तेय-ब्रह्मचर्यापरिग्रहाः ।**
**सम्यक्त्वसहिता एते, नियमा मोक्षदायिनः ॥९॥**

**સમ્યક્ત્વ પૂર્વકનાં વ્રતોથી મોક્ષ—**

શ્લો૦–" અહિંસા, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ ( પાંચ મહા)વ્રતો સમ્યક્ત્વથી યુક્ત (હોય તો) જ મોક્ષ અર્પે છે."–૯

   

**संयमस्य बलाभावे, श्रावकाणां व्रतानि च ।**
**द्वादश गृहीतव्यानि, सम्यक्त्वोच्चारपूर्वकम् ॥१०॥**

**શ્રાવકનાં બાર વ્રતો–**

શ્લો૦–"ચારિત્ર લેવાની શક્તિના અભાવમાં શ્રાવકોનાં બાર વ્રતો સમ્યક્ત્વના ઉચ્ચાર પૂર્વક ગ્રહણ કરવાં જોઇએ."—૧૦

**શ્રાદ્ધ-વ્રતોનું પ્રદાન—**

**સ્પષ્ટી૦**—ગૃહસ્થપણામાં રહીને પાળી શકાય તેવાં વ્રતો શ્રાવકોને ગ્રહણ કરાવવામાં આવે તે પૂર્વે તેને સર્વોત્તમ સર્વવિરતિરૂપ ધર્મનું કથન કરવું જોઇએ એવી જે હકીકત આ પદ્યમાંથી સ્ફુરતી હોય તો તે **ધર્મબિન્દુના** દ્વિતીય અધ્યાયના ૩૨ મા પત્રગત નિમ્ન-લિખિત પંક્તિને આભારી હોય એમ સમજાય છેઃ—

" उत्तमधर्मप्रतिपत्त्यसहिष्णोस्तत्कथनपूर्वमुपस्थितस्य विधिनाऽणुव्रतादिदानमिति ॥८॥ सहिष्णोः प्रयोगेऽन्तराय इति ॥ ९ ॥ अनुमतिश्चेतरत्रेति ॥१०॥ "

કહેવાનું તાત્પર્ય એ છે કે જે કોઇ ભવભીરુ ભવ્ય ધર્મના ગ્રહણ માટે ઉદ્યમશીલ બન્યો હોય તેની આગળ ગુરુ પ્રથમ ક્ષમા, માર્દવ ઇત્યાદિ દશવિધ યતિધર્મનું સવિસ્તર વર્ણન કરે, કેમકે એ યતિ-ધર્મ જ સર્વ કર્મ-રોગને દૂર કરનારૂં અનુપમ ઔષધ છે. જો આ ભવ્ય આવે સમયે પણ વિષય-સુખની પિપાસાને લઇને ઉત્તમ એવી સર્વવિરતિનો સ્વીકાર કરવા અસમર્થ હોય તો તેને અણુવ્રતાદિનું પ્રદાન કરવું, પરંતુ તેમ કરવા પૂર્વે યતિ-ધર્મનું કથન કરવું જ જોઇએ; કેમકે જે ધર્મ-ગ્રહણ માટે પ્રયત્ન કરી રહ્યો છે તેને જો યતિ-ધર્મ ન સંભળાવાય તો છતી શક્તિએ તેને સર્વવિરતિ લેવામાં અંતરાયભૂત થવાનો દોષ લાગે તેમજ દેશવિરતિ સ્વીકારવાથી જે સાવદ્ય અંશનો ત્યાગ રહી જાય તેમાં અનુમતિ હોવાનું દૂષણ ઉદ્ભવે.

**શ્રાવકનો અર્થ—**

" **शृणोतीति श्रावकः** " એ વ્યુત્પત્તિવાળા [1]શ્રાવક શબ્દથી શું સમજવું તેનો ઉત્તર નિમ્ન-લિખિત પદ્ય પૂરો પાડે છે:—

" **श्रद्धालुतां श्राति जिनेन्द्रशासने**
**धनानि क्षेत्रेषु वपत्यनारतम् ।**
**करोति पुण्यानि सुसाधुसेवना-**
**दतोऽपि तं 'श्रावक'माहुरुत्तमाः ॥**[2] "—વંશસ્થ

અર્થાત્ શ્રીતીર્થંકરની આજ્ઞાને વિષે જેને આસ્થા છે, જે નિરંતર (સાધુ પ્રમુખ)

---

૧ શ્રાવકને માટે પ્રાકૃત ભાષામાં 'સાવગ' શબ્દ છે. એનો અર્થ સમજાવતાં શ્રીહરિભદ્રસૂરિ **સંબોધપ્રકરણ**માં શ્રાવક-ધર્માધિકારમાં કહે છે કે—

" **संपत्तदंसणाई पइदियहं जइजणा सुणेई अ ।**
**सामायारिं परमं जो खलु तं 'सावगं' बिंति ॥** "—આર્યા
[ **सम्प्राप्तदर्शनादिः प्रतिदिवसं यतिजनात् शृणोति च ।**
**सामाचारीं परमां यः खलु तं श्रावकं ब्रुवते ॥** ]

૨ **શ્રાદ્ધગુણવિવરણ**માં તો એવો ઉલ્લેખ છે કે—

" **श्रद्धालुतां श्राति शृणोति शासनं**
**धनं वपेदाशु वृणोति दर्शनम् ।**
**कृन्तत्यपुण्यानि करोति संयमं**
**तं 'श्रावकं' प्राहुरमी विचक्षणाः ॥** "—વંશસ્થ

" **श्रवन्ति यस्य पापानि, पूर्वबद्धान्यनेकशः ।**
**आवृतश्च व्रतैर्नित्यं 'श्रावकः' सोऽभिधीयते ॥** "—અનુ૦

ઉત્તમ સાત) ક્ષેત્રોમાં દ્રવ્ય વાવે છે–વાપરે છે અને જે શુદ્ધ શ્રમણની સેવાથી પુણ્ય (પ્રાપ્ત) કરે છે, તેને ઉત્તમ (પુરુષો) [૧]'શ્રાવક' કહે છે.

શ્રાવક કહો કે શ્રાદ્ધ કહો તે એક જ છે. એનો વિશેષ પરિચય **શ્રાદ્ધગુણવિવરણ, ધર્મબિન્દુ** વગેરે ગ્રંથોમાં નજરે પડે છે.

   

**स्थूलहिंसामृषास्तेया--ऽब्रह्मतः प्रपलायिताः ।**
**श्राद्धव्रतानि चत्वारि, तेष्वाद्यानि भवन्ति हि ॥११॥**

**શ્રાદ્ધવ્રતોનો ઉપક્રમ–**

શ્લો૦–" સ્થૂળ હિંસા, સ્થૂળ અસત્ય, સ્થૂળ ચોરી, સ્થૂળ અબ્રહ્મથી જેઓ નાસી છુટયા છે નિવૃત્ત થયા છે તેમનામાં (પ્રથમનાં) ચાર શ્રાવક-વ્રતો છે."–૧૧

   

**परिग्रहाणां सङ्कोचे, पञ्चमं व्रतमुच्यते ।**
**दिशां नियमने षष्ठं, भोगोपभोगवर्जनम् ॥१२॥**
**देशतः सप्तमं ज्ञेय--मनर्थदण्डवर्जनम् ।**
**अष्टमं नवमं चास्ति, सामायिकव्रतं मतम् ॥१३॥–युग्मम्**

**સ્થૂલ પરિગ્રહનો ત્યાગ ઇત્યાદિ વ્રતો–**

શ્લો૦—" પરિગ્રહોનો સંકોચ તે પાંચમું વ્રત છે અને દિશાનો નિયમ કરવાથી છઠ્ઠું દિક્પરિમાણ વ્રત (થાય) છે. ભોગ અને ઉપભોગનો અંશથી ત્યાગ તે સાતમું ભોગોપભોગપરિમાણ વ્રત છે. અનર્થદંડનું વિરમણ તે આઠમું વ્રત જાણવું અને સામાયિક તે નવમું ગણાય છે. "–૧૨–૧૩

   

૧ આ સંબંધમાં નિમ્ન-લિખિત પદ્ય મનન કરવા જેવું જણાય છે:—
" પાંચે ચૂકયો ત્રિહું મૂકિઓ, ચિઉહું ન જાણઇ નામું;
જગિ ઢંઢેરઓ વાઇઓ ,મુહઇ 'શ્રાવક' નામું. "

**પંચાશક**માં તો કહ્યું છે કે—
" **परलोयहियं सम्मं जो जिणवयणं सुणेइ उवउत्तो ।**
**अइतिव्वकम्मविगमा सुक्कोसो 'सावगो' एत्थ ॥ २ ॥** "
[ **परलोकहितं सम्यग् यो जिनवचनं शृणोति उपयुक्तः ।**
**अतितीव्रकर्मविगमात् सूत्कृष्टः ( शुक्लः स ) श्रावकोऽत्र ॥** ]

**देशावकाशिकं नाम, दशमं व्रतमुच्यते ।**
**पर्वादौ पौषधं कृत्वा, पाल्यमेकादशंव्रतम् ॥ १४ ॥**

**દશમા અને અગ્યારમા વ્રતો–**

શ્લો૦—"દેશાવકાશિક દશમું વ્રત કહેવાય છે. પર્વ વગેરે (દિવસોમાં) પૌષધ કરી પૌષધ નામ અગ્યારમું વ્રત પાળવું જોઇએ."–૧૪

**'આદિ' શબ્દનો હેતુ–**

સ્પષ્ટી૦—ગ્રંથકાર તપાગચ્છીય છે અને તેથી તેઓ ખરતરગચ્છીય જૈનોની જેમ પર્વને જ દિવસે પૌષધ કરવો એ વાત સ્વીકારતા નથી, પરંતુ અન્ય દિવસે પણ પૌષધ લઇ શકાય છે એવું તેમનું મંતવ્ય છે. આ મંતવ્યના સૂચન માટે તેમણે 'આદિ' શબ્દનો પ્રયોગ કર્યો હોય એમ જણાય છે.

   

**अतिथिसंविभागेन, क्रियते द्वादशव्रतम् ।**
**स्वर्गगा हि व्रतस्थाः स्युः, पशवो व्रतवर्जिताः ॥ १५ ॥**

**વ્રતધારીઓની ગતિ–**

શ્લો૦—"અતિથિની સાથે સંવિભાગ કરવાથી બારમું વ્રત થાય છે.(એ પ્રમાણે બાર વ્રતો પાળવા જોઇએ) કેમકે વ્રતધારી (જીવો) સ્વર્ગે જાય, જ્યારે વ્રત રહિત (જીવો) પશુ થાય–તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય."–૧૫

   

**महाव्रतानि लब्धानि, नैव द्वादश व्रतानि च ।**
**सम्यक्त्वं येन नो लब्धं, तस्य जन्म निरर्थकम् ॥ १६ ॥**

**સમ્યકૃત્વ વિના જન્મની નિરર્થકતા—**

શ્લો૦—પાંચ મહાવ્રતો, બાર વ્રતો કે સમ્યકૃત્વ (પણ) જેણે પ્રાપ્ત કરેલ નથી તેનો જન્મ નિરર્થક છે–એળે ગયો છે."—૧૬

   

**जीवाजीवौ तथा पुण्य–पापे चाश्रवसंवरौ ।**
**निर्जराबन्धमोक्षाश्च, तत्त्वान्येवं मतानि हि ॥ १७ ॥**

**નવ તત્ત્વોનો નિર્દેશ—**

શ્લો૦—" જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ એ પ્રમાણે નવ જ તત્ત્વો ગણાય છે. "–૧૭

**ક્રમનો ઉપન્યાસ—**

સ્પષ્ટી૦–અત્ર જે ક્રમપૂર્વક તત્ત્વોનો નિર્દેશ કરાયો છે તે **નવતત્ત્વની** નિમ્નલિખિત–

" **जीवाजीवा पुण्णं पावासवसंवरो य निज्जरणा ।**
**बंधो मुक्खो य तहा नव तत्ता हुंति नायव्वा ॥** "

–આદ્ય ગાથાના અનુકરણનું પરિણામ જણાય છે. પુણ્ય અને પાપનો આશ્રવ કે બંધમાં અંતર્ભાવ કરતાં તત્ત્વોની સંખ્યા સાતની પણ થાય છે અને તેના સુપ્રસિદ્ધ ક્રમ પ્રમાણે બંધનો સંવરની પૂર્વે નિર્દેશ કરાય છે તેમજ એ ક્રમ તો સહેતુક છે એ વાત મેં **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૩–૪)માં વિચારી છે, પરંતુ અત્રત્ય ક્રમ માટે શું કારણ છે તે મારા સમજવામાં આવતું નથી, કેમકે એ ક્રમમાં પરિવર્તન પણ જોવાય છે. એ વાતની પ્રતીતિ કરવી હોય તો આ પછીના પદ્યનું ટિપ્પણ જોવું (પૃ. ૩૦૬).

  

**स्याद्वादसहितं तेषां, नयनिक्षेपपूर्वकम् ।**
**यज्ज्ञानं तत् तु सम्यक्त्वं, धर्माधारं प्रकीर्त्यते ॥ १८ ॥**

**સમ્યક્ત્વનું લક્ષણ—**

શ્લો૦—" સ્યાદ્વાદ સહિત તેમજ નય અને નિક્ષેપ પૂર્વક આ (તત્ત્વો)નું જે જ્ઞાન છે તે ધર્મના આધારરૂપ 'સમ્યક્ત્વ' કહેવાય છે."–૧૮

**સ્યાદ્વાદનો વિચાર—**

**સ્પષ્ટી૦**—૧૩૬માથી ૧૩૮મા સુધીનાં પૃષ્ઠોમાં સ્યાદ્વાદ સંબંધી આપણે થોડોક ઇસારો કરી ગયા છીએ. એનું સ્વરૂપ તો એટલું વિશાળ છે કે તેનો યથાયોગ્ય નિર્દેશ કરતાં એક સંપૂર્ણ ગ્રંથ થઇ જાય. વિશેષમાં આ સંબંધમાં મેં **ન્યાયકુસુમાંજલિ** (સ્ત. ૩, શ્લો. ૨૨, ૨૬, ૨૯, ૩૧)ના તેમજ **સ્તુતિચતુર્વિંશતિકા**

(પૃ. ૧૧૨-૧૧૫)ના સ્પષ્ટીકરણમાં થોડો ઘણો ઉલ્લેખ કર્યો છે એટલે અહીં તો તેના સ્વરૂપ પરત્વે **ન્યાયખંડખાદ્ય** (શ્લો. ૪૨)ની ન્યાયાચાર્ય મહોપાધ્યાય **શ્રીયશોવિજય**કૃત ટીકાની સ્યાદ્વાદના લક્ષણ ઉપર પ્રકાશ પાડતી નિમ્નલિખિત પંક્તિ રજુ કરી સંતોષ માનવો ઉચિત સમજાય છે:–

**"न ह्येकत्र नानाविरुद्धधर्मप्रतिपादकः स्याद्वादः, किन्तु अपेक्षाभेदेन तदविरोधद्योतकस्यात्पदसमभिव्याहृतवाक्यविशेष इति "**

અર્થાત્ વિવિધ વિરુદ્ધ ધર્મોનું એક સ્થાનમાં પ્રતિપાદન કરનાર સ્યાદ્વાદ નથી, પરંતુ અપેક્ષાના ભેદથી વિરુદ્ધ ધર્મોના અવિરોધના દ્યોતક 'સ્યાત્'પદથી વ્યવહાર કરાતો વાક્યવિશેષ છે.

આ સ્યાદ્વાદ-રત્નાકરની છોળો અન્ય દાર્શનિક ઉદ્યાનોને પણ પલ્લવિત કરી રહી છે. દાખલા તરીકે વેદમાં જે એક ઠેકાણે અનેક દેવ માનેલા છે અને બીજે ઠેકાણે દેવ એક જ છે એમ પરસ્પર વિરોધાત્મક જે બે કથનો નજરે પડે છે તેનું સમાધાન કરતાં **શ્રીયાસ્કાચાર્ય** કથે છે કે—

**' एतत् तु नरराष्ट्रमिव स्यात् "**

અર્થાત્ પુષ્કળ નરો મળીને એક રાષ્ટ્ર થાય છે એટલે સમષ્ટિરૂપે રાષ્ટ્ર એક છે પરંતુ વ્યષ્ટિરૂપે જોઈએ તો તે વિવિધ પ્રકારના નરરૂપ છે. એ પ્રમાણે રાષ્ટ્રરૂપ એકત્વ અને નરરૂપે નાનાત્વ જેમ સિદ્ધ થાય છે તેમ અત્ર સમજવું.

**નયોનો ઊહાપોહ—**

**ન્યાયકુસુમાંજલિ** ( સ્ત. ૩, શ્લો. ૧૯, ૩૬ )નો તેમજ **સ્તુતિચતુર્વિંશતિકા**( શ્લો. ૩ )ના સ્પષ્ટીકરણમાં તથા **આર્હતદર્શનદીપિકા** ( પૃ. ૨૭૨-૩૩૦)માં નય સંબંધી મેં વિસ્તૃત ઊહાપોહ કર્યો છે એટલે અત્ર એ સંબંધમાં વિશેષ કહેવા જેવું રહેતું નથી. છતાં પં. **સુખલાલજી**કૃત **તત્ત્વાર્થસૂત્ર**ના વિવેચનમાંથી એક બે મનનીય હકીકત નોંધવી આવશ્યક સમજાય છે.

---

૧ સરખાવો **સિદ્ધપંચાશિકા, ધર્મરત્નવૃત્તિ, કર્મગ્રન્થવૃત્તિ** વગેરેના કર્તા શ્રીદેવેન્દ્રસૂરીશ્વરનો મુદ્રાલેખઃ—

**"जिअ १ अजिअ २ पुन्न ३ पावाऽऽसव ५ संवर ६ बंध ७ मुक्ख ८ निज्जरणा ९।**
**जेणं सद्दहइ तयं सम्मं खगाइबहुभेअं ॥ "**

**[ जीवोऽजीवः पुण्यं पापमाम्रवः संवरो बन्धो मोक्षो निर्जरणा ।**
**येन श्रद्धीयते तत्त्वं सम्यक्त्वं क्षयादिबहुभेदम् ॥ ]**

**નયોનું નિરૂપણ—**

કોઇ પણ વિષયનું સાપેક્ષપણે નિરૂપણ કરનારા વિચારને 'નય' કહેવામાં આવે છે. આથી નયોનું નિરૂપણ કરવું એનો અર્થ વિચારોનું વર્ગીકરણ કરવું એવો થાય છે. નયોનું વર્ગીકરણ ત્રણ જુદી જુદી રીતે થયેલું જૈન દર્શનમાં નજરે પડે છેઃ-(અ) એક પરંપરા સીધી રીતે પહેલેથી જ (૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુસૂત્ર, (૫) શબ્દ, (૬) સમભિરૂઢ અને (૭) એવંભૂત એમ નયના સાત પ્રકારો વર્ણવે છે (આ પરંપરા શ્વેતાંબરીય આગમોમાં અને દિગંબરીય ગ્રંથોમાં છે); (આ) નૈગમ સિવાયના છ ભેદો સ્વીકારનારી તાર્કિકચક્રચૂડામણિ શ્રી**સિદ્ધસેન દિવાકર**ની પરંપરા; અને (ઇ) વાચકવર્ય શ્રી**ઉમાસ્વાતિ**ની કે જેઓ **તત્ત્વાર્થસૂત્ર** અને તેના સ્વોપજ્ઞ ભાષ્યમાં નયના નૈગમથી માંડીને શબ્દ સુધીના પાંચ ભેદો અને શબ્દના સાંપ્રત, સમભિરૂઢ અને એવંભૂત એમ શબ્દના ત્રણ ઉત્તર ભેદોનો ઉલ્લેખ કરે છે.

**નયવાદનું સ્વરૂપ—**

નયવાદ એટલે વિચારોની મીમાંસા. આ વાદમાં માત્ર વિચારોનાં કારણો, તેનાં પરિણામો કે તેના વિષયોની જ ચર્ચાનો સમાવેશ થાય છે એમ નહિ, કિન્તુ એમાં પરસ્પર વિરોધી જણાતાં પરંતુ વાસ્તવિક રીતે જોતાં અવિરોધી એવા વિચારોના અવિરોધીપણાના કારણનું ગવેષણ મુખ્યપણે છે એટલે કે વિરોધી દેખાતા વિચારોના વાસ્તવિક અવિરોધનું મૂળ તપાસનાર અને તેમ કરી તેવા વિચારોનો સમન્વય કરનારૂં શાસ્ત્ર તે 'નયવાદ' છે. અવિરોધનું મૂળ વિચારકની દૃષ્ટિ-તાત્પર્યમાં રહેલું છે. આ દૃષ્ટિને જૈન શાસ્ત્રમાં અપેક્ષાના નામથી ઓળખવામાં આવે છે. તેથી નયવાદ 'અપેક્ષાવાદ' પણ કહેવાય છે.

**નય-દેશનાની પૃથક્તા અને વિશિષ્ટતા—**

નય અને શ્રુત એ બંને વિચારાત્મક જ્ઞાન છે છતાં એ બેમાં તફાવત છે; કેમકે કોઇ પણ વિષયને સર્વાંશે સ્પર્શ કરનાર અથવા તેમ કરવાનો પ્રયત્ન કરનાર વિચાર 'શ્રુત' છે, જ્યારે તે વિષયને માટે એક અંશે જ સ્પર્શ કરી બેસી રહેનાર વિચાર 'નય' છે. આથી સમજી શકાય છે કે નય એ શ્રુત-પ્રમાણનો અંશ છે. કોઇ પણ વિષય પરત્વે અંશે અંશે વિચાર ઉત્પન્ન થઇને જ છેવટે તે વિશાળતા કે સમગ્રતામાં પરિણમે છે. જે ક્રમપૂર્વક વિચાર ઉત્પન્ન થાય છે તે જ ક્રમે તત્ત્વ-બોધના ઉપાય તરીકે તેનું વર્ણન કરવું જોઇએ એમ માનતાં સ્વાભાવિક રીતે જ નયનું નિરૂપણ જૈન શાસ્ત્રોમાં શ્રુતપ્રમાણથી જુદું કરવામાં આવ્યું છે. વળી કોઇ વિષયમાં ગમે તેટલું સમગ્ર જ્ઞાન હોય તોપણ વ્યવહારમાં તેનો ઉપયોગ અંશે અંશે થતો હોવાથી સમગ્ર વિચારાત્મક શ્રુત કરતાં અંશવિચારાત્મક નયનું નિરૂપણ જુદું કરવાનું પ્રાપ્ત થાય છે.

શ્રુત એ આગમ-પ્રમાણ હોવાથી નયવાદનો આગમ-પ્રમાણમાં અંતર્ભાવ થાય છે. આગમ-પ્રમાણ તો જૈનેતર દર્શનો પણ સ્વીકારે છે. તેમ છતાં પણ નયવાદની જુદી દેશનાને કારણે જૈન તત્ત્વજ્ઞાનની વિશેષતા મનાય છે. આનું કારણ નયવાદની જુદી પ્રતિષ્ઠા જૈન દર્શને જે હેતુથી કરી છે તે જ છે. એ હેતુ એ છે કે સામાન્ય રીતે મનુષ્યની જ્ઞાનવૃત્તિ અધુરી છે, અને અસ્મિતા-અભિનિવેશની બહુલતા છે. એથી કરીને જ્યારે તે કોઇ પણ બાબતમાં અમુક વિચાર કરે છે ત્યારે તે વિચારને છેવટનો અને સંપૂર્ણ માનવા પ્રેરાય છે. આ પ્રેરણાથી તે બીજાના વિચારને સમજવાની ધીરજ ખોઇ બેસે છે; છેવટે પોતાના આંશિક જ્ઞાનમાં સંપૂર્ણતાનો આરોપ કરી લે છે. આવા આરોપને લીધે એક જ વસ્તુ પરત્વે સાચા પણ જુદા જુદા વિચાર ધરાવનારાઓ વચ્ચે અથડામણી ઊભી થાય છે અને તેને લીધે પૂર્ણ અને સત્ય જ્ઞાનનું દ્વાર બંધ થઇ જાય છે; તેથી સત્ય અને પૂર્ણ જ્ઞાનનું દ્વાર ઉઘાડવા અને વિષમતા અને વિવાદને દૂર કરવા નયવાદની પ્રતિષ્ઠા કરવામાં આવી છે અને એ દ્વારા એમ સૂચવાયું છે કે દરેક વિચારક પોતાના વિચારને આગમપ્રમાણ કહ્યા પહેલાં તપાસી જુએ કે તે વિચાર પ્રમાણની કોટિએ મૂકાય તેવો સર્વાંશી છે કે નહિ. આવું સૂચન કરવું એ જ એ નયવાદ દ્વારા જૈન દર્શનની વિશેષતા છે.

**નિક્ષેપ—**

સમગ્ર વ્યવહારનું કે જ્ઞાનની આપ લેનું સાધન ભાષા છે. ભાષા શબ્દોની બનેલી છે. એક જ શબ્દનો પ્રયોજન કે પ્રસંગ પ્રમાણે અનેક અર્થમાં ઉપયોગ કરાય છે. દરેક શબ્દના ઓછામાં ઓછા ચાર અર્થો જોવાય છે. એ જ ચાર અર્થ એ શબ્દના-અર્થસામાન્યના ચાર વિભાગ છે. એ વિભાગ જ 'નિક્ષેપ' યાને 'ન્યાસ' કહેવાય છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપ છે. એ જાણવાથી તાત્પર્ય સમજવામાં સરલતા થાય છે. એનાથી એટલું પૃથક્કરણ થઇ જાય છે કે મોક્ષમાર્ગરૂપે સમ્યગ્દર્શન આદિ અર્થ અને તત્ત્વરૂપે જીવાજીવાદિ અર્થ અમુક પ્રકારના હોવા જોઇએ, બીજા પ્રકારના નહિ. આ ચારે નિક્ષેપોની રૂપરેખા મેં **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૧૪૭-૧૫૮)માં આલેખી છે એટલે અહીં તેનું પુનરાવર્તન કરવાની જરૂર જોતો નથી.

   

**तत्त्वज्ञानविहीनोऽपि, तत्त्वश्रद्धानमात्रतः ।**
**सम्यक्त्वं लभते कश्चिन्-माषतुषमुनीशवत् ॥ १९ ॥**

**સમ્યક્ત્વની પ્રાપ્તિનું સાધન-**

**શ્લો૦**—" તત્ત્વ-જ્ઞાનથી રહિત હોવા છતાં તત્ત્વોને વિષે કેવળ શ્રદ્ધા

હોવાથી કોઇ માષતુષ મુનિવરની જેમ સમ્યક્ત્વ પામે છે. "[૧]–૧૯

**માષતુષ મુનિવરનો વૃત્તાન્ત—**

**સ્પષ્ટી૦**—મુનિપ્રવર શ્રી**માષતુષ**નો શ્લોકબદ્ધ વૃત્તાન્ત **પંચાશક**ની શ્રી**અભયદેવ**સૂરિકૃત વૃત્તિમાં નજરે પડે છે. આના આ શ્લોકો શ્રી**દેવગુપ્ત**-સૂરિકૃત **નવતત્ત્વ પ્રકરણ**ના ઉપાધ્યાય શ્રી**યશોદેવ**કૃત વિવરણમાં ઉદ્ધૃત કરાયેલા છે. આના આધારે આ મુનિરત્નના જીવનની રૂપરેખા અત્ર નીચે મુજબ આલેખવામાં આવે છેઃ—

ગુણોના રત્નાકર, શ્રુતના અર્થી શિષ્યો વડે સેવિત, સૂત્રાર્થનું દાન દેવામાં મેઘ સમાન અને સંઘાદિનું કાર્ય કરવામાં તત્પર એવા એક આચાર્ય હતા. તેમને એક બંધુ હતા. આ ભાઇ વિશિષ્ટ શ્રુતથી રહિત, સ્વાર્થપરાયણ તેમજ સ્વેચ્છા પૂર્વક નિદ્રા લેનારા હતા. એક દિવસ આચાર્ય કામ કરીને થાકી ગયા હતા. તેમ છતાં અવસરને નહિ ઓળખનારા અને મુગ્ધ બુદ્ધિવાળા શિષ્યોએ તેમની પાસે વ્યાખ્યાન કરાવ્યું. શ્રમને લીધે તેઓ વ્યાખ્યાન આપવા સમર્થ થયા નહિ, પરંતુ તેમનું ચિત્ત ખિન્ન થયું અને તેઓ વિચારવા લાગ્યા કે મારો ભાઇ ધન્ય છે, પુણ્યશાળી છે, કેમકે તે નિર્ગુણ હોવાથી સુખે સુવે છે અને હરે ફરે છે, જ્યારે અમે તો અધન્ય છે, કેમકે અમારા ગુણોને લઇને અમારે પરતંત્રતા પ્રાપ્ત થઇ છે અને એથી અમે ઝંપીને બેસી શકતા નથી. આ પ્રમાણેના ચિંતન દ્વારા જ્ઞાનની અવજ્ઞા કરવાથી આ આચાર્યે અતિશય ઉગ્ર જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યું, પરંતુ તેમણે તેની આલોચના કરી નહિ. તેઓ કાળ કરીને સ્વર્ગે સંચર્યા. ત્યાંથી ચ્યવીને તેઓ કોઇ સારા કુળમાં અવતર્યા. કાલાંતરે સાધુના સમાગમથી તેઓ જૈન ધર્મી થયા એટલું જ નહિ પરંતુ તેમણે મોક્ષદાયિની દીક્ષા પણ ગ્રહણ કરી. ત્યારબાદ તેઓ સામાયિક શ્રુતનો અભ્યાસ કરવા લાગ્યા. કિન્તુ પેલું જ્ઞાનાવરણીય કર્મ ઉદયમાં આવેલું હોવાથી એક પદ પણ તેમને યાદ રહેતું નહિ, જોકે બહુમાન પૂર્વક વારંવાર પ્રયાસ તો તેમનો ચાલૂ જ હતો. ગુરુએ તેમને પાઠ કરવા માટે અશકત જાણ્યા, તેથી સામાયિક શ્રુતનો સંક્ષેપથી અર્થ સંભળાવ્યો કે **मा रुष्य मा तुष्य** અર્થાત્ રુષ્ટ કે તુષ્ટ થવું નહિ, એટલે કે રાગ અને દ્વેષથી આઘા રહેવું. આટલો અર્થ પણ તેઓ ભૂલી જતા.

૧ સરખાવો **પંચાશક**ના 'સાધુવિધિ' નામના અગ્યારમા પંચાશકની નિમ્ન—લિખિત સાતમી ગાથાઃ—

" **गुरुपारतंतणाणं सद्दहणं एयसंगयं चेव ।**
**एत्तो उ चरित्तीणं मासतुसादिणमु(णि)दिट्ठं ॥** "
[ **गुरुपारतन्त्र्याणां श्रद्धानं एतत्सङ्गतं चैव ।**
**एतस्तु चारित्रिणां माषतुषादीनां निर्दिष्टम् ॥** ]

મહામહેનત કરતાં વળી તે યાદ આવતાં તેઓ **માષતુષ** એમ ગોખવા માંડતા. જ્યારે આ પણ વળી તેઓ ભુલી જતા ત્યારે તેઓ મૂગા રહેતા. એ જોઇને બાળકો હસતાં અને કહેતાં કે **માષતુષ** સાધુએ મૌન ધારણ કર્યું છે. આ પ્રમાણે બાળકોને મશ્કરી કરતાં જોઇને પણ આ મુનિવર તો એમ જ વિચારતા કે ઠીક થયું, આ બાળકોએ મને 'માષતુષ' પદ યાદ કરાવી આપ્યું. પછી તેઓ એનો પાઠ કરવા માંડતા એટલે બીજા સાધુઓ તે સાંભળીને તેમને શીખવતા કે **मा रुष्य मा तुष्य** એમ ગોખો. પછીથી આ મુનિરત્ન તેમ કરતા હતા. આ પ્રમાણે સામાયિકનો અર્થ ધારી રાખવાને માટે પણ અસમર્થ મુનિરાજ વખત જતાં ગુરુભક્તિને લઇને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શક્યા અર્થાત્ સર્વજ્ઞ પણ બન્યા અને શિવરમણીએ તેમના કંઠમાં વર-માલા પણ આરોપી.

   

**सम्यक्त्वं विद्यते जीवे, न वेति ज्ञायते कथम् ? ।**
**इति पृष्टे प्रभुर्ब्रूयात्, जानीयात् पञ्चलिङ्गतः ॥ २० ॥**

સમ્યક્ત્વનું અસ્તિત્વ જાણવાનો ઉપાય—

શ્લો૦—" (અમુક) જીવમાં સમ્યક્ત્વ છે કે નહિ તે કેમ જણાય એમ પ્રભુને પૂછતાં તેઓ પાંચ લિંગ વડે તે જણાય એમ કહે. "—૨૦

   

**प्रभो ! तानि च कानि स्यु-स्तेषां व्याख्यापुरस्सरम् ।**
**स्वरूपं श्राव्यतां येन, तच्छ्रुत्वा तीर्यते जगत् ॥ २१ ॥**

સમ્યક્ત્વનાં લિંગનો પ્રસ્તાવ-

શ્લો૦—"હે નાથ ! તે (લિંગો) ક્યાં છે તેનું સ્વરૂપ તેની વ્યાખ્યા સહિત શ્રવણ કરાવો કે જેથી (આ) સંસાર-સમુદ્ર તરી જવાય. "—૨૧

   

**प्रभुराह शृणु श्राद्ध !, पञ्च लिङ्गानि भावतः ।**
**शम-संवेग--निर्वेदा--ऽनुकम्पाऽऽस्तिक्यकानि वै ॥ २२ ॥**

**લિંગોની સંખ્યા—**

શ્લો૦—" પ્રભુએ કહ્યું કે હે શ્રાવક ! શમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિકતા એ ખરેખર પાંચ લિંગો તું ભાવપૂર્વક સાંભળ. "–૨૨

**શમાદિ લિંગોમાં શુશ્રૂષા વગેરેનો અંતર્ભાવ—**

સ્પષ્ટી૦—આ પદ્યમાં શમાદિ પાંચ લિંગોનો નિર્દેશ કરાયો છે, પરંતુ અત્ર કોઇ એવી દલીલ કરે કે—

" **सुस्सूस धम्मरागो गुरुदेवाणं जहा समाहीए ।**
**वेयावच्चे नियमो सम्मद्दिट्ठिस्स लिंगाइं ॥**"–આર્યા

અર્થાત્ (૧) શુશ્રૂષા, (૨) ધર્મને વિષે રાગ અને (૩) ગુરુ અને દેવની સમાધિ અનુસાર વૈયાવૃત્ત્ય કરવાનો નિયમ એ ત્રણ સમ્યગ્દૃષ્ટિનાં લિંગો છે તો તેનું શું ? આનો ઉત્તર એ છે કે આ ત્રણ લિંગોનો શમાદિ પાંચ લિંગોમાં નીચે મુજબ અંતર્ભાવ થતો હોવાથી લિંગોની સંખ્યામાં ફેરફાર પડતો નથી.

શુશ્રૂષાનો આસ્તિક્યમાં અંતર્ભાવ થાય છે, કેમકે જેમ યુવક હોય તો તેનામાં ચતુરાઇ સંભવે છે તેમ આસ્તિક્યની હૈયાતીમાં જ શુશ્રૂષાનો સદ્ભાવ છે એટલે કે શુશ્રૂષા એ આસ્તિક્યનું કાર્ય હોવાથી શુશ્રૂષાનો આસ્તિક્યમાં સમાવેશ માનવો સમુચિત છે. ધર્મને વિષે રાગ અને ગુરુ અને દેવના વૈયાવૃત્ત્યનો નિયમ એ બંનેની ઉત્પત્તિ સંવેગને આભારી હોવાથી એ બેનો સંવેગમાં અંતર્ભાવ કરાય છે; કેમકે રૂપને વિષે ઉદ્યત એવા વિહારના પરિણામ સિવાય અન્ય કોઇ ધર્મનો રાગ નથી તેમજ પ્રતિદિન સ્વ શરીર, ધન ઇત્યાદિનો ચૈત્ય અને સાધુના ઉપયોગમાં યોજવાના અધ્યવસાય સિવાય અન્ય કોઇ વૈયાવૃત્ત્યનો નિયમ નથી.

**શમાદિનો ક્રમ—**

પ્રસ્તુત પદ્યમાં શમ, સંવેગ એ ક્રમ પૂર્વક પાંચ લિંગોનું કથન કરવામાં આવ્યું છે તેનું શું કારણ છે એવી સહજ જિજ્ઞાસા થાય. એ વાત તો સાચી છે કે આ ક્રમ છેક **તત્ત્વાર્થસૂત્ર**ના ભાષ્યમાં પણ નજરે પડે છે. **શ્રીઅમરચંદ્રસૂરિ**કૃત **પદ્માનંદ** મહાકાવ્યના બીજા સર્ગમાંના નિમ્ન-લિખિત–

" **संवेग-निर्वेद-क्षमा-ऽनुकम्पा-**
**ऽऽस्तिक्याङ्कसम्यक्त्वमुपाश्रितानाम् ।**
**इयं तु देशाद् विरतिर्यतित्वा-**
**नुरागभाजां गृहमेधिनां स्यात् ॥ २८४ ॥** "

—પદ્ય (પૃ. ૩૯)માં ઉપર્યુક્ત ક્રમમાં ફેરફાર જોવાય છે. **શ્રીરત્નશેખરસૂરિકૃત ગુણસ્થાનક્રમારોહ**ના નિમ્ન–લિખિત પદ્યમાં પણ આ ક્રમ પરત્વે વિપર્યાસ જોવાય છે, કેમકે તેમાં અનુકંપાવાચક કૃપાને આદ્ય સ્થાન અપાયું છે.—

" कृपा-प्रशम-संवेग–निर्वेदा-ऽऽस्तिक्यलक्षणाः ।
गुणा भवन्ति यच्चित्ते, स स्यात् सम्यक्त्वभूषितः ॥ २१ ॥ "

આવા અપવાદને બાદ કરીએ તો શમાદિરૂપે ક્રમ નજરે પડે છે. એથી એનું કારણ તપાસતાં **પંચલિંગી**ના વૃત્તિકાર ત્રીજા પત્રમાં કથે છે કે મિથ્યાભિનિવેશની વ્યાવૃત્તિરૂપ શમ, સમ્યક્ત્વનું પ્રથમ કાર્ય હોવાથી તેનો સૌથી પ્રારંભમાં નિર્દેશ કરાયો છે. મિથ્યાભિનિવેશથી યુક્ત જીવને સંવેગ હોતો નથી, કેમકે એવા જીવનું અંતઃકરણ કુતીર્થ્યાદિ આગમથી વાસિત હોઇ તે વાસ્તવિક મોક્ષના સ્વરૂપથી અનભિજ્ઞ હોય છે એટલે વસ્તુતઃ તેને મોક્ષની અભિલાષા હોતી નથી, વાસ્તે શમ પછી સંવેગને સ્થાન અપાય છે. વળી જેનામાં સંવેગ નથી તેને વિષે નિર્વેદનો સદ્‌ભાવ નથી, કેમકે નરક વગેરેનાં દુઃખોની સાથે તેના આત્માની તન્મયતાના યોગનો અભાવ છે. આથી સંવેગ પછી નિર્વેદનો નિર્દેશ કરાય છે. વળી નિર્વેદથી વિમુખને વિષે અનુકંપાનો સંભવ નથી. જે જીવ બીજા બધાને પોતાના જેમ ગણતો હોય તેનામાં અનુકંપા હોય, પરંતુ નિર્વેદ રહિત જીવ ઐહિક સુખનો અભિલાષી હોવાથી તેનામાં અનુકંપાનો અવકાશ નથી. આથી અનુકંપાને નિર્વેદ પછી સ્થાન અપાય છે. વળી અનુકંપાથી રહિત જીવમાં વાસ્તવિક આસ્તિક્ય નથી, કેમકે ખરી રીતે તો અનુકંપાથી અલંકૃત જીવને વિષે જ તાત્ત્વિક આસ્તિક્યનો નિશ્ચય હોય એટલે કે આ કારણથી અનુકંપા પછી આસ્તિક્યનો ઉલ્લેખ કરાય છે. સમ્યક્ત્વના કાર્યરૂપે પણ શમાદિની આ ક્રમ પૂર્વકની ઉત્પત્તિ હોવાથી આ ક્રમ યોજાય છે. અથવા આસ્તિક્ય સર્વવ્યાપી હોવાને લઈને તેની બહુવિષયતા હોવાથી તેનો અંતમાં નિર્દેશ કરાય છે અથવા પશ્ચાનુપૂર્વી પ્રમાણે આસ્તિક્યાદિ ક્રમ પૂર્વક આની ઉત્પત્તિ હોવા છતાં તેમજ પાઠની પ્રસક્તિ હોવા છતાં પ્રધાન ન્યાયને આશ્રીને શમાદિ ક્રમનો ઉપન્યાસ સમજવો.

   

**तत् सद्भाग्यभरैर्लब्ध--मेकैकमपि दर्शनम् ।**
**लीनं च गम?त्यव, तेन लिङ्गं प्रकीर्त्यते ॥ २२ ॥**

**લિંગ કહેવાનું કારણ—**

શ્લો૦—" સદ્‌ભાગ્યના સમૂહથી પ્રાપ્ત થયેલું તે એક એક લક્ષણ પણ

આત્મામાં રહેલા સમ્યક્ત્વનું સૂચન કરે છે, માટે એને 'લિંગ' કહેવામાં આવે છે. "–૨૩

**લિંગનું તાત્પર્ય—**

**સ્પષ્ટી૦**—ધૂમાડો નજરે પડતાં જેમ અગ્નિનું અનુમાન કરાય છે અને ધ્વજ જોતાં મંદિરનું અનુમાન થાય છે તેમ શમાદિનો જે આત્મામાં સદ્‌ભાવ જણાય તેનામાં સમ્યક્ત્વ હોવાનું અનુમાન કરાય છે. અત્યારે 'ભરત'ક્ષેત્રમાં તીર્થંકરોનો, સર્વજ્ઞોનો, ગણધરદેવો જેવા અતીન્દ્રિય જ્ઞાનીઓનો અભાવ હોવાથી અમુક વ્યક્તિ સમ્યક્ત્વથી વિભૂષિત છે કે તે મિથ્યાત્વી છે તેનો સર્વથા નિર્ણય કરી શકાય તેમ નથી. તોપણ જેનામાં શમાદિ લિંગો પૈકી એક પણ લિંગ હોવાનો સુનિશ્ચય થતો હોય તે વ્યક્તિ જરૂર જ સમ્યક્ત્વથી અલંકૃત છે જ એમ કહેવું જરાએ ખોટું નથી.

અત્ર એ ધ્યાનમાં રાખવું કે જ્યાં લિંગ હોય ત્યાં લિંગી હોય જ, પરંતુ લિંગીના સદ્‌ભાવમાં લિંગ હોય જ એવો નિયમ નથી. કહ્યું પણ છે કે—

" लिङ्गे लिङ्गी भवत्येव, लिङ्गिन्येवेतरत् पुनः ।
नियमस्य विपर्यासे, सम्बन्धो लिङ्ग-लिङ्गिनोः ॥ "–અનુ૦

   

**मिथ्यात्वोपशमो ज्ञेयं, लिङ्गमुपशमात्मकम् ।**
**चारित्रमोहनीयं यत, कषायाः कथिताः खलु ॥ २४ ॥**

**પ્રશમનું સ્વરૂપ—**

શ્લો૦—"મિથ્યાત્વને દબાવી રાખવું તેને ઉપશમ-સ્વરૂપી લિંગ જાણવું, નહિ કે કષાયોના નિરોધને; કેમકે કષાયોને તો ખરેખર ચારિત્રમોહનીય કહેવામાં આવ્યા છે."—૨૪

**કોના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ ગણવું ?—**

**સ્પષ્ટી૦**—આ પદ્ય દ્વારા ગ્રંથકાર એમ પ્રતિપાદન કરવા માંગે છે કે મિથ્યાભિનિવેશ યાને વિપરીત માનસિક નિશ્ચય અર્થાત્ સર્વજ્ઞના વચનથી વિપરીત અર્થને વિષે પક્ષપાતનો ઉપશમ તે 'શમ' છે, નહિ કે અનન્તાનુબંધી કષાયોનો ઉપશમ[1]. આનું કારણ એ છે કે મિથ્યાત્વના ક્ષયોપશમથી સમ્યક્ત્વ

---

૧ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્ર સૂરીશ્વર આ મતને મળતા થતા નથી (જોકે તેઓ મતાંતર તરીકે એનો નિર્દેશ કરે છે) કેમકે એ સૂરિવરે તો **યોગશાસ્ત્ર** (પ્ર. ૨, શ્લોક ૧૫)ના સ્વોપજ્ઞ ભાષ્યમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે—

" **शमः प्रशमः क्रूराणामनन्तानुबन्धिनां कषायाणामनुदयः।**"

ઉદ્ભવે છે. વળી જેમ સૂર્યનો ઉદય થતાં તેનો વિરોધી અંધકાર દૂર થઇ જાય છે તેમ સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થતાંની સાથમાં જ મિથ્યાત્વના કાર્યરૂપ મિથ્યાભિનિવેશનો કે જે સમ્યક્ત્વનો વિરોધી છે તેનો નાશ થઇ જાય છે. વાસ્તે મિથ્યાનિવેશનો ઉપશમ એ સમ્યક્ત્વનું કાર્ય હોવાથી સમ્યક્ત્વનું અનુમાન કરાવે છે–એ એનું લિંગ છે. કેમકે જેના પછી જે નક્કી ઉત્પન્ન થાય છે તે તેનું કાર્ય ગણાય છે એ ન્યાય પૂર્વક મિથ્યાભિનિવેશનો ઉપશમ એ સમ્યક્ત્વનું કાર્ય છે. જેમ ધૂમાડા વડે અગ્નિનું અનુમાન કરાય છે તેમ આના વડે સમ્યક્ત્વનું અનુમાન કરાય છે. નહિ કે અનંતાનુબંધી કષાયના ઉપશમ વડે; વાસ્તે આ એનું લિંગ છે.

દેશવિરતિ અથવા સર્વવિરતિરૂપ ચારિત્રને આચ્છાદન કરનારૂં કર્મ 'ચારિત્રમોહનીય' કહેવાય છે. આ ચારિત્રમોહનીયના સોળ કષાયો અને નવ નોકષાયો એમ પચ્ચીસ ભેદો છે. આથી કરીને કષાયો ચારિત્રમોહનીયરૂપ હોવાથી તેઓ ચારિત્રનું આવરણ કરી શકે, નહિ કે સમ્યક્ત્વનું; કેમકે એકનું કાર્ય બીજાથી ન થાય; નહિ તો માટીના પિંડથી પણ પટ તૈયાર થાય. એમ ભલે થાય એમ કહેવું યુક્ત નથી. નહિ તો સર્વ કોઇ સર્વ કોઇનું કારણ માનવું પડશે.

વળી આ પ્રમાણે ચારિત્રમોહનીય જ જ્યારે સમ્યક્ત્વનું આવરણ કરી શકે તેમ છે તો દર્શનમોહનીયને એનાથી ભિન્ન શા સારૂ માનવું? કેમકે દર્શનમોહનીયનું કાર્ય તો ચારિત્રમોહનીય કરે છે અને એમ માનતાં મોહનીયની દ્વિવિધતાની ભજના સ્વીકારવી પડશે. જે જેનો વિરોધી હોય તેના અભાવથી તેનું અસ્તિત્વ જણાય. જેમકે અંધકારનો અભાવ પ્રકાશને જણાવે છે. અંધકાર એ પ્રકાશનો વિરોધી છે તો અંધકારના અભાવમાં પ્રકાશનું અસ્તિત્વ જણાય છે. એવી રીતે કષાયો એ ચારિત્રના વિરોધી છે, વાસ્તે કષાયના ઉપશમથી–એના અભાવથી ચારિત્રનો ઉદય થાય, નહિ કે સમ્યક્ત્વનો. આગમમાં કષાયોને ચારિત્રના વિરોધી ગણ્યા છે. કહ્યું પણ છે કેઃ—

" सव्वे वि हु अइयारा संजलणाणं उ उदयओ होंति ।
मूलच्छिज्जं पुण होइ बारसण्हं कसायाणं ॥"—આર્યા

અર્થાત્ સર્વે અતિચારો સંજ્વલન કષાયોના ઉદયથી હોય છે, જ્યારે અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિ બાર કષાયોના

૧ છાયા—

**सर्वेऽपि खलु अतिचाराः सञ्ज्वलनानां तु उदयाद् भवन्ति ।**
**मूलच्छेद्यं पुनर्भवति द्वादशानां कषायाणाम् ॥**

ઉદયથી અતિચારોનો સમૂહ આઠમા મૂલ નામના પ્રાયશ્ચિતથી-અર્હમથી છેદાય છે. આ પ્રમાણે કષાયોનો ઉદય ચારિત્રનો આવારક થાય છે. તો પછી અનંતાનુબંધીના ઉપશમથી સમ્યક્ત્વનું અનુમાન કેમ થાય ? કેમકે તે કષાયો ચારિત્રમોહનીયના ઉદયરૂપ હોવાથી તેનો સમ્યક્ત્વની સાથે સ્વાભાવિક સંબંધનો અભાવ છે. અને જો અસંબંધ પણ અનુમાપક ગણાય તો હર કોઇ હર કોઇનો અનુમાપક થઇ પડે. વાસ્તે અનન્તાનુબંધી ચારિત્રમોહનીયરૂપ હોવાથી તેનો ઉપશમ કંઇ સમ્યક્ત્વનું લિંગ નથી.

અત્ર કોઈ શંકા ઉઠાવે કે આ હકીકત આગમવિરુદ્ધ છે, કેમકે **પંચાશક** (ગા. ૩)ની વૃત્તિગત નિમ્ન-લિખિત—

" **पढमिल्लुयाण उदये नियमा संओयणाकसायाणं ।**
**सम्मद्दंसणलंभं भवसिद्धिया वि न लहंति ॥**"—આર્યા

—પદ્યમાં કહ્યું છે કે તદ્ભવ મોક્ષે જનારાને પણ અનન્તાનુબંધી કષાયના ઉદય દરમ્યાન નક્કી સમ્યક્ત્વના લાભનો અભાવ છે. આથી એ નિશ્ચય થાય છે કે અનંતાનુબંધીનો ઉપશમ તે સમ્યક્ત્વના લાભનું કારણ છે. વળી **શ્રાવકપ્રજ્ઞપ્તિમાં** પણ કહ્યું છે કે—

"[2]**तत्तत्थसद्दहाणं सम्मत्तं तम्मि पसमाईया ।**
**पढमकसाओवसमाइविक्खया हुंति नायव्वा ॥**"—આર્યા

અર્થાત્ તે તે પદાર્થને વિષે શ્રદ્ધા તે 'સમ્યક્ત્વ' છે. અનંતાનુબંધી કષાયોના ઉપશમાદિ પ્રશમાદિ જાણવા. અહીં પણ અનંતાનુબંધી કષાયોના ઉપશમાદિની અપેક્ષાએ પ્રશમાદિનું લિંગત્વ કહેવાયું છે. આથી કરીને મિથ્યાભિનિવેશના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ કેમ કહેવાય ?

આ શંકાનું નિરસન એ છે કે મિથ્યાત્વના ક્ષયોપશમરૂપ સ્વકારણની વિદ્યમાનતાથી સમ્યક્ત્વની ઉત્પત્તિનો અને તેના અભાવથી અનુત્પત્તિનો સંભવ છે, છતાં પણ **પઢમિલ્લુયાણ** એ ગાથા વડે અનંતાનુબંધી કષાયના ઉદયને વિષે સમ્યક્ત્વના લાભના અભાવનું જે વર્ણન છે તે સમ્યક્ત્વની પ્રાપ્તિના સમયે અનંતાનુ-

---

૧–૨ છાયા—

**प्रथमाणामुदये नियमात् संयोजनाकषायाणाम् ।**
**सम्यग्दर्शनलाभं भवसिद्धिका अपि न लभन्ते ॥**
**तत्तदर्थश्रद्धानं सम्यक्त्वं तस्मिन् प्रशमादिकाः ।**
**प्रथमकषायोपशमाद्यपेक्षया भवन्ति ज्ञातव्याः ॥**

બંધી કષાયોનો નક્કી ક્ષયોપશમ હોય છે તે દર્શાવવા વાસ્તે છે તેમજ સમ્યક્ત્વના લાભના નિષેધક મિથ્યાત્વનું અનંતાનુબંધી કષાયો સાથેનું સહચારિપણાને લઇને તથા એનું સમ્યક્ત્વના લાભની પૂર્વે અસ્તિત્વ હોવાને લઇને અનંતાનુબંધી કષાયોનો પણ ઉદય સમ્યક્ત્વના લાભનો વિનાશ કરે છે એ પ્રમાણેનું એનું સામર્થ્ય જણાવા માટે છે. વળી વાસ્તવિક રીતે મિથ્યાત્વના ઉદયથી સમ્યક્ત્વના લાભનો અભાવ હોવા છતાં **पढमिल्लुयाण** એ ગાથા વડે અનંતાનુબંધી કષાયોના ઉદયથી તદ્ભવ મોક્ષે જનારાને પણ સમ્યક્ત્વનો લાભ થતો નથી એમ જે કહ્યું તેમાં કશો વિરોધ આવતો નથી. વળી આટલા કથનને આધારે કંઇ અનંતાનુબંધી કષાયોનો ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ છે એમ સિદ્ધ થતું નથી. કેમકે અત્ર નીચે મુજબ ચાર વિકલ્પો ઉદ્ભવે છે:—

(૧) જેમ ધૂમાડો એ અગ્નિનું કાર્ય છે તેમ શું અનંતાનુબંધી કષાયોનો ઉપશમ એ સમ્યક્ત્વના કાર્યરૂપ લિંગ છે ? (૨) અથવા જેમ કાળું મેસ જેવું વાદળ ચડી આવ્યું હોય તો તે ભાવિ વૃષ્ટિના કારણરૂપ છે તેમ શું આ કારણરૂપ લિંગ છે ? (૩) અથવા શું આ કાર્ય અને કારણ એમ ઉભયરૂપ છે ? (૪) અથવા બગલાં વગેરે જળચર પક્ષીઓને ન છોડનાર હોવાથી આ પ્રદેશ જળાશયવાળો હોવો જોઇએ એ અનુમાનની પેઠે એમાંથી તે એકેરૂપ નથી—અનુભયરૂપ છે ?

આ ફી પ્રથમ વિકલ્પ તો સ્વીકારી શકાય તેમ નથી, કેમકે અનંતાનુબંધી કષાયોના ઉપશમની ઉત્પત્તિ સમ્યક્ત્વની પૂર્વે થાય છે એટલે આ ઉપશમને સમ્યક્ત્વનું કાર્ય ન જ ગણી શકાય. સમ્યક્ત્વના પૂર્વ કાળમાં થનારા મિથ્યાત્વના ક્ષયોપશમની વેળાએ જ અનંતાનુબંધી કષાયોના ઉપશમનો પણ પ્રાદુર્ભાવ થાય છે અને એ તો સુવિદિત વાત છે કે કારણ પહેલાં કાર્ય સંભવતું જ નથી.

બીજો વિકલ્પ પણ આદરણીય નથી, કેમકે મિથ્યાત્વનો ક્ષયોપશમ જ સમ્ય્ત્વના લાભનું કારણ હોવાથી એનું એટલે મિથ્યાત્વના ક્ષયોપશમનું અનંતાનુંબંધી કષાયના ઉપશમ સાથે સાહચર્ય હોવાથી સમ્યક્ત્વના હેતુરૂપે એ સંભવતો નથી. આની પ્રતીતિ શી એમ કોઇ પૂછે તો તેનો ઉત્તર એ છે કે પૂર્વ સૂરિઓએ એ પ્રમાણે કથન કર્યું છે. જેમકે **પંચાશક**ની વૃત્તિમાં શ્રી**અભયદેવ**સૂરિએ કહ્યું છે કે—

**“ सम्यक्त्वहेतोर्मिथ्यात्वक्षयोपशमावसरे ज्ञानावरणानन्तानुबन्धिकषाय लक्षणचारित्रमोहनीयादिकर्मणामपि क्षयापशमोऽवश्यमेव भवति इति. ”**

આ વાતનું **શ્રીભદ્રબાહુસ્વામીનો** નિમ્ન-લિખિત મુદ્રાલેખ પણ સમર્થન કરે છે:—

**"[1]से य सम्मत्ते पसत्थसम्मत्तमोहणीयकम्माणुवेयणोवसमसमुत्थे"**

ત્રીજો વિકલ્પ પણ સ્વીકારી શકાય તેમ નથી, કેમકે એની કાર્યતા તેમજ કારણતા શું ક્રમે કરીને છે કે એકી સાથે છે એ પ્રશ્ન ઊઠે છે. ક્રમસર છે એમ તો કહેવાય તેમ નથી, કેમકે નહિ તો પૂર્વોક્ત દોષો ઉપસ્થિત થાય છે. એકી સાથે છે એમ પણ કહેવાય તેમ નથી; કારણ કે એ વાત અસંભવિત છે. તે જ તેનું જ સમકાલે કાર્ય અને કારણ હોય એ સંભવતું જ નથી.

ચોથો વિકલ્પ પણ અસ્થાને છે, કારણ કે પ્રતિબંધની અસિદ્ધિ છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો અનંતાનુબંધી કષાયો ચારિત્રમોહનીયરૂપ હોવાથી એ કષાયોના ઉપશમનો ચારિત્રની જ સાથે સંબંધ હોઈ શકે. વળી સમ્યક્ત્વ વિના ચારિત્ર સંભવતું નથી. એટલે એ દ્વારા જ સમ્યકત્વ સાથે સંબંધ છે. આથી કરીને અનંતાનુબંધી કષાયોનો ઉ[illegible]મ સાક્ષાત્ ચારિત્રને જ જણાવે, નહિ કે સમ્યકત્વને. વળી સમ્યક્ત્વ સાથે [illegible] ઉપશમનો સ્વાભાવિક સમ્બન્ધ નહિ હોવાથી કેવી રીતે આ ઉપશમ એકાએક સમ્યકત્વનું લિંગ બની જાય ? જો અનંતાનુબંધી કષાયોને સમ્યકત્વમોહનીયરૂપે સ્વીકારવાનો કોઇ કદાગ્રહ રાખે તો દર્શનમોહનીયના સુપ્રસિદ્ધ શાસ્ત્રાનુસારી ત્રણ પ્રકારોને બદલે ચાર માનવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

**શ્રાવકપ્રજ્ઞપ્તિની** જે ઉપર ગાથા આપવામાં આવી છે તેનો આશય પણ એ છે કે અનંતાનુબંધી કષાયોનો મિથ્યાત્વની સાથે સહચારીપણાનો સંબંધ છે એથી તેમજ તેની અત્યંત તીવ્રતાને લઈને તે કષાયોને સમ્યકત્વના નિરોધક ગણીને એ કષાયોની ઉત્કટતાને પ્રકટ કરવા માટે જ એના ઉપશમને પ્રશમ તરીકે વર્ણવ્યો છે, નહિ કે મિથ્યાભિમાનિવેશના ઉપશમનું સમ્યકત્વના લિંગરૂપે

---

૧ છાયા—

**तच्च सम्यक्त्वं प्रशस्तसम्यक्त्वमोहनीयकर्मानुवेदनोपशमसमुत्थम्**

૧ સરખાવો—

**" केवलियनाणलंभो नन्नत्थ खए कसायाणं "**

**[ केवलिकज्ञानलाभो नान्यत्र क्षये कषायाणाम् ]**

નિરસન કરવા માટે; કેમકે એની લિંગ તરીકેની પ્રતીતિ તો આગમ અને યુક્તિ કરાવી જ રહ્યાં છે. આથી કરીને તો કેવલજ્ઞાનાવરણનો ક્ષય થતાં કેવલજ્ઞાનનો લાભ થાય છે તેમ છતાં કષાયોનું સામર્થ્ય દર્શાવવા માટે આગમમાં કષાયના ક્ષયથી તે કેવલજ્ઞાનની લભ્યતા દર્શાવાઈ.[1]

એવી રીતે **શ્રાવકપ્રજ્ઞપ્તિ**ની નિમ્ન-લિખિત—

**"[1]एवं च पयईए कम्माणं वियाणिउं वा विवागमसुहं ति ।**
**अवरद्धे वि न कुप्पइ उवसमओ सव्वकालं पि ॥"**—આર્યા

—ગાથામાં વર્ણવેલો ક્રોધનો ઉપશમ પૂર્વે કહેલા તાત્પર્ય અનુસાર સમજવો. આ પ્રમાણેની કષાયની બલિષ્ઠતા **આવશ્યક**માં તેની નિર્યુક્તિમાં **શ્રીભદ્રબાહુસ્વામી**એ નીચે મુજબની ગાથા દ્વારા દર્શાવી છે:—

**"[2]उवसामं उवणीया गुणमहया जिणचरित्त सरिसं पि ।**
**पडिवाइंति कसाया किं पुण सेसे सरागत्थे ? ॥"**—આર્યા

અર્થાત્ ઉદાત્ત ગુણોવડે ઉપશમાવી દીધેલા કષાયો, જિનના સમાન ચારિત્રવાળા ઉપશામકને પણ જ્યારે સંયમથી પાડે છે સંસારમાં પરિભ્રમણ કરાવે છે, તો પછી અવશિષ્ટ સરાગીને પાડે એમાં શી નવાઇ ?

આ પ્રમાણે જ્યારે કેવલજ્ઞાનની ઉત્પત્તિના પ્રતિરોધાદિક પર કાર્યોને વિષે પણ કષાયોનું અમોઘ બળ છે તો પછી તેના પોતાના કાર્યને વિષે તો કહેવું જ શું ? તેથી કરીને કષાયો ચારિત્રના પ્રતિબન્ધક હોવાથી એ કષાયોનો ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ નથી.

   

## चतुर्विंशतिसत्कर्मा, मिथ्यात्वं नान्यथाऽऽनुयात् ।
## सकषाये च सम्यक्त्वं, सास्वादनं कथं भवेत् ? ॥ २५ ॥

---

૧ છાયા—

**एवं च प्रकृत्या कर्मणां विज्ञातुं वा विपाकमसुखमिति ।**
**अपराद्धेऽपि न कुप्यति उपशमतः सर्वकालेऽपि ॥**

૨ આ **વિશેષાવશ્યક**માં ૧૩૦૬મી ગાથા રૂપે છે. એની છાયા નીચે મુજબ છે:—

**उपशाममुपनीता गुणमहत्त्वात् जिनचरित्रसदृशमपि ।**
**प्रतिपातयन्ति कषायाः किं पुनः शेषे सरागार्थे ? ॥**

**અનંતાનુબંધી કષાયોના ઉપશમને શમ માનવાથી ઉદ્ભવતા દોષો—**

શ્લો૦—"એમ જો ન હોય તો જેમાં મોહનીય ચોવીસ કર્મોની સત્તા રહેલી છે એવો વ મિથ્યાત્વને પામે નહિ. વળી કષાયથી યુક્ત જીવમાં સાસ્વાદન સમ્યક્ત્વ કેવી રીતે હોય ?"—૨૫

**સમાસનો વિગ્રહ—**

**સ્પષ્ટી૦—सन्ति च तानि कर्माणि च सत्कर्माणि, चतुर्विंशतेः सत्कर्मणां समाहारः चतुर्विंशतिसत्कर्म, चतुर्विंशतिसत्कर्म विद्यते यस्य स चतुर्विंशतिसत्कर्मा.**

**પદ્યનું તાત્પર્ય—**

ધારો કે કોઇક સમ્યગ્દૃષ્ટિએ અનંતાનુબંધીની વિસંયોજના કરી. ત્યાર બાદ તથાવિધ વધતા પ્રશસ્ત અધ્યવસાયના અભાવથી તેટલેથી જ થાકી જઈ તેણે મિથ્યાત્વાદિના ક્ષયને માટે ઉદ્યમ કર્યો નહિ. ત્યાર પછી કાલાંતરે તથારૂપ સામર્થ્યના અભાવને લઇને તે મિથ્યાત્વને પામ્યો. પછીથી મિથ્યાત્વના કારણને લીધે ફરીથી પણ તેણે અનંતાનુબંધી કષાયોનો બંધ કરવા પ્રારંભ કર્યો. ત્યાર બાદ જ્યાં સુધી તે સંક્રમ–આવલિકાની સાથે સંબદ્ધ બન્ધ–આવલિકાનું આક્રમણ કરતો નથી ત્યાં સુધી અનંતાનુબંધી કષાયોના ઉદયનો અભાવ હોવાથી તે ચતુર્વિંશતિસત્કર્મા છે. આ સ્થિતિમાં તે મિથ્યાત્વને પામતો નથી. જો એમ ન માનવામાં આવે તો કષાયના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ માનવું પડે

કહેવાની મતલબ એ છે કે અત્ર કષાયના ઉપશમને લિંગ માનનાર એવું અનુમાન કરે છે કે જેણે કષાયોનો ઉપશમ કર્યો છે તે સમ્યક્ત્વશાળી છે. જેમકે શ્રેણિક નૃપતિ. તે પ્રમાણે અહીં પણ વિવાદ ખાતર ઉપસ્થિત કરેલી વ્યક્તિએ કષાયોનો ઉપશમ કર્યો છે, વાસ્તે તે પણ સમ્યક્ત્વશાળી છે. પરંતુ આ અનુમાન અનુચિત છે; કારણ કે ચતુર્વિંશતિસત્કર્મા મિથ્યાત્વને પામેલો હોવા છતાં અનંતાનુબંધી કષાયોના બંધ-સમયને વિષે અનંતાનુબંધીનો અનુદયવાળો હોવાથી આ અનુમાનમાંનો હેતુ વ્યભિચારી છે. વ્યભિચારમાં ઉપાધિનો સંભવ હોવાથી અવશ્ય હેતુની અપ્રયોજકતા રહેલી છે તેમ અહીં પણ મિથ્યાત્વના ક્ષયોપશમાદિથી યુક્તપણું એ ઉપાધિ છે. શ્રેણિક વગેરે વ્યક્તિઓ કંઇ અનંતાનુબંધીના ઉપશમથી અલંકૃત હોઈ સમ્યગ્દૃષ્ટિ નથી, કિન્તુ તેમણે મિથ્યાત્વનો ક્ષય વગેરે કરેલો હોવાથી તેમ છે. વિવાદાધિષ્ઠિત વ્યક્તિએ અનંતાનુબંધીનો ઉપશમ કર્યો હોવા છતાં તેણે મિથ્યાત્વનો ક્ષય વગેરે ન કરેલો હોવાથી તે

સમ્યગ્દષ્ટિ નથી તો તેમાં શો દોષ છે ? તેથી કરીને જો કષાયાના ઉપશમને લિંગ માનવામાં આવે તો ચતુર્વિંશતિસત્કર્મીને મિથ્યાત્વ હોય નહિ, કેમકે કષાયોના ઉપશમ સમ્યક્ત્વનું લિંગ છે પરંતુ આ હકીકત ઇષ્ટ નથી; વાસ્તે કષાયોના ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ નથી.

કોઇક અનાદિમિથ્યાદષ્ટિ કોઇક પ્રકારે અંતર્મુહૂર્ત કાળ જેટલી સ્થિતિ-વાળા ઔપશમિક સમ્યક્ત્વને પામ્યો. જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા પર્યંત આ સમ્યક્ત્વની સ્થિતિ હોવાથી કાંઇક દુષ્ટ અધ્યવસાયને લઇને અનંતાનુબંધીના ઉદયથી હજી પણ મિથ્યાત્વને દૂર નહિ કરતો સમ્યક્ત્વના લાભથી તે વંચિત રહે છે. આ વ્યક્તિ મિથ્યાત્વને અભિમુખ હોવાથી સમ્યક્ત્વનું વમન કરતી તેના રસનો આસ્વાદ લે છે. અનંતાનુબંધીના ઉદયવાળી હોવાથી અત્યંત નિકટ મિથ્યાત્વના દયવાળી હોવાને લીધે આ સમ્યક્ત્વ-શાળી નથી એમ તો કહેવાય તેમ નથી, કારણ કે એથી સિદ્ધાન્ત સાથે વિરોધ આવે છે. શ્રીઅભયદેવસૂરિએ કહ્યું પણ છે કે-

"[1]खइयाई सासायणसहियं चउविहं तु विन्नेयं ।
तं सम्मत्तभंसे मिच्छत्तं अपत्तिरूवं तु ॥"—આર્યા

જેનો અભાવ જેનું લિંગ હોય તે તેની વિદ્યમાન દશામાં પણ હોય છે; જેમકે વૃષ્ટિનો અભાવ તે થઈ ગયેલા વાયુ અને મેઘના સંયોગનું લિંગ છે વાસ્તે તે વૃષ્ટિની વિદ્યમાન દશામાં પણ છે એ હકીકત બરાબર નથી. આ પ્રમાણે કષાયનો ઉપશમ સમ્યકત્વનું લિંગ હોય તો કષાયના ઉદયમાં તે ન હોવું જોઈએ, કિન્તુ કષાયના ઉદયમાં પણ સાસ્વાદન-સમ્યકત્વ હોય છે, વાસ્તે કષાયોનો ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ નથી.

   

**व्यवहारकरं लिङ्ग--मादिमानां शमो नहि ।**
**यतस्तुर्ये गुणे सन्ति, द्वादशान्ये कषायकाः ॥ ६ ॥**

**વ્યવહારથી પણ વ્યાઘાત—**

શ્લો૦—" પ્રથમ ( અર્થાત્ અનન્તાનુબન્ધી ચાર ) કષાયોનો ઉપશમ તે

---

૧ છાયા—

क्षायिकादि सास्वादनसहितं चतुर्विधं तु विज्ञेयम् ।
तत् सम्यक्त्वभ्रंशे मिथ्यात्वमप्राप्तिरूपं तु ॥

વ્યવહારની દૃષ્ટિએ પણ લિંગ નથી, કેમકે ચોથા ગુણસ્થાનકમાં બીજા બાર કષાયો હોય છે."—૨૬

તાત્પર્યનો પરિસ્ફોટ—

સ્પષ્ટી૦—સામાન્ય રીતે અવિપર્યસ્તપણાને લીધે છદ્મસ્થોને બાહ્ય અસાધારણ લક્ષણો વડે જે આંતરિક તત્ત્વોનું જ્ઞાન થાય છે તેને અત્ર 'વ્યવહાર' સમજવો, કેમકે પ્રત્યક્ષજ્ઞાનીઓ જ નિઃશેષ પર્યાયથી યુક્ત રૂપે વિશેષતઃ અવિપરીતપણે તે તત્ત્વો જાણી શકે છે. આ વ્યવહારનો હેતુ લિંગ છે. આ પ્રમાણે જ્યારે લિંગ એ વ્યવહારનો હેતુ છે તો કષાયના ઉપશમરૂપ લિંગ વડે જ સમ્યક્-ત્વના બોધરૂપ વ્યવહારની સિદ્ધિ થતી હોવાને લીધે અન્ય ઉપન્યાસની શી જરૂર છે ? આમ પ્રશ્ન ઊઠાવવો નિરર્થક છે, કેમકે આશય સમજવામાં ભૂલ થાય છે. આનું કારણ એ છે કે અવિપરીતપણે જણાયેલું લિંગ સાધ્યની સિદ્ધિનું સાધન છે, નહિ કે અજ્ઞાત અથવા વિપરીતપણે જણાયેલું લિંગ. જેમકે નહિ જણાયેલો ધૂમાડો અથવા તો ધૂમસ વગેરેરૂપે જણાતો ધૂમાડો અગ્નિનું અનુમાન કરાવવા અસમર્થ છે. આથી કરીને જણાયેલો એવો કષાયોનો ઉપશમ લિંગ થશે એમ માનવું અનુચિત છે, કેમકે તેવા જ્ઞાનનાં ઉપાયનો અભાવ છે, કારણ કે કષાયો અનેક હોવાને લીધે અનંતાનુબંધીનો જ આ ઉપશમ છે એમ જાણવું શક્ય નથી, કેમકે 'અવિરતસમ્યગ્દૃષ્ટિ' નામના ચોથા ગુણસ્થાનમાં બાર કષાયોનો ઉદય હોય છે.

કહેવાની મતલબ એ છે કે ચોથે ગુણસ્થાનકે સમ્યક્ત્વ છે. તેનું કષાયના ઉપશમ વડે અનુમાન કરવું ઇષ્ટ છે. તેમાં વળી અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલનરૂપ ક્રોધાદિ ચાર કષાયો એટલે એકંદર બાર કષાયો જ ઉદયમાં આવે છે. આ પ્રમાણેની પરિસ્થિતિ હોવાથી અમારો મનોરથ સિદ્ધ થાય છે, કેમકે સ્વરસ વડે જ અનંતાનુબંધીના ઉપશમની સિદ્ધિ થતી હોવાથી લિંગપણાની સિદ્ધિ થાય છે. આમ જો કહેવામાં આવે તો તે યુક્તિથી વિકલ છે. કારણ કે તે જ્ઞાનની ગવેષણા બાકી છે તેમજ તેની ઉત્પત્તિનો અદ્યાપિ અભાવ છે. કારણકે આ કષાયોનું અધિકરણ આત્મા છે અને એ આત્મા આપણા જેવાને અતીન્દ્રિય છે. એથી કરીને અર્થાત્ એની અતીન્દ્રિયતાને લઇને કષાયોનું પણ અતીન્દ્રિયત્વ છે. જેમકે પરમાણુઓ અતિન્દ્રિય છે તો તદ્ગત રૂપાદિ પણ અતીન્દ્રિય છે. તેથી કરીને એ આત્મામાં કેવળ અનંતાનુબંધીનો ઉદય થતો હોય

તો તો કોઇક લિંગ વડે તેનું જ્ઞાન થાત; અને ત્યાર બાદ કોઇક સુસાધન દ્વારા તેની વ્યાવૃત્તિ થતાં તેના ઉપશમનું પણ કથંચિત્ જ્ઞાન થતાં કષાયોના ઉપશમનું લિંગપણું સિદ્ધ થાત. પરન્તુ વસ્તુસ્થિતિ તેવી નથી, કેમકે અન્ય બાર કષાયોની ત્યાં હૈયાતી હોવાથી તે બારનાથી અનંતાનુબન્ધી કષાયોની પૃથક્તા જાણવી ઇષ્ટ છે, પરંતુ તેનું જ્ઞાન શક્ય નથી. કારણ કે અનંતાનુબંધી કષાયો અને બીજા બાર કષાયો સજાતીય છે. સજાતીયતા હોવા છતાં જેમ વર્ણ, અવયવ, સંસ્થાનાદિરૂપ વ્યાવર્તક ધર્મને લઇને શાબલેય, બાહુલેયાદિ ગોપિંડોના ભેદો સમજાય છે તેમ અહીં પણ અનંતાનુબન્ધી અને ઇતર કષાયોના વચ્ચેનો ભેદ સ્પષ્ટ જાણી શકાશે, કેમકે દુષ્ટ, અનિષ્ટ, કઠોર, માર્મિક ભાષા, પ્રાણીના પ્રાણ લેવારૂપ નિરપેક્ષ ક્રૂર કર્મો વગેરે કાર્યોથી અનંતાનુબન્ધી કષાયોનો ઇતર કષાયોથી ભેદ જણાય છે એમ કહેવું તે યુક્તિસંગત નથી. એનું કારણ એ છે કે અનંતાનુબન્ધી અને ઇતર કષાયોની અતિશય સમાનતાને લઇને વ્યાવર્તકની ઉત્પત્તિનો અભાવ છે. જ્યાં વર્ણ, સંસ્થાન વગેરેનું અત્યન્ત સાધર્મ્ય છે, ત્યાં ગોપિંડો સાથે લાંબા વખતના પરિચયમાં આવેલા ગોવાળોની પણ એ પિંડોની પૃથક્તા કરવામાં ભૂલ થાય છે તો કષાયનાં કાર્યોની અત્યન્ત સજાતીયતા હોવાથી વિપર્યાસ થવાનો પૂર્ણ સંભવ છે, તેથી કરીને ઉપાયના અભાવને લઇને કષાયના ઉપશમના બોધનો અભાવ હોવાથી તેનું લિંગપણું અમે સ્વીકારતા નથી.

અત્યન્ત અસભ્ય, કર્કશ, મર્મઘાતક વચનો, નિઃશંકપણે જીવોનો સંહાર, જીવના વધરૂપ તીવ્ર સંકલ્પરૂપ ક્રિયાઓ અનંતાનુબન્ધી કષાયોના ઉદયમાં જ સંભવે છે અને નહિ કે ઇતર કષાયોના; વાસ્તે આ ક્રિયાઓ વ્યાવર્તક ધર્મની ગરજ સારે છે એ કથન અસંગત છે. કારણ કે આવી ક્રિયાઓ તો જેમનામાં અનંતાનુંબન્ધી કષાયોનો ઉદય નથી એવા જનોમાં પણ જોવાય છે. દાખલા તરીકે વિચારો **શ્રેણિક** નૃપતિનું નીચે મુજબનું ઉદાહરણ:—

**શ્રીમહાવીર**સ્વામીની દેશના સાંભળીને જેમણે જીવાદિ તત્ત્વનું જ્ઞાન મેળવ્યું હતું, સુર અને અસુર પણ જેમને પ્રવચન પ્રત્યેની શ્રદ્ધાને વિષે ક્ષોભ પમાડી શકે તેમ ન હતા, તેમજ જેઓ ટુંક સમયમાં સિદ્ધિ–સુંદરીના સમાગમ પ્રાપ્ત કરનાર હતા તથા વળી જેઓ ક્ષાયિક સમ્યક્ત્વી પણ હતા તે **શ્રેણિક** ક્ષિતિપતિએ સમગ્ર અન્તઃપુર બાળી મૂકવા **અભયકુમાર**ને આજ્ઞા આપી.

પ્રસંગ એમ બન્યો હતો કે એક શિયાળાની રાત્રિએ આ **શ્રેણિક** નરેશ્વરની **ચિલ્લણા** રાણીનો હાથ આવરણની બહાર રહી જવાથી ઠંડીને લીધે એકદમ શીત બની ગયો અને તેનું ભાન થતાં

તે બોલી ઊઠી કે ત્યારે તેનું શું ? આ તે તે કોણ તે જાગી ઊઠેલો રાજા જાણી ન શક્યો અને તેથી તે વહેમાયો; બાકી ચિલ્લણા તો દિવસના નદીને કિનારે ધ્યાનમાં આરૂઢ બનેલા અને કૃશ શરીરવાળા મુનિને જોયા હતા તેની અત્યારે આ ઠંડીમાં શી દશા થતી હશે એ મતલબથી આ પ્રમાણે બોલી હતી. રાજા ખરી હકીકતથી અપરિચિત હતો એટલે તેનાં નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયાં. તેનાં ભવાં પણ ચડી ગયાં. તેના દાંત પણ પીસાઇ ગયા અને તેના શરીરે પણ પરસેવાના ઝોબે ઝોબા છૂટી ગયા અને તેના મનમાં તો એ જ વિચાર ઘોળાયા કર્યો કે ચોવીસે કલાક જેની દેખરેખ રખાય છે એવી આ ચિલ્લણાની જ્યારે આ દશા છે, તો બાકીના અંતઃપુર વિષે તો કહેવું જ શું ? સવાર પડતાં આવેશમાં ને આવેશમાં રાજાએ સમસ્ત અંતઃપુરને ભસ્મીભૂત કરવા **અભયકુમારને** હુકમ કર્યો. ક્રોધ જરા શાંત પડતાં તે **મહાવીર** પ્રભુ પાસે ગયો અને તેમને વંદન કરી પોતાના સંદેહને દૂર કરવા માટે ભગવાનને તેણે પૂછ્યું કે ચિલ્લણા પતિવ્રતા છે કે કેમ ? પ્રભુએ ઉત્તર આપ્યો કે તે તો પતિવ્રતા જ છે. આ સાંભળતાં જ તે એકદમ ઊઠ્યો અને પશ્ચાત્તાપનો માર્યો હાંફળો ફાંફળો મહેલ તરફ જવા નીકળ્યો.

આ તરફ બુદ્ધિના નિધાન **અભયકુમારે** વિચાર કર્યો કે કોઇક અસત્ વિકલ્પથી તાતની બુદ્ધિ વિહ્વલ થઇ જવાથી તેમણે મને આવો અનુચિત આદેશ કર્યો છે. આથી તેણે અંતઃપુરની આસપાસની ઝુંપડીઓને આગ લગાડી, પરંતુ અંતઃપુરને સહીસલામત રાખ્યું. તેમ કરી તે પ્રભુના સમવસરણ પ્રતિ જવા નીકળ્યો. રસ્તામાં જ **શ્રેણિક** મળ્યો. તેણે પૂછ્યું કે મારા હુકમ પ્રમાણે કર્યું કે ? **અભયકુમારે** હા પાડી. આથી જેણે અનંતાનુબંધી ચારે કષાયો તેમજ દર્શનત્રિકનો સર્વથી ક્ષય કર્યો છે એવા આ રાજાનો પિત્તો ખસી ગયો. પોતે ક્ષાયિક સમ્યક્ત્વી હોવા છતાં અને **અભયકુમાર** સમગ્ર સામ્રાજ્યની ધુરાને ધારણ કરનાર, અપ્રતિમ ઔત્પાતિકી વગેરે બુદ્ધિ–ચતુષ્ટય વડે બૃહસ્પતિને પણ શરમાવનાર, ડગલે ને પગલે જિનશાસનની પ્રભાવના કરનાર તેમજ બધા પુત્રોમાં શિરોમણિ એવો હોવા છતાં ઝટ એ રાજાએ પોતાના આ વહાલા પુત્રને સંભળાવી દીધું કે ત્યારે તું કેમ ત્યાં ન બળી મુઓ ? અગ્નિમાં પડી આત્મહત્યા કરવાથી શો લાભ એમ વિચારી **અભયકુમાર** તો ચાલતો થયો અને પ્રભુ પાસે જઇ તેણે દીક્ષા લીધી.

આ ઉદાહરણ ઉપરથી અનતાનુબન્ધી કષાયના ઉદયવાળા જેવાં કઠોર વચન બોલે તેવાં, બલ્કે તેથી પણ વધારે કડવાં અને પ્રાણઘાતક વચનો ક્ષાયિક સમ્યક્ત્વીના મુખમાંથી ઝરે છે એમ શું નથી જોવાતું ? તો આવી પરિસ્થિતિમાં

કર્કશ ભાષાને અનંતાનુબંધી કષાયોને ઓળખાવનારી તરીકે–વ્યાવર્તકરૂપે સ્વીકારાય ખરી કે ?

વળી પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના પ્રથમ શ્રાવક (સમ્યગ્દષ્ટિ) અને આ 'ભરતક્ષેત્ર'ના નાથ શ્રીભરતે રણ–સંગ્રામમાં પોતાના ભાઇ બાહુબલિનો વધ કરવા ચક્ર મૂકયું. આથી શું ફલિત થાય છે ? શું અનંતાનુબન્ધી કષાયોનો ઉપશમ કરેલામાં જીવલેણ ક્રિયા સંભવતી નથી કે ?

અનંતાનુબન્ધી કષાયોનો કોળીઓ કરી ગયેલા એવા બાહુબલિએ પોતાના વડીલ બન્ધુ ભરતનો ચક્ર સહિત ચૂરેચૂરા કરવાનો સંકલ્પ કર્યો એ શું બતાવી આપે છે ? એ જ કે આવો ઘોર સંકલ્પ અનંતાનુબન્ધી કષાયોની અવિદ્યમાન દશામાં પણ જોવાય છે. ભરત અને બાહુબલિ સમ્યગ્દષ્ટિ હતા એટલે એનામાં અનંતાનુબન્ધીનો ઉપશમ તો હતો જ; છતાં જ્યારે તેમનામાં અનુક્રમે કર્કશ ભાષા, દુષ્ટ કાયિક ચેષ્ટા અને અત્યંત મલિન વિચાર જોવાય છે તો પછી આવી ચેષ્ટાઓથી અનંતાનુબન્ધી કષાયોની ઇતર કષાયોથી તારવણી કરી શકાય છે એમ કેમ જ કહેવાય ? અને જ્યારે ન કહેવાય તો પછી એના ઉપશમને લિંગ તરીકે કેમ જ સ્વીકારાય ?

   

**भाषाकर्कशभावेन, प्राणिहिंसादिभावतः ।**
**आदिमानां विशेषो न, तेन लिङ्गं न तच्छमः ॥२७॥**

**અનન્તાનુબંધીની ઇતર કષાયોથી વિશેષતાઓનો અભાવ—**

શ્લો૦—"(પૂર્વ પદ્યના ઉત્તરરૂપે) વચનની કઠોરતા અને જીવોની હિંસા ઇત્યાદથી આદ્ય (અર્થાત્ અનન્તાનુબન્ધી) કષાયોની વિશેષતા છે—અન્યથી તેઓ જુદા પડે છે એમ જો કહેવામાં આવે તો તે યુક્ત નથી. તેથી કરીને અનન્તાબન્ધીનો શમ તે (સમ્યક્ત્વનું) લિંગ નથી."—૨૭

**અનંતાનુબંધી કષાયોની ઇતરથી તારવણીની દુઃશકયતા—**

**સ્પષ્ટી૦**—મિથ્યાદષ્ટિને વિષે રહેલા અનંતાનુબન્ધી કષાયોની સમ્યગ્દષ્ટિને વિષે રહેલા અપ્રત્યાખ્યાનાદિ કષાયોથી ભિન્નતા હોવા છતાં મિથ્યાદષ્ટિ તેમજ સમ્યગ્દષ્ટિમાં દુષ્ટ ભાષા વગેરેની સમાનતા જણાય છે એ વાત સાચી છે. દાખલા તરીકે કોઇક મિથ્યાદષ્ટિએ ચતુઃસ્થાનીય રસરૂપે પરિણમેલા અને તીવ્ર ઉદયવાળા અનંતાનુબંધી કષાયો વડે અપ્રત્યાખ્યાનાદિ કષાયોનો બંધ કર્યો. કાલાંતરે એણે સમ્યક્-

ત્વાદિ ગુણસ્થાન પ્રાપ્ત કર્યું. તેને વિષે કોઇક રીતે કારણને અનુરૂપ એવા ચતુઃસ્થાનીય રસરૂપે પરિણમેલા અપ્રત્યાખ્યાનાદિ કષાયના ઉદય દરમ્યાન અનંતાનુબંધી કષાયોના ઉદયવાળાની સાથે દુષ્ટ ભાષા વગેરેમાં સમાનતા સંભવે છે. આથી વિશેષતા જણાતી નથી એથી કરીને એમ કહેવું અસ્થાને છે કે બંને એકસ્વરૂપી છે, કેમકે જે જે આપણને ઉપલબ્ધ ન હોય તે તે નથી એમ નથી. જો આમ નહિ માનવામાં આવે તો પૃથ્વીના ગર્ભમાં રહેલા નિધાન વગેરે આપણને અનુપલબ્ધ હોવાથી તે હોવા છતાં તેનું અસ્તિત્વ ઊડી જશે. કેમકે અતીન્દ્રિય જ્ઞાનીઓને તેની તે પ્રકારની વિશેષતાની ઉપલબ્ધિ છે. એથી કરીને જ અનંતાનુબંધીના ઉપશમનો બોધ નહિ હોવાને લીધે એને લિંગ અમે કહેતા નથી. અથવા તો શ્રેણિક પ્રમુખમાં અનંતાનુબંધી કષાયોનો વિચ્છેદ–તે ખપી જવાથી તેનો ઉદ્ભવતો અપગમ થવા છતાં તે વિચ્છેદની તેનામાં દુષ્ટ ભાષાદિ હોવાથી તે જણાતો નથી, કેમકે તેના જેવી દુષ્ટ ભાષાને તો આપણા જેવા અનંતાનુબંધી કષાયોના ઉદયરૂપે જ જાણે છે. આથી કરીને અનંતાનુબંધીના ઉપશમને સમ્યક્ત્વના લિંગ તરીકે કેમ સ્વીકારાય ?

   

## पक्षादिस्थितिभावेऽपि, विशेषो न भविष्यति ।
## अप्रत्याख्यानभाजां हि, तिर्यग्गतिप्रसङ्गतः ॥२८॥

**અનંતાનુબન્ધી કષાયોની સ્થિતિ દ્વારા પણ અવિશેષતા—**

શ્લો૦—"પખવાડિયું વગેરે સ્થિતિની દૃષ્ટિએ પણ પૃથક્તા સંભવતી નથી, કેમકે (એમ માનવાથી તો) અપ્રત્યાખ્યાનને સેવનારા (એવા સુશ્રાવકો)ને પણ તિર્યંચ ગતિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે."–૨૮

**પ્રસ્તુતનું વિવરણ—**

સ્પષ્ટી૦—"[1]पक्खचउम्मासवच्छरजा[illegible]णुगामिणो कमसो ।
देवनरतिरियनारगगइसाहणहेयवो भणिया" ॥–આર્યા

અર્થાત્ સંજ્વલન, પ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાનાવરણ અને અનંતાનુબંધી કષાયો અનુક્રમે ઉદયરૂપે પ્રાણીને એક પખવાડીયા, ચાર માસ, એક વર્ષ

---

૧ છાયા—

पक्षचातुर्माससंवत्सरयावज्जीवानुगामिनः क्रमशः ।
देवनरतिर्यग्नारकगतिसाधनहेतवो भणिताः ॥

અને જીંદગી પર્યંત અનુસરે છે.[1] વળી આ કષાયો ક્રમશઃ દેવ-ગતિ, મનુષ્યગતિ, તિર્યંચ-ગતિ અને નરક-ગતિના હેતુઓ છે. આ ઉપરથી અનંતાનુબંધી કષાયોના ઉપશમને લિંગ માનનાર એમ સૂચવવા મથે છે કે દુષ્ટ ભાષાદિ વડે માની લઈએ કે અનંતાનુબંધી કષાયોની ઇતર કષાયોથી ભિન્નતા સિદ્ધ થતી નથી તો પણ જીંદગી પર્યંત રહે છે એ દ્વારા તેમજ નરકગતિના હેતુરૂપ છે એ દ્વારા પણ અનંતાનુબંધીની ઇતર કષાયોથી વિશેષતા સ્પષ્ટ જણાઇ આવે છે. એટલે આ પ્રમાણે વિશેષતાનું જ્ઞાન થતું હોવાથી અનંતાનુબંધી કષાયોના ઉપશમને સમ્યક્ત્વના લિંગ તરીકે સ્વીકારવું સમુચિત છે. ઉપર સૂચવ્યા મુજબ જો વિશેષતા સ્વીકારવામાં આવે તો નીચે મુજબ દૂષણ ઉદ્ભવે છેઃ—

અવિરતિને લીધે દારુણ નરક વગેરેનાં દુઃખરૂપ ફળો ભોગવવાં પડે છે તેમજ કર્મ–બંધ થાય છે, જ્યારે વિરતિના પ્રતાપે સ્વર્ગ અને અપ વર્ગનું નિઃસીમ સુખ મળે છે એમ જાણવા છતાં અપ્રત્યાખ્યાન કષાયના ઉદયથી સમ્યગ્દૃષ્ટિ જીવ વિરતિ પામતો નથી. એથી આ અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવને તિર્યંચ–ગતિનો પ્રસંગ છે, કેમકે એણે તિર્યંચગતિમાં જવા યોગ્ય આયુષ્યનો બંધ કર્યો છે. વળી આપના મત પ્રમાણે અપ્રત્યાખ્યાન કષાયનો ઉદય તિર્યંચ–ગતિનો હેતુ હોવાથી તેને તે ઉદય છે. પરંતુ આ વાત ઠીક નથી, કેમકે જેમણે આયુષ્યનો બંધ કર્યો નથી એવા સમ્યગ્દષ્ટિઓ વૈમાનિક દેવગતિના જ આયુષ્યનો બંધ કરે છે. કહ્યું પણ છે કે—

---

૧ સરખાવો કષાયોની આ સ્થિતિ સાથે પૃ. ૨૬ તેમજ **કર્મવિપાક** નામના પહેલા કર્મગ્રંથની નિમ્ન–લિખિત ગાથા—

**“ जाजीववरिसचउमासपक्खगा नरयतिरियनरअमरा ।**
**सम्माणुसव्वविरईअहक्खायचरित्तघायकरा ॥ १८ ॥ ”**

**[ यावज्जीववर्षचातुर्मासपक्षगा नरकतिर्यङ्नरामराः ।**
**सम्यक्त्वाणुसर्वविरतियथाख्यातचारित्रघात .राः ॥ ]**

અત્ર જે કષાયોની સ્થિતિ નિર્દેશી છે તે વ્યવહાર–નય પૂર્વક સમજવી. કેમકે શ્રી**બાહુબલિ** વગેરેનો સંજ્વલન કષાય તો એક વર્ષ પર્યંતનો હતો તેમજ શ્રી**પ્રસન્નચંદ્ર** રાજર્ષિના સંબંધમાં અનંતાનુબંધી કષાયનો ઉદય અંતર્મુહૂર્ત સુધીનો હતો. વળી અનંતાનુબન્ધી કષાયનો ઉદય રહેવા છતાં પણ કેટલાક મિથ્યાદષ્ટિઓનો ઉત્પાદ ગ્રૈવેયકમાં થયાનું વર્ણન શાસ્ત્રમાં મળી આવે છે.

" [1]सम्मद्दिट्ठी जीवो विमाणवज्जं न बंधए आउं ।
जइवि न सम्मत्तजढो अहवा बद्धाउओ पुव्विं ॥"–આર્યા

આથી સમજાય છે કે અનંતાનુબંધી કષાયની તારવણી કરવી દુઃશક્ય છે; બલ્કે છદ્મસ્થોને માટે પ્રાયઃ અશક્ય છે.

   

## सम्यक्त्वस्य कथं लाभो, मिथ्यादृष्टेभविष्यति ।
## या[illegible]कषायाणा—मुदये तद विचार्यताम् ॥२९॥

દૂષણનો પ્રસંગ—

શ્લો૦—"વળી જીવન પર્યંત રહેનારા એવા ( અનન્તાનુબંધી ) કષાયોના ઉદય દરમ્યાન મિથ્યાદૃષ્ટિને કેવી રીતે સમ્યક્ત્વની પ્રાપ્તિ સંભવશે એ પણ વિચારી લો. "–૨૯

ભાવાર્થ—

સ્પષ્ટી૦—અનંતાનુબંધી કષાયોના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ માન્યું છે અને વળી આ પદ્યમાં એનો જીવન પર્યંત ઉદય માન્યો છે તો તેથી સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે અવસર રહેતો નથી. પરંતુ આ હકીકત ઇષ્ટ નથી–વ્યભિચારી છે; કેમકે તે જ ભવમાં પુષ્કળ મિથ્યાદૃષ્ટિઓને કોઇક સુસામગ્રી વડે સમ્યક્ત્વનો લાભ મળ્યાનું સાંભળવામાં આવે છે.

   

## प्रागबद्धायुषां लोके, देशसाधुत्वधा[illegible]णाम् ।
## भवेद् देवायुषोऽभावो, मनुजायुःप्रसङ्गतः ॥३०॥

અન્ય આપત્તિ—

શ્લો૦—"આ લોકમાં પૂર્વે આયુષ્ય( –કર્મ ) જેણે બાંધ્યું નથી એવા તથા દેશવિરતિને ધારણ કરનારા જીવોને (એટલે કે પ્રત્યાખ્યાનકષાયી શ્રાવકોને) માટે મનુષ્યના આયુષ્યનો પ્રસંગ હોવાને લીધે દેવના આયુષ્યનો અભાવ થશે. "–૩૦

---

૧ છાયા—

सम्य[illegible]ष्टिर्जीवो विमानवर्ज्यं न बध्नाति आयुः ।
यद्यपि त्यक्तसम्यक्त्वः अथवा बद्धा[illegible]कः पूर्वम् ।

દેશયતિનો અર્થ—

સ્પષ્ટી૦—દેશયતિનો અર્થ નીચે મુજબ બે રીતે વિચારી શકાય છેઃ—

**"सर्वसावद्ययोगस्य देशे-एकव्रतविषयस्थूलसावद्ययोगादौ सर्वव्रतविषयानुमतिवर्जसावद्ययोगान्ते यतिः-विरतिर्येषां ते देशयतयः, देशेन-एकदेशेन वा स्थूलप्राणातिपातविरमणादिना यतयः-साधवः"**

અર્થાત્ (૧) સમગ્ર સાવદ્ય યોગના દેશને વિષે એટલે કે એક વ્રતના વિષયરૂપ સ્થૂળ સાવદ્ય યોગાદિને વિષે સર્વ વ્રતના વિષયોની અનુમતિને છોડીને સાવદ્ય યોગના અંતને વિષે યતિ એટલે વિરતિ છે જેમને એવા અથવા (૨) દેશથી એટલે એક દેશથી અથવા સ્થૂલપ્રાણાતિપાતના વિરમણ ઇત્યાદિ દ્વારા યતિ એટલે સાધુ તે 'દેશયતિ' જાણવા. આથી સમજાય છે કે દેશયતિ એટલે દેશવિરતિ યાને પાંચમા ગુણસ્થાને રહેલો શ્રાવક, નહિ કે સર્વ વરતિના આરાધક મુનિવર; કેમકે પ્રત્યાખ્યાનાવરણના ઉદયથી સર્વવિરતિના પરિણામનો અભાવ છે.

પૂર્વે સૂચવાયું છે કે પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયવાળાને મનુષ્યગતિના આયુષ્યનો બંધ છે તો આ દેશયતિ મનુષ્યના આયુષ્યના બંધને યોગ્ય ઠર્યો; પરંતુ આ વાત અસંગત છે, કેમકે દેશયતિનો જઘન્યથી 'સૌધર્મ' દેવલોકમાં અને ઉત્કૃષ્ટથી' 'અચ્યુત' દેવલોકમાં ઉપપાત છે. બૃહત્સંગ્રહણીમાં કહ્યું પણ છે કે—

**"अविराहियसामण्णस्स साहुणो सावगस्स य जहन्नो ।**
**सोहम्मे उववाओ भणिओ तेल्लोकदंसीहिं ॥ १७१ ॥"**—આર્યા

અહીં અનાનુપૂર્વી પણ વ્યાખ્યાનું અંગ છે એ જણાવવા માટે અપ્રત્યાખ્યાનાદિના ઉદયના ક્રમથી અનિષ્ટ પ્રસંગો બતાવ્યા છે. અન્યથા પશ્ચાનુપૂર્વીથી પ્રત્યાખ્યાનાવરણાદિના ઉદયના ક્રમ પૂર્વક અને પૂર્વાનુપૂર્વીથી અનન્તાનુબંધી વગેરેના ઉદયના ક્રમથી તેનો ઉદ્ભાવ કરવો યુક્ત ગણાત. સમ્યગ્દષ્ટિ તેમજ મિથ્યાદષ્ટિને વિષે સંજ્વલના ઉદયની અવિશેષતાથી દેવગતિના હેતુરૂપે તેનો નિર્દેશ હોવાથી વસ્તુતઃ અનિષ્ટ પ્રસંગનો ઉપન્યાસ થયો છે.

---

૧ છાયા—

**अविराधितश्रामण्यस्य साधोः श्रावकस्य च जघन्येन ।**
**सौधर्मे उपपातो भणित[illegible]शिभिः ॥**

અનંતાનુબંધી કષાયના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ માનનાર એમ કહેવા તૈયાર થાય છે કે હે મિથ્યાભિનિવેશના ઉપશમને સમ્યક્ત્વનું લિંગ માનનાર ! આપને પણ " पक्खचउम्मास " વાળી ગાથા માન્ય છે. તો પછી આપના મત પ્રમાણે પણ અનંતાનુબંધી કષાયનો યાવજ્જીવ ઉદય હોવાથી સમ્યક્ત્વના અભાવનો અને નરકગતિના સદ્‌ભાવનો પ્રસંગ તેમજ અવિરત સમ્યગ્દષ્ટિ વગેરેને તિર્યંચ ગતિ આદિનો પ્રસંગ ઉપસ્થિત થાય છે તો તેનું આપ કેવી રીતે નિરાકરણ કરો છો ? એ તો આપ જાણતા જ હશો કે—

" यत्रोभयोः समो दोषः, परिहारश्च तत्समः ।
नैकः पर्यनुयोज्यः स्यात्, तादृशार्थविचारणे ॥ "—અનુ૦

અર્થાત્ જ્યાં બંને પક્ષમાં સમાન દોષ હોય ત્યાં પરિહાર પણ સમાન છે. તેવા અર્થનો વિચાર કરતી વેળા એકને પ્રશ્ન કરવો તે યોગ્ય નથી.

આનો બચાવ એ છે કે મિથ્યાત્વના ઉદયના સહકારી તેમજ તીવ્ર વિપાકવાળા જ અનન્તાનુબન્ધી વગેરે કષાયોનો કોઇક જ જીવો આશ્રીને ઉત્કૃષ્ટથી યાવજ્જીવ ઉદય સ્વીકારાયો છે અને એવા ઉદયને લઇને તેમની નરક-ગતિ માનવામાં આવી છે એવો અમે તો અર્થ કરીએ છીએ. આનો શ્રુતાર્થ કરવા જતાં તો તે જન્મમાં કોઇને પણ સમ્યક્ત્વાદિના લાભનો અભાવ નિમ્ન-લિખિત ગાથાગત અર્થ સાથે વિરોધ ઊભો થશે.

" [1]सम्मत्तंमि उ लद्धे ठइयाइं नरयतिरियदाराइं । "

એવી રીતે અપ્રત્યાખ્યાનાવરણ કષાયો પરત્વે પણ આપે અનુક્રમે દર્શાવેલી તિર્યંચ-ગતિ અને મનુષ્ય-ગતિની હેતુતાનો પ્રસંગ પણ અમારા પક્ષમાં ઉદ્‌ભવતો નથી, કેમકે સમ્યક્ત્વને પામેલા એવા તેમને પણ તેના વિપાકને લઇને દેવગતિની નિમિત્તતા છે.

   

**अतत्त्वरुचिरूपो यो--ऽसद्ग्रहः स तु नो भवेत् ।**
**अनन्तानां यतो मिथ्या--भावेन स प्रजायते ॥३१॥**

---

१ છાયા—

सम्यक्त्वे तु लब्धे स्थगितानि नरकतिर्यग्द्वाराणि ।

**અસદ્ગ્રહનું સ્વરૂપ—**

શ્લો૦—" અતત્ત્વને વિષે અભિલાષારૂપ જે અસત્નો આગ્રહ ( કદાગ્રહ ) છે તે અનંતાનુબન્ધી કષાયોનું ( સ્વરૂપ ) ન હોય, કેમકે તે ( અસદ્ગ્રહ ) તો મિથ્યાત્વથી ઉદ્ભવે છે. "–૩૧

**પદ્યનું તાત્પર્ય—**

સ્પષ્ટી૦—[1]અતત્ત્વોને વિષે રુચિ યાને તત્ત્વની બુદ્ધિ તે મિથ્યાત્વનું સ્વરૂપ છે, કેમકે કહ્યું પણ છે કે—

" **अदेवे देवताबुद्धि–रगुरौ गुरुभावना ।**
**अतत्त्वे तत्त्वबुद्धिश्च, एतन्मिथ्यात्वलक्षणम् ॥** "–અનુ૦

વળી અનન્તાનુબંધી કષાયો પ્રજ્વલનાદિ સ્વરૂપી હોવાથી સામાન્ય રીતે ચારિત્રના પ્રતિબંધક તરીકે પ્રસિદ્ધ છે, એથી અતત્ત્વોને વિષે તત્ત્વોની બુદ્ધિ એ કંઇ અનંતાનુબંધી કષાયોનું સ્વરૂપ નથી. જો અનંતાનુબંધી કષાયોને અતત્ત્વને વિષે રુચિરૂપ માનવામાં આવે તો અસદ્ગ્રહ એ તેમનું કાર્ય કહેવાય, કેમકે કાર્ય કારણને અનુરૂપ હોય છે. અને તેમ થતાં અસદ્ગ્રહનો ઉપશમ તે સમ્યક્ત્વનું કાર્ય હોવાથી તેનું લિંગ ગણાય. દાખલા તરીકે આપણા પક્ષમાં અતત્ત્વને વિષે રુચિરૂપ મિથ્યાત્વ છે. એનું કાર્ય મિથ્યાભિનિવેશ છે. વાસ્તે મિથ્યાભિનિવેશનો ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ છે, કેમકે એ સમ્યક્ત્વ કાર્ય છે. આ યુક્તિ અનુસાર અનંતાનુબંધી કષાયો અતત્ત્વને વિષે રુચિરૂપ નહિ હોવાથી તેમજ અસદ્ગ્રહ એ મિથ્યાભિનિવેશનું કાર્ય હોવાથી અનંતાનુબંધીનો ઉપશમ તે સમ્યક્ત્વનું લિંગ કહેવાય નહિ. આથી કરીને અસદ્ગ્રહ એ મિથ્યાભિનિવેશનું કાર્ય છે તે માટે મિથ્યાભિનિવેશ કહેવાય અને તેમ થતાં અસદ્ગ્રહનો ઉપશમ સમ્યક્ત્વનું લિંગ ગણાય; નહિ કે અન્ય કોઇનો ઉપશમ.

   

**सूत्रार्थाद्धि वियुक्ता या, गीतार्थैश्च निवारिता ।**
**चेष्टा सुसाधनुयात् मिथ्या–भिनिवेशं स चान्यकत् ॥३२॥**

[1] અતત્ત્વ કહો કે કુતત્ત્વ કહો તે એક જ છે. એનાથી રાગ-દ્વેષનાં દ્યોતક કામિની, શસ્ત્ર, પરિગ્રહ વગેરેથી કલંકિત દેવોનો, પરિગ્રહ, આરંભ, દંભ, અબ્રહ્મ વગેરેમાં તલ્લીન બનેલા ગુરુઓનો તેમજ યાજ્ઞિક હિંસાને ધર્મ માનનારા વેદાદિ દર્શનોનો નિર્દેશ કરાયો છે.

**મિથ્યાભિનિવેશનું લિંગ—**

**શ્લો૦**—"સૂત્ર અને તેના અર્થથી વિહીન ( અર્થાત્ આગમ તેમજ તેના અર્થની વિરોધિની) તેમજ ગીતાર્થો દ્વારા નિષેધાયેલી એવી ચેષ્ટા મિથ્યાભિનિવેશને સારી રીતે સાધી શકે અને એ ( મિથ્યાભિનિવેશ ) મિથ્યાત્વને સમ્યગ્ રીતે સાધી શકે. "–૩૨

**ગીતાર્થનું સ્વરૂપ—**

**સ્પષ્ટી૦**—'ગીતાર્થ' એ 'ગીત' અને 'અર્થ' એ બે શબ્દથી નિષ્પન્ન થયેલો છે. તેમાં 'ગીત'નો અર્થ 'સૂત્ર' જાણવો અને 'અર્થ'થી 'સૂત્રનો અભિધેય' સમજવો. એ બેના યોગથી 'ગીતાર્થ' શબ્દ બને છે. કહ્યું પણ છે કે—

" [1]**गीयं भन्नइ सुत्तं अत्थो तस्सेव होइ वक्खाणं ।**
**गीयस्स य अत्थस्स य, संजोगा होइ गीयत्थो ॥** "—આર્યા

**મિથ્યાભિનિવેશને જાણવાની રીત--**

મિથ્યાભિનિવેશ એ આત્માનો ધર્મ હોવાથી આત્માની જેમ તે પરોક્ષ છે–ચર્મચક્ષુથી ગ્રાહ્ય નથી તો પછી એની ઉત્પત્તિ કેવી રીતે જણાય એવો કોઇ પ્રશ્ન કરે તેના ઉત્તરરૂપે આ પદ્ય છે. જે ચેષ્ટા મિથ્યાભિનિ-વેશની અવ્યભિચારિણી હોય–જે ચેષ્ટામાં મિથ્યાભિનિવેશના વ્યભિચારનો સંભવ ન હોય તે ચેષ્ટા મિથ્યાભિનિવેશને સિદ્ધ કરી શકે–તે ચેષ્ટા વડે મિથ્યાભિનિવેશ હોવાની પ્રતીતિ કરી શકાય. આ ચેષ્ટાનો ક્યાં તો આગ-મના અર્થ સામે વિરોધ જણાય અર્થાત્ આગમમાં સૂચવ્યા કરતાં વિરુદ્ધનું વર્તન હોય તો તે વર્તન યાને ચેષ્ટાથી મિથ્યાભિનિવેશનું અનુમાન થાય છે. જેમકે ઓગણીસમા તીર્થંકર **મલ્લિનાથ**ના પૂર્વ ભવમાં તેમના **મહાબળ** તરીકેની ઉત્પત્તિ દરમ્યાન અસાધારણ તપના અભિગ્રહ પૂર્વકની તેમની ક્રિયા પણ, આ મારા મિત્ર–મુનિઓથી જેમ ગૃહસ્થાશ્રમમાં હું અપ્રતિમ હતો તેમ અત્ર મુનિ–અવસ્થામાં પણ તેમનાથી કેવી રીતે અપ્રતિમ રહું એવા વિચાર-થી–મિથ્યાભિનિવેશથી ઉદ્ભવેલી હોવાથી સિદ્ધાન્તથી વિરુદ્ધ છે. પીઠ અને

---

૧ છાયા—

**गीतं भण्यते सूत्रं अर्थस्तस्यैव भवति व्याख्यानम् ।**
**गीतस्य चार्थस्य च संयोगाद् भवति गीतार्थः ।**

મહાપીઠની પણ ક્રિયાઓમાં ગુરુ પ્રત્યે તીવ્ર સંક્લેશના અધ્યવસાયની પ્રધાનતા હોવાથી તે પણ તેવી છે. જમાલિ વગેરેની પણ ચેષ્ટાઓ પ્રભુનાં વચનનો વિપર્યાસ કરનારી હોવાથી તેવી છે.

ગીતાર્થ મુનિવરો શુદ્ધ સિદ્ધાન્તના ઉપદેશક હોવાથી અને શ્રુતના પારગામી હોવાથી તેઓ શાસ્ત્ર–વિરુદ્ધ ક્રિયાઓનો નિષેધ કરે છે, વાસ્તે તેવી ક્રિયા કરવી નહિ, કેમકે તેવી ક્રિયા મિથ્યાભિનિવેશની સાધક છે. વળી સૂત્રમાં નહિ કહેલી હોય અને જેને સાવદ્ય જાણીને ગીતાર્થોએ જેનું આચરણ ન કર્યું હોય તે પણ આદરણીય નથી.

### મિથ્યાભિનિવેશથી દુર્દશા--

મિથ્યાભિમાન કહો કે મિથ્યાભિનિવેશ કહો તે એક જ છે. એના સ્પર્શથી શુદ્ધ ક્રિયા પણ અશુદ્ધ બની જાય છે, કેમકે શું ખીરમાં હલાહલનું એક બિંદુ પડતાં તે અપેય નથી થતી કે ? વળી જેમ લીંબડાના ઝાડનું દૂધથી સિંચન કરવામાં આવે છતાં તે આમ્રના પલ્લવોને ઉત્પન્ન કરી શકતું નથી, તેમ મિથ્યાભિમાની તપસ્વી હોય તોપણ તે સમ્યગ્–જ્ઞાનાદિની આરાધના કરી શકતો નથી. જેમ અપથ્યનું ભોજન કરનારા રોગીને અમૃત તુલ્ય ઔષધ પણ લાભદાયક થતું નથી તેમ મિથ્યાભિમાનીએ કરેલો ધર્મ પણ દુષ્ટ કર્મનો નાશ કરવામાં સમર્થ થતો નથી. વળી જેમ કાળરૂપ સર્પથી ડસાયેલાના ઝેરને ઉતારવા મંત્ર નિષ્ફળ નીવડે છે તેમ મિથ્યાભિમાનીએ સેવેલું ધ્યાન પણ ભવનો નાશ કરવામાં સફળ થતું નથી. વળી જેમ કાગડાઓ પોતાની ચાંચ વડે વિષ્ટાને ચૂંથે છે તેમ મિથ્યાભિનિવેશને વશ થઇ કેટલાક સ્વમુખે શાસ્ત્રનો વિસ્તાર કરે છે. દ્રાક્ષનો સાક્ષાત્કાર કર્યા પછી પણ ઊંટ તેનો સ્વીકાર કરતો નથી તેમ મિથ્યાભિમાનનાં પૂતલાંઓ અસાધારણ તેમજ યથાર્થ શ્રુતિની પરીક્ષા કર્યા પછી પણ તેને અંગીકાર કરતા નથી. જીતવાની ઇચ્છાવાળા (વીર પુરુષો)ને જેમ શત્રુ તરફનું ગમન લાભકારી છે તેમ માનવોને દીક્ષા લાભદાયક છે; પરંતુ અવિધિથી સાધેલી વિદ્યા અનર્થકારી છે તેમ મિથ્યાદષ્ટિઓની દીક્ષા પણ તેવી સમજવી. વિશેષમાં ઊંચાં નીચાં વચનોના સ્પંદવાળી ઉચ્છંખલ વાણી વદનારા મિથ્યાભિમાનીઓની વિદ્વત્તા પણ ખરેખર વિડંબનારૂપ છે.[1]

   

---

૧ સરખાવો પંચલિંગીની ટીકાના ૧૪ મા પત્રગત નિમ્ન–લિખિત પદ્યોઃ—

" मिथ्याभिमानसंस्पर्शात्, सत्क्रियाऽप्यसती भवेत् ।
हलाहललवश्लेषात्, किमभोज्यं न पायसम् ? ॥ ६० ॥–અનુ૦
तपसोपगृहीतोऽपि, ज्ञानादीन् न करोत्यसौ ।
निम्बः क्षीरेण सिक्तोऽपि, किं सूते चूतपल्लवान् ? ॥ ६१ ॥–અનુ૦

**तच्छमेनानुमीयेत, सम्यक्त्वं ज्ञानशालिनाम् ।**
**रञ्जनार्थं च प्रशमः, सम्यक्त्वगमको नहि ॥ ३३ ॥**

**વાસ્તવિક શમથી સમ્યક્ત્વનું અનુમાન—**

શ્લો૦—"તે ( શાસ્ત્રોક્ત ) શમથી જ્ઞાની (જનો)માં ( રહેલા ) સમ્યક્ત્વનું અનુમાન કરાય છે; બાકી (લોકોને) ખુશ કરવા માટેનો શમ તે કંઇ સમ્યક્ત્વનો ઘોતક નથી."–૩૩

**યથાર્થ શમનું સ્વરૂપ—**

સ્પષ્ટી૦—લાભ અથવા ખ્યાતિની ઇચ્છાથી કે લોકોને ખુશ કરવા ઇત્યાદિ હેતુથી શુદ્ધ જિન-મતના સમર્થનાર્થે પ્રૌઢ તર્ક વગેરેનો ઉપયોગ કરનારની આ પ્રવૃત્તિ પણ અસદ્ગ્રહ છે. કોઈ શઠ શુદ્ધ પ્રરૂપણા કરતો હોય, રાજસભા જેવા સ્થળમાં પણ હેતુ અને દૃષ્ટાંતના ઉપન્યાસ પૂર્વક આર્હત દર્શનની વ્યવસ્થાપના કરીને અને અન્ય દર્શનીય વાદીભકેસરી જેવાના અભિમાનને પણ ચૂર્ણ કરીને જિન-પ્રવચનની પ્રભાવના કરતો હોય, દેશનાના અતિશયથી પુષ્કળ ભવ્ય જીવોને સમ્યક્ત્વાદિ ગુણસ્થાને આરૂઢ કરાવતો હોય તોપણ તત્ત્વોને વિષે તેને અ-શ્રદ્ધા હોવાથી અને લોકોને રાજી કરવા માટેની જ તેની આ પ્રવૃત્તિ હોવાથી અંગારમર્દકની પેઠે તેની આ સમ્યક્ ક્રિયા પણ અસદ્ગ્રહ જ છે.[1]

---

मिथ्याभिमानिनो न स्याद्, धर्मः कर्मप्रहाणये ।
अपथ्यभोजिनो आयु-रिव रोगापनुत्तये ॥ ६२ ॥–અનુ૦
भवविध्वस्तये ध्यानं, न मिथ्याभिनिवेशिनः ।
मन्त्रो न कालदष्टस्य, विषं निष्कृषितुं क्षमः ॥ ६३ ॥–અનુ૦
विविच्य स्वमुखेनेह, केचिन्मिथ्याभिमानतः ।
विस्तारयन्ति शास्त्राणि, पुरीषाणि क्रिमिका इव ॥ ६४ ॥–અનુ૦
सम्यक्श्रुतीः परीक्ष्यापि, नोपगच्छन्त्यसदृशः ।
साक्षात्कृत्यापि न द्राक्षा, भक्षयन्ति क्रमेलकाः ॥ ६५ ॥–અનુ૦
प्रव्रज्यावद् विजिगीषूणां, प्रव्रज्याऽनुगुणा नृणाम् ।
मिथ्यादृशां त्वनर्थाय, विद्येवाविधिसाधिता ॥ ६६ ॥–અનુ૦
उच्चावचवचःस्पर्द्धा-वशंवदगिरामहो ।
ग्रहिलानां यथा तेषां, विद्वत्ताऽपि विडम्बनम् ॥ ६७ ॥–અનુ૦

[1] આથી તો વિશુદ્ધિનું મહત્ત્વ છે. મહાપ્રત્યાખ્યાનની ૯૬ મી ગાથામાં પણ કહ્યું છે કે—

न वि कारणं तणमओ, संथारो न वि य फासुआ भूमी ।
अप्पा खलु संथारो, होइ विसुद्धो मणो जस्स ॥ ९६ ॥

કહેવાની મતલબ એ છે કે શુદ્ધ સિદ્ધાન્તનું કથન કરીશું, સમ્યક્ ક્રિયામાં પ્રવૃત્ત રહીશું, તપશ્ચર્યા કરીશું, સ્વાધ્યાય કરીશું અને બહારથી કષાયોનો ઉપશમ હોવાનો આપણે આડંબર સેવીશું તો લોકો ખુશી થશે અને તેમ થતાં તેઓ આપણને મનગમતાં વસ્ત્ર, અન્ન, પાન વગેરે પૂરાં પાડશે એવા આશયથી–એવા દંભથી જે સાધુ ઉપર મુજબ વર્તન કરે તે સાધુનો પ્રશમ લોકરંજનહેતુક છે, કિન્તુ તે કંઇ સમ્યક્ત્વનું લિંગ નથી.

   

**कर्मवशेन संलग्नो, विषये न विमुह्यति।**
**त्यक्तुकामो हि सम्यक्त्वी, तत्स्वरूपं चिन्तयति ॥३४॥**

**સંવેગનું વર્ણન**—

શ્લો૦—"કર્મને વશ હોવાથી વિષયમાં આસક્ત બનેલો સમ્યક્ત્વી વિશેષ મોહ પામતો નથી, કિન્તુ તેનો ત્યાગ કરવાની ઇચ્છાવાળો તે તેના સ્વરૂપનો (હવે પછીનાં પદ્યોમાં સૂચવ્યા મુજબ) વિચાર કરે છે."–૩૪

   

**आपाते सुन्दराश्चेमे, विपाके विरसा हहा।**
**भवानुषङ्गिनश्चित्त !, विषया दारुणास्ततः ॥३५॥**[1]

**વિષય-સેવનની પ્રારંભિક અને પ્રાન્તિક દશા**—

શ્લો૦—" શરૂઆતમાં સરસ પરન્તુ પરિણામે નીરસ અને સંસાર સાથે સંબન્ધ ધરાવનારા (અને એથી કરીને સંસારવર્ધક) એવા આ વિષયો છે, વાસ્તે હે ચિત્ત ! તેઓ ભયંકર છે. "–૩૫

---

[ नापि कारणं तृणमयः संस्तारो नापि च प्रासुका भूमिः।
आत्मा खलु संस्तारको भवति विशुद्धं मनो यस्य ॥ ]

અર્થાત્ ઘાસનો સંથારો કિંવા નિર્જીવ ભૂમિ તારનાર નથી, કિન્તુ જેનું મન નિર્મળ છે તેને તેનો આત્મા સંસ્તારક છે.

૧ જુઓ પ્રશમરતિ ( શ્લો. ૧૦૭ )

વિષયજન્ય સુખ—

સ્પષ્ટી૦—આ શ્લોકમાં વૈષયિક સુખને ક્ષણિક કહ્યું છે અને પરિણામે દુઃખદાયી ગણાવ્યું છે તે વાત નિમ્ન-લિખિત પદ્યોમાં શોભી રહી છે:—

[१]"खणमित्तसुक्खा बहुकालदुक्खा, पगामदुक्खा अनिगामसुक्खा ।
संसारमुक्खस्स विपक्खभूआ, खाणी अणत्थाण य कामभोगा ॥"

"जहा य किंपागफला मणोरमा, रसेण वण्णेण उ भुज्जमाणा ।
ते खुड्डए जीविअपच्चमाणा, एओवमा कामगुणा विवागा ॥"

અર્થાત્ કામભોગો ક્ષણમાત્ર સુખકારી છે, કિન્તુ ચિરકાળ દુઃખદાયી છે. વળી તેઓ અત્યંત દુઃખકારી છે, પરંતુ અત્યંત સુખદાયી નથી. વિશેષમાં તેઓ સંસારથી મુક્તિ મેળવવામાં શત્રુરૂપ છે અને અનર્થોની ખાણ છે. વળી જેમ કિંપાકનાં ફળો રસ અને વર્ણથી મનોહર છે, પરંતુ તે ખાતાં રામ રમી જાય છે તેમ કામના પણ તેવા વિપાકો છે.

તત્ત્વામૃતના કર્તા તો ત્યાં સુધી કહે છે કે-

"किम्पाकस्य फलं भक्ष्यं, कदाचिदपि धीमता ।
विषयास्तु न भोक्तव्या, यद्यपि स्युः सुपेशलाः ॥ ९० ॥"—અનુ૦

અર્થાત્ કદાચ ( ન છૂટકે ) કિંપાકનું ફળ ( ખાવું પડે તો ) બુદ્ધિશાળીએ તે ખાવું, પરંતુ વિષયો અત્યંત મનોહર ( જણાતા ) હોય તોપણ તે ભોગવવા -સેવવા નહિ; કેમકે કિંપાક ફળ ખાવાથી એક વાર મરણ થાય છે, કિન્તુ વિષયો સેવવાથી અનેક વાર મરણો અનુભવવાં પડે છે.[२]

કામથી અત્યંત વિહ્વલ બનતા માનવનો વિનાશ થાય છે એ વાત ભક્તા-

---

૧ છાયા-

क्षणमात्रसौख्या बहुकालदुःखाः प्रकामदुःखा अनिकामसौख्याः ।
संसारमोक्षस्य विपक्षभूताः खानिरनर्थानां च कामभोगाः ॥
यथा च किम्पाकफलानि मनोरमाणि रसेन वर्णेन तु भुज्यमानानि ।
तानि क्षुद्रतया जीवितपच्यमानानि एतदुपमाः कामगुणा विपाकाः ॥

૨ આ સંબંધમાં વિચારો ઉત્તરાધ્યયનની બૃહદ્વૃત્તિના ૧૯૦ મા પત્રગત તેમજ પંચ-લિંગીની બૃહદ્વૃત્તિ (પત્રાંક ૫૬) ગત નિમ્ન-લિખિત સાક્ષીભૂત પદ્ય:--

"आपातमात्रमधुरा विपाककटवो विषोपमा विषयाः ।
अविवेकिजनाचरिता विवेकिजनवर्जिताः पापाः ॥" –આર્યા

પરિજ્ઞામાં અનંગને ભુજંગની સર્વાંશે ઉપમાથી અલંકૃત નિમ્નલિખિત ગાથાઓ દ્વારા દર્શાવાઇ છે એટલે તેની પણ નોંધ લેવી પ્રાસંગિક સમજાય છેઃ—

"[1]रइअरइतरलजीहाजुएण संकप्पउब्भडफणेणं ।
विसयबिलवासिणा मयमुहेण बिब्बोअरोसेणं ॥१०९॥ —આર્યા
कामभुअंगेण दट्ठा लज्जानिम्मोअदप्पदाढेणं ।
नासंति नरा अवसा दुस्सहदुक्खावहविसेणं ॥११०॥"—આર્યા

અર્થાત્ રતિ અને અરતિરૂપ બે ચપળ જીભવાળા, સંકલ્પરૂપ ઉદ્ભટ ફેણ-વાળા, વિષયરૂપ બિલમાં રહેનારા, ગર્વરૂપ મુખવાળા, વિલાસરૂપ કોપવાળા, લજ્જારૂપ કાંચળીવાળા અને દર્પરૂપ દાઢવાળા તેમજ દુઃસહ અને દુઃખદાયક ઝેરવાળા એવા કંદર્પરૂપ સર્પથી ડસાયેલા માનવો વિવશ બની નાશ પામે છે.

❦ ❦ ❦ ❦

## भोगकालेऽपि सन्ताप–हेतुकान् नरकप्रदान् ।
## परिणामे धिगात्मंस्त्वं, तादृशानपि सेवसे ॥३६॥

વિષયાતુર જીવને ધિક્કાર--

શ્લો૦—"હે જીવ ! ભોગવતી વેળાએ પણ સન્તાપકારી અને પરિણામે નરકે લઇ જનારા એવા વિષયોને પણ તું સેવે છે, માટે તને ધિક્કાર છે."–૩૬

❦ ❦ ❦ ❦

## स्रवद्बीभत्सके देहे, रमन्ते कुत्सनीयके ।
## कृमिवद् व्याकुला जीवा, दुःखेषु सुखबुद्धयः ॥३७॥

કામાતુરનો મતિ-ભ્રમ --

શ્લો૦—"જેમાંથી બીભત્સ પદાર્થો વહી રહ્યા છે એવી તેમજ અશુભ એવી કાયામાં, કૃમિની જેમ વ્યાકુળ બનેલા જીવો દુઃખોમાં સુખની બુદ્ધિવાળા હોઇ રમે છે."—૩૭

❦ ❦ ❦ ❦

---

૧ છાયા—

रत्य[illegible]जिह्वायुगेन सङ्कल्पोद्भटफणेन ।
विषमबिलवासिना मदमुखेन बिब्बोकरोषेण ॥
कामभुजङ्गेन दष्टा लज्जानिर्मोकदर्पदंष्ट्रेण ।
नश्यन्ति नरा अवशा दुःसहदुःखावहविषेण ॥

[1]उत्तानोच्छूनमण्डूक–पाटितोदरसन्निभे ।
क्लेदिनि स्त्रीव्रणे सक्ति–रकृमेः कस्य जायते ? ॥३८॥

**અબ્રહ્મચારીને કૃમિની ઉપમા--**

શ્લો૦—" ચત્તા પડેલા અને સૂજી ગયેલા દેડકાના ફાટેલા પેટ જેવી અને કલેદવાળી સ્ત્રી–યોનિમાં કૃમિ સિવાય બીજો કોણ આસક્તિ રાખે ?"—૩૮

   

[2]नग्नः प्रेत इवाविष्टः, क्वणन्तीमुपगुह्य ताम् ।
खेदायासितसर्वाङ्गः, सुखी स रमते किल ॥३९॥

**વિષય–સેવનમાં સુખની ભ્રાન્તિ--**

શ્લો૦—" નાગો અને પ્રેતથી ગ્રસ્ત એવો જીવ ગુણ ગુણ કરતી લલનાને આલિંગન કરીને જેનાં સર્વ અંગો થાકી ગયાં છે અને જેને પરિશ્રમ પહોંચ્યો છે એવો તે (પોતાની જાતને તેમ છતાં) સુખી (માનતો) ખરેખર તેની સાથે રમે છે."[3]—૩૯

**મતિ–વિપર્યય--**

સ્પષ્ટી૦--જેમ તૃષાતુર મૃગો મૃગતૃષ્ણા (ઝાંઝવા)ને જળ સમજી તે તરફ દોડે છે અને અંતે નિરાશ થાય છે તેવી કામાતુરની સ્થિતિ છે. વિશેષમાં કામ–જ્વરથી સંતપ્ત જનોને કામિની તરફથી લાત પડે તોપણ તેઓ તેને શીતળ, કોમળ કેળના સ્પર્શ જેવી ગણી લે છે. તે તેમને ગાળ દે તો તેઓ તેને સ્તુતિ–વાક્યરૂપ માની લે છે. આ પ્રમાણેનાં અનેક અપમાનો જાણે માન-પત્રોની લહાણી હોય તેમ તેઓ સહર્ષ સ્વીકારી લે છે.

   

---

૧–૨ આ પદ્યો સ્વયં ગ્રંથકારે રચેલાં નથી, પરંતુ **પંચલિંગી**ની બૃહદ્વૃત્તિના ૫૫ મા પત્રમાં અવતરણરૂપે આપેલાં છે ત્યાંથી તેમણે ઉદ્ધૃત કરેલાં છે.

૩ આ સંબંધમાં **આચારાંગ**ની શ્રી**શીલાંકા**ચાર્યકૃત વૃત્તિના ૧૨૧મા પત્રગત નિમ્ન–લિખિત પદ્ય મનનીય જણાય છે.

" दारा परिभवकारा बन्धुजनो बन्धनं विषं विषयाः ।
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ? ॥ "

**विषयाणां कृते जीवो, दुःखजातनिबन्धनम् ।**
**महारम्भं समाश्रित्य, भूरिपापं समाश्रितः ॥४०॥**

**વિષય-સેવનથી પાપોનું ઉપાર્જન—**

શ્લો૦—" વિષયોની ખાતર જીવ સેંકડો દુઃખના કારણરૂપ મોટા આરંભને સેવીને પુષ્કળ પાપોનો આશ્રય લે છે."—૪૦

   

**ततो निरयदुःखानि, तिर्यग्दुःखानि सोढवान् ।**
**विषया दुःखदास्तस्मान्-मार्जितापानवज्ज्वरे ॥ ४१ ॥**

**નરકાદિ ગતિમાં કષ્ટ—**

શ્લો૦—"નરકનાં અને તિર્યંચોનાં દુઃખોને જીવે સહન કર્યાં, તેથી [1]જેમ તાવમાં શીખંડ દુઃખદાયી છે તેમ વિષયો દુઃખકારી છે. "—૪૧

   

**विषयाः सुखदाश्चेत् स्यु-स्तीर्थकृच्चक्रवर्तिनः ।**
**उत्तिष्ठेरन् कथं त्यागे, तेषां भूरिषु तेष्वपि ? ॥ ४२ ॥**[2]

---

૧ કહેવાનું તાત્પર્ય એ છે કે દાહ-જ્વર ઉત્પન્ન થયો હોય ત્યારે રોગીને શીતળ શીખંડ ખાવાનું મન તો થાય, પરંતુ તે જો ન સમજતાં તેનો આહાર કરે તો ઉલટો એનો વ્યાધિ વધે તેવી રીતે વિષયો પણ મોહમાં મુગ્ધ બનેલા જીવોને વલ્લભ જણાય, પરંતુ પરિણામે તેનાથી અનેકવિધ હાનિ છે.

૨ સરખાવો **આચારાંગ**ની ટીકાના ૧૦ મા પત્રગત નિમ્ન-લિખિત અવતરણ:—

" **तित्थयरो चउणाणी सुरमहिओ सिज्झियव्वय धुवम्मि ।**
**अणिगूहियबलविरिओ सव्वत्थामेसु उज्जमइ** ॥ १ ॥ "—આર્યા

[ **तीर्थंकरश्चतुर्ज्ञानी सुरमहितः सेधितव्ये च ध्रुवे ।**
**अनिगूहितबलवीर्यः सर्वस्थाम्ना उद्यच्छति** ॥ ]

**વિષયોમાં વાસ્તવિક સુખનો અભાવ—**

શ્લો૦—"જો વિષયો સુખકારી હોય તો તે પુષ્કળ હોવા છતાં કેમ તેનો ત્યાગ કરવા (શ્રીઋષભદેવ જેવા) તીર્થંકરો અને (શ્રીભરત જેવા) ચક્રવર્તીઓ (તેમજ **અચળ** વગેરે બળદેવો) તૈયાર થાય ? "—૪૨

   

**विषयाशावशीभूता, विप्रमुक्ताश्च तैरपि ।**
**परिभ्रमन्ति संसारे, घोरे कण्डरीको यथा ॥ ४३ ॥**

**વિષયની આશાથી પણ દુર્દશા—**

શ્લો૦—" વિષયોની આશાને વશ થયેલા અને વળી તેનાથી પણ ત્યજાયેલા એવા ( જીવો ) ભયંકર સંસારમાં કણ્ડરીકની પેઠે ભમે છે. "–૪૩

**કંડરીકની કથા—**

સ્પષ્ટી૦—' જંબૂ 'દ્વીપમાં આવેલા 'મહાવિદેહ' ક્ષેત્રના 'પુષ્કલાવતી' વિજયમાં 'પુંડરીકિણી' નામની એક નગરી હતી. ત્યાં **મહાપદ્મ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને **પદ્માવતી** નામની પત્ની હતી. આ રાણીએ બે પુત્રોને જન્મ આપ્યો. એનાં **પુંડરીક** અને **કંડરીક** નામ પાડવામાં આવ્યાં.

એક દિવસ **મહાપદ્મ** નૃપતિ પોતાની નગરીમાં આવેલા મુનિવરો પાસે ધર્મ સાંભળવા ગયો. તેમની દેશના સાંભળી તેણે વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી તેણે **પુંડરીક**ને રાજગાદી સોંપી અને પોતે પાશવતાનો પરિહાર કરાવી, સાચી માનવતા પ્રાપ્ત કરાવી, આત્માને પરમાત્માના રંગથી આબેહુબ રંગનારી દીક્ષા લીધી. ટુંક સમયમાં તેમણે ચૌદ પૂર્વનું અધ્યયન કર્યું અને દુસ્તર તપો તપી કેવલજ્ઞાન પણ પ્રાપ્ત કર્યું. આયુષ્ય પૂર્ણ થતાં તેઓ મોક્ષે ગયા.

---

" **किं पुण अवसेसेहिं दुक्खक्खयकारणा सुविहिएहिं ।**
**होंति न उज्जमियव्वं सपच्चवायंमि माणुस्से** ॥ २ ॥ "–આર્યા

[ **किं पुनरवशेषैर्दुःखक्षयकारणात् सुविहितैः ।**
**भवति न उद्यन्तव्यं सप्रत्यवाये मानुष्ये ?** ॥ ]

કાલાંતરે પેલા મુનિવરો 'પુંડરીકિણી' નગરીમાં પધાર્યા. તેમને વંદન કરવા માટે **પુંડરીક** અને **કંડરીક** બંને ભાઇઓ ગયા. તેમની દેશના સાંભળી મહેલે આવ્યા બાદ **પુંડરીકે** કંડરીકને કહ્યું કે હું તો હવે દીક્ષા લઇશ. તું આ રાજ્ય સંભાળજે. કંડરીકે જવાબ આપ્યો કે હે ભાઈ ! મને શા માટે સંસારરૂપ ખાડામાં ઢકેલી મૂકો છો? મારે નરકના દ્વાર સમાન રાજ્યની ઇચ્છા નથી; હું તો પ્રવ્રજ્યા જ અંગીકાર કરીશ. **પુંડરીકે** તેને બે ત્રણ વાર રાજ-ગાદી સ્વીકારવા કહ્યું તોપણ જ્યારે **કંડરીકે** તેમ કરવા હા ન જ પાડી ત્યારે તેણે તેને કહ્યું કે હે ભાઇ ! દીક્ષા એ કંઇ કેવળ વેશપલટો નથી, એ કંઇ મસ્તક-મુંડનની માત્ર ક્રિયા નથી; પરંતુ સમસ્ત જીવન-પ્રદેશમાં સચ્ચારિત્રનો પ્રકાશ પાથરી, સાત્ત્વિક જ્ઞાનની તેજસ્વી મશાલ હાથમાં લઇ, સંસાર-વનમાં ભટકતા અને ભાન ભૂલેલા જીવોને આત્મોન્નતિનો સચોટ બોધ કરાવનારાનું જીવન-સૂત્ર છે. એ તો આત્માની ચોવીસે કલાક કતલ કરવાનો ધંધો આદરી બેઠેલા ક્રોધાદિ કષાયોને મુંડવાની ક્રિયા છે. સ્વર્ગના સમ્રાટો પણ જેમની ચરણ-રજ માથે ચડાવવા એક પગે થઇ રહે એવી એ આત્મ-સાધનની અદ્ભુત કળા છે. વિશેષમાં એ કંઇ બાળકો કે બબુચકોને રમવાનું રમકડું નથી. એનું પાલન તે મીણના દાંતે લોઢાના ચણા ચાવવા કરતાં વિકટ છે. તરવારની ધાર ઉપર ચાલવું સહેલું છે, પરંતુ પારમેશ્વરી પ્રવ્રજ્યા પાળવી કઠણ છે. વિશેષમાં હે ભાઇ ! હજી તને તાત્ત્વિક બોધ નથી. વળી તું તરુણ છે એટલે તારી બુદ્ધિ કાચી છે, વાસ્તે હાલ તો તું શ્રાવક-ધર્મ અંગીકાર કર અને તે પાળ્યા બાદ વૃદ્ધાવસ્થામાં તું દીક્ષા લેજે કે જેથી તેનો ત્યાગ કરવાનો વારો ન આવે. **કંડરીકે** પ્રત્યુત્તર આપ્યો કે ભાઈ ! આપનું કહેવું સાચું છે, પરંતુ મેં તો એકવાર દીક્ષા લેવાની વાત ઉચ્ચારી એટલે હું તો તે લીધા વિના રહેનાર નથી. **કંડરીકે** આખરે પોતાનું ધાર્યું કર્યું. **પુંડરીકને** પણ દીક્ષાની ધુન લાગી હતી એટલે તે પણ નિષ્ક્રમણ માટે તૈયારી કરવા લાગ્યો, પરંતુ પ્રધાનમંડળે જબર-જસ્તીથી તેને રોકયો અને વિનતિ કરી કે આ રાજ્યની ધુરાને ધારણ કરે એવો આપને પુત્ર થાય પછી આપ સુખેથી દીક્ષા લેજો. આથી તે ગૃહવાસમાં ભાવ-યતિ તરીકે રહ્યો.

---

૧ સરખાવો **પંચલિંગીની** બૃહદ્ વૃત્તિના ૯૦ મા પત્રગત નિમ્ન-લિખિત પદ્ય:—

**"त्वं पुनर्भ्रातरद्यापि, तत्त्वं प्रत्येषि नार्थतः ।**
**पच्यते न मतिः प्रायो, यौवने विदुषामपि ॥ ९० ॥ "**

આ તરફ કંડરીક મુનિ સામાચારી એવી ઉત્તમ રીતે પાળવા લાગ્યા કે તેઓ અન્ય મુનિવરોને વલ્લભ થઇ પડયા. એવામાં વસંત ઋતુ બેઠી. નાગરિકો પોતપોતાની પ્રિયા સાથે ક્રીડા કરવા લાગ્યા. આ જોઇને કંડરીકનું ચિત્ત ચલિત થયું અને કલ્પવૃક્ષ સમાન દીક્ષા છોડીને કંટક વૃક્ષ જેવા રાજ્યને ગ્રહણ કરવાની તેની વૃત્તિ થઇ. આથી 'પુંડરીકિણી'ના વનમાં આવી એક ઝાડ તળે તેણે વિસામો લીધો. ઉદ્યાનપાલકે જઇ રાજાને ખબર આપી એટલે તે પ્રધાનો સહિત તેને વંદન કરવા આવ્યો. ત્યાં તો ઝાડની ડાળી ઉપર પાત્રો લટકાવીને લીલાં ઘાસ ઉપર કંડરીકને ફરતો તેણે જોયો. આથી પોતાના ભાઇને ભગ્નપરિણામી જોઇને પુંડરીકે અમાત્યોને ઉદ્દેશીને કહ્યું કે હે સજ્જનો ! તમને બધાને યાદ હશે કે મેં આને દીક્ષા લેવાની ના પાડી હતી, પરંતુ ઊંડો આલોચ કર્યા વિના એણે લોચ કર્યો તેનું આ ભયંકર પરિણામ જુઓ. કંડરીક તો રાજ્ય મેળવવાને તલપાપડ થઇ ગયો હતો એટલે એ નિર્લજ્જે તો પુંડરીકને કહ્યું કે તમે મને પહેલાં રાજ્ય આપવાનું કહ્યું હતું તે હવે આજે આપો. એક વાર દુશ્મનને પણ આપેલું વચન સજ્જનો પાળે છે એટલે આવા નાલાયકને પણ રાજ્ય સોંપી ભાવયતિ તરીકે જીવન ગુજારનારા અને ખરા મનથી દીક્ષા લેવાની ઉત્કંઠા ધરાવનારા પુંડરીક નૃપતિએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

દીક્ષા જેવી ઉત્તમ વસ્તુનો ત્યાગ કરી બેઠેલા કંડરીકની સેવકો મશ્કરી કરવા લાગ્યા, કેમકે શીલથી ભ્રષ્ટ થયેલાનો આદર કરવો અને ઉચ્છિષ્ટ ભોજનનો આહાર કરવો તે બરાબર છે. કંડરીકને તો આથી ગુસ્સો ચડયો, કેમકે નરકના અતિથિ થનારાને બીજું શું સૂઝે ? તેણે વિચાર કર્યો કે હું નગરમાં દાખલ થાઉં, મારૂં પેટ ટાઢું કરૂં અને પછી આ બધાની વેતરણ કરૂં. મહેલે પહોંચી તેણે આકંઠ ભોજન કર્યું અને ભોગ ભોગવવામાં આખી રાત અખંડ ઉજાગરો કર્યો. આથી મોતની નોબતરૂપ વિસૂચિકાથી તે સપડાયો. એનું પેટ ફૂલી ગયું, શ્વાસ પણ લેવાતો બંધ થયો, પાણીનું ટીપું પણ ગળે ઉતરતું અટકયું, પરંતુ દીક્ષાના પવિત્ર અને ભવ્ય શિખર ઉપરથી ભોગરૂપ ખીણમાં ગબડી પડેલા પાપી પિશાચની કોણ ચાકરી કરે ? સગાંવહાલાંએ પણ તેની બરદાસ કરી નહિ, કેમકે તેમને એમ લાગ્યું કે આવાની ચિકિત્સા કરાવવી તે પણ ઘોર પાપ છે. આથી કંડરીકના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે એવો વિચાર કર્યો કે રાત પૂરી થાય અને જો સવાર પડે ત્યાં સુધી હું જીવતો રહું તો આ કુટુંબ વગેરેને જરૂર મારી નાંખી તેમને આ બેદરકારીનું ફળ ચખાડીશ. આ પ્રમાણે

રૌદ્ર ધ્યાનમાં લીન બનેલા અને કૃષ્ણ લેશ્યારૂપી વેશ્યાને વશ થયેલા કંડરીકના રામ રમી ગયા. તે સાતમી નરકમાં 'અપ્રતિષ્ઠાન' નરકાલયમાં નારક તરીકે જન્મ્યો. મહર્ષિ ભર્તૃહરિએ નીતિશતક (શ્લો. ૯)માં ઠીક જ કહ્યું છે કે—

" विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः "

આ તરફ પુંડરીકના જેવા ઉજ્જવળ વદનવાળા પુંડરીક મુનિરાજે ગુરુની સાક્ષીએ વ્રત ગ્રહણ કરવાની ઇચ્છાથી વિહાર કર્યો, પરંતુ તેઓ બહુ દૂર ન ગયા તે પૂર્વે થાકી ગયા અને ઘાસનો સંથારો કરીને બેઠા. ક્યારે હું ગુરુ પાસે પહોંચું અને વ્રત લઈ મારા જીવનને સાર્થક કરૂં એવા ધ્યાનમાં તેઓ લીન થયા. સર્વ જિનેશ્વરોને અને પોતાના ગુરુઓને તેમણે નમસ્કાર કર્યો. સર્વ પાપસ્થાનકો, કષાયો વગેરેની તેમણે આલોચના કરી અને આરાધના પૂર્વક અંતમાં તેમનો દેહોત્સર્ગ થતાં તેઓ 'સર્વાર્થસિદ્ધ'માં તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળા દેવ તરીકે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તેઓ 'મહાવિદેહ' ક્ષેત્રમાં અવતરી મોક્ષે જશે, જ્યારે કંડરીક સાતમી નરકમાં તેત્રીસ સાગરોપમનું આયુષ્ય મહાકષ્ટે વ્યતીત કરી ત્યાંથી નીકળી અનેક ભવો કરશે. આથી તો કર્પૂરપ્રકરમાં નિમ્ન-લિખિત પદ્ય દ્વારા કહ્યું પણ છે કે—

"[1]व्रतमपि बहु चीर्णं सातिचारं कुगत्यै
दिनमपि शुचि मुक्त्यै कण्डरीकादिवत् तत् ।
अहह दहति चित्रावारिपूरोऽपि शस्यं
भृशकृशमपि पाथः स्वातिजं पाति जन्तून् ॥ "—માલિની

---

૧ સરખાવો—

" वाससहस्सं पि जइ काऊण वि संजमं सुविउलं पि ।
अंते किलिट्ठभावो न विसुज्झइ कंडरीय व्व ॥
अप्पेण वि कालेणं केई जहा गहियसीलसामन्ना ।
साहंति निययकज्जं पुंडरि(य)महारिसि व्व जहा ॥ "

[ वाससहस्रमपि यदि कृत्वाऽपि संयमं सुविपुलमपि ।
अन्ते क्लिष्टभावो न विशुध्यति कण्डरीक इव ॥
अल्पेनापि कालेन केचिद् यथा गृहीतशीलश्रामण्याः ।
साध्नुवन्ति निजक(नियत)कार्यं पुण्डरीकमहर्षिरिव यथा ॥ ]

અર્થાત્ લાંબા વખત સુધી પાળેલ અહિંસાદિ વ્રત જો અતિચાર સહિત હોય તો તે દુર્ગતિને માટે થાય છે જ્યારે એક દિવસ પણ નિરતિચારપણે પાળેલું ચારિત્ર મુક્તિ માટે થાય છે. વિચારો કંડરીક વગેરેનાં ઉદાહરણો. આને અનુરૂપ લૌકિક દૃષ્ટાન્ત પણ એ છે કે 'ચિત્રા' નક્ષત્રમાંના જળના પૂરથી અરેરે અનાજ બળી જાય છે, જ્યારે 'સ્વાતિ' નક્ષત્રમાં પડેલું અત્યંત અલ્પ જળ પણ પ્રાણીઓનું રક્ષણ કરે છે.

## વિષય-વિચાર—

[1]ધર્મોપદેશામૃતપંચવિંશતિકામાં વિષય પરત્વે કથન છે. તેમાંથી કેટલીક ગાથાઓ અત્ર નીચે મુજબ અવતરણરૂપે આપવી ઉચિત સમજાય છે—

" जह मंसं कुट्ठीणं अहवा जह जरपराण घयपाणं ।
जह विदलं मूसीणं तह विसया मोहबहुलाणं ॥ ३ ॥

ते पुण पंच पयारा सद्दा रूवा रसा य गंधा य ।
फासा य भावरोगो अणाइमं तेसु जा मुच्छा ॥ ४ ॥

खीणे इमम्मि तं नत्थि जं न दुक्खं जियाण किल खीणं ।
तं नत्थि किं पि कल्लाणमेत्थ भुवणे न जं पत्तं ॥ ५ ॥

विसयविवागनिहालणमिह विसयविरत्तसत्तसरणं च ।
संतोसभावणं चिय इमस्स खमणे निमित्ताइं ॥ ६ ॥

---

૧ આ ૪૯ પ્રકરણમય પ્રકરણ-સમુચ્ચય (પૃ. ૩૦-૩૧)માં છપાયેલો છે.

૨ છાયા—

यथा मांसं कुष्ठिनामथवा यथा जरापराणां घृतपानम् ।
यथा द्विदलं मूषिणां तथा विषया मोहबहुलानाम् ॥

ते पुनः पञ्च प्रकाराः शब्दा रूपा रसाश्च गन्धाश्च ।
स्पर्शाश्च भावरोगोऽनादिमान् तेषु या मूर्च्छा ॥

क्षीणेऽस्मिन् तन्नास्ति यन्न दुःखं जीवानां किल क्षीणम् ।
तन्नास्ति किमपि कल्याण मत्र भुवने न यत् प्राप्तम् ॥

विषयविपाकनिभालनमिह विषयविरक्तसक्तशरणं च ।
सन्तोषभावनमेव अस्य क्षमणे निमित्तानि ॥

जो रोगो जो सोगो खेओ भेओ य जो य जीवाणं ।
जं कारुन्नं रुन्नं च कारणं तत्थ विसयविसं ॥ ७ ॥

जं णारगाण दुक्खं जं च तिरिक्खाण जं च मणुयाणं ।
देवाण जं च तं पि य विसयपिवासुब्भवं सव्वं ॥ ८ ॥

विसया विसं व विसमा विसया बडिसामिसं व मरणकरा ।
विसया सेविज्जंता छलबहुला तह मसाणं व ॥ ९ ॥

निसियग्गखग्गपंजरघरं व सव्वंगछेइणो विसया ।
किंपागपागसरिसा विसया मुहमहुरभावेणं ॥ १० ॥

खणदिट्ठा खणनट्ठा खणजणमणमीलणोवमा विसया ।
किं बहुणा सव्वेसिं विसया मूलं अणत्थाणं ॥ ११ ॥"

અર્થાત્ જેમ કુષ્ઠના રોગવાળાઓને માંસ અથવા જેમ વૃદ્ધોને ઘીનું પાન અથવા ભૂપીઓને (?) વિદલ હાનિકારક છે તેમ મોહથી વ્યાપ્ત (જીવો)ને વિષયો છે. વળી એ વિષયો પાંચ જાતના છે: (૧) શબ્દ, (૨) રૂપ, (૩) રસ, (૪) ગંધ અને (૫) સ્પર્શ વિષયોને વિષે મૂર્ચ્છા તે અનાદિ કાળનો ભાવરોગ છે. એનો ક્ષય થતાં તે દુઃખ નથી કે જે જીતેલાઓને પણ કલ્યાણ નથી કે જે આ લોકમાં મેળવાયું ન હોય. આ લોકને વિષે વિષયના વિપાકનું દર્શન, વળી એવું કોઈ વિષયથી વિરક્ત બનેલાનું શરણ તેમજ સંતોષની ભાવના એ જ આનો ક્ષય કરવામાં કારણે છે. પ્રાણીઓને જે રોગ, જે શોક, જે ખેદ, જે ભેદ, જે કરુણા અને જે રુદન થાય છે

---

यो रोगो यः शोकः खेदो भेदश्च यश्च जीवानाम् ।
यत् कारुण्यं रुदितं च कारणं तत्र विषयविषम् ॥

यत् नारकानां दुःखं यच्च तिरश्चां यच्च मनुजानाम् ।
देवानां यच्च तदपि च विषयपिपासोद्भवं सर्वम् ॥

विषया विषमिव विषमा विषया बडिशामिषमिव मरणकराः ।
विषयाः सेव्यमानाश्छलबहुलास्तथा श्मशानमिव ॥

निशिताग्रखड्गपञ्जरगृहमिव सर्वाङ्गच्छेदिनो विषयाः ।
किम्पाकपाकसदृशा विषया मुखमधुरभावेन ॥

क्षणदृष्टाः क्षणनष्टाः क्षणजनमनोमिलनोपमा विषयाः ।
किं बहुना सर्वेषु विषया नूनं मूलमनर्थानाम् ॥

તેનું કારણ વિષયરૂપ ઝેર છે. નારકોને, તિર્યંચોને, માનવોને અને દેવોને જે દુઃખ છે તે સમગ્ર દુઃખ વિષયનું પાન કરવાની અભિલાષાથી જન્મ્યું છે. વિષયો વિષના જેવા વિષમ છે. [1]બડિશમાંના માંસની જેમ વિષયો મરણજનક છે. જેમ સ્મશાનનો આશ્રય લેતાં તેમાં છળોની બહુલતા જણાય છે તેમ વિષયોની સેવા કરતાં તે છલબહુલ છે. તીક્ષ્ણ અગ્રવાળા ખડ્ગના પાંજરારૂપ ઘરની પેઠે વિષયો બધાં અંગોને છેદનાર છે. પ્રારંભમાં મીઠા (પરંતુ અંતમાં) કિંપાકના વિપાક માફક વિષયો કડવા છે. ક્ષણમાં દેખાતા અને ક્ષણમાં નાશ પામતા તેમજ એક પળને માટે મનુષ્યના મનનો મેળાપ કરાવનારા એવા વિષયો છે. વધારે શું કહું ? બધા અનર્થોનું મૂળ વિષયો છે.

   

**अलं तद् विषयैरेतै–रद्य त्यक्ष्यामि श्वोऽथवा ।**
**यत् तात्त्विकं भवेन्नान्य–च्छर्म निर्वाणशर्मणः ॥४४॥**

**વિષયોના ત્યાગ માટેની તૈયારી--**

શ્લો૦–"તેથી કરીને આ વિષયોથી સર્યું. હું આજે કે કાલે (જરૂર) તેનો ત્યાગ કરીશ, કેમકે મોક્ષના સુખ સિવાય વાસ્તવિક સુખ બીજું કોઇ નથી."–૪૪

   

**[2]अक्षयाक्लेशसंसिद्ध–मलज्जनीयमद्भुतम् ।**
**प्राशमिकं सुखं तस्माद्--प्यनन्तगुणं हि तत् ॥४५॥**

**મુક્તિના સુખની પરાકાષ્ઠા--**

શ્લો૦–"અવિનાશી, ક્લેશ રહિત, રૂડી રીતે સાબીત થયેલ, શરમાવું પડે નહિ એવું અને આશ્ચર્યજનક એવું જે પ્રશમનું સુખ છે તેનાથી પણ તે (મુક્તિનું સુખ) અનન્ત ગુણું છે."–૪૫

   

**[3]अपरायत्तमौत्सुक्य--रहितं निष्प्रतिष्क्रियम् ।**
**सुखं स्वाभाविकं तत्र, नित्यं भयविवर्जितम् ॥४६॥**

---

૧ માછલાં પકડવાનો લોઢાનો સળીઓ.

૨ જુઓ પૃ. ૧૮.

૩ આ પંચલિંગીની ટીકાના ૬૩ મા પત્રમાંનું અવતરણરૂપ પદ્ય છે,

**મુક્તિના સુખની રૂપરેખા—**

શ્લો૦—"ત્યાં (અર્થાત્ મોક્ષમાં ) સ્વતંત્ર, આતુરતાથી રહિત, ઇલાજ વિનાનું, સ્વાભાવિક અને નિર્ભય સુખ છે."—૪૬

   

**[1]परमानन्दरूपं तद्, गीयतेऽन्यैर्विचक्षणैः ।**
**इत्थं सकलकल्याण--रूपत्वात् साम्प्रतं ह्यदः ॥४७॥**

**વિચક્ષણોના વચનની સત્યતા—**

શ્લો૦—" તેથી કરીને અન્ય વિચક્ષણોએ એનું પરમ આનંદરૂપે ગાન કર્યું છે. એ પ્રમાણે સર્વ કલ્યાણરૂપ હોવાથી એ યુક્ત છે."—૪૭

**મોક્ષનું સુખ—**

સ્પષ્ટી૦—આ સુખ કેવું અને કેટલું છે તે વાત **આવશ્યકસૂત્રની** નમસ્કાર-નિર્યુક્તિની નિમ્ન-લિખિત ગાથા દ્વારા વિચારીશું:—

"[2]सुरगणसुहं समत्तं, सव्वद्धापिंडियं अणंतगुणं ।
न वि पावइ मुत्तिसुहं, णंताहि वि वग्गवग्गूहिं ॥ ९८२ ॥"
"जह नाम कोइ मिच्छो, नगरगुणे बहुविहे वियाणंतो ।
न चएइ परिकहेउं, उवमाइ तहिं असंतीए ॥ ९८३ ॥"
"जह सव्वकामगुणिअं, पुरिसो भोत्तुण भोअणं कोइ ।
तण्हा-छुहाविमुक्को, अच्छिज्ज जहा अमिअतित्तो ॥ ९८५ ॥
इअ सव्वकालतित्ता, अउलं निव्वाणमुवगया सिद्धा ।
सासयमव्वाबाहं, चिट्ठंति सुही सुहं पत्ता ॥ ९८६ ॥"[3]

---

1 આ શ્લોક એની પહેલાની જેમ **પંચલિંગી**ના ૬૩ મા પત્રમાંથી ઉદ્ધૃત કરાયેલો છે.

2 છાયા—

सुरगणसुखं समस्तं सर्वाद्धापिण्डितमनन्तगुणम् ।
नापि प्राप्नोति मुक्तिसुखमनन्तैरपि वर्गवर्गैः ॥
यथा नाम कोऽपि म्लेच्छो नगरगुणान् बहुविधान् विजानन् ।
न शक्नोति परिकथयितुमुपमायां तथाऽसत्याम् ॥
यथा सर्वकामगुणितं पुरुषो भुक्त्वा भोजनं कोऽपि ।
तृष्णाक्षुधाविमुक्त आसीत यथाऽमृततृप्तः ॥
इति सर्वकालतृप्ता अतुलं निर्वाणमुपगताः सिद्धाः ।
शाश्वतमव्याबाधं तिष्ठन्ति सुखिनः सुखं प्राप्ताः ॥

3 આ ગાથાઓ **ઉપદેશરત્નાકર**ના ૧૫૯ મા પત્રમાં ટાંચણરૂપે નજરે પડે છે.

અર્થાત્ દેવોને જે સુખ હોય છે તે સમગ્ર સુખને સર્વ કાળના સમયો વડે ગુણ્યા બાદ તેને અનન્ત ગુણું કરતાં જેટલું સુખ થાય તેના અનન્ત વર્ગો કરતાં વળી તે જેટલું થાય તેના કરતાં પણ મોક્ષનું સુખ અનન્ત ગુણું છે. વળી જેમ કોઇ મ્લેચ્છ નગરના અનેકવિધ ગુણોને જાણતો હોવા છતાં તેનું વર્ણન કરવા અસમર્થ છે, કેમકે ઉપમાનો અભાવ છે[1] (તેમ મોક્ષને માટે પણ સમજવું). જેમ સર્વે કામથી ઉત્તેજીત ભોજન કર્યા બાદ કોઇ પુરુષ તૃષા અને ક્ષુધાથી મુક્ત થઈ અમૃતથી તૃપ્ત બની રહે તેમ (સ્વ સ્વભાવમાં રહેલા હોવાથી) સર્વદા તૃપ્ત, અપ્રતિમ નિર્વાણને પામેલા શાશ્વત અને અવ્યાબાધ સુખ પામીને સુખી બની રહે છે ( નહિ કે કેવળ દુઃખના અભાવથી યુક્ત બની રહે છે ).

આ સંબંધમાં શ્રીહરિભદ્રસૂરિ આવશ્યકની ટીકાના ૪૪૭મા પત્રમાં અવતરણરૂપે નિમ્ન-લિખિત પદ્યો રજુ કરે છે:—

" वेणुवीणामृदङ्गादि–नादयुक्तेन हारिणा ।
श्लाघ्यस्मरकथाबद्ध–गीतेन स्तिमितः सदा ॥–અનુ૦

कुट्टिमादौ विचित्राणि, दृष्ट्वा रूपाण्यनुत्सुकः ।
लोचनानन्ददायीनि, लीलावन्ति स्वकानि हि ॥–અનુ૦

अम्बरागुरुकर्पूर–धूपगन्धानितस्ततः ।
पट्वासादिगन्धांश्च, व्यक्तमाघ्राय निःस्पृहः ॥–અનુ૦

नानारससमायुक्तं, भुक्त्वाऽन्नमिह मात्रया ।
पीत्वोदकं च तृप्तात्मा, स्वादयन् स्वादिमं शुभम् ॥–અનુ૦

૧ કોઇ એક રાજા વિપરીત શિક્ષા પામેલા અશ્વ ઉપર આરૂઢ થવાથી પોતાના સૈન્યથી વિખૂટો પડી વનમાં આવી ચડયો. ત્યાં તે ક્ષુધા અને તૃષાથી આકુળ વ્યાકુળ બની ગયો. એવામાં કોઇ પુલિંદે એને ખાવા માટે ફળો આપ્યાં અને પીવા માટે શીતળ જળ આપ્યું. આથી રાજા સ્વસ્થ થયો અને થોડા વખતમાં તે પોતાના સૈન્ય ભેગો થઇ ગયો. રાજા કૃતજ્ઞ હોવાથી તે પુલિંદને નગરમાં લઇ ગયો. ત્યાં સ્નાન, વિલેપન, ઇષ્ટ ભોજન, સુંદર વસ્ત્રોનું પરિધાન, મનોહર ગીતનું શ્રવણ, નાટકનું દર્શન વગેરે ઉત્તમ ભોગો વડે એનો તેણે સત્કાર કર્યો. કાલાંતરે પુલિંદને પોતાના કુટુંબને મળવાની ઇચ્છા થઇ અને તે સ્વસ્થાનકે ગયો. કુટુંબીઓએ તેને નગરનાં સુખો કેવાં હોય તે પૂછ્યું, પરંતુ તેનો તેને સાક્ષાત્ અનુભવ થયેલો હોવા છતાં તે વર્ણવી શકયો નહિ. તેવી જ રીતે સર્વજ્ઞ સિદ્ધના સુખથી પરિચિત હોવા છતાં તેનું વર્ણન કરવા સમર્થ નથી.

मृदुतूलीसमाक्रान्त–दिव्यपर्यङ्कसंस्थितः ।
सहसाऽम्भोदसंशब्द–श्रुतेर्भयघनं भृशम् ॥–અનુ૦
इष्टभार्यापरिष्वक्त–स्तद्रतान्तेऽथवा नरः ।
सर्वेन्द्रियार्थसम्प्राप्त्या, सर्वबाधानिवृत्तिजम् ॥–અનુ૦
यद् वेदयति शं हृद्यं, प्रशान्तेनान्तरात्मना ।
मुक्तात्मनस्ततोऽनन्तं, सुखमाहुर्मनीषिणः ॥"–અનુ૦

અર્થાત્ વેણુ ( વાંસળી ), વીણા, મૃદંગ વગેરેના નાદથી યુક્ત તેમજ પ્રશંસનીય કામ–કથાથી બદ્ધ એવા મનોહર ગાયનથી સર્વદા સ્તબ્ધ થયેલો, કુટ્ટિમ વગેરેને વિષે વિચિત્ર, નેત્રને આનંદજનક અને લીલાશાળી એવાં પોતાનાં રૂપોને જોઈને ઉત્કંઠા રહિત બનેલો, આમ તેમ ફેલાયેલ અંબર, અગુરુ અને કપૂરના ધૂપોની સુવાસને તેમજ પટવાસ વગેરેની સુગંધને પણ સ્પષ્ટપણે સુંઘીને અભિલાષા રહિત બનેલો, વિવિધ રસોથી યુક્ત ભોજન અત્ર પ્રમાણ પૂર્વક જમીને તેમજ જળ પીને તૃપ્ત બનેલો, શુભ સ્વાદિમનો સ્વાદ લેતો, પોચા રૂથી વ્યાપ્ત એવા દિવ્ય ખાટલા ઉપર બેઠેલો, એકાએક મેઘનો પ્રૌઢ ધ્વનિ સાંભળીને અત્યન્ત ભયભીત બનેલી ઇષ્ટ ભાર્યા વડે આલિંગન કરાયેલો અથવા તેની સાથે ક્રીડા કરી રહેલો પુરુષ સર્વ ઇન્દ્રિયોના વિષયોની પ્રાપ્તિથી હરેક જાતની પીડાની નિવૃત્તિથી ઉત્પન્ન થયેલું જે મનોરંજક સુખ અનુભવે છે, તેનાથી અનંત ગુણું સુખ પ્રશાંત અંતરાત્મા વડે મુક્ત જીવ અનુભવે છે એમ વિચક્ષણો વદે છે.

   

**तस्माद् महाव्रते मोक्ष--साधके येऽत्र सोद्यमाः ।**
**परमार्थसाधका धन्याः, साधवस्ते भुवस्तले ॥४८॥**

**મહાવ્રતધારી સાધુઓને અભિનંદન—**

શ્લો૦–"તેથી મોક્ષ સાધી આપનારાં મહાવ્રતને વિષે આ પૃથ્વીની સપાટી ઉપર જે સાધુઓ ઉદ્યમી છે, તે પરમાર્થના સાધકોને શાબાશી ઘટે છે."–૪૮

   

**निर्वाणदायकान् योगान्, साध्नुवन्तीति साधवः ।**
**समा वा सर्वभूतेषु, ये स्युस्ते भावसाधवः ॥४९॥**

સાધુનાં લક્ષણ--

શ્લો૦-"મોક્ષદાયી યોગોને જેઓ સાધે તેઓ 'સાધુઓ' (કહેવાય) છે. અથવા જેઓ સર્વ પ્રાણીઓને વિષે સમાન (ભાવવાળા) છે, તેઓ 'ભાવ-સાધુઓ' છે."-૪૯[1]

   

रुद्धाश्रवास्तपोयुक्ता, लग्नाः शुभक्रियासु ये ।
नीरागास्ते सदा धीराः, साधवो भवनाशकाः ॥५०॥

સાચા સાધુનું સ્વરૂપ--

શ્લો૦-"જેમણે આશ્રવોને રોકયા છે, જેઓ તપશ્ચર્યાથી યુક્ત છે, તેમજ જેઓ શુભ ક્રિયાઓમાં લીન છે, તે સદા વિરાગી તેમજ ધીર (બુદ્ધિશાળી) સાધુઓ ભવનો નાશ કરનારા છે."-૫૦

   

कदा स दिवसो भावी, गीतार्थकरहस्ततः ।
ग्रहीष्यामि सुचारित्रं, विहरिष्यामि भावतः ॥५१॥

ચારિત્રની અભિલાષા--

શ્લો૦-"એવો દિવસ ક્યારે આવશે કે હું [2]ગીતાર્થના હાથે શુદ્ધ ચારિત્ર

---

૧ સરખાવો આવશ્યક-નિર્યુક્તિનું નિમ્ન-લિખિત પદ્ય:—

निव्वाणसाहए जोए, जम्हा साहंति साहुणो ।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥ १००२ ॥ "-અનુ૦
[ निर्वाणसाधकान् योगान् यस्मात् साधयन्ति साधवः ।
समाश्च सर्वभूतेषु तस्मात् ते भावसाधवः ॥ ]

૨ આથી કરીને અગીતાર્થ પાસે દીક્ષા ન લેવી એમ સૂચવાય છે. કેમકે તે પોતે બહુશ્રુત નહિ હોવાથી સાધુની યથાર્થ સામાચારીનો તેના તરફથી લાભ મળવો મુશ્કેલ છે. કહ્યું પણ છે કે—

"पव्वावणविहिसु ठावणं च अज्जाविहिं निरवसेसं ।
उस्सग्गववायविहिं अजाणमाणो कहं जयउ ? ॥"-આર્યા

ગ્રહણ કરીશ અને ભાવથી (ગામે ગામ) વિહાર કરીશ ?"—૫૧

તાત્પર્યનું દિગ્દર્શન—

સ્પષ્ટી૦—આ પદ્ય દ્વારા જે ભાવના ભાવવામાં આવી છે તેની સ્પષ્ટ રૂપરેખા દૃષ્ટિગોચર થાય તે માટે આપણે નિમ્ન-લિખિત પદ્યોનો ઉલ્લેખ કરીએ:—

" कश्चित् कालः स भावी जिनवचनरतो यत्र युक्तो यतीन्द्रै-
ग्रीमादौ मासकल्पं स्वजनजनसमो मुक्तलोभाभिमानः ।
पुण्यां पुण्यातिशायिप्रवरगुणयुतैर्ज्ञानिभिः सेवितां तां
भिक्षां निःसङ्गचेताः प्रशमरसरतोऽहं भ्रमिष्याम्यजस्रम् ॥—સ્ર૦
गुप्तो मानविवर्जितो व्रतरतः षट्कायरक्षोद्यतः
कृत्वा साधुविहारितां शमरसो निःसङ्गचित्तः क्षमी ।
त्यक्ताहङ्कृतिनिश्चलेन मनसा ध्यायन् पदं नैवृतं
स्थास्येऽहं तु कदा शिलातलगतो भव्याय मार्गं दिशन् ? ॥—શાર્દૂલ૦
दग्ध्वा मोहं समस्तं निरवधिविशदं ज्ञानमुत्पाद्य लोके
तीर्थं निर्वाणमार्गं शुभतरफलदं भव्यसार्थाय कृत्वा ।
गत्वा लोकान्तदेशं कलिमलरहितं सर्वशर्मातिशायि
लप्स्येऽहं मोक्षसौख्यं सहजनिजगुणं कोऽपि कालः स भावी ॥"—સ્ર૦

   

**इन्द्रियार्थेषु संसक्तं, धिग् धिग् मां पापिनं च हा ।**
**दारादिषु सदा रक्तं, वस्तुतो वैरिकेषु हि ॥ ५२ ॥**

આત્મ-નિંદા—

શ્લો૦—" ઇન્દ્રિયોના વિષયોને વિષે આસક્ત તેમજ વાસ્તવિક રીતે દુશ્મન એવી દયિતા વગેરેનો સર્વદા રાગી તેમજ પાપ કરનારા એવા મને ધિક્કાર હો, ધિક્કાર હો. "—૫૨

---

[ प्रव्राजनविधिषु स्थापनं च आर्याविधिं निरवशेषम् ।
उत्सर्गापवादविधिमजानन् कथं जयतु ? ॥ ]

   

**एवं प्रवर्तमानोऽपि, भावतो मोक्षमिच्छति ।**
**विषयेभ्यो निजात्मानं, स्वदोषज्ञो व्रतिप्रियः ॥५३॥**

**સંવેગાર્થીની ઇચ્છા—**

શ્લો૦—" આ પ્રમાણે પ્રવૃત્તિ કરતો (જીવ) પોતાના દોષોને જાણનારો અને સંયમીઓને ચાહનારો હોઇ ભાવથી પોતાના આત્માને વિષયોથી છોડાવવા ઇચ્છે છે. "—૫૩

   

**त्यागैषी सर्वसाधूनां, बहुमानपरायणः ।**
**सर्वदेशव्रतस्थानां, श्लाघामेवं मुहुर्वदेत् ॥ ५४ ॥**

**સર્વવિરતિ અને દેશવિરતિની તારીફ—**

શ્લો૦—" ત્યાગનો અભિલાષી અને સર્વ સાધુઓનું બહુમાન કરવામાં તત્પર એવો (ભવ્ય જીવ) સર્વવિરતિ અને દેશવિરતિ પાળનારાઓની આ પ્રમાણે (એટલે હવે પછીના પદ્યમાં સૂચવ્યા મુજબ) વારંવાર સ્તુતિ કરે. "—૫૪

   

**[1]धन्यास्ते कृतपुण्यास्ते, तैस्त्रैलोक्यं पवित्रितम् ।**
**यैरेष भुवनक्लेशी, काममल्लो निपातितः ॥५५॥**

**મદનને પરાસ્ત કરનારની સ્તુતિ—**

શ્લો૦—" જેમણે જગતને કષ્ટદાયી આ મદનરૂપ મલ્લને પાડયો છે—હરાવ્યો છે, તેઓ ધન્ય છે, તેમણે પુણ્ય કર્યું છે અને તેમણે ત્રણ લોકને પાવન કર્યાં છે. "—૫૫

   

**[2]संसर्गेऽप्युपसर्गाणां, दृढव्रतपरायणाः ।**
**धन्यास्ते कामदेवाद्याः, श्लाघ्यास्तीर्थकृतामपि ॥५६॥**

---

૧ જુઓ પંચલિંગીનું ૬૫ મું પદ્ય.
૨ આ યોગશાસ્ત્ર ( પ્ર. ૩ )નો ૧૩૯ મો શ્લોક છે.

**કામદેવ પ્રમુખ શ્રાવકોની પ્રશંસા—**

શ્લો૦—"ઉપસર્ગોના સંસર્ગમાં પણ દૃઢ વ્રતને પાળવામાં પરાયણ અને તીર્થંકરોને પણ પ્રશંસા કરવા લાયક એવા **કામદેવ** પ્રમુખને અભિનન્દન ઘટે છે."—૫૬

**કામદેવની કથા—**

**સ્પષ્ટી૦**—**ઉપાસકદશાંગ**માં પ્રાકૃત ભાષામાં (૧) **આનંદ**, (૨) **કામદેવ**, (૩) **ચુલનીપિતા**, (૪) **સુરાદેવ**, (૫) **ચુલ્લશતક**, (૬) **કુંડકૌલિક**, (૭) **સદ્દાલપુત્ર**, (૮) **મહાશતક**, (૯) **નંદિની-પિતા** અને (૧૦) **શાલિહી-પિતા** એ દશ મહાશ્રાવકોના સવિસ્તર વૃત્તાન્તો છે. તે પૈકી **કામદેવ**નું વર્ણન બીજા અધ્યયનમાં છે. **યોગશાસ્ત્ર** (પ્ર. ૩, શ્લો. ૧૩૯)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં તો ગીર્વાણ ગિરામાં આનું પદ્યબદ્ધ રસપ્રદ વર્ણન છે. આ એના આધારે અહીં એની કથા નીચે મુજબ આપવામાં આવે છે:—

'ચંપા' નગરીમાં **જિતશત્રુ** રાજા રાજ્ય કરતો હતો તે વખતે તેના નગરમાં **કામદેવ** નામનો બુદ્ધિશાળી તેમજ ઋદ્ધિશાળી ગૃહસ્થ વસતો હતો. તેને **ભદ્રા** નામની ધર્મપત્ની હતી. છ કોટિ હિરણ્ય નિધાનમાં, છ કોટિ સુવર્ણ વ્યાજે આપેલ, છ કોટિ સુવર્ણની સ્થાવર મિલ્કત અને દશ હજાર ગાયનું એક ગોકુળ એવાં છ ગોકુળો એટલી એની સંપત્તિ હતી.

એક દિવસ શ્રમણ ભગવાન્ **મહાવીર**નું તે નગરના 'પુણ્યભદ્ર' નામના ઉદ્યાનમાં સમવસરણ થયું. આ સાંભળીને **કામદેવ** તેમને વંદન કરવા ગયો. પ્રભુની ધર્મ-દેશના સાંભળીને તેણે શ્રાવકનાં બાર વ્રતો સ્વીકાર્યાં. જેમકે **ભદ્રા** સિવાયની અન્ય સ્ત્રીઓ મારે મા, બેન કે પુત્રીના સમાન છે, ઉપર દર્શાવેલ સંપત્તિ ઉપરાંતની સંપત્તિનું મારે પ્રત્યાખ્યાન છે, પાંચસે હળ ઉપરાંતનાં ક્ષેત્રોનો હું ત્યાગ કરૂં છું, પાંચસે શકટો અને ચાર વહાણો દેશાંતર માટે અને ચાર વહાણ ઘરનાં ઉપયોગ માટે રાખી બાકીનાંનો હું ત્યાગ કરૂં છું, અંગમાર્જન તરીકે સુગંધી કષાય રંગનું અંગમાર્જન (towel), દંતધાવન તરીકે આર્દ્ર મધુયષ્ટિકા, ફળોમાં ક્ષીર-આમલક, અભ્યંગ (unguent) તરીકે સહસ્રપાક અને શતપાક તેલો, ઉદ્વર્તન (powder) તરીકે સુગંધી ગંધાઢ્ય ચૂર્ણ, સ્નાન કરવા માટે આઠ ઔષ્ટ્રિક ઘડા ભરીને જળ, વસ્ત્રમાં ક્ષૌમની જોડી, વિલેપન માટે ચંદન, અગુરુ (alo) અને કેસર, ફૂલમાં જાઇ અને પદ્મ, આભૂષણોમાં કર્ણિકા અને મુદ્રિકા, ધૂપમાં તુરુષ્ક (olibanum) અને અગુરુ, પેયામાં કાષ્ઠપેયા, ચોખામાં કલમ, ભક્ષ્ય (pastry)માં

ઘીમાં તળેલાં અને ખાંડ પાયેલાં ભક્ષ્યો, ઘી તરીકે શરદ્ ઋતુમાંનું ગાયનું ઘી, શાકમાં સ્વસ્તિક અને મંડુકી અને મુખવાસ તરીકે સુગંધી તાંબૂલ એ સિવાયની અન્ય વસ્તુઓનો પણ હું ત્યાગ કરૂં છું.

આ પ્રમાણે નિયમો સ્વીકારી પ્રભુને પ્રણામ કરી **કામદેવ** પોતાને ઘેર ગયો. પોતે શ્રાવકનાં વ્રતો અંગીકાર કર્યાં છે એ વાત તેણે પોતાની પત્ની **ભદ્રા**ને કહી અને તેને સૂચના કરી કે તું પણ પ્રભુ પાસે જા અને વ્રતો ગ્રહણ કર. **ભદ્રા**એ તેમ કર્યું. પછી કુટુંબનો ભાર પોતાના જ્યેષ્ઠ પુત્રને સોંપી **કામદેવ** પૌષધશાળામાં ગયો. તે રાત્રે ધ્યાનથી ચલાયમાન કરવા માટે એક મિથ્યાદષ્ટિ દેવ વિકરાળ પિશાચનું રૂપ લઇ ત્યાં આવ્યો. એનું મસ્તક [1]ગોકિલિંજ જેવું હતું. એના કર્કશ અને કપિલ વર્ણવાળા કેશ ચોખાનાં કણુસલાં જેવા શોભતા હતા. એનું કપાળ મોટા ઘડાના પેટ જેવું જણાતું હતું. ગરોળીની પૂછડી જેવાં એનાં ભવાં હતાં. એનાં નેત્રો તપેલી ઊંદરડીની જેમ ભયાનક અને બીભત્સ હતાં. એના કાન સૂપડા જેવા, નાક મેંઢાના જેવું, નસકોરાં પહોળા મોંઢાના ચૂલા જેવાં, દાંતનો વર્ણ ઘોડાની બદામી પીળચટી પૂછડી જેવો, હોઠ ઊંટના જેવા, દાંત ફાળ જેવા લાંબા, જીભ નાગણ જેવી, જડબાં હળના હાથા જેવાં, ગાલ બેસી ગયેલા, ફિક્કા અને ખાડાવાળા, હડપચી સિંહ જેવી, ગરદન ઊંટ જેવી, ખભાં મૃદંગ જેવા, છાતી શહેરના દરવાજા જેવી પહોળી, હાથ સર્પ જેવા ભીષણ, હથેલી શિલા જેવી, આંગળીઓ શિલાપુત્રક જેવી, પેટ પાતાળ જેવું, નાભિ (ડૂંટી) કૂવા જેવી ઊંડી, પુરુષચિન્હ અજગર જેવું, વૃષણ કુતુપ જેવા, જંઘા તાલના ઝાડ જેવી, પગ પર્વતની શિલા જેવા એ પ્રમાણે પ્રત્યેક અંગો અને ઉપાંગો કમકમાટી પજાવે તેવાં હતાં. વિશેષમાં તેણે માથા ઉપર મુગટ તરીકે ઉંદરોની માળા રાખી હતી, ડોકમાં સેરડાની શ્રેણી ઘાલી હતી, કર્ણિકાની જગ્યાએ નોળીઆ રાખ્યા હતા અને અંગદને બદલે સાપોનો શણગાર સજ્યો હતો. અસ્રાના જેવી તીક્ષ્ણ તેમજ પહોળી અને નીલ વર્ણની તરવારને રમાડતો રમાડતો અને મેઘગર્જનાને પણ હઠાવે એટલે મોટેથી બૂમ મારતો મારતો તે **કામદેવ** પાસે આવી પહોંચ્યો અને તિરસ્કાર અને ક્રોધપૂર્વક તેને કહેવા લાગ્યો કે હે **કામદેવ**! કોઇ જેની ન ઇચ્છા કરે તેની તું ઇચ્છા કરે છે, વળી તું હાથે કરીને દુઃખી થાય છે, વાસ્તે હું તને કહું છું કે જો તું આ તારા નિયમને ત્યજી નહિ દે તો આ તીક્ષ્ણ તરવાર વડે તારૂં માથું ઉડાવી દઇશ. પિશાચનું ભયંકર રૂપ જોઇને કે તેની આવી ધમકી સાંભળીને **કામદેવ**ને જરા પણ ક્ષોભ થયો નહિ. આથી બે ત્રણ વાર આ

૧ ગાયને ખાવાનું આપવા માટે વપરાતું વાંસનું પાત્ર.

પ્રમાણે કહીને થાકયા પછી તે પિશાચે ભયંકર હાથીનું રૂપ ધારણ કર્યું. આ વેળા તે દેવે તેને કહ્યું કે હે માયાવી! કયા પાખંડ ગુરુ પાસે તેં આવું વ્રત ઉચ્ચાર્યું છે? જો તારે જીવતા રહેવું હોય તો હું કહું છું તેમ તું કર. નહિ તો આ સુંઢ વડે તને આકાશમાં ઉછાળીશ, પડતી વેળા તને અતિતીક્ષ્ણ દંતશૂળ ઉપર ઝીલીશ અને પછી નીચે પછાડી પગ વડે છુંદીશ. આથી પણ **કામદેવ** તો અકળાયો નહિ એટલે તે પિશાચે ધમકી આપ્યા મુજબ તેની કદર્થના કરી, પરંતુ **કામદેવ** પોતાના ધ્યાનમાં મસ્ત રહ્યો. પોતાનો પાસો સવળો ન પડયો એટલે એ પિશાચે ઉગ્ર ઘોર વિષમ સર્પનું રૂપ વિકુર્વ્યું અને **કામદેવને** ફરીથી સમજાવવા લાગ્યો. પરંતુ **કામદેવે** જ્યારે તેનું કહ્યું ગણકાર્યું નહિ એટલે તે તેની આસપાસ વીંટળાઇ વળ્યો અને અનેક ઠેકાણે તેણે ડંખ માર્યા. પરન્તુ તેથી તેનો કશો શુક્રવાર વળ્યો નહિ. એટલે પોતે પોતાનું દિવ્ય રૂપ પ્રકટ કર્યું અને **કામદેવની** તારીફ કરવા માંડી કે ઇન્દ્રે સભામાં તમારા ધૈર્યની જ્યારે પ્રશંસા કરી ત્યારે મેં તેને તમારી વાહવાહનાં ખાલી બણગાં ફૂંકતો માન્યો અને તેથી તમારી પરીક્ષા કરવા અહીં આવ્યો; પરંતુ મેં મારૂં પૂરેપૂરૂં જોર અજમાવી જોયું છતાં હું તમને ક્ષોભ ન જ પમાડી શક્યો. આથી હું મુક્ત કંઠે તમારા સત્ત્વની સ્તુતિ કરૂં છું અને પરીક્ષાના નિમિત્તે મેં તમને જે કષ્ટ પહોંચાડયું છે તે બદલ ક્ષમા યાચું છું. આમ કહીને તે દેવ પોતાને સ્થાનકે ચાલતો થયો.

આ તરફ ઉપદ્રવ શાંત થતાં અને રાત્રિ પૂરી થતાં **કામદેવ** પોતાને ઘેર ગયો. પછીથી તે **શ્રીમહાવીરને** વંદન કરવા ગયો. ત્યાં પ્રભુએ તેને રાતનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો તેમજ ઉપસર્ગો સહન કરવામાં તેણે જે પરાક્રમ દર્શાવ્યું હતું તે બદલ તેની પ્રશંસા પણ કરી. ત્યાર બાદ **કામદેવે** શ્રાવકની અગિયાર પ્રતિમાઓનો આશ્રય લીધો. અંતમાં સંલેખના કરી, અનશન-વ્રત આદરી સમાધિપૂર્વક કાળ કરી તે 'સૌધર્મ' દેવલોકમાં આવેલા 'અરુણાભ' વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવીને 'વિદેહ'માં ઉત્પન્ન થઇ તે મોક્ષે જશે.

   

**चारित्रपक्षपातित्वाद्, व्रताभावेऽपि देवता ।**
**वैमानिकेषु जायेत, संविग्नो विघ्नहारकः ॥५७॥**

**ચારિત્રના અભિલાષી સંવેગીની ગતિ—**

શ્લો૦—" ચારિત્રનો પક્ષપાતી હોવાથી વ્રત રહિત હોવા છતાં પણ સંવેગી વિઘ્નનો નાશક થઇ વૈમાનિકોમાં દેવ તરીકે જન્મે. "—૫૭

**ચારિત્રની મુખ્યતા—**

સ્પષ્ટી૦—જેણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય તે દેવગતિના આયુષ્યનો બંધ કરે એટલે તે દેવ તરીકે ઉત્પન્ન થાય તેમ છતાં અહીં चारित्रपक्षपातित्वात् એમ જે કહ્યું છે તે ચારિત્રની પ્રધાનતા જણાવવા માટે છે. ચારિત્રનો પક્ષપાત કરનાર હોવાથી તો સંવેગથી વિભૂષિત વ્યક્તિ મુક્તિને વિષે એકતાન ચિત્તવાળી હોય છે.

   

**प्राणात्ययेऽपि कुर्यान्न, शासनोद्दाहिकां क्रियाम् ।**
**गुणिषु मानदो दारा–दिषु च शिथिलादरः ॥ ५८ ॥**

**સંવિગ્નનાં કાર્યો—**

શ્લો૦—" પ્રાણનો ત્યાગ કરવો પડે તોપણ (સંવિગ્ન વ્યક્તિ ) શાસન મલિન થાય તેવી ક્રિયા ન કરે, ( જ્ઞાન વગેરે ) ગુણવાળાઓને વિષે બહુમાન રાખે અને પત્ની (પુત્ર વગેરે)ને વિષે મંદ આદર રાખે. "—૫૮

**શાસન-માલિન્યથી દુર્દશા—**

સ્પષ્ટી૦—ચોરી, પરદારાગમન, સાધ્વીની પ્રતિસેવા વગેરે કાર્યો જિનશાસનને મલિન કરનારાં છે. એવાં કાર્યો કરવાથી સ્વ અને પરના સમ્યક્ત્વનો ઘાત થાય છે. કહ્યું પણ છે કે-

"यः शासनस्य मालिन्ये–ऽनाभोगेनापि वर्तते ।
स तन्मिथ्यात्वहेतुत्वा–दन्येषां प्राणिनां ध्रुवम् ॥—અનુ૦
बध्नात्यपि तदेवालं, परं संसारकारणम् ।
विपाकदारुणं घोरं, सर्वानर्थविवर्धनम् ॥ "—અનુ૦

અર્થાત્ શાસનની મલિનતા થાય તેવી પ્રવૃત્તિ જે અનાભોગપણે પણ કરે છે, તે મિથ્યાત્વના કારણને લઇને સંસારના મુખ્ય કારણરૂપ, ભયંકર

અનુભાવવાળું, ઘોર અને સર્વ અનર્થને વધારનારૂં એવું મિથ્યાત્વ પોતે બાંધે છે અને અન્યને બંધાવે છે.

   

**संसाराभ्युदये नैव, तथा हर्षो यथा व्रते ।**
**असंयमे सदोद्विग्नो, धर्मोपादेयमिच्छति ॥ ५९ ॥**

**સંવિગ્નની અભિલાષા--**

શ્લો૦—" ( તે વ્યક્તિને) જેટલો વ્રતને વિષે હર્ષ હોય છે તેટલો સાંસારિક સંપત્તિને વિષે હર્ષ હોતો નથી ( કેમકે તેને તે ક્ષણિક હોવાની પ્રતીતિ થયેલી છે એટલે કરીને ઠકુરાઇ, સામ્રાજ્ય કે સ્વર્ગના રાજ્યરૂપ સંપત્તિના લાભ કે તેની હાનિથી તેને હર્ષ કે શોક થતો નથી) તેમજ (વિવિધ પ્રકારના આરંભ તેમજ સમારંભરૂપ) અસંયમને વિષે તે સદા ઉદાસીન રહે છે તેમજ તે ધર્મથી ગ્રહણ કરવા લાયક ( વસ્તુ )ને ઇચ્છે છે."–૫૯

   

**चैत्ययत्युपयोगी यः, पदार्थः सफलो मम ।**
**स एव नान्यथा यस्माद्, बीजं क्षेत्रे फलप्रदम् ॥६०॥**

**દ્રવ્યનો સદુપયોગ--**

શ્લો૦—" જે (મારી) વસ્તુ મંદિર અને સાધુના ઉપયોગમાં આવે છે તે જ મારે સાર્થક છે ( કેમકે આત્માનુગ્રહની બુદ્ધિએ દેવાયેલું દાન પુણ્યાનુબંધી પુણ્યને ઉત્પન્ન કરનારૂં હોઇ અંતે મોક્ષનો હેતુ બને છે ); અન્યથા ઉપયોગમાં આવતી વસ્તુ નિષ્ફળ છે ( કેમકે સદુપયોગમાં નહિ આવેલું ધન અર્થલુબ્ધ રાજા, ચોર વગેરે પડાવી લે છે અથવા તો તે વેશ્યા–ગમન વગેરેમાં વપરાઇ જાય છે અને એ રીતે સંસારની વૃદ્ધિ કરાવનારૂં થાય છે ). એનું કારણ એ છે કે ક્ષેત્રમાં જ રોપેલું બી ફળ આપે છે. "–૬૦

   

**एवं भावक्रियायुक्तो, लक्ष्यते शुद्धदर्शनी ।**
**तत् संविग्नक्रियालिङ्गं, सम्यक्त्वगमकं मतम् ॥६१॥**

**સંવેગ-ક્રિયાનું લિંગ--**

શ્લો૦—" આ પ્રમાણે જેનાથી જીવ (મુક્તિના મનોરથરૂપ) ભાવ અને (શાસનની મલિનતાથી રક્ષા, ચૈત્ય–પૂજા વગેરે) ક્રિયાથી યુક્ત શુદ્ધ શ્રદ્ધાવાળો જણાય છે, તે સમ્યક્ત્વને સૂચવનારૂં સંવેગ–ક્રિયાનું લિંગ મનાય છે."—૬૧

   

**सम्यक्त्वदृष्टिको जीवो, गहनाद् भवदुःखतः ।**
**निर्विण्णश्चिन्तयत्येवं, दुःखमूलं त्रिविष्टपम् ॥६२॥**

**નિર્વેદનું નિરૂપણ-**

શ્લો૦—" ( સંવેગરૂપ લક્ષણથી લક્ષિત ) સમ્યક્ત્વી જીવ સંસારના ગાઢ દુઃખથી ખેદ પામી આ પ્રમાણે ચિંતવે છે કે ત્રૈલોક્ય એ દુઃખનું મૂળ છે. "–૬૨

   

**[1]रङ्गभूमिर्न सा काचि--च्छुद्धा जगति विद्यते ।**
**विचित्रैः कर्मनेपथ्यै-र्यत्र सत्त्वैर्न नाटितम् ॥६३॥**

**નિર્વેદીની વિચાર-શ્રેણિ—**

શ્લો૦—" જગતમાં એવી કોઇ અસ્પૃષ્ટ (ખાલી) રંગ–ભૂમિ નથી કે જ્યાં વિચિત્ર કર્મરૂપ વસ્ત્રો ધારીને જીવોએ નાટક ન કરેલ હોય. "–૬૩

   

**चक्षुरुन्मेषकालेऽपि, सुखं यत्र न विद्यते ।**
**केवलं दुःखसन्ततो, निरये नारको भवेत् ॥ ६४ ॥**

**નારકનાં દુઃખો--**

શ્લો૦—" આંખ ઉઘાડીએ તેટલા સમય સુધી પણ જ્યાં સુખ નથી એવી નરકમાં નારક કેવળ દુઃખથી તપ્ત થયેલો (રહે) છે. "[2]–૬૪

   

---

૧ આ પંચલિંગીની બૃહદ્વૃત્તિના ૬૭ મા પત્રમાં અવતરણરૂપે આપેલો શ્લોક છે.

૨ જિનેશ્વરોનાં જન્માદિ કલ્યાણકોને વિષે તેમને સુખ ઉપજે છે, કિન્તુ તે અતિશય અલ્પ તેમજ બહુ થોડા સમય સુધીનું હોવાથી અત્ર તેની ઉપેક્ષા કરવામાં આવી છે.

**सागरांश्च त्रयस्त्रिंश-दुत्कृष्टस्थितिभाजी सः ।**
**यावत् पक्पच्यमानो हा, तिष्ठति कृतकर्मतः ॥६५॥**

**નારકનાં દુઃખની પરાકાષ્ઠા--**

શ્લો૦—" અરેરે ઉત્કૃષ્ટ સ્થિતિને ભજનારો તે નારક ત્યાં ( પૂર્વે ) કરેલ કર્મને લીધે તેત્રીસ સાગરોપમ સુધી પકાતો રહે છે. "–૬૫

   

**ततस्तिर्यक्षु तत्रैव, पुनरेवं गतागतम् ।**
**कुर्वते दुःखदं प्राणी, अज्ञानतमसाऽऽवृतः ॥६६॥**

**અજ્ઞાનીની રખડપટ્ટી--**

શ્લો૦—"અજ્ઞાનરૂપ અંધકારથી આવૃત્ત જીવ ત્યાંથી તિર્યંચોમાં અને ત્યાંથી નરકોમાં એ પ્રમાણે ફરી ફરીને દુઃખદાયક ગમન અને આગમન કર્યા કરે છે."–૬૬

   

**महत्कालान्तरे प्राप्य, नृत्वं हीनकुलादिषु ।**
**दासानामपि दासत्व–माप्नुयात् पूर्वकर्मतः ॥६७॥**

**મનુષ્ય-ગતિમાં દાસાનુદાસત્વ--**

શ્લો૦—" લાંબા કાળે મનુષ્યપણું પામીને તે પૂર્વ કર્મને લીધે હીન કુળને વિષે ચાકરોની પણ ચાકરી પામે છે. "–૬૭

   

**व्याधिभिर्व्याकुलो नित्यं, दारिद्र्यदुःखपूरितः ।**
**प्रियाणां विप्रयोगेण, दुःखार्णवे निमज्जति ॥६८॥**

**મનુષ્ય-ગતિમાં રોગાદિથી કષ્ટ—**

શ્લો૦—" દરરોજ રોગોથી આકુળ વ્યાકુળ અને સદા દરિદ્રતાના દુઃખથી ભરપૂર એવો જીવ વહાલાઓના વિયોગથી દુઃખના દરિયામાં ડૂબે છે. "–૬૮

**अप्रिययोगतश्चित्ते, यः सन्तापः प्रजायते ।**
**कथनं तत्स्वरूपस्य, केवलिनैव पार्यते ॥ ६९ ॥**

**અનિષ્ટ વસ્તુના સમાગમથી સંતાપ—**

શ્લો૦—“ ( કુભાર્યા, કુપુત્ર, શત્રુ વગેરે) અનિષ્ટ વસ્તુના સંયોગથી જે સંતાપ થાય છે તેનું સ્વરૂપ કહેવા કેવલજ્ઞાની જ સમર્થ છે. ”—૬૯

   

**पृथ्वीकाये यदा देवः, स्वोत्पत्तिं किल पश्यति ।**
**यत् तदा जायते दुःखं, केवलिनैव कथ्यते ॥ ७० ॥**

**દેવ-ગતિમાંથી એકેન્દ્રિય તરીકેના અવતારનો ચીતાર—**

શ્લો૦—“ જ્યારે દેવ પોતાનો જન્મ પૃથ્વીકાયમાં (થનાર છે એમ અવધિજ્ઞાનથી ) ખરેખર જુએ છે, ત્યારે તેને જે દુઃખ થાય છે તે સર્વજ્ઞ જ કહી (શકે તેમ) છે.”—૭૦

**દેવોની ગતિ—**

સ્પષ્ટી૦—દેવ-ગતિનું આયુષ્ય પૂર્ણ થતાં દેવો ચ્યવીને ક્યાં અવતરે તે માટે **બૃહત્સંગ્રહણી** (ગા. ૧૮૦) તેમજ **પ્રવચનસારોદ્ધાર** (દ્વા. ૨૦૪, ગા. ૧૦૭૪)માં કહ્યું છે કે—

“[1]**पुढवीआउवणस्सइ गब्भे पज्जत्तसंखजीवीसुं ।**
**सग्गच्चुयाण वासो सेसा पडिसेहिया ठाणा** ”—આર્યા

અર્થાત્ બાદર પર્યાપ્ત પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય તેમજ ગર્ભજ, પર્યાપ્ત અને સંખ્યેય વર્ષના આયુષ્યવાળા તિર્યંચો અને માનવોને વિષે સ્વર્ગથી આવેલાઓનો વાસ છે; બાકીનાં સ્થાનોનો તેમને માટે નિષેધ છે.

   

**एवं समस्तसंसारे, यानि दुःखानि तानि च ।**
**भविष्यज्जन्मभावीनि, रमन्ते तस्य चेतसि ॥७१॥**

---

૧ છાયા—

पृथ्व्यब्वनस्पतिषु गर्भे पर्याप्तसङ्ख्येयजीविषु ।
स्वर्गच्युतानां वासः शेषाणि प्रतिषिद्धानि स्थानानि ॥

**ભૂત અને ભાવી દુઃખોનું પરિચિન્તન—**

શ્લો૦"—આ પ્રમાણે સમગ્ર સંસારમાં જે દુઃખો (પોતે) અનુભવ્યાં છે અને હવે પછીના અવતારમાં જે ભોગવવાં પડે તેમ છે તે તેના ચિત્તમાં રમે છે. "—૭૧

   

**देवेन्द्रचक्रवर्तित्वा-दिपदमध्रुवं सदा ।**
**आभाति तस्य चित्ते हि, बालौघधूलिधामवत् ॥७२॥**

**દેવેન્દ્રાદિની સંપત્તિની અનિત્યતા—**

શ્લો૦—"તેના મનમાં સુરપતિ, ચક્રવર્તી પ્રમુખનું પદ બાળકોના સમુદાયે (કરેલાં) ધૂળમાંનાં ઘરો જેવું સર્વદા અનિત્ય ભાસે છે. "—૭૨

   

**तत् सावद्योद्यमं यत्र, करोति तत्र ताम्यति ।**
**सर्वसावद्यसंयोगं, मुमुक्षुरपि नाप्नुयात् ॥ ७३ ॥**

**નિર્વિગ્નને સાવદ્ય વ્યાપારથી ખેદ—**

શ્લો૦—"તે માટે તે જ્યાં પાપમય પ્રવૃત્તિ કરે છે, ત્યાં તે [1]ખિન્ન થાય છે. મોક્ષનો અભિલાષી હોવા છતાં (ચારિત્રાવરણીય કર્મનો ઉદય હોવાથી) સર્વ સાવદ્ય યોગનો ત્યાગ તે કરી શકતો નથી. "—૭૩

   

**त्यक्तसंसारदुःखौघान्, स साधून् बहु मन्यते ।**
**सच्चारित्रं विना नैव, हर्षस्थानं क्वचिद् भजेत् ॥७४॥**

**નિર્વિગ્નને હાથે સુસાધુનું સન્માન—**

શ્લો૦—"જેમણે સંસારનાં દુઃખોના સમૂહોને ત્યજી દીધા છે એવા સાધુઓનું તે બહુમાન કરે, (કેમકે) સમ્યક્ચારિત્ર વિના હર્ષ માટે કોઇ અન્ય સ્થાનને તે કદાપિ સેવે જ નહિ. "—૭૪

  

---

૧ આગમમાં કહ્યું પણ છે કે—

**"भयवं के संसारे दुक्खिया ? गोयमा ! सम्मद्दिट्ठीअविरय त्ति ।"**

**[ भगवन् ! संसारे के दुःखिताः ? गौतम ! सम्यग्दृष्ट्यविरता इति । ]**

**एवं भावयतश्चित्ते, बाह्यतोऽपि प्रवर्तनात् ।**
**निर्वेदो लक्ष्यते लिङ्गं, सम्यक्त्वस्य प्रसाधकम् ॥७५॥**

**નિર્વેદનું સૂચન—**

શ્લો૦—" આ પ્રમાણેની મનમાં ભાવનાથી અને બહારથી (તેવી) પ્રવૃત્તિથી જે નિર્વેદ જણાય છે તે સમ્યક્ત્વને સિદ્ધ કરનારૂં લિંગ છે. "—૭૫

   

**अनुकम्पापरो जीवे, सम्यग्दृष्टिः सदा भवेत् ।**
**अन्यदुःखप्रहाणेच्छा, तच्चित्ते च विजृम्भते ॥ ७६ ॥**

**અનુકમ્પાનો વિચાર—**

શ્લો૦—" ( નિર્વેદરૂપ લિંગથી લક્ષિત ) સમ્યક્ત્વશાળી ( ભવ્ય તેમજ અભવ્ય ) જીવને વિષે દયા રાખવામાં સદા તત્પર હોય છે અને તેના મનમાં અન્યનું દુઃખ દૂર કરવાની ઇચ્છા સ્ફુરે છે."—૭૬

   

**तेषां दुःखविनाशे हि, कारणं जैनशासनम् ।**
**मिथ्यात्वरोगव्याप्तानां, तत् परिणम्यते कथम् ? ॥७७॥**

**મિથ્યાત્વીને કેવી રીતે સન્માર્ગી બનાવવા ?—**

શ્લો૦—"મિથ્યાત્વરૂપ વ્યાધિથી ગ્રસ્ત બનેલા જીવોનાં દુઃખનો નાશ કરવામાં જે જૈન શાસન કારણરૂપ છે, તે કેવી રીતે તેમને વિષે પરિણમે ?"—૭૭

   

**रम्यं जिनेश्वरस्यात्र, मन्दिरं चेद् विरच्यते ।**
**न्यायद्रव्येण तद् दृष्ट्वा, बोधिलाभो भवेत् क्वचित्॥७८॥**

જિનાલયના દર્શનથી સમ્યક્ત્વ—

શ્લો૦—"જો આ જગત્માં ન્યાય વડે ઉપાર્જન કરેલા (નહિ કે ચોરી, લુચ્ચાઇ દોંગાઇ કરીને મેળવેલા) વ્યથી જિનેશ્વરનું મનોહર મન્દિર રચાય તો તે જોઇને ક્વચિત્ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય."—૭૮

   

**कारयामि प्रभोर्बिम्बं, दृष्ट्वा यन्मन्यते जनः ।**
**सर्वदेवाधिदेवोऽयं, केनैवं पूज्यतेऽन्यथा ? ॥ ७९ ॥**

નિષ્કલંક પ્રતિમાના પૂજનથી સમ્યક્ત્વ—

શ્લો૦—"હું પ્રભુની (એવી) પ્રતિમા કરાવીશ કે જે જોઇને જનો માને કે આ સર્વ દેવોના દેવ છે, કેમકે એમ ન હોય તો તેની આમ કોણ પૂજા કરે ?"—૭૯

   

**मुद्राऽप्यलौकिकी तस्या--न्यदेवेभ्योऽतिरिच्यते ।**
**गुणिनो दर्शनादेव, दर्शको गुणमाप्नुयात् ॥ ८०**

અલૌકિક મુદ્રાનું દર્શન—

શ્લો૦—"તેની [1]અલૌકિક મુદ્રા પણ અન્ય દેવો કરતાં ચડિયાતી છે. (એ મુદ્રારૂપ) ગુણવાળાના જ દર્શન કરનાર ગુણને પામે."—૮૦

   

**रागद्वेषयुताऽन्येषां, स्पष्टा मुद्रा विलोक्यते ।**
**वीतरागः सुदेवोऽय-मेवं बोधिमवाप्नुयात् ॥८१॥**

---

૧ સરખાવો **અયોગવ્યવચ્છેદિકાનું** નિમ્ન-લિખિત પદ્ય:—

"वपुश्च पर्यङ्कशयं श्लथं च, दृशौ च नासानियते स्थिरे च ।
न शिक्षितेयं परतीर्थनाथै-र्जिनेन्द्र ! मुद्राऽपि तवान्यदास्ताम् ॥२०॥"—ઉ૫૦

**મુદ્રાથી સુદેવ અને કુદેવનો વિવેક—**

શ્લો૦—"રાગ અને દ્વેષથી યુક્ત એવી અન્ય દેવોની મુદ્રા જણાય છે. (એથી કરીને) આ જ વીતરાગ સુદેવ છે એ પ્રકારે સમ્યક્ત્વ મળે."–૮૧

   

**पृथिव्यादिनिकायानां, विनाशश्चैत्यकारणे ।**
**यद्यपि स्यात् तथापि नो, सम्यग्दृष्टिः स दूषितः ॥८२॥**
**यदस्माद् बुद्धा विरता-स्तान् रक्षन्ति निरन्तरम् ।**
**गता मुक्तिगतिं जीवाः, साद्यनन्तस्थितिस्थिताः ॥८३॥**
**यथा रोगिशिरावेध-क्रिया सुवैद्यदर्शिता ।**
**सुन्दरा परिणामेऽत्र, तथा चैत्यादिकारणम् ॥८४॥**

**જિનેશ્વરનું મન્દિર બંધાવનારને વિષે દોષનો અભાવ—**

શ્લો૦—"જોકે મન્દિર તૈયાર કરાવવામાં પૃથ્વીકાયાદિ (છ) નિકાયનો નાશ થાય છે તોપણ તેમ કરનારો તે સમ્યગ્દૃષ્ટિ દોષવાન્ થતો નથી. કેમકે (સદ્દૃષ્ટિએ વિધિપૂર્વક તૈયાર કરાવેલા જિન-ચૈત્યાદિના દર્શનથી) બોધ પામેલા અને (ત્યાર પછી દીક્ષા ગ્રહણ કરેલી હોવાથી) આ જીવ-હિંસાથી વિરક્ત બનેલા તેઓ (છ નિકાયો)નું સદા રક્ષણ કરે છે, કેમકે સચ્ચારિત્રના બળથી મોક્ષે ગયેલા તેઓ ત્યાં સાદિ અનન્ત સ્થિતિમાં રહે છે. વળી જેમ સુવૈદ્યે દેખાડેલ રોગીની નાડીનો વેધ પરિણામે સુંદર છે તેમ અત્ર ચૈત્યાદિની રચના છે (એમ સમજવું)." ૮૨-૮૪

**જિન-ચૈત્યનું નિષ્પાદન—**

સ્પષ્ટી૦—જિન-ચૈત્ય તૈયાર કરાવવું એ મહાન્ આરંભ છે, કેમકે ભૂમિ ખોદાવવી, ઇંટ પકાવવી, પાણી રેડવું, ઇત્યાદિ ક્રિયાઓ દ્વારા પૃથ્વીકાયાદિ જીવોનો વિનાશ થાય છે. આથી ભાવ-અનુકંપા તો દૂર રહી, પરંતુ દ્રવ્ય-અનુકંપા માટે પણ સ્થાન રહેતું નથી. આ પ્રમાણે જીવની વિરાધના કરનારને

સમ્યગ્દષ્ટિ કેમ કહેવાય તેમજ આવું કાર્ય પણ તેનાથી કેમ કરાય? આનો ઉત્તર એ છે કે ભવ્ય જિનાલયમાં અલૌકિક મુદ્રાવાળી પ્રતિમા પધરાવી હોય તો તેના દર્શનથી કેટલાક ભવ્ય જીવોને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય અને વળી સર્વવિરતિની પણ આરાધનાનો પ્રસંગ મળે અને રૂડું ચારિત્ર પાળીને કેટલાક મોક્ષે પણ જાય અને તેમ થતાં જ્યાં સુધી સંસાર રહે ત્યાં સુધી એટલે અનંત કાળ પર્યંત એ જીવોને હાથે છએ નિકાયના જીવોને અભયદાન મળે. આવો શુભ પ્રસંગ પ્રાપ્ત થતો હોવાથી જિનાલય બંધાવવું એ દોષ ન ગણાય. આ સંબંધમાં લૌકિક દૃષ્ટાંત વિચારીએ. જેમકે કોઇ રોગીનો રોગ શિરા-વેધ વિના મટે તેમ ન હોય અને કુશળ વૈદ્ય તે ક્રિયા કરે તો અલબત્ત શરૂઆતમાં તો રોગીને તે વૈદ્યની ક્રિયા દુઃખદાયિની જણાય, પરંતુ એ ક્રિયા થયા બાદ તેનો રોગ દૂર થવાથી તેને ઉલટું સુખ ઉપજે એવી રીતે જિનાલય તૈયાર કરાવવામાં છ નિકાયના જીવોનો ઉપમર્દ થાય એટલું પાપ લાગે, પરંતુ અંતમાં તે દ્વારા અનેક જીવોને સમ્યક્ત્વાદિની યાવત્ મુક્તિની પ્રાપ્તિ થતી હોવાથી અને એ દ્વારા જીવ-વિરાધના થતી અટકતી હોવાથી એ કાર્ય સદોષ નથી, પરંતુ ઇષ્ટ છે.

   

**प्रवृत्तिहेतुरन्येषां, समारम्भो विधेर्भवेत् ।**
**स सूत्राज्ज्ञायते तेन, तदादौ लेखयाम्यहम् ॥ ८५ ॥**

પુસ્તકના લેખનની આવશ્યકતા

શ્લો૦—" અન્યોની ( એટલે કે આત્મવ્યતિરિક્ત ભવ્ય જીવોની સદનુષ્ઠાનરૂપ) પ્રવૃત્તિનો હેતુ વિધિપૂર્વકનો ( નહિ કે સ્વકપોલકલ્પિત ) સમારંભ છે. એ વિધિ સૂત્રથી જણાય છે, વાસ્તે સૌથી પ્રથમ હું સૂત્ર લખાવું."—૮૫

   

**जिनवचोऽमृतश्रुत्या, ज्ञातवस्तुस्वभावकाः ।**
**कुश्रुतेर्विरताः केचि-ज्जैनधर्ममवाप्नुयुः ॥ ८६ ॥**

સૂત્ર-લેખનનું ફળ--

શ્લો૦--"તીર્થંકરની વાણીરૂપ [1]અમૃતનું શ્રવણ કરી જેમણે વસ્તુના રહસ્યને જાણ્યું છે એવા કેટલાક કુશ્રુતિથી વિરક્ત બની જૈન ધર્મને પામે."-૮૬

   

**अन्येषां यानि यान्यत्र, धर्मबोधकराणि वै ।**
**साधनानि भवेयुर्हि, तानि संसाधयाम्यहम् ॥ ८७ ॥**

ધર્મસાધક સાધનોનું સંપાદન—

શ્લો૦--આ જગત્માં અન્યોને ધર્મનો બોધ કરનારાં જે જે સાધનો હોય તેને ખરેખર હું સાધું."-૮૭[2]

   

**सम्पादयामि साधूनां, पाठने साधनानि यत् ।**
**कुतीर्थिनः प्रबोधेन, मिथ्यात्वान्मोचयन्ति ते ॥८८॥**

સાધુને ભણાવવામાં સહાયતા—

શ્લો૦—"સાધુઓને ભણાવવા માટે સાધનો હું મેળવી આપું કે જેથી તેઓ બોધ પામી કુતીર્થિકોને બોધ આપી તેમને મિથ્યાત્વથી છોડાવે."-૮૮

   

---

૧ તીર્થંકરની વાણીના શ્રવણથી જીવ અજરામર પદ પામે છે, તેથી એને અમૃતની ઉપમા આપી છે.

૨ આ સંબંધમાં **પંચલિંગી**ની ટીકાના ૭૫મા પત્રમાં કહ્યું છે કે કેવળ હું જૈન સિદ્ધાન્ત જ લખાવું એમ નહિ, પરંતુ ઇતર દર્શનના ગ્રન્થો પણ લખાવું; કેમકે એ સુપ્રસિદ્ધ વાત છે કે--

**"परसमओ उभयं वा सम्मद्दिट्ठिस्स ससमओ चेव"**

**[ परसमय उभयं वा सम्यग्दृष्टेः स्वसमयश्चैव ]**

અર્થાત્ સમ્યગ્દષ્ટિને પર સિદ્ધાન્ત પણ સ્વસિદ્ધાન્ત જ છે.

**प्रबुद्धा विरताः सन्तो, रक्षन्ति सर्वप्राणिनः ।**
**अनुकम्पा ततस्तस्य, तदारम्भेऽपि विद्यते ॥ ८९ ॥**

**જિન-ચૈત્ય બનાવનારની દયાલુતા—**

શ્લો૦—" (જિનાલયના દર્શન વગેરેથી) બોધ પામી અને ત્યાર બાદ વિરક્ત થઇ તેઓ સર્વ જીવોનું રક્ષણ કરશે, વાસ્તે તેને (અર્થાત્ ચૈત્ય કરનારને) આરંભમાં પણ દોષ નથી. "–૮૯

   

**शकटपोतसङ्ग्राम--हलाद्यारम्भजं तु यत् ।**
**महत् पापं विजानाना, व्याख्यां कुर्युस्तदस्य न ॥९०॥**

**શકટાદિના ઉપદેશની મનાઇ—**

શ્લો૦—"ગાડાં, વહાણો, લડાઇઓ, હળો વગેરે આરંભોથી જે મહાપાપ થાય છે તેને જાણનારા તેનું વ્યાખ્યાન ન કરે.[1] "–૯૦

   

**मन्त्रे तन्त्रे तथा ज्योतिः--शास्त्रे निष्णातबुद्धयः ।**
**तदाख्यानं न कुर्वीरन्, यतो हिंसा प्रज यते ॥९१॥**

---

૧ સરખાવો—

" **खित्ते खडेह गोणे दमेह पमाइ सावगजणस्स ।**
**उवइसिउं नो कप्पइ जाणियजिणवयणसारस्स ॥** "–આર્યા
[ **क्षेत्राणि कृष्यत वृषभान् दमयत पचमादि श्रावकजनाय ।**
**उपदेष्टुं न कल्पते ज्ञातजिनवचनसारस्य ॥** ]

અર્થાત્ હે ખેડુતો ! તમે ધર્મિષ્ઠ છો, કેમકે તમે ખેતી કરો છો, તેથી સકળ પ્રજા જીવે છે એથી તમે ખેતી કરો, બળદોનું દમન કરો વગેરે પ્રકારનો ઉપદેશ શ્રાવકોને જિન-વચનના સારનો જાણકાર ન આપી શકે.

મંત્રાદિ કથનનો નિષેધ—

૧૦—મંત્ર, તંત્ર અને જ્યોતિઃશાસ્ત્રમાં પ્રવીણ મતિવાળા તેનું વર્ણન કરે નહિ, કેમકે ( તેમ કરવાથી ) હિંસા થાય છે. "–૯૧

   

**नानारम्भोऽपि नो तस्य, कुपात्रस्य कृते भवेत् ।**
**अनुकम्पयतो जीवान्, गृहागाय ददाति च ॥९२॥**

કુપાત્રને દાન આપવાનો નિષેધ—

શ્લો૦—" જીવની અનુકંપા કરતાં તેને હાથે કુપાત્રને માટે દાનનો આરંભ કદાપ ન થાય, પરંતુ ઘેર આવેલાને તે આપે."[1]–૯૨

પદ્યાર્થનો પરામર્શ—

સ્પષ્ટી૦—આ પદ્યથી સૂચવાય છે કે ભક્તિપૂર્વક દાન તો સુપાત્રને જ દેવાય. કુપાત્રને બહુમાન સહિત દાન આપવું એ જિનાજ્ઞાનું ઉલ્લંઘન છે. ભગવતી ( શ. ૮, ઉ. ૬. સૂ. ૩૩૨ )માં કહ્યું પણ છે કે—

**"समणोवासगस्स णं भंते ! तहारूवं समणं वा माहणं वा फासुएसणि-ज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणस्स किं कज्जति? गोयमा ! एगंत-**

---

૧ સરખાવો—

"सीलव्वयरहियाणं जं खलु दिज्जइ धणं कुपत्ताणं ।
तं खलु धोयइ वत्थं रुहिरखरंटं सोणिएणेव ॥ "

[ शीलव्रतरहितेभ्यो यत् खलु दीयते धनं कुपात्रेभ्यः ।
तत् खलु क्षालयति वस्त्रं रुधिरक्षतं शोणितेन ॥ ]

અર્થાત્ શીળ અને વ્રતથી રહિત કુપાત્રોને ખરેખર જે દાન દેવાય છે તે લોહીથી ખરડાયેલા વસ્ત્રને લોહીથી ધોવા બરાબર છે.

૨ છાયા—

**श्रमणोपासकस्य भदन्त ! तथारूपं श्रमणं वा माहनं (ब्राह्मणं) वा प्रासुकेन एषणीयेन अशनपानखादिमस्वादिमेन प्रतिलाभमानस्य किं क्रियते ? गौतम !**

**सो निज्जरा कज्जइ, नत्थि य से पावे कम्मे कज्जति....समणोवासगस्स णं भंते तहारूवं अस्संजयअविरयपडिहयपच्चक्खायपावकम्मं फासुएण वा अफासुएण वा एसणिज्जेण वा अणेसणिज्जेण वा असणपाण जाव किं कज्जइ ?। गोयमा ! एगंतसो पावे कम्मे कज्जइ, नत्थि से काइ निज्जरा कज्जइ ।"**

અર્થાત્ શ્રમણોના ઉપાસક એટલે શ્રાવક તથારૂપ સાધુ કે શ્રાવકને પ્રાસુક તેમજ એષણીય એવાં [1]અશન, [2]પાન, [3]ખાદિમ, [4]સ્વાદિમ દ્વારા પ્રતિલાભે તો તેને શું ફળ મળે ? **ગૌતમ** ! એકાન્તથી તેને નિર્જરા ફળે, નહિ કે એનું એ કૃત્ય પાપી છે. પરંતુ અસંયત અવિરત પાપ-કર્મના પ્રત્યાખ્યાનના વિનાશક એવાને જો શ્રાવક પ્રાસુક કે અપ્રાસુક, એષણીય કે અનેષણીય અશન પાન વગેરે વડે પ્રતિલાભે તો તેને શું ફળ મળે ? **ગૌતમ** ! એકાંતથી તેને પાપનો બંધ થાય. તેને જરા પણ નિર્જરા ન થાય.

આ સંબંધમાં એ ભૂલવું ન જોઇએ કે આ વિધિ તો મોક્ષ માટે જે દાન છે તે આશ્રીને છે; બાકી અનુકંપા-દાનનો જિનેશ્વરે કદાપિ નિષેધ કર્યો નથી. આ વાત આપણે ૧૫૭ મા પૃષ્ઠમાં વિચારી ગયા છે. છતાં તેના વિશેષ સમર્થનાર્થે ભગવતીની શ્રીઅભયદેવસૂરિએ રચેલી ટીકાના ૩૭૪ મા પત્રમાં અવતરણરૂપે આપેલી નિમ્ન-લિખિત ગાથાની નોંધ લઇએ:—

[5]"**मोक्खत्थं जं दाणं तं पइ एसो विही समक्खाओ ।**
**अणुकम्पादाणं पुण जिणेहिं न कयाइ पडिसिद्धं ॥**"—આર્યા

---

**एकान्तेन निर्जरा क्रियते, नास्ति च तस्य पापं कर्म क्रियते...श्रमणोपासकस्य भदन्त ! तथारूपमसंयताविरतप्रतिहताप्रत्याख्यानपापकर्माणं प्रासुकेन वा एषणीयेन वाऽनेषणीयेन वा अशनं पानं यावत् किं क्रियते ? गौतम ! एकान्तेन पापं कर्म क्रियते, नास्ति तस्य काऽपि निर्जरा क्रियते इति ।**

૧ જેથી જલદી ભૂખ ભાંગે તે 'અશન' કહેવાય છે. જેમકે મગ, ભાત, રોટલી, દૂધ, દહીં, માખણ, ઘી, પકવાન, શાક વગેરે.

૨ પીવા લાયક વસ્તુ 'પાન' કહેવાય છે. જેમકે પાણી, છાશની આશ વગેરે.

૩ જે ખાવાથી થોડી તૃપ્તિ થાય તે 'ખાદિમ' કહેવાય છે. જેમકે મેવો, ફળો વગેરે.

૪ સ્વાદની ખાતર—લહેજત માટે ખવાય તે અથવા જેના સ્વાદમાં પહેલા ખાધેલા આહારાદિનો લય થાય તે 'સ્વાદિમ' કહેવાય છે. જેમકે પીપર, સુંઠ, મરી, એલચી, તજ વગેરે.

૫ છાયા—

**मोक्षार्थं यद् दानं तत् प्रति एष विधिः समाख्यातः**
**अनुकम्पादानं पुनर्जिनैर्न कदापि प्रतिषिद्धम् ॥**

આથી અત્ર એ ફલિત થાય છે કે કુપાત્રને પણ અનુકંપાથી દાન આપવાનો તો નિષેધ નથી જ. વિશેષમાં ભિક્ષા માટે ઘેર આવી પહોંચેલી વ્યક્તિ કુપાત્ર હોય તોપણ તેને અન્નાદિ આપવામાં દોષ નથી. કહ્યું પણ છે કે-

"[1]उचियं खलु कायव्वं सव्वत्थ सया नरेण बुद्धिमया।
इय फलसिद्धी नियमा एस च्चिय होइ आण त्ति॥"–આર્યા

અર્થાત્ બુદ્ધિશાળી પુરુષે જે ખરેખર ઉચિત હોય તે સર્વ સદા કરવું. એથી નક્કી ફળની સિદ્ધિ છે તેમજ એ જ (જિનેશ્વરની) આજ્ઞા છે.

સાથે સાથે અત્ર એ પણ ધ્યાનમાં રાખવું કે ઘેર આવેલા કુપાત્રને માટે રસોઈ તૈયાર કરવી તે યુક્ત નથી, કેમકે અન્ન–પાકને વિષે પૃથ્વીકાયાદિનો વધ થાય છે અને કુપાત્રની ખાતર આવો નિરર્થક વધ કરવો તે ઉચિત નથી. કહ્યું પણ છે કે—

"[2]काऊण य पाणिवहं जो दाणं देइ धम्मसद्धाए।
दहिऊण चंदणं सो करेइ अंगारवाणिज्जं॥"—આર્યા

"कडमद्दं काउणं दमदयरहियाणं देइ जो दाणं।
सो मूसे मारेउं पोसेइ नवरि मज्जारे॥"—આર્યા

અર્થાત્ જે જીવનો વધ કરી ધર્મ–શ્રદ્ધાથી દાન દે છે તે ચંદનને બાળીને અંગારાનો વ્યાપાર કરે છે. દુર્બળનું મર્દન કરીને દમ અને દયાથી રહિત જીવોને જે દાન દે છે તે ઉંદરને મારીને બિલાડીને પોષે છે.

   

## विचाराद् वर्तनाच्चैव–मनुकम्पा प्रसिध्यति।
## लिङ्गं लीनं च सम्यक्त्वं, गमयेत् क्षणमात्रतः॥९३॥

---

૧–૨ છાયા—

उचितं खलु कर्तव्यं सर्वत्र सदा नरेण बुद्धिमता।
इति फलसिद्धिर्नियमादेषा एव भवति आज्ञेति॥
कृत्वा च प्राणिवधं यो दानं ददाति धर्मश्रद्धया।
दग्ध्वा चन्दनं स करोति अङ्गारवाणिज्यम्॥
क्षीणमर्दं कृत्वा दमदयारहितेभ्यो ददाति यो दानम्।
स मूषकान् मारयित्वा पुष्यति नवरं मार्जारान्॥

**અનુકંપાનું અનુમાન—**

**શ્લો૦**—"આ પ્રમાણેનાં વિચાર અને વર્તનથી અનુકંપા નામનું લિંગ સિદ્ધ થાય છે; આથી તેને વિષે ગુપ્ત રહેલું સમ્યક્ત્વ ક્ષણ માત્રમાં જણાઇ આવે છે."–૯૩

**અનુકંપાનું સૂચન—**

**સ્પષ્ટી૦**—અનુકંપા એ આત્માનો અતીન્દ્રિય પરિણામ છે તો તે કેવી રીતે જાણી શકાય? આનો ઉત્તર એ છે કે વિધિપૂર્વક જિન-ચૈત્ય તૈયાર કરાવવું ઇત્યાદિ બાહ્ય ક્રિયા અને ભવ-સાગરમાં ડૂબતા જીવોનો ઉદ્ધાર કરવાનો વિચાર અનુકંપાને સિદ્ધ કરે છે. આ અનુકંપાનું લક્ષણ સૂચવતાં કહ્યું પણ છે કે—

"अर्हद्वेश्मविधापनादिविधिना सम्यग्दृशा क्लृप्तया
लब्ध्वा बोधिमबाधितां बत यया भव्या विरत्याऽऽदृताः ।
गत्वा निर्वृतिमाभवं विदधते रक्षां पृथिव्यादिषु
ध्येया दर्शनलक्षणं क्षणकरी सैवानुकम्पा बुधैः ॥"–શાર્દૂલ૦

   

## यथार्थबोधवान् वेत्ति, जीवो सम्यक्त्वदृष्टिकः ।
## पारलोकमनुष्ठानं, विना जीवं घटेत न ॥ ९४ ॥

**આસ્તિક્યનો પ્રસ્તાવ--**

શ્લો૦—" (અનુકંપાથી લક્ષિત) સમ્યગ્દૃષ્ટિ જીવ યથાર્થ બોધવાળો હોઇ જાણે છે કે જીવ વિના પરલોક સંબંધી અનુષ્ઠાન ઘટી શકે નહિ. "–૯૪

**આસ્તિક્યરૂપ લિંગનું અસ્તિત્વ—**

**સ્પષ્ટી૦**—આસ્તિક્ય એ સમ્યક્ત્વનાં સર્વ લિંગોનો સરદાર છે. શમાદિ લિંગોથી વિભૂષિત વ્યક્તિમાં જ આસ્તિક્ય સંભવે છે. આ લિંગ હોય ત્યારે અન્ય લિંગો હોય પણ ખરાં અને ન પણ હોય એમ કહેવું યુક્તિ-વિકલ જણાય છે, કેમકે આપણે ૩૧૨ મા પૃષ્ઠમાં શમાદિની ઉત્પત્તિનો ક્રમ વિચારી ગયા છે તે શાસ્ત્રસંમત છે. આથી કરીને એમ તો કેમ જ કહેવાય કે જે સમ્યક્ત્વથી વિભૂષિત હોય તેનામાં બીજાં લિંગો ભલે ન હોય, પણ આસ્તિક્ય તો હોવું જ જોઇએ?

**આત્માની સિદ્ધિ—**

આત્મા અતીન્દ્રિય પદાર્થ છે. એથી કરીને એ આપણા જેવાને દષ્ટિ-ગોચર થતો નથી. આથી કેટલાક તો એનું અસ્તિત્વ જ માનવા ના પાડે છે. વિશેષમાં એથી આગળ વધીને કેટલાક તો પરલોક તેમજ પુણ્ય અને પાપની પણ હૈયાતી માનતા નથી. આવા જનોને ઇતર જનો તરફથી નાસ્તિકનો ઇલકાબ આપવામાં આવે છે, કેમકે તેમની માન્યતા મુજબ જેઓ પરલોક વગેરેનું અસ્તિત્વ અંગીકાર કરે છે તેઓ જ આસ્તિક છે. ગમે તેમ હો પરંતુ છદ્મસ્થ આસ્તિકો અને નાસ્તિકો ઉભયને આત્મા પ્રત્યક્ષગોચર નથી અને એથી કરીને તો એની સત્તા વિષે મત-ભેદ જોવાય છે. આપણને જે જે વસ્તુ દષ્ટિગોચર ન હોય તે નથી જ એમ કહેવું ભૂલભરેલું હોવાથી આત્માનું અસ્તિત્વ અનુમાનાદિ આધારે સિદ્ધ થતું હોય તો તે સ્વીકારવું જોઇએ. ચાર્વાક સિવાય દરેક ભારતવર્ષીય દર્શનકારે આત્માનું અસ્તિત્વ સ્વીકાર્યું છે એટલું જ નહિ, પણ મહાભૂતોમાંથી તેની ઉત્પત્તિ માનનારા ચાર્વાક સામે મોરચા પણ માંડ્યા છે. જૈન દર્શન આત્માને શરીર, ઇન્દ્રિય કે મનરૂપ ન માનતાં એથી અતિરિક્ત ઉપયોગરૂપ ધર્મવાળા પદાર્થરૂપે માને છે. ઇતર દર્શનોથી એ ક્યાં જૂદું પડે છે તેનો ઊહાપોહ અત્ર ન કરતાં **આર્હતદર્શન-દીપિકા** ( પૃ. ૨૮–૪૫) જોવા ભલામણ છે. વિશેષમાં ઉપયોગ યાને ચૈતન્ય એ મહાભૂતોનો કે તેનાથી બનેલ શરીરનો ધર્મ નથી અને એથી કરીને શરીર અને આત્મા જુદો છે. આ હકીકત **ન્યાયકુસુમાંજલિ**ના સ્પષ્ટીકરણ (પૃ. ૭૧–૭૪ )માં મેં દર્શાવી છે તેમજ વળી એ ગ્રંથ (પૃ. ૮૦–૮૧)માં ઇન્દ્રિયો પણ આત્મા નથી એ વાત સૂચવેલી છે, તેનું પણ અત્ર પુનરાવર્તન ન કરતાં તે સ્થળો જોવાં ભલામણ છે. આ ઉપરાંત "**विज्ञानघन०**"નો **શ્રીગૌતમ**સ્વામીએ કરેલા અર્થની અને એથી તેમને ઉદ્ભવેલી જીવ વિષેની શંકાનું નિરસન જે જુદી રીતે અર્થ કરીને **શ્રીમહાવીરે** કર્યું હતું તેની પણ આછી રૂપરેખાના જિજ્ઞાસુએ આ ગ્રંથનાં ૨૨ મા અને ૨૩ મા પૃષ્ઠો જોવાં. આના વિશેષાર્થીએ **વિશેષાવશ્યક**ની મલધારીય શ્રી**હેમચન્દ્ર**સૂરિકૃત ટીકા તેમજ શ્રી**હરિભદ્ર**-સૂરિકૃત **ષડ્દર્શનસમુચ્ચય**ની શ્રી**ગુણરત્ન**સૂરિકૃત વૃત્તિ જોવી.

   

**विज्ञानक्षणवादेऽत्र, कृतनाशोऽकृतागमः ।**
**उदयानन्तरे नाशे, कर्तरि भोक्तृता नहि ॥ ९५ ॥**

**વિજ્ઞાનક્ષણવાદની દૂષિતતા—**

શ્લો૦—" આ વિજ્ઞાનક્ષણિકવાદમાં કૃતનાશ અને અકૃતાગમ (એ બે દોષો) છે, કેમકે ઉદય પછીના વિનાશમાં કર્તાને વિષે ભોક્તૃત્વ નથી (પરંતુ અન્યમાં છે). "–૯૫

**કૃતનાશ અને અકૃતાગમ—**

સ્પષ્ટી૦—કેટલાક બૌદ્ધો વિજ્ઞાનક્ષણની પરંપરાને જ આત્મા માને છે, કિન્તુ મોતીના સમુદાયમાં પરોવેલા દોરાની જેમ એકાન્વયી આત્મા માનતા નથી. આવી તેમની માન્યતા હોવાથી એ કૃતનાશ અને અકૃતાગમ એ બે દોષોથી ગ્રસ્ત બને છે. જેમકે બ્રહ્મચર્ય વગેરે શુભ કર્મનું ફળ સ્વર્ગ અને હિંસા વગેરે અશુભ કર્મનું ફળ પાપ જન્માંતરમાં ભોગવાય છે. આથી જે જ્ઞાન-ક્ષણે આ જન્મમાં બ્રહ્મચર્યાદિ અનુષ્ઠાનો કર્યાં તેનો ત્યાં જ નાશ થઇ જવાથી બ્રહ્મચર્યાદિનાં ફળરૂપ સ્વર્ગાદિનો ઉપભોગ તેને સંભવતો નથી એટલે કે કરેલી ક્રિયાનું ફળ મળતું નથી. આ દોષને 'કૃતનાશ' તરીકે ઓળખાવાય છે. એવી રીતે જે વિજ્ઞાનક્ષણને સ્વર્ગાદિનો ઉપભોગ છે તે વિજ્ઞાનક્ષણે કંઇ બ્રહ્મચર્યનું પાલન કર્યું નથી, કેમકે તેમ કરનારો વિજ્ઞાનક્ષણ તો એનું ફળ ભોગવવાની સ્થિતિ સુધી જીવતો જ રહ્યો નથી. આથી નહિ કરેલા કર્મનું ફળ વિજ્ઞાનક્ષણને ભોગવવું પડે છે એટલે 'અકૃતાગમ'રૂપ દોષ ઉદ્ભવે છે. આવી પરિસ્થિતિમાં એટલે કાર્ય એક વિજ્ઞાનક્ષણ કરે અને તેનું ફળ બીજો વિજ્ઞાનક્ષણ ભોગવે એવી દશામાં કોણ શુભ કર્મમાં પ્રવૃત્તિ કરવા કે અશુભ કર્મથી નિવૃત્તિ સેવવા તૈયાર થાય ?

   

**सन्तानो वस्तुतो नास्त्य–चेतनाच्चेतनं कथम् ?।**
**सहकारित्वं भवेन्नैवो–पादानमन्तरा क्वचित् ॥९६॥**

**સન્તાનની અવાસ્તવિકતા—**

શ્લો૦—" ખરી રીતે સન્તાન (પ્રવાહ) નથી. અચેતનમાંથી ચેતનત્વ ક્યાંથી સંભવે ? (કેમકે) ઉપાદાન–કારણ વિના સહકારિત્વ કદાપિ હોય જ નહિ. "–૯૬

**પદ્યાર્થનો પ્રસ્ફોટ—**

સ્પષ્ટી૦—ક્ષણિક જ્ઞાનવાદ સ્વીકારતાં એકના એક જ જ્ઞાન-ક્ષણમાં કર્તૃતા અને ભોક્તૃતા ઘટતી નહી હોવાથી તેના નિરાકરણ માટે એમ સૂચવાય કે જ્ઞાનક્ષણો પ્રવાહરૂપે સ્થિર હોવાથી તેને વિષે તો એક જ જ્ઞાનસંતાન

પરત્વે કર્તૃત્વ અને ભોક્તૃત્વ સુસંગત થઇ શકશે. અન્ય શબ્દોમાં કહીએ તો કપાસના બીને લાખના રસનું સિંચન કરવાથી તજ્જનિત અતિશયના આધાનના ક્રમે કરીને કાલાંતરે કુસુમોમાં લાલાશ આવે છે તેમ જે જ્ઞાન-સંતાનને આશ્રીને કુશળ કે અકુશળ અનુષ્ઠાનો થયાં હોય તેને વિષે જ વિશિષ્ટ, વિશિષ્ટતર ઉત્તરોત્તર ક્ષણુની ઉત્પતિના ક્રમ પૂર્વક ભવાન્તરમાં સુખ-દુઃખનો ઉપભોગ સંભવે છે. કહ્યું પણ છે કે—

" यस्मिन्नेव हि सन्ताने, आहिता कर्मवासना ।
फलं तत्रैव सन्धत्ते, कर्पासे रक्तता यथा ॥ "-અનુ૦

આ દલીલના ખંડનરૂપ ઉત્તર પૂરો પાડતાં આ પદ્ય સૂચવે છે કે સંતાનની વાસ્તવિક રીતે હૈયાતી જ નથી. અત્ર સંતાનથી કાર્ય-કારણ ભાવના ક્રમથી નિરન્તર ઉત્પન્ન થતો જ્ઞાનનો પ્રવાહ સમજવો. એ પ્રવાહનું અસ્તિત્વ વિચાર-ક્ષમ નથી, કેમકે એ જ્ઞાન-પ્રવાહરૂપ સંતાન જ્ઞાન-ક્ષણરૂપ સંતાનીથી ભિન્ન છે કે અભિન્ન તે જાણવું જોઇએ. અભિન્ન માનતાં તો સંતાનીરૂપ જ્ઞાનક્ષણો જ સંતાન બની જશે, અને તેમ થતાં તો વિજ્ઞાનક્ષણરૂપ પક્ષ સ્વીકારતાં જેમ તે કૃતનાશાદિ દોષોથી ગ્રસ્ત બને છે તેમ આ પણ બનશે એટલે આ તો બકરૂં કાઢવા જતાં ઊંટ પેસાડવા જેવું થશે. આથી ભિન્ન માનવામાં આવે તો એવા બે સવાલો ઊઠે છે કે શું તે વસ્તુરૂપ હોઇ ભિન્ન છે કે અવસ્તુરૂપ હોઇ તેમ છે ? વળી તે વસ્તુરૂપ હોય તો શું તે સચેતન છે કે અચેતન ? આ પ્રમાણેના ચાર વિકલ્પો પૈકી જો જ્ઞાનના પ્રવાહરૂપ સંતાનનો તેના સંતાની જ્ઞાનક્ષણોથી ભિન્ન સચેતન વસ્તુ તરીકેના વિકલ્પરૂપે અંગીકાર કરાય તો નામાંતરથી આત્માનો સ્વીકાર થાય છે એટલે તો સીધીભાઇની માફક ડાબો કાન પકડ્યા જેવું થયું; કેમકે જૈન દૃષ્ટિ આત્માને અમુક અપેક્ષાએ જ્ઞાનથી વ્યતિરિક્ત સચેતન પદાર્થરૂપે સ્વીકારે છે જ. જો સન્તાનને તેના સંતાની જ્ઞાનક્ષણોથી ભિન્ન અચેતન વસ્તુ તરીકે સ્વીકારવામાં આવે તો અચેતનરૂપ સંતાનમાંથી જન્માન્તરમાં થનારા જ્ઞાનરૂપ ચેતનની ઉત્પત્તિ સ્વીકારવાનો અનિષ્ટ પ્રસંગ ખડો થાય છે. આની પણ જો દરકાર ન કરવામાં આવે તો ઘટમાંથી પણ ભોક્તારૂપ ચેતનની ઉત્પત્તિ માનવી પડશે. આના બચાવ અર્થે એમ કહેવું કે વસ્તુતઃ અસ્તિત્વવાળા એવા પણ અચેતનરૂપ સંતાનને અમે અન્ય જન્મમાં થનારા ભોક્તૃ-જ્ઞાનના ઉપાદાન કારણ તરીકે ન માનતાં અમે તો એને સહકારિ-કારણ તરીકે સ્વીકારીએ છીએ તો એ ભૂલભરેલું છે. એનું કારણ એ છે કે જે પોતે કોઇ પણ વસ્તુનું ઉપાદાન-કારણ હોય તે અન્ય ભાવકાર્યને વિષે

નિમિત્ત-કારણ યાને સહકારિ-કારણ બની શકે છે. જેમકે પૃથ્વી, પાણી, પવન અને અગ્નિના બીજરૂપ પૂર્વે થનાર સમર્થ પુંજમાંથી ઉત્તરોત્તર પૃથ્વી વગેરેના બીજરૂપ જ પુંજ સમર્થતર ઈત્યાદિ ક્રમે ઉત્પન્ન થાય છે. તેમાં પ્રથમ પુંજમાં રહેલું બીજ ઉત્તર પુંજમાં રહેલા બીજનું ઉપાદાન-કારણ છે, જ્યારે પ્રથમ પુંજગત પૃથ્વી વગેરે તો નિમિત્ત-કારણ છે. એ પ્રમાણે પ્રથમ પુંજગત પૃથ્વી વગેરે પણ ઉત્તર પુંજગત પૃથ્વી વગેરે પ્રતિ ઉપાદાન-કારણરૂપ છે, જ્યારે પ્રથમ પુંજગત બીજ તો નિમિત્ત-કારણ છે. આ રીતે પૃથ્વી વગેરેમાં પણ પરસ્પર નિમિત્ત-કારણતા બૌદ્ધ મતમાં સ્વીકારાયેલી છે. અહીં તો અચેતન સંતાનને બૌદ્ધો કોઇના પણ ઉપાદાન-કારણ તરીકે સ્વીકારતા નથી. આથી કરીને જન્માંતરભાવિ ભોક્તૃ-ચેતનના સહકારિ-કારણ તરીકે એને સ્વીકારાય તેમ નથી, કેમકે બૌદ્ધોનો એ સિદ્ધાન્ત છે કે નિમિત્તતા એ ઉપાદાનથી વ્યાપ્ત છે અર્થાત્ જે ઉપાદાનરૂપ હોય તે જ નિમિત્તરૂપ બની શકે. એટલે કે જેમ એક જ્ઞાન-ક્ષણને કર્તૃત્વ અને ભોક્તૃત્વ ઉભયનો ઉપભોગ સંભવતો નથી. તેમ આ સંતાનને પણ સંભવતો નથી.

આ પ્રમાણે બે વિકલ્પોનો વિચાર થઇ રહેતાં બાકી રહેલ વિકલ્પ તપાસતાં કહેવું પડશે કે અવસ્તુનું અસ્તિત્વ તે વંધ્યા-સુતના જેવું છે એટલે જેમ વંધ્યા-સુતથી કર્તૃત્વ કે ભોક્તૃત્વ શક્ય નથી તેમ અવસ્તુરૂપ સંતાનથી પણ આ કાર્યોની ઉત્પત્તિ શક્ય નથી. આથી કરીને આત્માનું અસ્તિત્વ સ્વીકારવું એ જ શ્રેયસ્કર તેમજ પ્રેયસ્કર માર્ગ છે.

   

**प्रभवा पुण्यपापाभ्यां, संवित्तिः सुखदुःखयोः ।**
**ज्ञानं भिन्नं ततो नैव, संवित्तिः सुखदुःखयोः ॥९७॥**

**સુખ-દુઃખના સંવેદનમાં હેતુતા—**

**શ્લો૦**—"પુણ્ય અને પાપ વડે સુખ અને દુઃખનું જ્ઞાન થાય છે, તેથી જ્ઞાન એનાથી ભિન્ન છે અને એનાથી સુખ અને દુઃખનું સંવેદન નથી જ."—૯૭

**જ્ઞાનની સુખ-દુઃખથી ભિન્નતા—**

**સ્પષ્ટી૦**—આત્માનો અસ્વીકાર કરનારા બૌદ્ધોનું માનવું એમ છે કે જ્ઞાનનો જ સ્વર્ગમાં સુખરૂપે અને નરકમાં દુઃખરૂપે પ્રાદુર્ભાવ થાય છે. પરન્તુ આ માન્યતા યુક્તિ-સંગત નથી. સુખ-દુઃખનાં કારણમાં, સ્વરૂપમાં અને ફળમાં ભેદ હોવાથી જ્ઞાનથી સુખ-દુઃખ ભિન્ન છે. પછી ભલેને આ જ્ઞાન પ્રવૃત્તિજ્ઞાનરૂપ સંતાનગત હોય કે આલયજ્ઞાનરૂપ સંતાનગત હોય. પ્રવૃત્તિજ્ઞાન-

સંતાનગત જ્ઞાન આશ્રીને એ વાત સ્પષ્ટ છે કે વનિતા વગેરેના જ્ઞાનની ઉત્પત્તિને વિષે વનિતારૂપ જે સામગ્રી છે તે જ સુખદુ:ખની પણ સામગ્રી નથી, કિન્તુ રાગાદિ વાસનાવિશેષ પણ તેમાં સામગ્રીરૂપ છે. જો એમ ન માનીએ તો રાગીની પેઠે મુમુક્ષુને પણ ઉત્તમ સુંદરીના રૂપના જ્ઞાનથી સુખ અને પિશાચિનીના રૂપના જ્ઞાનથી દુ:ખ થાય એવી અઘટિત વાત સ્વીકારવી પડશે. વળી ભર ઉનાળામાં પણ ચંદનના સ્પર્શના જ્ઞાન–માત્રથી શાંતિ થઈ જવી જોઇએ. આ સંબંધમાં એ દલીલ નકામી છે કે રૂપના દર્શન, મનસ્કાર વગેરે સામગ્રીથી જ્ઞાન તેમજ સુખ–દુ:ખની ઉત્પત્તિ હોવાથી જ્ઞાનથી સુખદુ:ખ ભિન્ન નથી, કેમકે સામગ્રીની સામાન્યતામાં વિશેષતા ન હોય તોપણ અવાંતર દેશ, કાળ, ભાવ વગેરે સામગ્રીની વિશેષતાને લઈને ભિન્નતાની ઉત્પત્તિ છે જ. આ તો કારણરૂપ ભેદ દ્વારા પ્રવૃત્તિજ્ઞાનસંતાનગત જ્ઞાન અને સુખદુ:ખનો ભેદ થયો. સ્વરૂપથી પણ ભિન્નતા છે. જેમકે જ્ઞાન સ્વપરપ્રકાશક છે, જ્યારે સુખ–દુ:ખ અનુકૂળ અને પ્રતિકૂળ વેદનીયરૂપ છે. ફળની બાબતમાં પણ ભેદ છે. જેમકે હિતની પ્રાપ્તિને વિષે પ્રવૃત્તિ અને અહિતના પરિહારને વિષે નિવૃત્તિ એ જ્ઞાનનું ફળ છે, જ્યારે નવીન નવીન સ્વગોચર તૃષ્ણાથી વિમુખતાની ઉત્પતિ તેમજ નેત્ર વગેરે પ્રસાદ દ્વારા વિવર્ણનાની ઉત્પત્તિ સુખ–દુ:ખનાં ફળો છે.

આલયજ્ઞાનસંતાનગત જ્ઞાન પરત્વે પણ વિચાર કરતાં એ જ્ઞાનની સુખદુ:ખ સાથે અભિન્નતા સ્વીકારી શકાતી નથી, કેમકે એમાં હેતુ, સ્વરૂપ અને ફળની બાબતમાં ભિન્નતા રહેલી છે. આલયજ્ઞાનનો હેતુ સમનંતર પ્રત્યસંગી પૂર્વ જ્ઞાન છે જ્યારે ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુના સંયોગો સુખ-દુ:ખના હેતુઓ છે. વળી આ જ્ઞાનનું સ્વરૂપ સ્વપરપ્રકાશકરૂપ તેમજ પ્રત્યય-વિષયક પણ છે, જ્યારે સુખદુ:ખનું સ્વરૂપ તો ઉપર મુજબ છે. વિશેષમાં આ જ્ઞાનનું ફળ ઉત્તર જ્ઞાનના પ્રવાહને તેમજ પ્રવૃત્તિ જ્ઞાનને પેદા કરવારૂપ છે, જ્યારે સુખદુ:ખનાં ફળો તો ઉપર મુજબ સમજવાનાં છે. અત્ર એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે આલયજ્ઞાનને સુખદુ:ખરૂપે માનતાં હું સુખ છું, હું દુ:ખ છું એવો પ્રત્યય થવો જોઈએ, નહિ કે હું સુખી છું, હું દુ:ખી છું એવો. એટલે આ પ્રમાણે વિચારતાં જ્ઞાન અને સુખદુ:ખ વચ્ચે ભિન્નતા સિદ્ધ થાય છે. છતાં પણ બાલગોપાલ પણ આ ભેદ સમજી શકે તેવા હેતુથી જ્ઞાનની સુખદુ:ખથી ભિન્નતા સિદ્ધ કરનારી અન્ય યુક્તિ ગ્રંથકારે આ પદ્યમાં દર્શાવી છે. જેમકે કુશળ અનુષ્ઠાન વડે સાધ્ય એવી કર્મપ્રકૃતિ 'પુણ્ય' છે, જ્યારે અકુશળ અનુષ્ઠાનવડે સાધ્ય એવી કર્મપ્રકૃતિ 'પાપ' છે. આ પ્રમાણેનાં

પુણ્ય અને પાપરૂપ અસાધારણ કારણ વડે સુખદુઃખનો અનુભવ થાય છે, કિન્તુ મનસ્કારાદિથી સુખદુઃખનો અનુભવ થતો નથી, કારણ કે સાતવેદનીય કર્મના ઉદયથી આત્માને જે આનન્દ થાય છે તે ‘ સુખ ’ છે, જ્યારે અસાતવેદનીયના ઉદયથી આત્માને જે સંતાપ થાય છે તે ‘દુઃખ’ છે. આથી કરીને આલયજ્ઞાન તેમજ પ્રવૃત્તિજ્ઞાનની સુખદુઃખથી ભિન્નતા સિદ્ધ થાય છે; કેમકે એની ઉત્પત્તિમાં જુદાં જુદાં કારણો છે, નહિ કે બધાંને માટે એક જ કારણ છે. એમ છતાં પણ જો આ વચ્ચે ભિન્નતા ન માનતા અભેદતા સ્વીકારાય તો ભેદરૂપ વ્યવહારનો ઉચ્છેદ થશે.

આથી તાત્પર્ય એ નીકળે છે કે જેમ ઘટ અને પટની ઉત્પત્તિનાં કારણો જુદાં હોવાથી તે બન્ને ભિન્ન છે, તેમ સુખ અને દુઃખ જ્ઞાનથી ભિન્ન છે, કેમકે તેની ઉત્પત્તિનાં કારણોમાં ભિન્નતા રહેલી છે. આથી કરીને જ્ઞાન જ યથાપ્રસંગ સુખદુઃખના સંવેદનરૂપ છે એ વાત ન માનતાં જ્ઞાનથી અતિરિક્ત સુખદુઃખને ભોગવવાવાળો અન્ય કોઇ છે—જીવ છે એમ માનવું જોઇએ અને તેમ માનવાથી જ પરલોક માટેનાં અનુષ્ઠાનો સાર્થક થાય.

આ પ્રમાણે આત્માની સિદ્ધિ થતાં અદ્વૈતવાદ સામે જૈન દૃષ્ટિનું શું કથન છે તે રજુ કરાય છે. સ્ફુટ શબ્દોમાં કહીએ તો અદ્વૈતવાદીઓની આત્મા પરત્વે એવી માન્યતા છે કે તે એક જ છે, પરબ્રહ્મસ્વરૂપી છે, સર્વ વ્યાપક છે અને સમસ્ત વિશ્વનાં શરીરોને વ્યાપીને તે શાશ્વત રહેલો છે, જ્યારે જૈનોની માન્યતા એવી છે કે શરીરે શરીરે આત્મા જુદો જુદો છે, અર્થાત્ તે દેહાવચ્છિન્ન છે. આ વાતને નહિ સ્વીકારવાથી જે દોષો ઉદ્ભવે છે તે ગ્રંથકાર હવે પછીના પદ્યમાં દર્શાવે છે.

   

**प्रतिदेहं विभिन्नोऽय-मात्मा साङ्कर्यमन्यथा ।**
**पुण्ये पापे सुखे दुःखे, भवेन्मोक्षे भवेऽपि च ॥९८॥**

**શરીરે શરીરે જીવની પૃથક્તા—**

શ્લો૦—“ આ જીવ શરીરે શરીરે ભિન્ન છે. જો એમ ન હોય તો પુણ્યમાં, પાપમાં, સુખમાં, દુઃખમાં, મોક્ષમાં અને સંસારમાં પણ સંકરતા થાય. ”—૯૮

**પદાર્થનું વિશદીકરણ—**

સ્પષ્ટી૦–આ જગતમાં કેટલાક જીવો મુક્ત થયા છે, કેટલાક હજી સંસારમાં રઝળે છે, કેટલાક સુખી છે, કેટલાક દુઃખી છે ઇત્યાદિ વ્યવસ્થા માટે તો ભાગ્યે જ બે મત છે. આથી કરીને આત્માને શરીરે શરીરે પૃથક્ ન માનતાં જો એક જ માનવામાં આવે તો ગમે તે એક જીવ મુક્ત થતાં સમગ્ર જીવોની મુક્તિ થાય, કેમકે તે સર્વનો આત્મા એક જ છે અને તેમ થતાં સંસારી તરીકે કોઇ રહે નહિ અર્થાત્ જીવ-લોક જીવ વિનાનો બને કે જે વાત કોઇને માન્ય હોઈ શકે નહિ. વળી અત્યાર સુધી કોઇને પણ મુક્તિ મળી નથી એમ કહેવું નિરર્થક છે અને તેમ છતાં જો એમ જ હોય તો હવે કોઇને મુક્તિ મળશે પણ નહિ, કેમકે આટલા અનંત ભૂત કાળમાં જે ન બન્યું તે હવે ભવિષ્યમાં બને એ અસંગત હકીકત છે.

જીવોનો સંસાર અને મોક્ષ છે એ વાત વ્યવસ્થા પૂર્વક જણાય છે. વાસ્તે ઐકાત્મ્યવાદ યુક્તિ-સંગત નથી અને એથી કરીને જુદા જુદા ઘરમાંના દીપકની જેમ દેહે દેહે નિરનિરાળો આત્મા છે એ જ માન્યતા વ્યાજબી સમજાય છે.

   

**सङ्कोचेन विकाशेन, सङ्गतो देहव्यापकः ।**
**अन्यथा चान्यदेहेन, समे योगे कथं पृथक् ॥ ९९ ॥**

**જીવની દેહવ્યાપકતા—**

શ્લો૦—“ આત્માનો સંકોચ અને વિકાસ થતો હોવાથી તે દેહવ્યાપી (છે એમ કહેવું) યુક્તિ-યુક્ત છે. જો એમ ન હોય તો બીજાના શરીર સાથે સંબંધની સમાનતા હોવા છતાં તે પૃથક્ કેમ છે ?”–૯૯

**સંકોચ અને વિકાસ—**

સ્પષ્ટી૦–આત્માના અસંખ્ય પ્રદેશો છે. નાના શરીરમાં આ સમગ્ર પ્રદેશોનું તેટલી જગ્યા પૂરતું અવગાહન તે ‘ સંકોચ ’ છે જ્યારે મોટા શરીરને વ્યાપીને આ સર્વ પ્રદેશોનું એટલા વિશાળ સ્થળ જેવડું અવગાહન તે ‘વિકાસ’ છે. જેમકે બાલ-દેહમાં રહેલો લઘુ પરિણામવાળો આત્મા તરુણ દેહને પ્રાપ્ત કરે છે ત્યારે તેનો વિકાસ થયેલો સમજવો. એટલે કે તેના પ્રદેશો પ્રથમ કરતાં વિશેષ જગ્યા રોકીને રહ્યા છે. આ પ્રમાણેના પ્રદેશોની અવગાહનામાં ફેરફાર થઇ શકતો હોવાથી તો કીડી તરીકે ઉત્પન્ન થયેલો જીવ મરીને કુંજર

તરીકે ઉત્પન્ન થાય ત્યારે કંઇ પૂર્વ પરિણામવાળા આત્માનો ઉચ્છેદ થતો નથી તેમજ નૂતન પરિણામવાળો કોઇ નવો આત્મા ઉત્પન્ન થતો નથી. એ તો જેમ દીપકનો પ્રકાશ એક નાની ઓરડીને તેમજ મોટા ઓરડાને પણ પ્રકાશિત કરી શકે છે અને તેના પ્રકાશ થોડી જગ્યામાં કે મોટી જગ્યામાં ફેલાઇને રહે છે તેમ આત્માના પ્રદેશો વિષે સમજવું.

**પદાર્થ**—

નૈયાયિક વગેરેની એવી માન્યતા છે કે આત્મા એકાંતે નિત્ય છે તેમજ સર્વવ્યાપી છે. આ માન્યતા જૈન દર્શનને માન્ય નથી. એ તો આત્માને કથંચિત્ નિત્ય અને કથંચિત્ અનિત્ય માને છે તેમજ તેને દેહાવચ્છિન્ન માને છે. વિશેષમાં જૈન દર્શન આત્માનું દેહની સાથે કથંચિત્ તાદાત્મ્ય માને છે. નૈયાયિકો તો અધિકૃત આત્માનો પોતાના દેહની સાથે કેવળ સંયોગરૂપ સંબંધ છે એમ માને છે. આથી નૈયાયિકોના પક્ષમાં એ દૂષણ ઉદ્‌ભવે છે કે જેમ આત્માનો સ્વદેહ સાથે સંબંધ છે તેમ સર્વવ્યાપક હોવાથી તેનો અન્ય દેહ સાથે પણ સંબંધ છે. આથી પોતાના દેહ આશ્રીને જ સુખ-દુઃખનો અનુભવ ન થતાં અન્ય દેહ આશ્રીને પણ થવો જોઇએ કે જે હકીકત અનુભવ-વિરુદ્ધ છે. આવી અનુભવ-વિરુદ્ધ હકીકતનો સ્વીકાર કરવા કરતાં તો આત્માને સર્વવ્યાપક ન માનતાં દેહાવચ્છિન્ન માનવો યુક્તિ-યુક્ત જણાય છે.[1]

   

**धर्मा-ऽधर्मास्तिकाया-ऽऽका-शास्तिकायादयो मताः।**
**सिद्धान्तवादिभिर्जीवाद्, विपरीता जडात्मकाः ॥१००॥**

**ધર્માસ્તિકાયાદિની જડતા—**

શ્લો૦—"સિદ્ધાન્તને વદનારાઓએ [1]ધર્માસ્તિકાય, [2]અધર્માસ્તિકાય, [3]આકાશાસ્તિકાય [4]વગેરેને જીવથી વિપરીત અને જડ સ્વરૂપી માન્યા છે."—૧૦૦

---

૧ વિશેષ માહિતી માટે જુઓ **ન્યાયકુસુમાંજલિ** ( સ્ત. ૨ )નું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૮૨-૯૩ ) તેમજ **આર્હતદર્શન૦** ( પૃ૦ ૩૮ ).

૧-૩ આના સ્થૂળ સ્વરૂપ માટે જુઓ **ન્યાયકુસુમાંજલિ** (પૃ૦ ૨૧૬-૨૨૪); બાકી એની વિશિષ્ટ માહિતી તો **આર્હતદર્શન૦** ( પૃ૦ ૫૨૮-૫૨૯; ૫૩૯-૫૪૧; ૫૫૬-૫૫૭ વગેરે )માંથી મળશે.

૪ વગેરેથી પુદ્‌ગલાસ્તિકાય અને કાળ સમજવા. એની વિશિષ્ટ રૂપરેખા **આર્હતદર્શન૦** ( પૃ. ૫૪૧-૫૪૨; ૫૫૮; ૫૭૬-૬૦૦ )માં આલેખવામાં આવી છે.

**ધર્માસ્તિકાયાદિનું સ્વરૂપ—**

**સ્પષ્ટી૦**—બ્રહ્માણ્ડમાં ગતિશીલ અને ગતિપૂર્વક સ્થિતિશીલ એવાં બે જ દ્રવ્યો છેઃ-(૧) જીવ અને પુદ્ગલ. ગતિ અને સ્થિતિનું ઉપાદાન કારણ જીવ અને પુદ્ગલ જ છે. અર્થાત્ ગતિ અને સ્થિતિ એ બંને આ બે દ્રવ્યોનું પરિણામ અને કાર્ય હોવાથી એમાંથી જ ઉત્પન્ન થાય છે તોપણ નિમિત્ત-કારણ જે કાર્યની ઉત્પત્તિમાં અવશ્ય અપેક્ષિત છે તે ઉપાદાન-કારણથી જુદું હોવું જોઈએ. આ અભિપ્રાય મુજબ જૈન શાસ્ત્રમાં ધર્માસ્તિકાયનું લક્ષણ ગતિશીલ પદાર્થોની ગતિમાં નિમિત્ત થવું તે અને અધર્માસ્તિકાયનું લક્ષણ સ્થિતિ-શીલ પદાર્થોની સ્થિતિમાં નિમિત્ત થવું તે એમ દર્શાવેલ છે.

   

**पुद्गलाश्चेद् भवेयुर्ना-कृतिः सर्वत्र किं नहि ? ।**
**स्वप्नेऽनुभूयते योऽर्थो, दिवोपलब्ध एव सः ॥१०१॥**

**પુદ્ગલોનું વાસ્તવિક અસ્તિત્વ—**

શ્લો૦—"જો પુદ્ગલો ન હોય તો ખરેખર સર્વત્ર આકાર કેમ નથી ? સ્વપ્નમાં જે પદાર્થનો અનુભવ થાય છે તે દિવસના ઉપલબ્ધ થયેલો જ હોય છે."—૧૦૧

**પુદ્ગલ એટલે શું ?—**

**સ્પષ્ટી૦**—સ્પર્શ, રસ, ગન્ધ અને વર્ણથી યુક્ત દ્રવ્ય 'પુદ્ગલ' કહેવાય છે. એ જડ છે એટલે તે જીવથી જુદું પડે છે. તેમજ એ સ્પર્શાદિથી યુક્ત હોઇ-મૂર્ત હોવાથી બાકીનાં જડ અજીવ દ્રવ્યોથી જેવાંકે ધર્માસ્તિકાયાદિથી તે ભિન્ન છે. એનું સ્થૂળ સ્વરૂપ એમ દર્શાવાય કે આ જગતમાં જે કોઇ પદાર્થ આપણી નજરે પડે છે તે સર્વ પુદ્ગલો જ છે. આ સિવાયનાં પણ પરમાણુ જેવાં કેટલાંક અતિસૂક્ષ્મ અને અત એવ અતીન્દ્રિય પરંતુ રૂપી દ્રવ્યો પણ પુદ્ગલ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, મન, શબ્દ, અંધકાર, છાયા, આ-તપ, ઉદ્દ્યોત એ બધાં પુદ્ગલો છે એમ જૈન શાસ્ત્રનું માનવું છે.

**" पूर्यन्तेऽपरापरपरमाण्वादिसङ्घटनेन स्थाल्यपरिणाममापद्यन्ते तद्वि-घटनेन च गलन्तिह्रसन्तीति निरुक्तविधिना पुद्गला मूर्तिमन्तो बाह्यार्थाः "**

અર્થાત્ 'પુદ્ગલ' શબ્દ પૂર્ અને ગલ્ એ બે ધાતુઓ ઉપરથી બનેલો છે. તેમાં અન્યાઅન્ય પરમાણુઓ વગેરેના સંઘાતથી સ્થૂલ પરિણામને પ્રાપ્ત

થવું તે 'પૂરણ' છે અને તેના વિશ્લેષથી હ્રાસ પામવો તે 'ગલન' છે. આ પ્રમાણેના પૂરણ અને ગલનરૂપ સ્વભાવવાળા પદાર્થો 'પુદ્‌ગલ' કહેવાય છે તે મૂર્ત છે અને બાહ્ય અર્થરૂપ છે.

**જ્ઞાનાદ્વૈતવાદનું નિરસન—**

ઘણાખરા દર્શનકારો પુદ્‌ગલરૂપ બાહ્ય પદાર્થનો સ્વીકાર કરે છે. જે બૌદ્ધો જ્ઞાનાદ્વૈતવાદી છે તેઓ જ આનો અસ્વીકાર કરે છે. તેમની માન્યતા એવી છે કે અનાદિ અવિદ્યાથી જેની વિશારદતા ચોરાઈ ગઇ છે એવું જ્ઞાન જ પોતાના આકારમાં બાહ્ય સ્વરૂપનો આરોપ કરી આ નીલ છે, આ પીત છે એવા આકારરૂપે તેને ગ્રહણ કરે છે, વાસ્તે વાસ્તવિક રીતે કોઇ નીલાદિ પદાર્થ નથી. અર્થાત્ જ્ઞાનનો અવિદ્યા નામનો જે સંબંધ છે તે પોતે જ બાહ્ય અર્થને પોતાનામાં સ્થાપન કરી પોતાના આકારના ગ્રહણમાં કારણરૂપ થાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો જેમ તિમિર દોષથી યુકત નેત્રવાળાને કેશના આલંબન વિના કેશોડુક જ્ઞાન થાય છે અથવા કાચકામલિ દોષથી ગ્રસ્ત જન સફેદ શંખને પીળાના અવલંબન વિના પણ પીળો માને છે તેમ અત્ર બાહ્ય અર્થ વિના પણ અવિદ્યા સંબંધ પોત બાહ્ય અર્થનું જ્ઞાન કરાવે છે એવી જ્ઞાનાદ્વૈતવાદીની માન્યતા છે. આના નિરસનાર્થે એમ કહેવામાં આવે છે કે નિરંતર અવિદ્યાના ઉત્સંગના સંગની ઇચ્છાથી નીલ, પીત વગેરે આકારોને વિષય નહિ કરનારૂં પણ જ્ઞાન ઉઘાડી અને મીંચેલી આંખવાળાઓમાં એક સરખું નીલ છે, આ પીત છે ઇત્યાદિ આકાર વડે દેશ, કાળ વગેરેના નિયમ વિના પણ જ્ઞાન થવું જોઇએ. તે તે કારણ સામગ્રીના સદ્‌ભાવમાં પણ કાર્યની ઉત્પત્તિ નહિ માનવાથી તો પૃથ્વી, જળ વગેરે સામગ્રીના સદ્‌ભાવમાં પણ બીજમાંથી અંકુરાની ઉત્પત્તિ ન થવી જોઇએ. આના બચાવ તરીકે જ્ઞાનાદ્વૈતવાદી એમ કહે કે નેત્રનો વ્યાપાર પણ ત્યાં કારણરૂપ હોવાથી તેના અભાવમાં તે જ્ઞાન કેવી રીતે થાય તો તેને એમ પૂછવામાં આવે છે કે શું જ્ઞાનથી અને અવિદ્યાથી નેત્ર કોઇ અતિરિકત પદાર્થ છે ? કદાચ માની લઇએ કે નેત્ર આ બેથી ભિન્ન છે તોપણ અંધકારમાં યાદ આવતા નીલાદિને વિષે આ નીલ છે ઇત્યાદિ આકારે બાહ્યરૂપે સ્મરણ-જ્ઞાન ન થવું જોઇએ, કેમકે ત્યાં નેત્રના વ્યાપારનો અભાવ છે. તેમજ વળી ભ્રાન્તિને લઇને જાગૃત અવસ્થાના અને સ્વપ્ન અવસ્થાના જ્ઞાનમાં કશી વિશેષતા ન હોવાથી સ્વપ્નમાં આ નીલ છે ઇત્યાદિરૂપે જ્ઞાન ન થવું જોઇએ, કેમકે ત્યાં પણ નેત્રનો વ્યાપાર નથી. આથી જ અમે કહીએ છીએ કે પુદ્‌ગલો હોય તો જ નીલાદિ આકાર પરત્વે દેશ કાલાદિનો નિયમ ઘટી શકશે, નહિ કે અન્યથા. પુદ્‌ગલનો સર્વથા અભાવ માનતાં આકારનો સર્વત્ર પ્રતિભાસ થવો જોઇએ અને તેમ છતાં તે થતો નથી તેના કારણ તરીકે નીલાદિ અર્થ

અને જ્ઞાનની અભેદતા જો જ્ઞાનાદ્વૈતવાદી તરફથી સૂચવાય તો તેને અંગે હવે પ્રશ્નો પૂછવામાં આવે છે: નીલાદિ ગ્રાહ્ય પદાર્થોનો જ્ઞાનની સાથે શું પારમાર્થિક અભેદ માનો છો કે અપારમાર્થિક ? પ્રથમ પક્ષ સ્વીકારશો તો આપ મહેરબાને એ જણાવવા તસ્દી લેવી કે આ પારમાર્થિક અભેદથી શું તદ્રૂપતા (તેના જેવી એકતા) પરસ્પરનો અભાવાભાવ, વ્યાવર્તક ધર્મનો અયોગ કે એકદેશતા આપ સૂચવવા માગો છો ? તદ્રૂપતા કહેવાની આપનાથી હિંમત કરી શકાય તેમ નથી, કેમકે એથી તો તે તેથી ભિન્ન છે એવું જ્ઞાન ન થતાં તે તે જ છે એવું જ્ઞાન થાય, કારણ કે તત્સ્વરૂપતા માનવાથી અવધિ અને અવધિમત્તાનો લોપ થવાનો અને સાથે સાથે બીજાપણાની બુદ્ધિનો અને બીજાપણાનો વ્યવહાર પણ આકાશકુસુમ જેવો થવાનો. ઘડો પોતાનાથી જ ભિન્ન નથી એમ કહેવાય તેમ નથી. આના ઉત્તર તરીકે એમ સૂચવવું કે બીજાપણાની બુદ્ધિ અને તેનો વ્યવહાર ભલે ન થાય, અમને પણ એ વાત કથાપ્રસંગમાં ઈષ્ટ છે અને શાસ્ત્રમાં તો અજ્ઞ જીવોને જણાવવા માટે એના ગ્રહણ કરવામાં પણ અડચણ નથી તો તે બાલચેષ્ટા છે; કેમકે તે એની તદ્રૂપતાની અસિદ્ધિ છે; તેમજ દેશત્વ, મૂર્તત્વ, જડત્વ, ભ્રૂક્ષેપ, આંગલી વગેરેનો નિર્દેશ, યોગ્યતા, ત્યાગ, ગ્રહણ ઇત્યાદિ અર્થક્રિયાક્ષમત્વ વગેરે જે ધર્મો નીલાદિ મૂર્ત દ્રવ્યોમાં પ્રતીત થાય છે તે નીલાદિને જ્ઞાનસ્વરૂપ માનવાથી ઘટી શકશે નહિ, કેમકે મૂર્તત્વ, જડત્વ વગેરે ધર્મો જ્ઞાનના છે જ નહિ.

હવે અભેદનો અર્થ અભાવાભાવ કરશો તો આત્માશ્રયરૂપ દોષ લાગૂ પડશે, કેમકે અભિન્ન જ્ઞાન અને બાહ્ય પદાર્થરૂપ પ્રતિયોગિના નિરૂપણ પૂર્વક જ તે એના પરસ્પર અભાવાભાવ અભેદનું નિરૂપણ કરી શકાય અને તે એના પરસ્પર અભાવાભાવનું નિરૂપણ તે જ પ્રતિયોગિના અભેદનું નિરૂપણ કહી શકાય અને તેવી રીતે નિરૂપણ કરવા જતાં તો પોતાના નિરૂપણમાં પોતાની અપેક્ષારૂપ આત્માશ્રય દોષ જરૂર ઉપસ્થિત થવાનો. કદાચ આથી બીને આપ એમ કહેશો કે ઇતરેતર અભાવાભાવરૂપ અભેદ ભલે ન હો, પરંતુ તેવી પ્રતીતિ તો થાય છે. ઉત્પન્ન થનારી તેવા પ્રકારની પ્રતીતિ અન્ય કારણની અપેક્ષા રાખે છે, કેમકે કારણ વિના કોઇ કાર્ય થતું નથી; માટે ભેદ–વ્યવહારના હેતુભૂત ઇતરેતરાભાવ (અન્યોન્યાભાવ)માં જ્યારે કારણાંતરતા સંભવતી હોય ત્યારે અભેદ–પ્રતીતિ માટે અવકાશ જ ક્યાં રહે, એ આપ વિચારી જોશો. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખશો કે બે પદાર્થો દ્વારા નિરૂપણ કરવા લાયક ઇતરેતરાભાવ છે. તેમાં એકની અધિકરણરૂપે પ્રતીતિ થાય છે, જ્યારે બીજાની પ્રતિયોગિરૂપે. બીજામાં બીજાના અભાવનું નામ જ 'ઇતરેતરાભાવ' છે. જેમ આ નીલ પીત નથી, આ નીલમાં પીત નથી અર્થાત્ આ નીલ પીતસ્વરૂપી નથી

તેમ પ્રસ્તુતમાં પણ આ નીલ જ્ઞાનસ્વરૂપી નથી આવા પ્રકારની આબાલગોપાલ પ્રસિદ્ધ વાતનો અપલાપ કરવા કયો બુદ્ધિશાળી તૈયાર હોય ?

અભેદનો અર્થ વ્યાવર્તક ધર્મોનો અયોગ એમ કરવો પણ પાલવે તેમ નથી, કારણ કે તે પણ યુક્તિ–સંગત નથી. એનું કારણ એ છે કે જ્ઞાન અને પુદ્ગલમાં ભિન્ન દેશ, જાતિ વગેરે ધર્મો તેમજ સ્વપ્રકાશત્વ, પરપ્રકાશ્યત્વ વગેરે વ્યાવર્તક ધર્મો અનુભવસિદ્ધ છે, કેમકે જ્ઞાનનો દેશ આત્મા છે, જ્યારે પુદ્ગલનો દેશ આત્માથી અતિરિક્ત છે, જ્ઞાનત્વરૂપ જાતિ એ પુદ્ગલત્વરૂપ જાતિથી ભિન્ન છે, જ્ઞાનમાં સ્વપ્રકાશત્વરૂપ ધર્મ છે, જ્યારે પુદ્ગલમાં પરપ્રકાશ્યત્વરૂપ ધર્મ છે, ઇત્યાદી હકીકતો પ્રત્યક્ષપણે અનુભવાય.

હવે અભેદનો અર્થ એકદેશતા કરતા હો તો તે પણ વાસ્તવિક નથી. કેમકે એકદેશતારૂપ અભેદને શું આપ ઉપાદાનરૂપ માનો છો કે અધિકરણરૂપ ? જો ઉપાદાનરૂપ માનશો તો તે ઠીક નથી; કેમકે જ્ઞાનનું ઉપાદાન તો આત્મા છે અગર તો સમનંતર પ્રત્યય છે; અને પટનું ઉપાદાન તંતુ છે અને તેનું ઉપાદાન તેના અવયવો છે. આ પ્રમાણે જ્ઞાન અને પટાદિ બાહ્ય પદાર્થોના ઉપાદાન ભિન્ન ભિન્ન છે તો પછી એ બેમાં અભેદ કેમ મનાય ? અધિકરણરૂપ એકદેશતા સ્વીકારવાથી પણ આપની દાળ ગળી શકે તેમ નથી, કેમકે જ્ઞાનનું અધિકરણ આત્મા વગેરે છે અને બાહ્ય પદાર્થનું અધિકરણ પૃથ્વી વગેરે છે. વળી નીલ જ્ઞાનરૂપે આત્માનું સંવેદન થતાં પીતાદિ આકારરૂપ વિજ્ઞાનોથી વ્યાવૃત્તરૂપે આત્માનું સંવેદન થાય. આ પ્રમાણે આત્મા યથાર્થ જાણી શકાય. તેમજ વળી જેમ તેનાથી વ્યાવૃત્તરૂપે આત્માનું ગ્રહણ કરાય છે તેમ પીતાદિ એવા બાહ્ય વિશેષણોથી પણ તેનું ગ્રહણ થાય છે. જેમ ચૈત્ર પોતાને મૈત્રથી ભિન્ન જાણે છે તેમ મૈત્રના દંડ, કુંડળ વગેરેથી પણ પોતાને ભિન્ન સમજે છે આવી પરિસ્થિતિમાં જ્ઞાન અને પદાર્થનો અભેદ કેવી રીતે મનાય ?

અત્ર જ્ઞાનાદ્વૈતવાદી એમ પ્રશ્ન કરે કે બીજા વડે બીજાનું સંવેદન નહિ થતું હોવાથી તમામ સંવિત્તિઓની સુસંવેદનમાત્રમાં નિમગ્નતાને લીધે એક બીજાની વાર્તાના વિષે અનભિજ્ઞતા હોવાથી ક્યાં જ્ઞાનાંતરથી વિવક્ષિત જ્ઞાનમાં વ્યાવૃત્તિનું ગ્રહણ થઇ શકે તેમ છે તેમજ તેનાં વિશેષણોથી પણ કેવી રીતે વ્યાવૃત્તિનું જ્ઞાન થઇ શકે તો આનો ઉત્તર એ છે કે બીજા પુરુષના જ્ઞાનનું ગ્રહણ થઇ શકતું હોવાથી પોતાના જ્ઞાનનું પણ સ્મરણ, પ્રત્યભિજ્ઞાન વગેરે દ્વારા અનુસંધાન બરાબર હોવાથી વ્યાવૃત્તિનું જ્ઞાન થઇ શકે છે. વિશેષમાં છેવટે સર્વજ્ઞના જ્ઞાનના વિષયરૂપ બધાં જ્ઞાનો હોવાથી કોઇ પણ પ્રકારની આપત્તિ માટે સ્થાન નથી.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પ્રશ્ન એ છે કે સર્વજ્ઞ પ્રાણીઓનાં ચિત્તને જાણે છે કે નહિ? નથી જાણતા એમ કહેશો તો તે અસર્વજ્ઞ ઠરશે અને જાણે છે એમ કહેશો તો બીજાથી તો બીજાનું વેદન થાય છે એવી અમારી માન્યતા સિદ્ધ થાય છે.

વળી આપે જે નિયમ જ્ઞાનની સાથે અભેદ સિદ્ધ કરવા માટે બાંધ્યો છે તે જ જ્ઞાનની સાથે ભેદ સિદ્ધ કરે છે. જેમકે વિરુદ્ધ નીલ, પીત, હરિત વગેરે આકારના સમુદાયનો આશ્રય લેનારૂં બીજાનું જ્ઞાન કોઇક વાર ઉપલબ્ધ થાય છે. જો તે જ્ઞાન તે આકારોને ગ્રહણ કરતું નથી એમ કહેશો તો તે જ્ઞાન નિરાકાર થવાનું; અને જો તે આકારોને ગ્રહણ કરે છે એમ કહેશો તો એકી સાથે અનેક વિરુદ્ધ આકારોના ગ્રહણથી જેટલા આકારો અનુભવગોચર થાય છે તેટલા આકારરૂપે તો જ્ઞાનમાં જરૂર ભેદનો પ્રસંગ સ્વીકારવો પડશે. આ પ્રમાણે વિજાતીય પદાર્થોની જ્ઞાનની સાથે અભેદરૂપ મિત્રતાના સાધન માટે જે સહોપલંભ ઉદ્યુકત છે, તે જ સહોપલંભ અત્યંત સજાતીય હોવાથી જ્ઞાનને પણ ભિન્નરૂપે પ્રતિપાદન કરે ત્યારે તે સહોપલંભનો કોણ સ્વીકાર કરે?

વળી સહોપલંભ નિયમરૂપ હેતુ–જ્ઞાનથી પદાર્થમાં અભેદતા કહી શકાય તેમ નથી. જેમકે જ્ઞાન દ્વારા સહોપલંભ નિયમથી જેમ પદાર્થને જ્ઞાનરૂપ માનો છો તેમ પદાર્થ દ્વારા સહોપલંભ નિયમથી જ્ઞાનને પદાર્થરૂપ માનવાનો અનિષ્ટ પ્રસંગ કેવી રીતે દૂર કરશો ?

અર્થના ઉપધાન વિના આલંબન રહિત જ્ઞાનમાં ઉપલંભ કે ઉત્પાદ સંભવતો નથી. એવી રીતે સહોપલંભરૂપ નિયમના સમપણાને લઇને વિનિગમનમાં કોઇ પણ પ્રમાણ ન હોવાથી બંનેમાં બંનેપણું જરૂર આવવાનું તેમજ બંને દ્વારા પરસ્પર અર્થક્રિયામાં સાધકતા બાધકતા આવી પડવાની. તેટલા માટે પ્રતિનિયત ઉપલંભની સામગ્રીના સાહચર્યરૂપ નિયમથી સહોપલંભ પણ જ્ઞાન અને પદાર્થમાં જરૂર થવો જોઇએ, અને વિરુદ્ધ ધર્મના સંબંધના સાહચર્ય--નિયમથી પણ ભેદ થવાનો એટલે વિરોધ માટે કયો અવકાશ રહ્યો?

આમ છતાં માની લઇએ કે જ્ઞાનમાં અને પદાર્થમાં અભેદતા છે તોપણ અંધકારથી ઢંકાયેલો ઘડો પ્રકાશની સામે નક્કી ઉપલબ્ધ થાય છે અને તેથી ભેદનો પ્રતિભાસ થાય છે; માટે આવા પ્રકારના ભેદપક્ષમાં પણ–વિપક્ષમાં પણ હેતુ જતો હોવાથી એ હેતુ અનૈકાન્તિક ( વ્યભિચારી ) છે. આથી કરીને ભેદનો વ્યાપક સહોપલંભરૂપ નિયમ છે એ વાતનું નિરસન થાય છે, કેમકે ભેદની પોતપોતાની કારણ સામગ્રી પદાર્થોના ભેદમાં કારણરૂપ હોવાથી સહોપલંભના નિયમની સિદ્ધિ અશકય છે. જેમ પુત્રની સાથે પિતા આવ્યા ઈત્યાદિ સ્થળો-

માં બહુલતાથી લોકમાં ભેદ જ જોવામાં આવે છે, કેમકે ત્યાં 'સહ' શબ્દનો પ્રયોગ છે. આ હેતુ સાધ્યના વિપર્યયથી વ્યાપ્ત હોવાથી વિરૂદ્ધ પણ છે, કેમકે સાધ્યભાવની સાથે જે હેતુ વ્યાપ્ત હોય તે 'વિરુદ્ધ' કહેવાય છે. વળી જે હેતુ અન્વય–વ્યતિરેકી હોય તેને સાધ્યના સાધનમાં આપ ગ્રહણ કરો છો, પરંતુ જ્યાં ભેદના પ્રતિભાસ માટે જરા પણ અવકાશ ન હોય ત્યાં અન્વય ઘટી જ કેમ શકે ? તંતુના સદ્ભાવમાં પટનો સદ્ભાવ અને તેના અભાવમાં તેનો અભાવ એ વાત અનુભવસિદ્ધ છે. આવા કથંચિત્ ભેદથી વિશિષ્ટ સ્થળમાં અન્વય વ્યતિરેક ઘટી શકે, પરંતુ જ્યાં સર્વથા જ્ઞાનનો પદાર્થ સાથે અભેદ જ હોય ત્યાં કોનો કોની સાથે અન્વય કે વ્યતિરેક બનવાનો ? માટે એકાંત અભેદ પક્ષમાં અન્વય કે વ્યતિરેક માટે સ્થાન જ નથી. પ્રસ્તુતમાં બેનું ગ્રહણ નહિ થઇ શકવાથી સામર્થ્યના અભાવને લઇને હેતુ કેવી રીતે પોતાના સાધ્યને સાધશે ?

આનો ઉત્તર જ્ઞાનાદ્વૈતવાદી એમ આપે કે બીજાને સમજાવવા માટે હેતુનો પ્રયોગ છે, કેમકે બીજો પણ વિકલ્પવિષયક પક્ષને ભેદ વડે પ્રતિપાદન કરવામાં સમર્થ છે, તો એ ઉત્તર અસંગત છે. વિશેષમાં અમે આ સંબંધમાં જ્ઞાનાદ્વૈતવાદીને પૂછીશું કે આ ભેદને આપ વાસ્તવિક માનો છો કે અવાસ્તવિક ? અને વળી તેનો નિશ્ચય વિકલ્પથી થાય છે કે નહિ ? જો ભેદ વાસ્તવિક છે એમ માનશો તો વાસ્તવિક ભેદનો વિકલ્પથી નિર્ણય થતો હોવાથી હેતુ કાલાત્યયાપદિષ્ટ (બાધિત) થાય છે. વળી અવાસ્તવિક ભેદનો વિકલ્પ નિશ્ચયથી થાય છે એમ પણ કહેવાય તેમ નથી, કારણ કે અવાસ્તવિક વડે અન્યને પ્રતિબોધ પમાડી શકાય નહિ. જેમ શુક્તિ (છીપ)માં રજત (ચાંદી)ના પ્રતિભાસમાત્રથી રજતની સિદ્ધિ વાસ્તવિક થતી નથી તેમ પ્રકૃતમાં પણ સમજવું. વળી મૃગતૃષ્ણારૂપ જળનો પોતાનામાં આરોપ કરવા છતાં તૃષાથી ઉત્પન્ન થયેલ વેદનાની કોઇ પણ રીતે શાંતિ થતી નથી. જો વાસ્તવિકનો પણ વિકલ્પથી નિર્ણય થતો નથી તો તે વિકલ્પના વિષયરૂપ કેવી રીતે બને છે ? અને વળી અવિકલ્પ–ગોચર જ્ઞાનસ્વરૂપી એવા તેની સત્તાનો કેવી રીતે નિશ્ચય થાય ? અથવા તેવા વિકલ્પનું વિકલ્પપણું જ કેમ સંભવે, કેમકે તે તો નિશ્ચયરૂપ છે ?

કદાચ એમ કહેશો કે અવાસ્તવિક પદાર્થનો પણ વિકલ્પથી નિર્ણય થતો નથી માટે તેને વિકલ્પના વિષય તરીકે કેમ મનાય તો તે યુક્ત નથી, કારણ કે તે વખતે તેનું અવાસ્તવિકપણું જ્ઞાનસ્વરૂપી નથી એમ શાથી નિર્ણીત કરાય છે ? અને વળી શશશૃંગની માફક આચરણ કરતા અવાસ્તવિક ભેદમાં પરને પ્રતિબોધ પમાડવાપણું પણ ક્યાંથી સંભવે ?

જ્ઞાનાદ્વૈતવાદીને હવે એ પૂછવામાં આવે છે કે ચિત્ર જ્ઞાનમાં નીલ, પીત વગેરે આકારોને જણાવતું જ્ઞાન અનુક્રમે તે જણાવે છે કે એક સાથે ? અનુક્રમે

જણાવે છે એમ કહેશો તો તે જ્ઞાનમાં ચિત્ર આકારનો પ્રતિભાસ નહિ થવાનો પ્રસંગ ખડો થાય છે તેમજ જ્ઞાન ક્ષણિક હોવાથી તેટલા વખત સુધી તે ટકતું નથી. એક સાથે જણાવે છે એ વાત પણ યુક્તિ-વિકલ છે, કેમકે એ સંબંધમાં બે પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ શું તે જ્ઞાન એ વિવિધ આકારોને અનેક રૂપથી જાણે છે કે એક રૂપથી? પ્રથમ વાત અંગીકાર કરવાથી તો તેનાથી અભિન્ન એવા જ્ઞાનમાં પણ વિરુદ્ધ વિવિધ ધર્મોના અધ્યાસ (આરોપ)ને લઇને તેમાં પણ અનેકતાનો પ્રસંગ આવવાનો. બીજી વાત સ્વીકારવાથી પણ તમારો દહાડો વળે તેમ નથી, કેમકે પરસ્પર વિરુદ્ધ એવા આકારોમાં એકતાની પ્રતીતિ કેવી રીતે થઇ શકે? વાસ્તે ચિત્ર સંવેદનથી પણ અભેદની સિદ્ધિ થઇ શકતી નથી.

ચાલો આપણે એ વાત પડતી મૂકીએ કે જ્ઞાનથી અર્થનો અભેદ છે કે નહિ, તોપણ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ, હર્ષ વગેરે આંતરિક ગુણો જે દરેક મનુષ્ય અનુભવે છે તે જ્ઞાનથી ભિન્ન છે કે નહિ એ પ્રશ્ન આપને પૂછીશું. તેમજ આ બેમાં ગમે તે પક્ષ સ્વીકારો તોપણ જ્ઞાનની સાથે તે નક્કી ઉપલબ્ધ છે કે નહિ એ પણ જણાવશો. આના ઉત્તર તરીકે એમ સૂચવશો કે જ્ઞાનથી ઇચ્છાદિ ભિન્ન છે તેમજ તેની સાથે ઉપલબ્ધ પણ નથી તો આપને હાથે આપનો સિદ્ધાંત ખંડિત થશે. આથી જો એમ કહેવા તૈયાર થશો કે ઇચ્છાદિ જ્ઞાનની સાથે ઉપલબ્ધ થાય છે તેથી તે ભિન્ન છે તો ઇચ્છાદિ વગેરેથી હેતુમાં અનેકાંતતા આવશે. જો એમ કહેશો કે જ્ઞાનની સાથે એ ઉપલબ્ધ નથી અને તેથી ભિન્ન નથી તો હેતુ ભાગાસિદ્ધ બને છે, કેમકે ઇચ્છાદિ વગેરેને જ્ઞાનથી અભેદ સિદ્ધ કરવામાં સહોપલંભનો અભાવ છે.

આ પ્રમાણે અભેદ સિદ્ધ નહિ થતો હોવાથી ચીડાઈ જઈને જ્ઞાનાદ્વૈતવાદી એમ જવાબ આપે કે જ્ઞાનની સાથે ઇચ્છાદિનો ઉપલંભ થાય છે અને તેથી તે ભિન્ન છે, કેમકે જે જ્ઞાન બાહ્ય નીલાદિ પદાર્થોને આત્મસાત્ કરવામાં સમર્થ છે તે શું અભ્યંતર અને નિરંતર સાથે વસનાર ઇચ્છાદિને આત્માની સાથે એક સ્વરૂપી સુખનો અનુભવ ન કરાવે? આનો પ્રત્યુત્તર એ છે કે જળ વગેરેનું જ્ઞાન થયા બાદ ઇચ્છા થાય છે, ત્યાર પછી પ્રયત્ન અને ત્યારબાદ તેનું ઉપાદાન છે, એ દરેકના અનુભવની વાત છે અને ત્યાર પછી સૌહિત્ય એ પ્રકારે ક્રમથી પહેલી ક્રિયાઓ ઉપલબ્ધ થાય છે તો પછી આ અર્થ-ક્રિયાઓ ઇચ્છાદિને એકાંતથી જ્ઞાનસ્વરૂપી માનતાં સંભવશે નહિ; કેમકે સ્વરસરૂપે પ્રવર્તમાન પ્રતિભાસમાત્રનો જે પ્રવાહ છે તેનાથી ભિન્ન અર્થ-ક્રિયાનો આપના મત પ્રમાણે જ્ઞાનમાં અસંભવ છે.

અભેદ-સિદ્ધિ માટે એક ચંદ્રથી બીજા ચંદ્રનું દૃષ્ટાંત આપવાથી પણ આપનો બેરો પાર પડે તેમ નથી; કેમકે તેમાં તો બીજા અવાસ્તવિક ચંદ્રનો જ

વાસ્તવિક (સાચા) ચંદ્ર સાથે અભેદ સૂચવાયો છે, જ્યારે અહીં તો વાસ્તવિક સત્ય નીલાદિ પદાર્થનો જ્ઞાનથી અભેદ સૂચવાય છે એટલે દૃષ્ટાંતમાં વિષમતા રહેલી છે. વળી અવધિભૂત ચંદ્ર તો જ્ઞાનરૂપ પક્ષમાં અંતર્ગત ન હોવાથી પક્ષ-કોટિમાં આવતો હોવાને લીધે દષ્ટાંતનો પણ અભાવ થવાનો, કેમકે જે જે દષ્ટાંતો આપ આપશો તે સર્વે જ્ઞાનથી ભિન્ન હોવાથી બાહ્ય અર્થની અસિદ્ધિમાં કેવી રીતે સાધનભૂત થાય તે વિચારી જોશો.

અપારમાર્થિક નીલાદિ પદાર્થોનો જ જ્ઞાનથી અભેદ વિવિક્ષિત છે, કેમકે અમારે ત્યાં તો જ્ઞાન સિવાય કોઇ પણ પારમાર્થિક સત્ય છે જ નહિ એવું ડહાપણ ડોળવા તૈયાર હો તો આપને પ્રશ્નો પૂછીએ છિયે. જેમકે શું અપારમાર્થિક અર્થ અસત્ત્વરૂપ છે, ઔપચારિક નીલાદિ શબ્દ વિષયક છે કે ભ્રાન્તિ વિષયક છે? જો અસત્ત્વરૂપ કહેશો તો આથી શું આપ પ્રાગભાવ કહેવા માંગો છો કે પ્રધ્વંસા-ભાવ? કે તે દેશમાં અવિદ્યમાનપણું કે આ કંઇ પણ સ્વરૂપ છે જ નહિ એમ? તેમાં પણ વળી જો પ્રાગભાવવાળો કે પ્રધ્વંસાભાવવાળો પક્ષ સ્વીકારતા હો તો શું તે અભાવો એકી સાથે માનો છો કે અનુક્રમે તે પણ સાથે સાથે જણાવશો. એકી સાથે એમ કહેવું નિરર્થક છે, કેમકે આ બે અભાવો તો ભિન્નકાલીન છે એટલે ભિન્નકાલીન અને એકકાલીનનો મેળ કેવી રીતે ખાય? આથી કરીને જો ક્રમસર માનવા જશો તો પ્રાગભાવવાળા નીલાદિને તેના ઉત્તર કાળમાં અને પ્રધ્વંસભાવવાળા નીલાદિને તેના પૂર્વ કાળમાં પારમાર્થિક સત્ત્વનો પ્રસંગ જરૂર આવવાનો. વળી કાલાંતરવર્તી નીલાદિનું વર્તમાન કાલ ભાવિ જ્ઞાન સાથે તાદાત્મ્ય કેવી રીતે સંભવે કેમકે તે બેમાં તો કાલની ભિન્નતા છે. તેમ છતાં પણ આ વાત માનવી ચાલૂ રાખશો તો નીલાદિમાં પણ વર્તમાનપણાની આપત્તિ જરૂર આવવાની. આ ઉપરાંત ભૂત ભાવિ નીલાદિના સ્મરણ વગેરેના વશથી તે નીલ છે ઇત્યાદિ આકારવાળું જે જ્ઞાન થાય છે તે નહિ થાય; પરંતુ આ નીલ છે ઇત્યાદિ આકારવાળું જ જ્ઞાન થવાનું.

હવે જો અસત્ત્વનો અર્થ તે દેશમાં અવિદ્યમાનપણું એમ કરવા તૈયાર થશો તો તેથી પણ આપને શુકવાર નહિ વળે, કેમકે ત્યારે તો દેશાંતરમાં નીલાદિના સત્ત્વનો પ્રસંગ ખડો થશે. વિશેષમાં દેશાંતરમાં રહેલા નીલાદિનું આ દેશમાં થયેલા જ્ઞાનની સાથે તાદાત્મ્ય ઘટી શકશે નહિ, કેમકે દેશોમાં ભિન્નતા છે. તેમ છતાં પણ જો કદાગ્રહ નહિ છોડો તો નીલાદિમાં પણ જ્ઞાનનો દેશ જે આત્મા તે સ્વીકારવો પડશે અને એ વાત કોને ઇષ્ટ હોય?

જો અસત્ત્વનો અર્થ કંઇ સ્વરૂપ નહિ એવો કરશો તો જેમ અવિદ્યાના આરોપવાળા નીલથી આ નીલ છે એવું નીલ આકારનું જ્ઞાન પેદા થાય છે તેમ તેનાથી જ આ પીત છે એવું પીળા આકારનું જ્ઞાન કેમ ન પેદા થાય, કારણ કે

નીલ અને પીતમાં અકિંચિદ્રૂપતા તો સમાન છે. વળી એમ થવાથી તો પ્રતિભાસનો નિયમ પણ નહિ રહે. આથી ભાઈ સાહેબ ! આપનો પ્રથમ પક્ષ હવામાં ઊડી જાય છે.

હવે ઔપચારિક નીલાદિ શબ્દ વિષયક બીજો પક્ષ ગ્રહણ કરશો તો તે પણ યુક્તિ–વિકલ છે; કેમકે જ્યાં સુધી મુખ્ય વસ્તુને વાસ્તવિક સત્યરૂપે ન સ્વીકારાય ત્યાં સુધી ઉપચાર માટે સ્થાન જ નથી. મજૂરની બુદ્ધિની મંદતા, જડતા અને તેનું ભાર વહન કરવાપણું એ ગુણોનું બળદના ગુણો સાથે મળતાપણું આવતું હોવાથી આ મજૂર બળદ છે એવો વ્યવહાર સુપ્રસિદ્ધ છે. પરંતુ આ હકીકત પણ કયારેક મુખ્ય બળદને જોયો હોય ત્યારે જ સંભવે છે. પ્રકૃતમાં નીલાદિ પદાર્થનું આપના મત પ્રમાણે કોઈ પણ કાળે વાસ્તવિક દર્શન સંભવતું જ નથી તો પછી કોનો કયાં આરોપ કરી શકાય ? વસ્તુ નહિ હોવા છતાં પણ તેની સત્તા સ્વીકારશો તો તેની સત્તા જ્ઞાનથી ભિન્ન સિદ્ધ થવાની અને તેમ થતાં તો જ્ઞાનાદ્વૈતવાદ ઉપર પાણી ફરી વળવાનું.

ચાલો હવે અમે આપના ભ્રાન્તિવિષયક ત્રીજા પક્ષની સમાલોચના કરીશું. મુખ્યતાના અભાવમાં ભ્રાન્તિ પણ કોનામાં થવાની ? બજારમાં સાચી ચાંદી જોવાથી ચાંદી જેવા ચળકાટવાળી છીપને દૂરથી જોઇને એ ચાંદી છે એવી ભ્રાન્તિ થઈ શકે છે. પરંતુ જેના મતમાં સત્ય ચાંદી માટે અવકાશ જ ન હોય ત્યાં ભ્રાંતિની વાત જ શી ? અહીં તો કોઈ નીલાદિ મુખ્ય પદાર્થ ઉપલબ્ધ નથી અને જો ઉપલબ્ધ છે એમ માનવા જશો તો પૂર્વની પેઠે પારમાર્થિક બાહ્ય નીલાદિ પદાર્થની ઉપપત્તિ ઇચ્છા વિરુદ્ધ સ્વીકારવી પડશે. નીલાદિ ભ્રાન્તિ વિષયક જ્યાં કોઇ પણ વસ્તુ જ નથી ત્યાં તેના ગુણના આરોપ દ્વારા કરાતો જ્ઞાનની સાથેનો તાદાત્મ્ય સંબંધ તો કયાંથી જ સંભવે ? જો બાહ્ય અર્થને સત્ય માનવા જશો તો અભ્રાન્ત જ્ઞાનના તાદાત્મ્યથી તે અર્થમાં પણ અભ્રાન્તતા આવવાની.

આ સાંભળીને જ્ઞાનાદ્વૈતવાદી એમ કહે કે પારમાર્થિક સત્ત્વ કે અપારમાર્થિક સત્ત્વ એવા નીલ સાથે જ્ઞાનનો અભેદ માનનારાને આ પ્રમાણેના દોષો ભલે લાગૂ પડે, પરંતુ અમે એમ કયાં માનીએ છિયે ? અમારી માન્યતા તો એ છે કે અનાદિ કાલીન અવિદ્યાના સામર્થ્યથી જ્ઞાન પોતે જ પોતાના આકારને બાહ્ય અર્થમાં આરોપીને આ નીલ છે એવા આકારનું સંવેદન કરાવે છે. આના ઉત્તર તરીકે આપણે એને પૂછીશું કે આકાર એટલે શું સ્વરૂપ, સાદૃશ્ય કે સંસ્થાન ? આકાર એટલે સ્વરૂપ એમ તો કહી શકાશે નહિ, કેમકે જ્ઞાન સ્વપ્રકાશક હોવાથી હું નીલ છું એવું જ્ઞાન કરાવે, નહિ કે તે નીલ છે એવું. કદાચ એમ કહેશો કે ઇન્દ્રજાળિયાની માફક અવિદ્યા લૌકિક જ્ઞાનને

પણ ભ્રમિત કરશે અને તે દ્વારા પોતાનામાં બાહ્યપણાનો આરોપ કરી તેવું સંવેદન કરાવી શકશે, માટે વિરોધનો અવકાશ ક્યાં રહ્યો તો એ કથન પણ વ્યાજબી નથી. એનું કારણ એ છે કે શું અવિદ્યાને આપ સંવૃત્તિસતીરૂપ યાને મિથ્યાજ્ઞાનરૂપ કે પરમાર્થસતીરૂપ માનો છો તે જાણવું બાકી રહે છે. જો સંવૃત્તિસતીરૂપ માનશો તો વિચાર કર્યા વિના એ વાત કદાચ રમણીય લાગે, પરંતુ વસ્તુતઃ તેમ છે જ નહિ તો પછી તેના અસત્ત્વને લઇને જ્ઞાનમાં વ્યામોહ કેવી રીતે ઉદ્‌ભવી શકે? પરમાર્થસતીરૂપ પક્ષ પણ ઠીક નથી. એ પક્ષમાં તો એના ઉત્તરકાલીન બાધક જ્ઞાનથી જ પૂર્વનું ભ્રાન્તિવાળું જ્ઞાન કહી શકાય. જેમ અવિદ્યા યાને મિથ્યાજ્ઞાનને લીધે સામે રહેલા પદાર્થને ચાંદી માનીને તેને લેવાની ઇચ્છાથી પાસે આવનારને છીપ જોઇને ખ્યાલ આવે કે આ તો મારો ભ્રમ હતો તેમ પ્રકૃતમાં મિથ્યાજ્ઞાનને વશ હોવાથી જ્ઞાન પોતાના આકારમાં બાહ્યરૂપ આરોપણ કરે છે ત્યારે બાધક બળથી કોઇ વખતે આ નીલ નથી એવા જ્ઞાનનો ઉદય થવો જોઈએ, પરંતુ આપને ત્યાં તેમ તો થતું નથી તો તેનું શું કારણ છે? આનો ઉત્તર જો જ્ઞાનાદ્વૈતવાદી એમ આપે કે ત્યાં આદિમત્ત્વ (આદિ હોવાપણું) હોવાને લીધે બાધક જ્ઞાનનો ઉદય થાય, પરંતુ અવિદ્યા તો અનાદિ હોવાથી અમારે દોષનો અવકાશ જ નથી, તો એ ઉત્તર યુક્તિ-વિકલ છે. એનું કારણ એ છે કે અવિદ્યાનું છાયાની પેઠે સદા સાહચર્ય હોવાથી જ્ઞાનમાં ભ્રાન્તતાના પ્રસંગને લઇને સત્ય જ્ઞાન કદાપિ ઉદ્‌ભવશે જ નહિ અને તેમ થતાં તો સર્વજ્ઞતાની હાનિ થવાની અને પરલોક માટે કરાતાં અનુષ્ઠાનો નિષ્ફળ જવાનાં. વિશેષમાં ભ્રાન્તત્વ અને અભ્રાન્તત્વ એવા વિભાગોનો અભાવ હોવાથી સ્વપ્ન-અવસ્થા અને જાગરણ-અવસ્થા વચ્ચે કશો ભેદ રહેશે નહિ અર્થાત્ આ સ્વપ્ન-અવસ્થા દરમ્યાનનું જ્ઞાન છે અને આ જાગૃત અવસ્થાનું છે તેમજ આ જ્ઞાન ભ્રાન્ત છે અને આ અભ્રાન્ત છે એવી પણ વિશેષતા સંભવશે નહિ.

કહેવાની મતલબ એ છે કે વાસ્તવિક કર્તા, કરણ, કર્મ, દેશ, કાલ વગેરે પ્રબંધોથી રહિત અને કોઇક વાર સત્યતાને જણાવવાવાળી એવી જ્ઞાનની અવસ્થા તે સ્વપ્ન છે, જ્યારે કર્તા, કરણ વગેરે પ્રબંધોથી યુક્ત કોઇક જ અર્થના ક્વચિત્ બાધક એવા જ્ઞાનને જાગરણ-અવસ્થા જાણવી. આથી કરીને લોકો જાગરણ-જ્ઞાનને સ્વપ્ન-જ્ઞાનનું બાધક ગણે છે. સ્વપ્ન-અવસ્થામાં પ્રાપ્ત થયેલા પદાર્થો જાગૃત અવસ્થામાં તે રૂપે ઉપલબ્ધ નહિ થતા હોવાથી તેમજ તેની અર્થક્રિયા પણ નહિ થઇ શકતી હોવાથી અર્થની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ પણ નહિ હોવાથી સ્વપ્નજ્ઞાનને લોક અસત્ય ગણે છે, જ્યારે જાગૃતજ્ઞાનની અર્થ-ક્રિયા કરવાથી તે વસ્તુ પ્રાપ્ત થતી હોવાથી તે શુદ્ધ પ્રવૃત્તિને લઇને જાગૃતજ્ઞાનને લોક સત્ય ગણે છે. વળી સમગ્ર જ્ઞાન અવિદ્યાથી આચ્છાદિત હો-

વાથી જે જે જ્ઞાન ઉદયમાં આવે તે બધું ભ્રાન્તિમય જ હોવું જ જોઇએ એટલે કે સ્વપ્ન-જ્ઞાન અને જાગૃત-જ્ઞાન જેવા ભેદ પડવા જ ન જોઇએ. અને પડે તો છે તેની કોણ ના પાડી શકે? વિશેષમાં અવિદ્યાને આપ જ્ઞાનરૂપ માનો છો કે અજ્ઞાનરૂપ? જો જ્ઞાનરૂપ કહેશો તો અવિદ્યા એવું નામ જ રહેશે નહિ. જો અજ્ઞાનરૂપ કહેશો તો તે પણ ઠીક નથી. કેમકે આપના મત પ્રમાણે જ્ઞાન સિવાય અન્ય કોઇ પણ વસ્તુનું તાત્ત્વિક આસ્તિત્વ જ નથી. છતાં જો માનવા જશો તો જ્ઞાનાદ્વૈતવાદરૂપ મૂલમાં જ કુઠારાઘાત થવાનો.

હવે જો આકારનો અર્થ સદૃશતા કરવા જશો તો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે જ્ઞાનની કોની સાથે સદૃશતા છે? શું કોઇ પદાર્થ સાથે કે જ્ઞાનાંતર સાથે? અર્થની સાથે જ્ઞાનની સદૃશતા છે એમ તો કહેવાય તેમ નથી, કેમકે અર્થ કંઇ જ્ઞાનને ઉત્પન્ન કરતો નથી. પોતાના આકારના અર્પણ દ્વારા સ્વરૂપને જે જ્ઞાન પ્રાપ્ત કરાવે છે તે અર્થાકાર જ્ઞાન છે એ પ્રમાણે જ્ઞાનનું અર્થ સાથેનું સાદૃશ્ય આપ બૌદ્ધોની પેઠે સ્વીકારો છો, કેમકે બાહ્ય અર્થને તો આપ સ્વીકારી શકો તેમ નથી. આથી અર્થની સાથે જ્ઞાનની સદૃશતા સિદ્ધ થતી નથી. જ્ઞાનાંતર સાથે 'જ્ઞાનનું' સાદૃશ્ય એ પક્ષ પણ અનુચિત જ છે, કેમકે બીજા જ્ઞાનની સદૃશતા હોવા છતાં તેનો બાહ્ય અર્થમાં આરોપ કરવાથી કશો લાભ નથી. આથી આવી અર્થશૂન્ય કલ્પના કરવાથી શો ફાયદો? વળી તે વખતે આ મારા જેવું છે એવા આકાર દ્વારા જ્ઞાનનું, બહાર પોતાના પ્રસંગને લઇને નીલ એવા આકારથી ગ્રહણ બની શકશે નહિ.

હવે આકારનો અર્થ સંસ્થાન કરવા જશો તો તે પણ યુક્ત નથી, કેમકે એનો તો એને વિષે અભાવ છે. કારણ કે જેમ નીલ વગેરેનું સંસ્થાન હોય છે તેમ જ્ઞાનનું સંસ્થાન હોતું નથી. તેમ છતાં આમ માનવાથી કોઇ વિવક્ષિત અર્થની સિદ્ધિ પણ થાય તેમ નથી તો આવી કલ્પના શા માટે કરવી? વળી સર્વજ્ઞના જ્ઞાન દ્વારા, અનાદિ અવિદ્યાથી કલુષિત સંસારી જીવોનાં ચિત્તોનો સહોપલંભરૂપ નિયમથી અભેદ માનતાં સર્વ જીવોને સર્વજ્ઞ માનવા પડશે અથવા તો સર્વ-જ્ઞને પણ અસર્વજ્ઞ ગણવા પડશે. ભેદ માનવા જતાં તો તેમની સાથે વ્યભિ-ચાર થતો હોવાથી આ હેતુ અનૈકાન્તિક ઠરે છે. વિશેષમાં અભેદ્ય નીલ વગેરેની સિદ્ધિ વિના અભેદતા સિદ્ધ કરનારૂં પ્રમાણ પણ કોઈ રીતે મળી શકવાનું જ નહિ, કેમકે અન્યતર સંબંધીની અસિદ્ધિ છે એટલે અભેદના બણગાં ફૂંકવાં નકામાં છે. આ વાત સ્પષ્ટ રીતે રજુ કરીએ. જેમકે શું અભેદ સિદ્ધ છે કે નહિ? જો નથી એમ કહેશો તો તે પ્રમાણ કોનો અભેદ સિદ્ધ કરશે? જો સિદ્ધ છે એમ કહેશો તો તે શું પોતાનાથી સિદ્ધ છે કે પરથી? પોતાનાથી સિદ્ધ છે એમ કહેવાનું તો સાહસ થઇ શકે તેમ નથી. કેમકે એમ હોય તો સાધ્ય-

થી વિરૂદ્ધ જે ભેદ તેની સિદ્ધિ કેમ થતી નથી, કેમકે તે સિદ્ધિ વિના સ્વ પર સિદ્ધ વિભાગ નથી વળી. પોતે જ પોતાની સિદ્ધિમાં કારણરૂપ હોય એમ મનાય ખરૂં કે? શું ઘડો જ ઘડાની ઉત્પત્તિમાં કારણરૂપ છે ? આથી પરથી સિદ્ધ છે એમ કહેવા જશો તો તે પર પણ શું સિદ્ધ છે કે નહિ ? જો સિદ્ધ છે તો પોતા-નાથી કે પરથી ? પરથી કહેશો તો ઉપર પ્રમાણેની પ્રશ્ન-પરંપરા ઊભી થશે. જો સિદ્ધ નથી એમ કહેશો તો વિવાદ મટવાનો નહિ. આ પ્રમાણે ઉપર્યુક્ત અભેદ સંબંધરૂપ હેતુ માનવાથી અનેક દૂષણો આવતાં હોવાથી એ વાત છોડી દેવી જ ઠીક છે.

જે પ્રકાશ છે તે જ્ઞાન છે. જેમકે સ્વપ્નમાં જોયેલા નીલ વગેરે જેમ પ્રકાશિત થાય છે તેમ અત્ર પણ સમજવું. અત્ર દૃષ્ટાંત સાધ્યવિકલ નથી, કેમકે સ્વપ્નમાં જોયેલા અર્થ-પ્રબંધની, જાગૃત દશામાં બાધક જ્ઞાનની ઉત્પત્તિ દ્વારા અભાવ-સિદ્ધિ વડે પ્રકાશમાનપણાથી જ્ઞાનપણાની સિદ્ધ થઇ શકવાની. આ પ્રમાણે પ્રકાશમાનત્વરૂપ હેતુ રજુ કરી આપ આપનો મનોરથ સાધી શકો તેમ નથી, કેમકે અમે આપને પૂછીશું કે આ પ્રકાશમાનત્વથી શું સમ-જવું ? જો એથી પ્રકાશનો સંબંધ એમ કહેશો તો શું આ સંબંધ તાદાત્મ્ય-રૂપ છે, તદુત્પત્તિરૂપ છે કે વિષયવિષયિભાવરૂપ છે ? તાદાત્મ્યરૂપ સંબંધ છે એમ તો કહી શકશો નહિ, કેમકે અતીત અને અનાગત અર્થોમાં ભિન્ન કાલપણું હોવાથી અને વર્તમાન અર્થોમાં ભિન્ન દેશપણું હોવાથી પ્રકાશની સાથે તેનો તાદાત્મ્યરૂપ સંબંધ ઘટી શકતો નથી. વળી નીલ આકારની ઉત્પ-ત્તિના કાલમાં પીત આકારના જ્ઞાનનો પણ ઉદય કેમ ન થવો જોઇએ, કેમકે પ્રકાશનું તાદાત્મ્ય તો આ બંનેમાં બરાબર છે ?

તદુત્પત્તિરૂપ માર્ગ પણ ગ્રહણ કરવા લાયક નથી, કેમકે પ્રકાશથી અર્થની ઉત્પત્તિ થાય છે એમ કેમ કહેવાય ? તેમ છતાં જો માનશો તો દીપકાદિના પ્રકાશથી ઘટ, પટ વગેરેની ઉત્પત્તિ થવી જોઇએ. અને એમ થવાથી સુવ્યવસ્થિત કારણવાદ ઉપર પાણી ફરી વળવાનું. વળી અમૂર્ત જ્ઞાનરૂપ પ્રકાશથી ઘટાદિ મૂર્ત પદાર્થોની ઉત્પત્તિ સંભવે જ કેમ ? અને તેમ છતાં જો આ વાત સ્વીકારવામાં આવે તો જન્યજનક ભાવ જ ક્યાં રહ્યો ? વળી આ વાત કદાચ ભેદ પક્ષમાં જ ઘટી શકે, કેમકે ધૂમ અને અગ્નિની પેઠે ત્યાં જન્યજનક ભાવ ભેદાશ્રયી છે.

હવે ત્રીજો પક્ષ પણ સ્વીકારાય તેમ નથી, કેમકે અર્થ એ વિષય છે અને પ્રકાશ એ વિષયી છે એવો વિષયવિષયિભાવ તો ભેદ-પક્ષમાં જ ઘટી શકે છે.

હવે જો પ્રકાશમાનત્વ એટલે પ્રકાશમાત્રત્વ છે, નહિ કે તેનો સંબંધ એમ કહેવા તૈયાર થતા હો તો આ સંબંધમાં આપને ચાર પ્રશ્નો પૂછીશું. જેમકે શું પ્રકાશમાત્રત્વ એટલે જ્ઞાનત્વ કે પ્રકાશને અધીન એવું પ્રકાશત્વ કે સ્વતઃ પ્રકાશત્વ કે તૈજસપણું ? સાધ્ય અને સાધનમાં કંઇ ફરક નહિ રહેતો હોવાથી હેતુ પણ સાધ્ય કોટિમાં આવી જતો હોવાને લીધે પ્રથમ પક્ષ અગ્રાહ્ય છે. બીજો પક્ષ તો આપને માન્ય હોય જ કેમ ? કેમકે જ્ઞાનને સ્વપ્રકાશક આપ માનો છો એટલે જ્ઞાન જ્ઞાનાંતરને અધીન પ્રકાશરૂપ છે એમ આપ કહી જ કેમ શકો ? અન્ય શબ્દોમાં કહીએ તો જ્ઞાનરૂપે સિદ્ધ કરાતા નીલાદિ પદાર્થો જ્ઞાનની જેમ સ્વપ્રકાશક હોવાથી પ્રકાશને અધીન પ્રકાશવાળા બની શકે નહિ, એમ આપનું માનવું છે. ત્રીજો પક્ષ યુક્તિવિકલ છે. સ્વતઃ પ્રકાશપણું માનવા જતાં તો આપણની પેઠે નીલ વગેરેમાં ચૈતન્ય હોવાને લીધે તેમાં પણ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વગેરેનો પ્રાદુર્ભાવ કેમ નહિ થાય ? અને વળી તેમ થતાં હિતની પ્રાપ્તિ અને અહિતના ત્યાગના ઉપાયના હેતુરૂપ ત્યાગ, ગ્રહણ ઇત્યાદિ પ્રવૃત્તિઓ નીલાદિમાં પણ કેમ ન સંભવે ? ચોથો પક્ષ તો મનાય જ નહિ, કેમકે તેમાં તો પ્રતિબંધની જ અસિદ્ધિ છે, કેમકે જે તે જ છે તે જ્ઞાન છે એવી વ્યાપ્તિ તો છે જ નહિ, માટે જ્ઞાનમાં તૈજસપણું પ્રયોજક નથી, કિન્તુ સ્વપરપ્રકાશકપણું પ્રયોજક છે.

બાહ્ય અર્થને નહિ માનતા હોવાથી જ્ઞાન સ્વપરપ્રકાશક છે એ વાત કદાચ આપને ગળે નહિ ઉતરે, પરંતુ સ્વસંવિદિતત્વને લઇને જ્ઞાન સ્વપ્રકાશક છે એમ તો આપ પણ સ્વીકારશો જ ને ? વળી મનોરમાનું જ્ઞાન તેનો મોટો ભાઇ વિપિનચન્દ્ર એની ચેષ્ટાદિ દ્વારા જાણી શકે છે. આ પ્રમાણેની સર્વ મનુષ્યને અનુભવસિદ્ધ હકીકતનો આપ કેવી રીતે અપલાપ કરી શકશો? વાસ્તે જ્ઞાનમાં પરપ્રકાશતા પણ આપે સ્વીકારવી જ જોઈએ.

વિશેષમાં દૃષ્ટાંતમાં સાધ્ય-વિકલતાનો પરિહાર કરવા માટે સ્વપ્નમાં જોયેલો અર્થ ઇત્યાદિ જે આપે પૂર્વે (પૃ. ૩૯૦) કહ્યું છે તેને ઉદ્દેશીને અમે આપને એમ પૂછીએ છીએ કે ત્યાં પણ જે બાધક જ્ઞાન છે તે શું સત્ય છે કે અસત્ય ? જો તે સત્ય છે એમ કહેશો તો તેની સત્યતાનો નિર્ણય શાથી થયો ? કેમકે સ્વપ્નમાં દેખેલા પદાર્થની જાગૃત અવસ્થામાં પ્રાપ્તિ તો છે જ નહિ. તો પછી સત્યની તો વાત જ શી કરવી ? એવી રીતે તો જે પદાર્થનું દર્શન કરાવે અને તેને પ્રાપ્ત કરાવે તે સત્ય કહેવાય અને તેમ થતાં જાગૃત અવસ્થામાં થનારા બાધ વિનાના જ્ઞાનમાં પ્રાપ્તિને યોગ્ય ઉપદર્શિત અર્થને પ્રાપ્ત કરવાપણું હોવાથી તેમાં સત્યતા માનવી જ જોઇએ. આ ઉપરથી આપ એમ

કહેવા તૈયાર થાઓ કે ઉપદર્શિત પદાર્થની પ્રાપકતાના અભાવને લઈને ચંદ્ર, સૂર્ય, તારા ઇત્યાદિ વિષયક જ્ઞાનમાં અસત્યપણાનો પ્રસંગ આવશે તો એ કથન ઠીક નથી, કેમકે પ્રાપ્તિની યોગ્યતા અને પ્રમાતાની ઇચ્છા પણ હોવા છતાં ઉપદર્શિત અર્થની પ્રાપ્તિ નહિ કરાવવાવાળા જ્ઞાનને અસત્ય માનવામાં આવે છે. તેમજ વળી અર્થને નહિ પ્રાપ્ત કરાવનારા એવા ચન્દ્રાદિના જ્ઞાનમાં સત્યતા જરૂર છે જ, કેમકે વિપ્રકર્ષ વગેરે દ્વારા પ્રાપ્તિની યોગ્યતાના અભાવને લઈને તેના અર્થરૂપ ચંદ્ર વગેરેની અપ્રાપ્તિ ઘટી શકશે. વાસ્તે બાધક જ્ઞાનની સત્યતાના અભિલાષીએ બાહ્ય અર્થની સિદ્ધિ જરૂર જ સ્વીકારવી જોઇએ.

હવે જો બાધક જ્ઞાનને અસત્ય કહેશો તો સ્વપ્નમાં જોયેલા પદાર્થ–સમૂહ-માં સત્ત્વનો પ્રસંગ જરૂર જ ખડો થવાનો, અને આ વાત તો આપને પણ ઇષ્ટ નથી. વળી જ્ઞાન વિના સ્વપ્નમાં બીજું શું પ્રકાશિત થાય છે એમ કહેવામાં તો દિવસના અનુભવેલા અને સાંભળેલા જે પદાર્થો છે તેના અનુ-ભવજન્ય અતિશય સંસ્કારના આવેશથી ત્યાં પ્રકાશ પડતો હોવાથી અને અત એવ અનુભવરૂપ સ્મૃતિના વિપર્યાસ વડે સ્વપ્ન–જ્ઞાનમાં સત્યતા કેટલેક અંશે રહો. મિથ્યાત્વથી વાસિત અંતઃકરણવાળા પુરુષને જોયેલા, સાંભળેલા અને અનુભવેલા જ પદાર્થોના સ્મરણને વિષે પ્રાપ્ત કાલમાં અનુભવ, અભ્યાસ, લાંબા વખતનો પરિચય ઇત્યાદિ દ્વારા ઉત્પન્ન થયેલા સંસ્કારની જાગૃતિથી સાક્ષાત્ અનુભવરૂપે જ પ્રતિભાસ થાય છે. વિશેષમાં સ્વપ્ન–જ્ઞાન સર્વથા અસત્ય છે એમ તો કહેવાય તેમ નથી જ. કેમકે જોયેલા પદાર્થોનું અદૃષ્ટ વગેરે સામગ્રી દ્વારા જાગૃત અવસ્થામાં અજાકૃપાણીય સંવાદનું દર્શન થાય છે. તેમજ વળી સ્વપ્નમાં જોયેલા પદાર્થમાં બાધક જ્ઞાનની ઉત્પત્તિથી અભાવસિદ્ધિ દ્વારા જ્ઞાનપણાનું પ્રતિપાદન અસંગત છે, કેમકે જાગૃત દશામાં તે ઠેકાણે વિસંવાદ નહિ હોવાથી સાક્ષાત્ પદાર્થની પ્રાપ્તિ દ્વારા જ્ઞાનની અસિદ્ધિ છે.

વિશેષમાં બાહ્ય અર્થ સિવાય સ્વરૂપથી જ્ઞાનમાં સત્યતા અસત્યતાનો વિભાગ પણ ઘટી શકે તેમ નથી, કેમકે પ્રમાતાઓને બતાવેલ અર્થની પ્રાપ્તિ અપ્રાપ્તિ વડે જ જ્ઞાનની સત્યતા અસત્યતાનો વ્યવહાર સિદ્ધ થાય છે. વળી સ્વપ્નમાં જોયેલ દૃષ્ટાંત દ્વારા અસત્ પ્રકાશના સ્વભાવ વડે સ્વપ્ન–જ્ઞાનની માફક વિવક્ષિત જ્ઞાનમાં પણ અસત્ નીલાદિનો ઉલ્લેખ કરવા વડે અસત્યપણું આવવાનું એમ કહેવું પણ ઉચિત નથી, કેમકે જેમ અસત્ પ્રકાશ વડે અસત્‌ની આપત્તિ કહો છો તેમ સત્ પ્રકાશ વડે સત્‌ની આપત્તિ કેમ નહિ

આવે ? માટે એવી રીતે જ્ઞાનપણાની સિદ્ધિને લઇને નીલાદિમાં જ્ઞાન કદાપિ સિદ્ધ થઇ શકશે નહિ.

આ પ્રમાણેની વિવિધ યુક્તિઓ દ્વારા જે બાહ્ય અર્થ સિદ્ધ થાય છે તેને જ જૈનો પુદ્‌ગલના નામથી ઓળખે છે અને તેના પરમાણુ અને સ્કંધ એવા બે મુખ્ય ભેદો છે. આ સંબંધમાં તેમજ શૂન્યવાદના નિરસનાર્થે પણ ઘણું કહી શકાય તેમ છે છતાં ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર વિરમવામાં આવે છે.

   

**शुभाः प्रकृतयः पुण्य—मशुभाः पापमेव च ।**
**सुखिदुःखिजनोत्पाद, आभ्यां न समभूततः॥ १०२ ॥**

**પુણ્ય અને પાપની વ્યાખ્યા—**

શ્લો૦--"શુભ [1]પ્રવૃત્તિઓ 'પુણ્ય' અને અશુભ 'પાપ' કહેવાય છે. આ બે વડે સુખી અને દુઃખી જનોની ઉત્પત્તિ છે, નહિ કે સાધારણ ( પૃથ્વી વગેરે ) ભૂતો વડે."--૧૦૨

   

**सुखदुःखाश्रवो लोके, द्विविधोऽस्ति शरीरिणाम् ।**
**श्रेष्ठानुष्ठानतश्चाद्यो, द्वितीयः स्याद् वधादिभिः ॥१०३॥**

**આશ્રવોના બે પ્રકારો--**

શ્લો૦-"લોકમાં જીવોને સુખ આશ્રવ અને દુઃખ-આશ્રવ એમ બે પ્રકારનો આશ્રવ છે. ઉત્તમ કાર્યો વડે પ્રથમ અને હત્યા વગેરેથી બીજો થાય."–૧૦૩

   

---

૧ " **प्रक्रियते-शुभाशुभपरिणामभाजा जीवेन प्रकर्षेण आत्मसान्निर्वत्यत इति प्रकृतिः** " અર્થાત્ શુભ કે અશુભ પરિણામવાળા જીવ દ્વારા જે પ્રકર્ષપૂર્વક આત્મરૂપ કરાય છે તે 'પ્રકૃતિ' છે.

**शुभाश्रवो वधादिभ्यः, सौनिकानां न किं भवेत् ?।**
**वेदागमः कथं शुद्धो, जीवघातप्रदर्शकः ? ॥१०४॥**

**શુભ આશ્રવનું સ્વરૂપ—**

શ્લો૦—"જીવની હિંસા વગેરેથી શુભ આશ્રવ થતો હોય તો કસાઇઓને (પણ) તે કેમ ન સંભવે ? વળી (યજ્ઞાદિ માટેની હિંસા તે હિંસા નથી એમ (જો વેદાદિ) આગમ)નું કહેવું હોય તો પ્રાણિ-વધની પ્રરૂપણા કરનારૂં શાસ્ત્ર શુદ્ધ કેમ કહેવાય ?"–૧૦૪

   

**वीतरागोऽस्ति सर्वज्ञ–स्तदुक्तिः स्यात् सदागमः ।**
**यतोऽनृतं न स ब्रूया--दभावे द्वेषरागयोः ॥ १०५॥**

**સુશાસ્ત્રનું લક્ષણ—**

શ્લો૦—"સર્વજ્ઞ સત્તાથી પણ રાગ રહિત છે. તેનું કથન તે શુદ્ધ પ્રવચન છે, કેમકે તેનામાં રાગ અને દ્વેષનો અભાવ હોવાથી તે અસત્ય વદે (જ) નહિ."–૧૦૫

   

**पापस्थानाद् विरक्तत्वं, संवरो व्यवहारतः ।**
**निश्चयात् स्याच्च शैलेश्यां, मुक्तिगो यदनन्तरम् ॥१०६॥**

**સંવરની દ્વિવિધતા—**

શ્લો૦—"પાપસ્થાનથી વિરક્તતા તે 'વ્યવહારથી સંવર' કહેવાય છે, જ્યારે શૈલેશી અવસ્થા વિષેનો સંવર કે જેના (પાલન) પછી જીવ મોક્ષે જાય તે 'નિશ્ચયથી સંવર' છે."–૧૦૬

   

**तपोभिर्निर्जरा सर्व–वादिभिः खलु सम्मता ।**
**अन्यथा तत्क्रिया नैव, क्रियावादिषु युज्यते ॥१०७॥**

**તપશ્ચર્યાથી નિર્જરા—**

શ્લો૦—"તપશ્ચર્યાઓ વડે કર્મની નિર્જરા થાય છે એ વાત સર્વે વાદીઓને ખરેખર માન્ય છે. એમ ન હોય તો તેની ક્રિયા ક્રિયાવાદીઓને વિષે સ્થાને ન જ ગણાય."–૧૦૭

   

**मिथ्यात्वादिनिमित्तोऽत्र, बन्धः स्यात् कथमन्यथा ।**
**संसारमोक्षरूपे द्वे, व्यवस्थे भवतो भुवि ? ॥१०८॥**

**બંધના હેતુઓ—**

શ્લો૦—"મિથ્યાત્વ વગેરે બંધના હેતુઓ છે. એમ નહિ હોય તો કેવી રીતે જગત્માં સંસાર અને મોક્ષ એવી બે વ્યવસ્થા સંભવે ?"–૧૦૮

   

**अनादिसिद्धयोगे तु, सङ्गतिर्नैव जायते ।**
**बद्धोऽन्यो मोक्ष्यतेऽन्यश्च, क्षणवादेऽपि सा नहि ॥१०९॥**

**અનાદિ સિદ્ધ મતનો નિરાસ—**

શ્લો૦—"ઈશ્વરને અનાદિ કાળથી સિદ્ધ માનતાં તેમજ ક્ષણિકવાદ સ્વીકારતાં પણ સંગતિ થતી નથી, કેમકે એથી તો એકનો બંધ થાય અને અન્યને મુક્તિ મળે."–૧૦૯

   

**बध्यते प्रकृतिर्जीवो, मुच्यते नेति सङ्गतम् ।**
**पुनरागमनं कस्मात्, क्षये निःशेषकर्मणाम् ? ॥११०॥**

**પ્રકૃતિના બંધની અસંગતિ—**

શ્લો૦—"પ્રકૃતિનો બન્ધ થાય અને મુક્તિ જીવની થાય એ વ્યાજબી નથી. વળી સર્વ કર્મોનો ક્ષય થયા બાદ ફરીથી અવતાર કેવી રીતે સંભવે ?"–૧૧૦

   

**निजपक्षनिराकारा–देति मुक्तिं गतोऽपि द्राक् ।**
**एतन्न सङ्गतं यस्मात्, निर्निमित्तो भवो न हि ॥१११॥**

**તીર્થના રક્ષણાદિ માટે પણ મુક્તના આગમનનો અસંભવ—**

શ્લો૦—"પોતાના પક્ષનો પરાભવ થતો હોવાથી મુક્ત જીવ ઝટ (સંસારમાં) આવે છે એ (કથન) વ્યાજબી નથી, કેમકે ભવ નિષ્કારણ નથી જ."—૧૧૧

   

**निर्हेतुको हि संसारो, भवेन्न नियतावधिः ।**
**नित्यजीवस्वभावात्मा, मोक्षस्तु कर्मणां क्षये ॥११२॥**

**મોક્ષનું સ્વરૂપ—**

શ્લો૦—"જો સંસાર નિષ્કારણ હોય તે મુકરર મર્યાદાવાળો ન હોય. મોક્ષ તો કર્મોના વિનાશથી ઉદ્ભવતો દ્રવ્યરૂપે શાશ્વત એવા જીવનો સ્વભાવ છે."—૧૧૨

   

**वस्तुस्वभावतो देह–त्रिभागोनप्रमाणतः ।**
**सर्वोपरि हि लोकान्ते, कर्ममुक्तः प्रतिष्ठति ॥११३॥**

**મુક્તની અવગાહના—**

શ્લો૦—"(મુક્તરૂપ) પદાર્થના સ્વભાવને લઇને કર્મોથી મુક્ત થયેલો (જીવ) સર્વની ઉપર લોકાંતમાં પોતાના શરીરથી ત્રીજે ભાગે ન્યૂન અવગાહનાવાળો થઇને રહે છે."—૧૧૩

   

**अनन्तज्ञेयज्ञानी स्या–ज्जीवः कर्मयुतो नहि ।**
**तत् कर्माणि विनाश्यात्र, सर्वज्ञस्तत्र तिष्ठति ॥ ११४ ॥**

**જ્ઞાનાવરણીય કર્મના નાશ વિના સર્વજ્ઞતાનો અભાવ—**

શ્લો૦—"કર્મથી યુક્ત જીવ અનંત જાણવા લાયક (પદાર્થો)ને જાણતો નથી, વાસ્તે અત્ર કર્મોનો સંહાર કરી ત્યાં સર્વજ્ઞ રહે છે."—૧૧૪

   

**यवना-ऽऽर्य-वैष्णवादीनां, कुतर्कैर्नैव मुह्यति ।**
**यतो हालाहलं तेषां, स्पष्टं तत्त्वेषु विद्यते ॥ ११५ ॥**

**યવનાદિનાં તત્ત્વોનો બહિષ્કાર—**

શ્લો૦—" ( આસ્તિક્યરૂપ સમ્યક્ત્વથી વિભૂષિત જીવ ) યવનો, આર્યસમાજીસ્ટો, વૈષ્ણવો વગેરેના કુતર્કોથી મોહ પામતો નથી, કેમકે તેમનાં તત્ત્વોને વિષે સ્પષ્ટપણે ઝેર રહેલું છે. "—૧૧૫

   

**जिनेन्द्रमतभिन्नेषु, युक्तिस्तत्त्वानुगा क्वचित् ।**
**लक्ष्यते सा तु जैनेन्द्र-सारमादाय निर्मिता ॥११६॥**

**જિન-પ્રરૂપણાનો અન્ય દર્શનોમાં અંશતઃ સ્વીકાર—**

શ્લો૦—"જૈન દર્શનથી અતિરિક્ત મતોને વિષે કદાચિત (જૈન) તત્ત્વોને અનુકૂળ જે યુક્તિ જણાય છે તે જિનેશ્વરના કથનનો સાર લઇને યોજેલી છે. "—૧૧૬

   

**आत्मकर्मप्रभूणां या, भवमोक्षस्वरूपयोः ।**
**व्यवस्था शासने जैने, सैव सत्येति मन्यते ॥११७॥**

**આસ્તિકની જૈન શાસનને વિષે સચોટ શ્રદ્ધા—**

શ્લો૦—"આત્મા, કર્મ અને પરમેશ્વરની તેમજ સંસાર અને મુક્તિનાં સ્વરૂપની જે વ્યવસ્થા જૈન શાસનમાં છે તે જ સાચી છે એમ (સમ્યક્ત્વી) માને છે."—૧૧૭

   

**यत् सूक्ष्मादपि सूक्ष्मं, च तत्त्वं जिनेश्वरोदितम् ।**
**तदपि सत्यमेवास्ति, यद्वक्ता रागवान् नहि ॥११८॥**[1]

---

૧ સરખાવો **આચારાંગની** શ્રી**શીલાંક**સૂરિકૃત વૃત્તિના ૨૨૨મા પત્રમાં અવતરણરૂપે આપેલો નિમ્ન-લિખિત શ્લોકઃ—

**સૂક્ષ્મતમ તત્ત્વની પણ પ્રરૂપણા વિષે સંપૂર્ણ શ્રદ્ધા**—

**શ્લો૦**—"સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ જે તત્ત્વ જિનેશ્વરે કહ્યું છે તે પણ સત્ય જ છે, કેમકે તેના કહેનારા રાગી નથી જ."—૧૧૮

❦ ❦ ❦ ❦

**इत्यादिभावनायुक्त, आस्तिकत्वं प्रसिध्यति ।**
**प्रसिध्यत् साधयेत् लिङ्गं, सम्यक्त्वस्य हि पञ्चमम् ॥११९॥**

**આસ્તિક્યની સાબીતી**—

**શ્લો૦**—" આ પ્રમાણેની ભાવનાથી યુક્ત આસ્તિકતાને પ્રસિદ્ધ કરે છે. તે સિદ્ધ થતાં પાંચમા લિંગરૂપ સમ્યક્ત્વને ખરેખર સાધે. "—૧૧૯

❦ ❦ ❦ ❦

**भक्तः श्रुत्वा पुनः प्राह, सम्यक्त्वान्न परो मणिः ।**
**तद्रक्षणे प्रभो ! ब्रूयाहि, कृपया साधनानि च ॥१२०॥**

**સમ્યક્ત્વનાં સાધનો માટે પ્રસ્તાવ**—

**શ્લો૦**—" આ સાંભળીને ભક્તે ફરીથી કહ્યું કે સમ્યક્ત્વથી અન્ય કોઇ મણિ નથી. (તેથી કરીને) તેના રક્ષણ માટે હે નાથ ! કૃપા કરીને સાધનો મને કહો. "—૧૨૦

**ચિન્તામણિ કરતાં સમ્યક્ત્વ-રત્નનું મહત્ત્વ**—

**સ્પષ્ટી૦**—આ પદ્યમાં સમ્યક્ત્વ-રત્ન આગળ અન્ય રત્નો-ચિન્તામણિ પણ પાણી ભરે **છે એવો** જે ભાવ વ્યક્ત કરવામાં આવ્યો છે **તેને** **શ્રીરત્નપ્રભસૂરિકૃત કુવલયમાલા** નામની કથાના તૃતીય પ્રસ્તાવના પ્રાન્ત ભાગ ( પૃ૦ ૧૯૦ )માં આપેલો નિમ્ન-લિખિત શ્લોક પુષ્ટ કરે છેઃ-

" **चिन्तामणिः श्रितः प्राणि-स्वान्तचिन्तितमात्रदः ।**
**सम्यक्त्वं सर्वजन्तूनां, चिन्तातीतार्थदं पुनः ॥** "—અનુ૦

---

" **वीतरागा हि सर्वज्ञा, मिथ्या न ब्रुवते क्वचित् ।**
**यस्मात् तस्माद् वचस्तेषां, तथ्यं भूतार्थदर्शनम् ॥** "

અર્થાત્ ચિન્તામણિનો આશ્રય કરતાં તે પ્રાણીઓના હૃદયમાં ચિન્તવેલ પદાર્થને જ આપે છે ( એ સિવાય અધિક આપવાનું તેનામાં સામર્થ્ય નથી ), જ્યારે સમ્યક્ત્વ તો સમસ્ત જીવોને ચિન્તાતીત પદાર્થ આપે છે.

સમ્યક્ત્વનો મહિમા ગાતાં શ્રીરત્નપ્રભસૂરિ આ પ્રસંગે ઉમેરે છે કે–

" तावदेव तमस्तोमः, समस्तोऽपि विजृम्भते ।
यावत् सम्यक्त्वतिग्मांशु–रुदेति न हृदम्बरे ॥ २ ॥–અનુ૦
सदृष्टिर्दृष्टिहीनोऽपि, यः सम्यक्त्वविलोचनः ।
श्रुतिविश्रान्तनेत्रोऽपि, सोऽन्धो यस्तद्विवर्जितः ॥ ३ ॥ "–અનુ૦

અર્થાત્ જ્યાં સુધી સમ્યક્ત્વરૂપ સૂર્ય હૃદયરૂપ ગગનમાં ઉગ્યો નથી, ત્યાં સુધી જ અંધકારનો સમગ્ર સમુદાય સ્ફુરે છે. જેની પાસે સમ્યક્ત્વરૂપ નેત્ર છે તે ભલે ચર્મચક્ષુ વિનાનો કયાં ન હોય તોપણ તે 'સદ્દષ્ટિ' ( દષ્ટિવાળો ) છે, જ્યારે જે સમ્યક્ત્વથી વિહીન છે તે ભલે કાન સુધી વિસ્તૃત લોચનવાળો હોય તોપણ તે 'આંધળો' છે.

   

प्रभुराहाथ भो भद्र !, सप्तषष्टिप्रकारतः ।
सम्यक्त्वरक्षणं भूयात्, श्रुत्वा तानवधार्यताम् ॥१२१॥

સમ્યક્ત્વના રક્ષણકારી ૬૭ પ્રકારો–

શ્લો૦–"પ્રભુ કહે છે કે હે ભવ્ય ! સમ્યક્ત્વનું ૬૭ પ્રકારે રક્ષણ થાય છે. એ પ્રકારોને સાંભળીને તું તેને યાદ રાખજે."–૧૨૧

   

श्रद्धानानि तु चत्वारि, तावत् परमार्थसंस्तवः ।
गीतार्थसेवनं नष्ट–दर्शनानां विवर्जनम् ॥१२२॥
पाखण्डिकानां सर्वेषा–मनासङ्गश्च ज्ञाततः ।
अभयपुष्पचूलाद्य--निह्नवगणभृत् क्रमात् ॥ १२३ ॥

ચાર શ્રદ્ધાન--

શ્લો૦–"( તે પ્રકારોમાં ) ચાર તો શ્રદ્ધાન છેઃ–(૧) પરમાર્થનો સંસ્તવ,

(૨) ગીતાર્થનું સેવન, (૩) જેમની શ્રદ્ધા નાશ પામી ગઇ હોય તેમનો ત્યાગ અને (૪) સર્વ પાખંડીઓની સંગતિ નહિ કરવી તે. [1]**અભય (કુમાર)**, **પુષ્પચૂલા**, [2]પ્રથમ નિહ્નવ અને [3]પ્રથમ ગણધર એ એનાં અનુક્રમે ઉદાહરણો છે." —૧૨૨–૧૨૩

'પાખંડ'નો અર્થ—

**સ્પષ્ટી૦**—" **पापं खण्डयतीति पाखण्डः** " અર્થાત્ પાપનો નાશ કરે તે 'પાખંડ' કહેવાય છે. શરૂઆતમાં આ શબ્દ સાંપ્રત કાળની પેઠે દુષ્ટતાવાચક હતો નહિ, કિન્તુ સાધુવાચી હતો. આથી કરીને તો ઇતર દર્શનના સાધુનો ઉલ્લેખ કરતી વેળા " પરપાખંડ " એમ કહેવામાં આવતું. આ વાતની **ઉપાસકદશાંગ** ( સૂ૦ ૭ )ની નિમ્ન-લિખિત પંક્તિ સાક્ષી પૂરે છેઃ—

" [4]**संका कंखा विइगिच्छा परपासंडपसंसा परपासंडसंथवे** "

'પાખંડ' શબ્દને જૈનવાચી સમજીને તો બ્રાહ્મણોએ આ શબ્દનો અન્ય દર્શનીય સાધુ માટે પ્રયોગ કરવા માંડ્યો હોય એમ સમજાય છે. આગળ જતાં આ અર્થ જૈનોએ પણ સ્વીકાર્યો અર્થાત્ 'પાખંડ'થી 'પરપાખંડ' એવો અર્થ થવા લાગ્યો, અને તે મિથ્યાદૃષ્ટિના અર્થમાં રૂઢ થયો. આથી અહીં પાખંડિકથી મિથ્યાદૃષ્ટિ સમજવાના છે, નહિ કે જૈન સાધુ.

પુષ્પચૂલાનો વૃત્તાન્ત

આ 'ભરત' ક્ષેત્રને વિષે 'પૃથ્વીપુર' નામના નગરમાં **પુષ્પકેતુ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એકદા તેની પત્ની **પુષ્પાવતીએ** એકી સાથે પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. આ ભાઇ બેનનાં **પુષ્પચૂલ** અને **પુષ્પચૂલા** એવાં નામ પાડવામાં આવ્યાં. એ બેને પરસ્પર એટલો પ્રેમ હતો કે તેઓ એક બીજાનો વિયોગ ઘડીભર પણ સહન કરી શકતા ન હતા. આ જોઇ રાજાએ વિચાર કર્યો કે આ બેને જુદે જુદે ઠેકાણે પરણાવવાથી તેમને વિયોગનું દુઃખ મરણ જેવું સાલશે. આથી રાજાએ છળ પ્રપંચથી ગામના લોકની સંમતિ

---

૧ આના દષ્ટાંત માટે જુઓ પૃ૦ ૩૨૨–૩૨૩. ૨ આના સ્થૂળ વૃત્તાન્ત માટે જુઓ **આર્હતદર્શન૦** ( પૃ૦ ૨૯૨ ). ૩ એમના જીવન પરત્વે **ન્યાયકુસુમાંજલિ** ( પૃ૦ ૨૨–૨૩ ) તેમજ 'શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ'ના પ્રથમ વિભાગ ( પૃ૦ ૨૨–૨૫ )માં વિચાર કરાયો છે.

૪ છાયા—

**शङ्का काङ्क्षा विचिकित्सा परपाखण्डप्रशंसा परपाखण्डसंस्तवः ।**

મેળવી રાણીની ઇચ્છા વિરૂદ્ધ બેને પરણાવી દીધાં. આથી રાણીએ ખિન્ન થઇ દીક્ષા ગ્રહણ કરી. તપશ્ચર્યા કરી આયુષ્ય પૂર્ણ થતાં તે દેવલોકમાં ઉત્પન્ન થઇ. કેટલેક કાળે પુષ્પકેતુ રાજા મરણ પામ્યા પછી પુષ્પચૂલ પોતાની સગી બેન પુષ્પચૂલા સાથે સંસાર-સુખ ભોગવવા લાગ્યો.

દેવગતિમાં ગયેલી પુષ્પાવતી રાણીના જીવે અવધિજ્ઞાનથી આ અકૃત્ય જાણ્યું. તેના પ્રતીકાર તરીકે તેણે પોતાની પ્રિય પુત્રી પુષ્પચૂલાને બોધ આપવા વિચાર કર્યો. પ્રથમ તો તેણે એને સ્વપ્નમાં નરકનાં દુ:ખો બતાવ્યાં. આ સ્વપ્નથી ભય પામેલી પુષ્પચૂલાએ પોતાના પતિને નરકનાં દુ:ખો સંબંધી વાત કહી સંભળાવી. પુષ્પચૂલે જુદા જુદા દર્શનવાળા પણ્ડિતોને રાજસભામાં બોલાવી પૂછ્યું કે નરક કેવી હોય ? કોઇએ કહ્યું કે આ જગત્‌માં ગર્ભાવાસમાં વસવું એ જ નરક છે. કોઇએ ઉત્તર આપ્યો કે કેદખાનામાં પૂરાવું એ જ નરક છે. કોઇએ જણાવ્યું કે પારકાની તાબેદારી વેઠવી એ જ નરક છે. રાણીને આ ઉત્તરો પસંદ નહિ પડવાથી રાજા તેને કોઇ જૈન મુનિ પાસે લઇ ગયો અને તેમને નરકનું સ્વરૂપ પૂછ્યું. એમનો ઉત્તર પોતાના સ્વપ્ને મળતો સાંભળી રાણીએ મુનિને પૂછ્યું કે શું તમને પણ મારા જેવું સ્વપ્ન આવ્યું હતું ? એના જવાબમાં મુનિશ્રીએ કહ્યું કે ના, મેં તો જૈન શાસ્ત્ર પ્રમાણે આનું સ્વરૂપ નિવેદન કર્યું છે.

બીજી રાત્રિએ રાણીએ દેવ-માયાથી સ્વપ્નમાં સ્વર્ગનાં સુખો જોયાં. આ સંબંધમાં રાજાએ બૌદ્ધાદિ સાધુઓને પૂછ્યું, પરંતુ સંતોષકારક ઉત્તર તો આખરે જૈન મુનિ પાસેથી જ મળ્યો. એમની તરફથી રાણીને જાણવાનું મળ્યું કે શ્રાવક કે સાધુનો ધર્મ પાળવાથી સ્વર્ગ મળે છે. આથી રાણી પ્રસન્ન થઇ અને દીક્ષા લેવા માટે તેણે પતિની રજા માંગી. રાજાની રાણી ઉપર એટલી બધી આસક્તિ હતી કે તે તેના વિના રહી શકે તેમ ન હતું. આથી જો તું રોજ મારે ઘેર ભોજન લેવા આવે તેમ હોય તો તું દીક્ષા લે એવી સરતે રાજાએ મહોત્સવ પૂર્વક તેને અર્ણિકા-પુત્રાચાર્ય પાસે દીક્ષા અપાવી.

કેટલાક દિવસ પછી જ્ઞાન-બળથી દુકાળ પડનાર છે એમ જાણી આચાર્યે પોતાના શિષ્યોને અન્યત્ર વિહાર કરી જવા સૂચવ્યું અને પોતે એકલા રહ્યા. આ વખતે આહારપાણી લાવવાનું તેમજ સેવા કરવાનું કામ પુષ્પચૂલા કરવા લાગી. તેમની સેવા એમણે એવા શુદ્ધ ભાવથી કરી કે આ સાધ્વીશ્રી કેવલજ્ઞાન પામ્યા, છતાં આચાર્યની સેવા કરવાનું કામ તેમણે ચાલૂ રાખ્યું. નિર્મળ જ્ઞાનના પ્રભાવથી તેઓ આચાર્યને મનગમતો આહાર લાવવા લાગ્યા. આથી અચંબો પામી આચાર્યશ્રી બોલ્યા કે હે ભદ્રે ! કેટલાક દિવસથી તું

મારી રુચિ અનુસાર આહાર લાવે છે તો શું તને કંઇ દિવ્ય જ્ઞાન થયું છે ? સાધ્વીજીએ જવાબ આપ્યો કે જેની પાસે જે રહે તે તેના મનની વાત જાણી જાય એમાં શી નવાઇ ? પરંતુ પોતાને કેવલજ્ઞાન થયું છે એમ ન કહ્યું, કારણુ કે તેમ કરવાથી તેમની પાસે આહારાદિ તેઓ મંગાવત નહિ.

એક દિવસ વરસતે વરસાદે તેઓ આહાર પાણી લઇ આવ્યા. તેથી આચાર્યે કહ્યું કે હે કલ્યાણિની ! શ્રત–જ્ઞાનથી ક્યારે અને કેવાં ભોજનાદિ લાવવાં તે જાણવા છતાં વૃષ્ટિ દરમ્યાન તું કેમ આહાર લાવી ? સાધ્વીશ્રીએ ઉત્તર આપ્યો કે જે જે પ્રદેશમાં અચિત્ત અપ્કાય વરસતો હતો તે તે પ્રદેશમાં રહીને હું શુદ્ધ આહાર લાવી છું. આચાર્યે પૂછયું કે તને આવો બોધ ક્યાંથી થયો ? સાધ્વીશ્રીએ કહ્યું કે જ્ઞાનથી. આચાર્યે પૂછયું કે કેવા જ્ઞાનથી–પ્રતિપાતી કે અપ્રતિપાતી ? જવાબ મળ્યો કે આપના પ્રસાદથી અપ્રતિપાતી જ્ઞાનથી. આ જાણી આચાર્યશ્રી પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે મેં કેવલીની આશાતના કરી અને તેમણે સત્વર સર્વજ્ઞ સાધ્વીની ક્ષમા યાચી મિચ્છામિ દુક્કડં દીધું. પછી પુષ્પચૂલાને પૂછયું કે મને કેવલજ્ઞાન થશે કે નહિ ? કેવલીએ કહ્યું કે હા; તમને 'ગંગા' નદીને પેલે પાર ઉતરતાં થશે.

કેટલોક કાળ વીત્યા બાદ પ્રસંગ એમ બન્યો કે આ આચાર્ય વહાણુમાં બેસી 'ગંગા'ને પેલે પાર જતા હતા. સાથે બીજા લોકો પણ હતા. જે તરફ આચાર્ય બેસે તે તરફનો ભાગ નમી જતો જોઇને લોકોએ તેમને ઉપાડીને નદીમાં નાંખી દીધા.

પૂર્વ ભવમાં પોતાની જે પત્નીનું તેમણે અપમાન કર્યું હતું, તે મરીને વ્યંતર થઇ હતી અને તે વેર લેવાના ઇરાદાથી વહાણુ ડૂબાડતી હતી. પાણીમાં પડતાં આચાર્યનો દેહ આ સ્રીએ ઊભી કરેલી શૂળીથી વિંધાઇ ગયો. તેમના દેહમાંથી લોહીની ધારા વહેવા લાગી, છતાં પણ આ મારા લોહીથી જલકાયની વિરાધના થાય છે એમ વિચારતાં વિચારતાં તેમણે કેવલજ્ઞાન પ્રાપ્ત થયું અને ત્યાંને ત્યાં ટુંક સમયમાં કાળ કરી તેઓ મોક્ષે ગયા. આ પ્રમાણે તેઓ અંતકૃત્ કેવલી થયા. દેવતાઓએ આવી તેમનો નિર્વાણુ–મહોત્સવ કર્યો, તેથી આ સ્થળ 'પ્રયાગ' તીર્થના નામથી પ્રસિદ્ધિ પામ્યું. મહેશ્વરી લોકો 'કૈલાસ' મેળવવાની ઇચ્છાથી પોતાના દેહ ઉપર કરવત મૂકાવે છે તે આનું અંધ અનુકરણુ હોવાનું કહેવાય છે.

**પુષ્પચૂલા** કેવલી પૃથ્વીને પાવન કરી, ભવ્ય જીવોને બોધ પમાડી સર્વ કર્મનો ક્ષય કરી અંતે મોક્ષે જઈ વસ્યા. આ આર્ય અબળાને અને એના વૈયાવૃત્યરૂપ ગુણુને કોટિશઃ વન્દન.

**જમાલિનો વૃત્તાન્ત—**

આ પદ્યમાં પ્રથમ નિહ્નવથી **જમાલિ**નો નિર્દેશ કરવામાં આવ્યો છે. **સ્થાનાંગ** નામના ત્રીજા અંગ (સૂ. ૫૮૭)માં સાતમા સ્થાનકમાં ૪૧૧મા પત્રમાં સાત નિહ્નવો યાને પ્રભુ **મહાવીર**ની આજ્ઞાના ઉત્થાપકોનો જે ઉલ્લેખ છે તેમાં **જમાલિ**નું નામ અગ્ર સ્થાને છે. **ઔપપાતિક** નામના ઉપાંગમાં પણ **જમાલિ**નો નિહ્નવ તરીકે ઉલ્લેખ છે. **આવશ્યક**-નિર્યુક્તિ, **વિશેષાવશ્યક**–ભાષ્ય (ગા. ૨૩૦૬–૨૩૩૨) વગેરે પાછળના ગ્રંથોમાં પણ એને નિહ્નવ તરીકે જ ઓળખાવેલ છે. એનું વધારે વિસ્તારવાળું અને તેથી કરીને વિશેષ માહિતી પૂરી પાડનારૂં વર્ણન તો **ભગવતી** નામના પાંચમા અંગ (શ. ૯, ઉ. ૩૩)માં નજરે પડે છે.

વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાં તો એને વિષે કશો ઉલ્લેખ જ જણાતો નથી. આશ્ચર્યની વાત તો એ છે કે દિગંબરીય સાહિત્યમાં **મહાવીર**ના ભાણેજ કે શિષ્યરૂપે પણ એનો નિર્દેશ નથી; કેમકે દિગંબર માન્યતા અનુસાર **મહાવીર** અવિવાહિત હોવાથી એને જમાઇ સંભવે જ નહિ એ તો દેખીતી વાત છે. અત્ર આપણે એની આછી રૂપરેખા નીચે મુજબ આલેખીશું:-

**જમાલિ** ક્ષત્રિય જાતિનો હતો. વળી તે શ્રમણ ભગવાન્ **મહાવીર**ના જન્મ-સ્થાન 'ક્ષત્રિયકુંડ'નો રહેવાસી હતો. એ **મહાવીર**ની બેન **પ્રિયદર્શના**નો પુત્ર તેમજ **મહાવીર**ની પુત્રી **સુદર્શના**નો પતિ થતો હતો એટલે કે એ પ્રભુનો ભાણેજ તેમજ જમાઇ એમ બેવડો સગો હતો.

એકદા **મહાવીર**સ્વામી 'ક્ષત્રિયકુંડ'ના બહારના ઉદ્યાનમાં પધાર્યા. તેમને વંદન કરવા **જમાલિ** ગયો અને તેમની દેશના સાંભળી તેણે જૈન ધર્મ સ્વીકાર્યો એટલું જ નહિ, પણ દીક્ષા ગ્રહણ કરવાની અભિલાષા દર્શાવી. ભગવાને કહ્યું કે શુભ કાર્યમાં ઢીલ ન કરવી એટલે એ તરત જ માતાપિતાની અનુમતિ મેળવવા ઘેર ગયો. પુત્રનો તીવ્ર વૈરાગ્ય જોઇ માતાપિતાએ અનુજ્ઞા આપી અને **જમાલિ**એ મોટી ધામધૂમ પૂર્વક પાંચસે પુરુષો સાથે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. થોડા વખતમાં તો તેમણે સામાયિકાદિ અગ્યાર અંગોનું અધ્યયન કરી લીધું, અને તેઓ તીવ્ર તપશ્ચર્યા પણ કરવા લાગ્યા.

એક દિવસ જુદો વિહાર કરવાની ઇચ્છાથી પ્રભુ પાસે આવી અનુજ્ઞા માટે ત્રણ વાર તેમણે વિજ્ઞપ્તિ કરી, પરંતુ પ્રભુએ જ્યારે મૌન ન જ તોડયું ત્યારે રજા વિના તે પાંચસો સહચારી શ્રમણો સાથે સ્વતંત્ર વિચરવા લાગ્યો અને તેમ કરતાં કરતાં તે 'શ્રાવસ્તિ'માં આવી પહોંચ્યો. નીરસ, રૂક્ષ, તુચ્છ અને અનિયમિત ખાનપાનથી તેને પિત્ત–જ્વર આવ્યો. આની વેદના વધી પડતાં તેણે પોતાને માટે સંસ્તારક તૈયાર કરવા શ્રમણોને

કહ્યું. શ્રમણોએ તેમ કરવા માંડયું. એટલામાં વ્યાધિથી વ્યાકુળ બનેલા તેણે પૃછ્યું કે સંસ્તારક તૈયાર કર્યો કે ? ઉત્તર મળ્યો કે થાય છે, પણ થયો નથી. આ સાંભળી તે વિચારવા લાગ્યો કે જે કર્મ ચલિત થતું હોય, ક્ષીણ થતું હોય કે આત્માથી છુટું પડતું હોય તે આત્માથી ચલિત થયું, ક્ષીણ થયું, છૂટું પડયું એ પ્રમાણેનું **મહાવીર**નું કથન અસત્ય તેમજ અનુભવવિરુદ્ધ જણાય છે. આ વિચાર તેણે પોતાના સહચારીઓને ઉદ્દેશીને વ્યક્ત કરતાં કહ્યું કે શ્રમણ ભગવાન્ **મહાવીર** ચાલૂ ક્રિયાને પૂર્ણ કહે છે, જ્યારે આપણો અનુભવ તો તેને ચાલૂ જ માને છે, એટલે **મહાવીર**નું કથન મિથ્યા છે.

આ પ્રમાણેનું તેનું બોલવું કેટલાકને ન પસંદ પડયું. આથી તેઓ એને છોડીને **મહાવીર** પાસે ચાલ્યા ગયા. આ વખતે **મહાવીર** ‘ ચંપા ’ નગરીમાં હતા. તાવ ઉતરતાં અને શક્તિ આવતાં **જમાલિ** પણ આ નગરીમાં આવ્યો. મસ્તક નમાવ્યા વિના તે **મહાવીર** સમક્ષ આવી ઊભો અને કહેવા લાગ્યો કે આપણા જેમ બીજા શિષ્યો અપૂર્ણ અવસ્થામાં આપથી દૂર થયા અને અપૂર્ણ સ્થિતિમાં જ પાછા આવ્યા તેમ હું આવ્યો નથી. હું તો અર્હત્, જિન, સર્વજ્ઞ, પૂર્ણ થઇ અત્ર આવ્યો છું. આ સાંભળી **ગૌતમસ્વામી**એ તેને કહ્યું કે જો તું સર્વજ્ઞ છે તો કહે કે લોક શાશ્વત છે કે અશાશ્વત ? જીવ શાશ્વત છે કે અશાશ્વત ? આનો ઉત્તર તે ન આપી શકયો એટલે **મહાવીરે** કહ્યું કે મારા કેટલાક અસર્વજ્ઞ (છદ્મસ્થ) શિષ્યો પણ આનો ઉત્તર મારી પેઠે આપી શકે છે, છતાં તેઓ પોતાની જાતને સર્વજ્ઞ કહેતા નથી. આનો ઉત્તર એ છે કે લોક અને જીવ ઉત્પન્ન થતા નથી કે નાશ પામતા નથી એટલે એ દૃષ્ટિએ તે બંને શાશ્વત છે, જ્યારે તે બંનેમાં પરિવર્તન થાય છે એટલે એ દૃષ્ટિએ તે બંને અશાશ્વત છે. **જમાલિ**ને આ વાત રુચી નહિ અને તે ત્યાંથી ચાલતો થયો. ભગવાનથી છૂટા પડયા પછી તેણે ઘણાં વર્ષ સુધી ભિક્ષુપદ ઉપર કાયમ રહી ભગવાનની વિરુદ્ધ હિલચાલ ચાલૂ રાખી, અને તેમ કરીને પોતાને તેમજ બીજા કેટલાંકોને તેણે ઉન્માર્ગે દોરવ્યા. અંતમાં પંદર દિવસની સંલેષણા કરી મરીને તે કિલ્બિષિક (હલકી જાતના દેવ) તરીકે ઉત્પન્ન થયો.[1]

---

૧ આના ચરિત્રમાં તેમજ આ આર્યાવર્તના જ્યોતિર્ધર **બુદ્ધ**ના શિષ્ય **દેવદત્ત**નાં જીવન-વૃત્તાંતમાં કેટલુંક સામ્ય જોવાય છે. જેમ **દેવદત્ત** ભગવાન્ **બુદ્ધ**ના અનેક હરીફો પૈકી એક હતો તેમ **મહાવીર**ના અનેક હરીફોમાં એક હરિફ તેમનો ખુદ શિષ્ય **જમાલિ** હતો. **દેવદત્ત** અને **જમાલિ** બંને ક્ષત્રિય હતા. **દેવદત્ત** **બુદ્ધ**નો સાળો થતો હતો, જ્યારે **જમાલિ** **મહાવીર**નો ભાણેજ અને જમાઇ થતો હતો. **દેવદત્ત** ભિક્ષુક સ્થિતિમાં **બુદ્ધ**નો શિષ્ય હતો એટલું જ નહિ પણ શિષ્ય-વર્ગમાં તેણે પ્રધાન-પદ મેળવ્યું હતું. **જમાલિ**ના સંબંધમાં પણ તેમજ હતું. પરંતુ જેવી રીતે **દેવદત્તે** અનેક પ્રપંચો રચી **બુદ્ધ**ને મારી નાંખવા પ્રયાસો કર્યા હતા તેવું **જમાલિ**એ કર્યું હોય તેમ કહેવાને માટે

**જમાલિ** અને **મહાવીર** વચ્ચે મત–ભેદ માટે ઉપર દર્શાવ્યા સિવાયની કોઇ બાબત હોય એવું વર્ણન મળતું નથી. એટલે **જમાલિ** વ્યવહાર–દૃષ્ટિને જ માનતો હતો, જ્યારે **મહાવીર** વ્યવહાર–દૃષ્ટિ અને [૨]નિશ્ચય–દૃષ્ટિ એમ ઉભયને સ્વીકારતા અને સંમાનતા હતા. [૩]ભગવાનનો સિદ્ધાંત '**कडेमाणे कडे**' નો હતો, જ્યારે **જમાલિ**નો '**कडे कडे**'નો હતો. એટલે કે જે કામ કરાતું હોય, જેનું છેવટનું ફળ ન આવ્યું હોય, અર્થાત્ જે પૂર્ણ ન થયું હોય તે પણ થયું એમ કહી શકાય એવો **મહાવીર**નો મત હતો, જ્યારે જે કામ ચાલૂ હોય તેને કરાયું કે સફળ ન કહેતાં જ્યારે તે પૂર્ણ થાય–છેવટનું ફળ પ્રાપ્ત થાય ત્યારે જ તે કરાયું કે સફળ થયું એમ કહેવાય એવી **જમાલિ**ની માન્યતા હતી.

આ ઉપરથી એક સ્થલે સૂચવાયું છે કે બંને વચ્ચે મત–ભેદ એટલા પૂરતો હતો કે એકની માન્યતા મુજબ કોઇ પણ પ્રયત્નના પ્રારંભના પ્રાથમિક ક્ષણથી કે પ્રયત્નની પૂર્ણાહુતિ પર્યંતની સમગ્ર પ્રયત્ન–ધાર એ જ ફળ છે અને નહિ

---

પ્રમાણ નથી. બાકી એ વાત સાચી છે કે બંનેએ પોતપોતાના ગુરુવર્યની સામે થઇને પોતપોતાનો ખાસ અનુયાયી–વર્ગ ઊભો કર્યો હતો, જોકે તેમની હૈયાતી બાદ તેમનો વંશ ચાલૂ રહ્યો કે તેમનું સાહિત્ય પણ જળવાઇ રહ્યું એમ માનવા પૂરતું પ્રમાણ મળતું નથી. જેમ દેવદત્તનો ઉલ્લેખ કેવળ બૌદ્ધ સાહિત્યમાં છે તેમ **જમાલિ**નો ફક્ત જૈન શ્વેતાંબર સાહિત્યમાં છે. **દેવદત્ત**ને પ્રથમ સંઘભેદકનો ઇલકાબ મળ્યો હતો, જ્યારે **જમાલિ**ને પ્રથમ નિહ્નવનો ખિતાબ મળ્યો હતો. વળી આ બંને પોતાના ગુરુની પૂર્વે જ કાલ–ધર્મ પામ્યા હતા.

૧–૨ વ્યવહાર–દૃષ્ટિ એટલે સ્થૂળ અનુભવને આધારે ઘડાયેલી માન્યતા, જ્યારે નિશ્ચય–દૃષ્ટિ એટલે સૂક્ષ્મ અનુભવને આધારે ઘડાયેલી માન્યતા. પહેલી દૃષ્ટિમાં સ્થૂલતાને લઇને અનુભવોનું વૈવિધ્ય છે, જ્યારે બીજી દૃષ્ટિમાં સૂક્ષ્મતાને લીધે અનુભવોની એકતા છે. પહેલીમાં ઉપલકપણું છે, છાછરાપણું છે, જ્યારે બીજીમાં ઊંડાણુ છે, ગંભીરતા છે. પહેલીમાં સાધ્ય અને સાધનનો ભેદ છે, જ્યારે બીજીમાં એ બેનો અભેદ છે. પહેલીના અધિકારી સાધારણ બુદ્ધિના અને ઘણા લોકો છે, જ્યારે બીજાના અસાધારણ મનુષ્યો અને તે પણ વિરલા છે.

૩ **મહાવીર**સ્વામીનું કહેવું એ હતું કે વ્યવહાર અને નિશ્ચય એ ઉભય દૃષ્ટિને આધારે કોઇ પણ માન્યતા સ્થિર કરવામાં આવે અગર પ્રવૃત્તિ રહી શકે. કેવળ વ્યવહાર–દૃષ્ટિ પ્રમાણે વર્તતાં તો ભેદ અથવા વિરોધ બુદ્ધિ વધારે કેળવાય અને ટુંકી દૃષ્ટિને ધૈર્ય ખૂટી જતાં સાધ્ય સુધી ન જ પહોંચી શકાય. વ્યવહાર વિનાની કેવળ નિશ્ચય–દૃષ્ટિને ખરા અર્થમાં અનુસરતાં નુકસાન થાય. વળી તેમ કરનારા પણ કેટલા ? એકાદ વ્યક્તિ ભલે તેવી હોય તોપણ સામુદાયિક હિતની સંભાવના ઘણી જ ઓછી રહે છે, વળી મોટે ભાગે નિશ્ચય–દૃષ્ટિના ઓઠા તળે પ્રપંચની જાળો પણ પથરાય અને દંભના પાસા પણ ખેલાય; તેથી નિશ્ચય–દૃષ્ટિને ધ્યાનમાં રાખી વ્યવહાર–દૃષ્ટિ અનુસાર વર્તન કરવામાં જ ક્રમિક વિકાસનો વધારે સંભવ છે.

કે પ્રયત્નની અંતે તેનાથી નિષ્પન્ન થતું માત્ર જુદું ફળ, જ્યારે બીજાની માન્યતા અનુસાર કોઇ પણ કાર્યની શરૂઆતથી તે તેની સમાપ્તિ સુધીનો પ્રયત્ન એ સાધન છે અને તેને અંતે નિષ્પન્ન થનારૂં તેનું ફળ એ તે સાધનથી તદ્દન જુદું છે.

આથી એ પણ સ્પષ્ટ થાય છે કે ભગવાનને **જમાલિ**નો મત કબૂલ છે, પણ તે એક જ દૃષ્ટિએ–વ્યવહાર–દૃષ્ટિએ; જ્યારે **જમાલિ**ને આ દૃષ્ટિ જ કબૂલ છે, **મહાવીર**ની બીજી નિશ્ચય–દૃષ્ટિ કબૂલ નથી. આથી આ બેની વચ્ચે એકાંત અને [1]અનેકાંતના જેટલું અંતર છે. અને તે કંઇ જેવું તેવું ન જ ગણાય.

   

**शुश्रूषा जिनवाक्यानां, धर्मे रागस्तदुक्तिगे ।**
**वैयावृत्त्यं मुनौ प्रोक्तं, त्रिधा लिङ्गं महर्षिभिः ॥१२४॥**

ત્રણ લિંગો—

શ્લો૦—" જિનેશ્વરનાં વચનો સાંભળવાની અભિલાષા, તેનાં કથનને વિષે રહેલા ધર્મને વિષે રાગ અને મુનિનું ભક્તિ સહિત વૈયાવૃત્ત્ય એમ ત્રણ પ્રકારના લિંગનું મહર્ષિઓએ કથન કર્યું છે. "–૧૨૪

   

**धर्मरागे चिलातीजः, शुश्रूषायां सुदर्शनः ।**
**वैयावृत्त्ये तथा नन्दि–षेणो योज्यो निदर्शने ॥ १२५ ॥**

**ત્રિવિધ** લિંગનાં ઉદાહરણો—

શ્લો૦—" ધર્મને વિષે રાગ એ સંબંધમાં **ચિલાતીપુત્ર**નું, શુશ્રૂષાને વિષે [2]**સુદર્શન**નું અને વૈયાવૃત્ત્યને વિષે **નંદિષેણ**નું ઉદાહરણ ઘટાવવું. "–૧૨૫

---

૧ અનેકાંત એટલે કોઇ પણ એક વસ્તુને પ્રમાણિકપણે અનેક દૃષ્ટિએ તપાસ પૂર્વકનો અનેક દૃષ્ટિઓનો–અપેક્ષાઓનો સમુચ્ચય. આ માત્ર વિચારનો જ વિષય નથી, પરંતુ આચરણમાં પણ તેને સ્થાન છે.

૨ એના ઉદાહરણ માટે જુઓ પૃ૦ ૧૯૮–૨૦૦.

## ચિલાતીપુત્રનું ચરિત્ર—

**સ્પષ્ટી૦**—**જ્ઞાતાધર્મકથાંગ**ના પ્રથમ શ્રુતસ્કન્ધના ૧૮ મા અધ્યયનમાં **ચિલાતીપુત્ર**નો વૃત્તાન્ત વિસ્તારથી આપવામાં આવ્યો છે. અત્ર તેનો સારાંશ નીચે મુજબ આપવામાં આવે છે.

'રાજગૃહ' નગરમાં **ધન્ના** નામનો સાર્થવાહ અને તેની પત્ની **ભદ્રા** રહેતાં હતાં. આ દંપતીને **ધન**, **ધનપાલ**, **ધનદેવ**, **ધનગોપ** અને **ધનરક્ષ** એ નામના પાંચ પુત્રો થયા હતા અને તેના ઉપર **સુંસુમા** નામની એક પુત્રી થઇ હતી. આ પુત્રીની દેખરેખનું કામ આ સાર્થવાહની **ચિલાતી** દાસીનો પુત્ર કે જેણે **ચિલાતીપુત્ર** તરીકે ઓળખવામાં આવતો હતો તેને સોંપવામાં આવ્યું હતું. આથી **ચિલાતીપુત્રને** બાળપણથી એના પ્રત્યે પ્રીતિ ઉદ્ભવી હતી.

મસ્તીખોર **ચિલાતીપુત્રની** ગેરવર્તણુકથી કંટાળી જઇ **ધન્નાએ** તેને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો. તે ફરતો ફરતો પાસે આવેલી 'સિંહગુફા' નામની ચોર-પલ્લીમાં ગયો. પવનથી જેમ અગ્નિ વધારે પ્રદીપ્ત બને છે તેમ ચોરોની સોબતથી આની પાપી પ્રવૃત્તિમાં ઉમેરો થયો અને **વિજય** નામના પલ્લી-પતિના મરણ બાદ તો એના પરમ પ્રેમ-પાત્ર બનેલા **ચિલાતીપુત્રને** એનું સ્થાન આપવામાં આવ્યું.

આ તરફ રૂપ, ગુણ અને કળાના ભંડારરૂપ **સુંસુમા** ભર જુવાનીમાં આવી હતી. તેની તરફ અત્યંત આસક્તિને લીધે **ચિલાતીપુત્રે** એક દિવસ બધા પાંચસે ચોરોને ભેગા કરી કહ્યું કે હું 'રાજગૃહ' નગરના **ધન્ના** સાર્થવાહને સારી પેઠે ઓળખું છું. તેને ત્યાં અઢળક દ્રવ્ય છે. વળી તેને એક સ્વરૂપવતી પુત્રી છે. આજે રાતના આપણે તેને ત્યાં ખાતર પાડીશું અને તેમ કરતાં જે ધન મળશે તે તમે લેજો; હું તો એની પુત્રીને રાખીશ. બધા ચોરોએ આ વાત કબૂલ કરી. એટલે તેમને સાથે લઈ **ચિલાતીપુત્ર** તે નગરે ગયો.

તાળાં ઉઘાડવાની વિદ્યા વડે દરવાજાનાં તાળાં ઉઘાડી અને અવસ્વાપિની નિદ્રાથી ચોકીદારોને નિદ્રામાં નાંખી સાર્થવાહનું ઘર **ચિલાતીપુત્રે** લૂંટાવ્યું અને પોતે પ્રાણવલ્લભ **સુંસુમાને** નિદ્રાધીન અવસ્થામાં ઉપાડી ચાલવા માંડ્યું.

એવામાં **ધન્ના** સાર્થવાહ જાગી ઊઠ્યો. ધન તેમજ તેની વહાલી પુત્રીનું હરણ થયેલું જોઇ તેને અતિશય ખેદ થયો. કોટવાળને આની ખબર

આપી સાર્થવાહે પોતાના પાંચ પુત્રો સાથે **ચિલાતીપુત્ર**ની પુંઠ પકડી. દ્રવ્ય મળવાની લાલચે કોટવાલે કમર કસી અને તે પોતાના માણસો સહિત ચોરોની નજીક આવી પહોંચ્યો. ભયભીત થઇ ધન પાછું મૂકી ચોરો અટવીમાં નાસી ગયા. કોટવાલ અને તેના માણસો તે લેવા રોકાયા, પરંતુ પ્રાણથી પણ વધારે પ્રિય એવી પુત્રીને મેળવવા માટે સાર્થવાહ અને તેના પાંચ પુત્રો તો આગળ વધ્યા.

આ તરફ **ચિલાતીપુત્ર** સિંહ એક બકરાને ઉપાડે તેમ **સુંસમાને** ખભે ઉપાડી ખાડા ટેકરા, ઝાળાં ઝાંખરા તેમજ ભૂખ અને તરસની પરવા કર્યા વિના આગળને આગળ ચાલતો હતો. તે પણ અંતે થાક્યો અને મામલો બારીક બનતો જોઇ શું કરવું તેના વિચારમાં પડ્યો. [૧]પૂર્વ જન્મનો સ્નેહ અને નવીન મોહ **સુંસમાને** ત્યજી દેવામાં વિઘ્નરૂપ નીવડ્યા. એટલે ખાઇ ન શકું તો ઢોળી શકું એવા નિશ્ચય ઉપર આવી તેણે તેને મારી નાંખી. તેનું ધડ જમીન ઉપર પડતું મૂકી તે તેનું માથુ લઇને નાસવા લાગ્યો. આગળ પ્રયાણ ચાલૂ રાખેલ સાર્થવાહની દષ્ટિએ ધડ પડ્યું. તે જોતાં જ તે થંભી ગયો અને પુત્રીને મરી ગયેલી જાણી નિરાશ થઇ ઉદ્વિગ્ન ચિત્તે તે પુત્રો સહિત રુદન કરવા લાગ્યો. ઘણે દૂર આવી પડવાથી આ છએ જણાને અત્યંત તૃષા લાગી હતી, પરંતુ આમ તેમ તપાસ કરતાં કોઇ સ્થળે જળ મળ્યું નહિ. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેમના પ્રાણ પરલોક સિધાવી જવાની તૈયારી કરતા હતા. આથી **ધન્ના**એ પોતાના પુત્રોને કહ્યું કે તમે મને મારી નાંખો અને મારાં માંસ અને લોહીનો ઉપયોગ કરી તમારા જીવનને બચાવો. મોટા પુત્રે જવાબ આપ્યો કે આપ તો અમારા પૂજ્ય છો, શિરછત્ર છો,

---

૧ ‘ ક્ષિતિપ્રતિષ્ઠિત ’ નગરમાં **યજ્ઞદેવ** નામનો એક વિપ્ર રહેતો હતો. તેણે એવું પણ લીધું હતું કે મને જે હરાવે તેનો હું શિષ્ય થાઉં. ભોગજોગે જે જૈન મતની તે નિંદા કરતો હતો તેના અનુયાયી શ્રમણને હાથે તેની હાર થઇ. આથી તેને દીક્ષા લેવી પડી. જાતિસ્વભાવને લઇને મુનિના આચાર તરફ તેને દુર્ગંછા થયા કરતી, કેમકે આ દશામાં તે દંતધાવન કે સ્નાનાદિ કરી શકતો ન હતો. તેના ઉપર આસક્ત રહેતી તેની પત્ની તેને સ્નેહપાશમાં નાંખવા પ્રયાસ કરતી હતી, પરંતુ તેમાં તેનો બેડો પાર નહિ પડવાથી તેણે કામણ કર્યું. આ મુનિ તો સંયમમાં મક્કમ રહી કાલધર્મ પામી સ્વર્ગે ગયા. પત્નીને એમ લાગ્યું કે મારા કામણથી આના પ્રાણ પરલોક સિધાવ્યા છે. મુનિઘાતથી ડરીને તેણે પણ દીક્ષા લીધી, પરંતુ કામણની આલોચના કર્યા વિના મરણ પામી તે દેવલોકમાં ઉત્પન્ન થઇ. મુનિ સ્વર્ગમાંથી ચ્યવીને **ચિલાતીપુત્ર** થયા, ત્યારે તેની પત્ની **સુંસુમા** તરીકે **ધન્નાને** ઘેર અવતરી.

ગુરુદેવ છો, એટલે આવું અનિષ્ટ કાર્ય કરી અમે જીવવા ઇચ્છતા નથી. મોટો પુત્ર પોતાના દેહનો ભોગ આપવા તૈયાર થયો ત્યારે બીજા નાના પુત્રોએ વાંધો લીધો. એમ આખરે પરસ્પર ખાઇ જવાની જ્યારે ના ઠરી ત્યારે અંતમાં એવો તોડ કાઢવામાં આવ્યો કે જે **સુંસમા** મરી ગઇ છે તેનાં માંસ અને શોણિતનો આહાર કરી, જીવ જતો બચાવવો. આ પ્રમાણે કરી તેઓ પોતાને નગરે ગયા.

આ તરફ એક હાથમાં તરવાર અને બીજા હાથમાં **સુંસુમાનું** માથું લઇ **ચિલાતીપુત્ર** ભય અને ખેદથી રસ્તો ભૂલી જવાથી એક જંગલમાં જઇ ચડયો. ભટકતાં ભટકતાં તેણે એક આકાશમાં ગમન કરનારા ( ચારણ ) મુનિને કાયોત્સર્ગ–મુદ્રામાં જોયા. તેમની પાસે જઇ એણે કહ્યું કે સત્વર ધર્મનું સ્વરૂપ નિવેદન કર; નહિ તો આની માફક તારૂં મસ્તક છેદી નાંખીશ. મુનિએ યોગ્ય જીવ જાણી ધ્યાન સમાપ્ત કરીને ઉપશમ, વિવેક અને સંવર એ ત્રણ પદો કહ્યાં અને તેઓ આકાશમાં ઉડી ગયા.

**ચિલાતીપુત્ર** તો વિચારમાં પડી ગયો કે આ મુનિએ મને શો ધર્મ બતાવ્યો? મારે આથી શું સમજવું? ઊંડો આલોચ કરતાં તેને માલૂમ પડ્યું કે ઉપશમ એટલે ક્રોધનું શમી જવું. આથી મારા હાથમાં જે તરવાર છે તે મારે ત્યજી દેવી જોઇએ એમ તેને સ્ફુર્યું. વિવેકનો વિચાર કરતાં શું ગ્રહણ કરવું અને શું છોડવું એનું તેને ભાન થયું, એટલે એણે તરત જ **સુંસુમાનું** મસ્તક નીચે મૂકી દીધું. સંવર વિષે ઊહાપોહ કરતાં પાંચે ઇન્દ્રિયોને અને મનને વશ કરવા એવો અર્થ તેને સૂઝ્યો. આથી સ્વેચ્છાચાર ત્યજીને તેણે તે જ મુનિના પગને સ્થાનકે પોતાના પગ મૂકી કાયોત્સર્ગ કર્યો અને એવો અભિગ્રહ લીધો કે જ્યાં સુધી મને સ્ત્રીહત્યા યાદ આવે ત્યાં સુધી મારે ધ્યાનમાં રહેવું.

સદ્‌ભાવનામાં મશગૂલ બનેલા આ મુનિવરનું શરીર લોહીથી ખરડાયેલું હતું એટલે કીડીઓ તેના ઉપર ચઢી અને ચટકા મારવા લાગી, એટલુંજ નહિ પણ તે કીડીઓએ તો ફોલી ફોલીને એનું આખું શરીર ચાળણીના જેવું છિદ્રવાળું બનાવી દીધું. પગને તળીએથી પેસી મસ્તકમાં છિદ્ર પાડી ત્યાંથી નીકળતી કીડીઓએ એને ત્રાસ આપવામાં કચ્ચાસ ન રાખી, પરંતુ આ તો ત્રિપદીના તાનમાં એવા તલ્લીન બની ગયા હતા કે અઢી દિવસ સુધી આવી અસહ્ય વેદના સમભાવે તેમણે સહન કરી અને દેહ પડતાં તેઓ દેવલોક પામ્યા. ધર્મરાગ હોય તો આવો જ હોજો.

આ વાર્તાનો વિશેષ નિષ્કર્ષ દર્શાવતાં શાસ્ત્રકાર કથે છે કે જેમ **સુંસુમાને** વિષે આસક્ત અને **ધન્ના** વડે અકાર્ય કરવામાં અટકાવાયેલો **ચિલાતીપુત્ર** સેંકડો વ્યસનોના ભંડારરૂપ મહાટવીને પામ્યો, તેમ વિષય–સુખમાં મગ્ન રહેતો જીવ કર્મને વશ થઇ પાપાચરણ કરતો ભવાટવીમાં મહાદુઃખ પામે છે. **ધન્ના** સાર્થવાહ, પુત્રો, અટવી, સુતાનું માંસ અને ‘ રાજગૃહ ’ એને અનુક્રમે ગુરુ, સાધુ, ભવ, આહાર અને મોક્ષ સમજવાં. જેમ જંગલમાંથી બહાર નીકળી નગરમાં જવા માટે સાર્થવાહે અને તેના પાંચ પુત્રોએ પુત્રીનું માંસ ખાધું, તેમ સાધુઓ ગુરુની આજ્ઞાથી ભવાટવી ઓળંગી શિવપુરી જવાને માટે, નહિ કે જીભના સ્વાદ કે વર્ણ, બળ કે રૂપની ખાતર આહાર કરે.

## નન્દિષેણનો પ્રબન્ધ—

‘નંદી’ ગામમાં **સોમિલ** નામના બ્રાહ્મણને **સોમિલા** નામની પત્ની હતી. જન્મથી દરિદ્ર એવા આ દંપતીને **નન્દિષેણ** નામનો પુત્ર થયો, પરંતુ તેનો જન્મ થતાં તેમનું પરલોક ગમન થયું. આ બાળક ગમે તેમ કરીને ઉછરી તો આવ્યો, પરંતુ નખથી માંડીને તે શિખા સુધી તેનાં સર્વે અંગો કદરૂપાં હતાં, તેથી ગામનાં ઢોર પણ તેને જોઇને બીતાં હતાં. બિલાડી જેવાં તેનાં નેત્રો, ગણપતિ જેવું તેનું પેટ, ઉંટ જેવા લાંબા હોઠ, હાથીની પેઠે બહાર નીકળેલા દાંત ઇત્યાદિ તેનાં કદરૂપ અવયવો તેની બેડોલતામાં એવો વધારો કરતા હતા કે તેના સગાંવહાલાં પણ તેનો સત્કાર કરતાં ન હતાં. આખરે કંટાળીને **નન્દિષેણ** પોતાના મામાને ઘેર ગયો. ત્યાં તેને ઢોર ચારવાનું કામ સોંપવામાં આવ્યું. બેડોળ હોવા છતાં તેને પરણવાના કોડ હતા. તેથી તેના મામાએ ઘણે ઘેર માંગાં કર્યાં, પરંતુ કોઇ સ્થળેથી કન્યાની હા આવી નહિ. આથી **નન્દિષેણ** નારાજ થયો. તેને બળાપો કરતાં અટકાવવા માટે તેના મામાએ પોતાની સાત પુત્રીઓમાંથી એક પરણાવવાની કબૂલાત આપી, પરંતુ પુત્રીઓને તે વિષે પૂછતાં તેમાંથી એકે પરણવાને તૈયાર ન થઇ, એટલું જ નહિ કિન્તુ જોરજુલમથી પરણાવવામાં આવશે તો અમે આપઘાત કરીશું એમ તેમણે કહી સંભળાવ્યું. આ ઉત્તર સાંભળતાં **નન્દિષેણનાં** તો હાંજા ગગડી ગયાં. નિરાશામાં ને નિરાશામાં તે મામાનું ઘર છોડી ચાલતો થયો. કોઇ જાતનો ઉપાય નહિ સૂઝવાથી તે આપઘાત કરવા વનમાં ગયો. ત્યાં પહાડ ઉપર ચઢી જેવો તે ઝંપાપાત કરવા જાય છે ત્યાં તો ‘મા’ એવો શબ્દ તેના કાને પડયો. આસપાસ જોયું પણ કોઇ નહિ દેખાયાથી ફરી તેણે ઝંપાપાતની તૈયારી કરી. આ વખતે પણ ‘ મા ’ શબ્દ સંભળાયો. તપાસ કરતાં એક ઝાડ નીચે કાયોત્સર્ગ મુદ્રામાં કોઇ

મુનિ ઊભેલા દેખાયા. તેમની પાસે જઇ તેણે સવિનય પૂછયું કે મારા જેવા દુઃખીને આપઘાત કરતાં આપ શા સારૂ અટકાવો છો ? મુનિશ્રીએ જવાબ દીધો કે અપઘાત કરવાથી જે સુખ તું ચાહે છે તે મેળવી શકીશ નહિ, કિન્તુ ઉલટો વધારે દુઃખી થઇશ. જેમ પરનો ઘાત કરવાથી પાપ લાગે છે, તેમ પોતાની હત્યા કરવાથી પણ પાપ જ લાગે છે; વાસ્તે તું જો સુખનો અભિલાષી હોય, તો આ લોકમાં અને પરલોકમાં સુખકારી સંયમનું આરાધન કર. આ વાત **નન્દિષેણુ**ને ગળે ઉતરી, તેથી તેણે તે મુનિરાજ પાસે દીક્ષા ગ્રહણ કરી. સારો અભ્યાસ કરી તેઓ ગીતાર્થ થયા. વળી તેમણે એવો ઘોર અભિગ્રહ લીધો કે મારે છઠે છઠે પારણું કરવું એટલું જ નહિ પરંતુ પારણાના દિવસે પણ આયંબિલ ( આચામ્લ ) કરવું. વિશેષમાં ગામમાં કે આસપાસ જે કોઇ બાળ, વૃદ્ધ કે માંદા મુનિ હોય તેની સેવા કર્યા પછી જ પારણું કરવું.

એક દિવસે અવધિજ્ઞાનથી આ અભિગ્રહથી વાકેફગાર થયેલા ઇન્દ્રે સભામાં **નન્દિષેણુ**ની દઢતા વિષે પ્રશંસા કરી. બે મિથ્યાત્વી દેવો આ વાત માન્ય ન કરતાં પરીક્ષા કરવા માટે આ લોકમાં ઉતરી આવ્યા. બન્ને જણે મુનિનું રૂપ લીધું. તેમાંથી એક માંદો બન્યો અને બીજો દોડતો દોડતો પારણું કરવાની તૈયારીમાં એવા **નન્દિષેણુ** સમીપ આવી કહેવા લાગ્યો કે વાહ રે ! ગામ બહાર સાધુ માંદા પડયા છે અને તું તો તારા અભિગ્રહને કોરે મૂકી પારણું કરવા બેઠો છે ! આ સાંભળી આહારનું પાત્ર મૂકી **નન્દિષેણુ** ઊઠયા અને માંદા સાધુને માટે પ્રાસુક (નિર્જીવ) જળ લાવવા નીકળ્યા. જ્યાં જ્યાં તેઓ જાય ત્યાં ત્યાં પેલો માયાવી સાધુ જળને દૂષિત કરતો ગયો. આખરે ઘણે ઘેર ભટકયા પછી તેમને યોગ્ય જળ મળ્યું. તે લઇ તેઓ માંદા સાધુ પાસે આવ્યા. આ સાધુને અતિસારનું દરદ હોવાથી **નન્દિષેણુ** તેના મલિન અંગને ધોવા લાગ્યા એટલે તો દેવતાએ માયાથી તેમાં અતિશય દુર્ગન્ધનો પ્રસાર કર્યો, પરંતુ મુનિરાજ અકળાયા નહિ. તેઓ તો આ માંદા સાધુને ઉપાશ્રયે લઇ જવા તૈયાર થયા. પોતાની ખાંધે આ સાધુને બેસાડી તેમણે ચાલવા માંડયું. રસ્તામાં ભર બજાર વચ્ચે માયાવી દેવે એમને વિષ્ઠાથી લીપી નાંખ્યા, છતાં તેની જુગુપ્સા ન કરતાં તેઓ તેને પોતાને સ્થાનકે લઇ આવ્યા. વિશેષમાં આ મુનિ માટે તેઓ હજી ઔષધ લાવી શકયા નથી એમ વિચાર કરી તેઓ પોતાને કમનસીબ માનવા લાગ્યા. આ પ્રમાણેના તેમના સુદઢ અને સુન્દર મનોભાવ જોઇ પરીક્ષા માટે આવેલા દેવતાઓ ખુશી થયા અને મુનિરાજ ઉપર સુગંધી પુષ્પોની વૃષ્ટિ કરી મહાત્માને પ્રણામ કરી તેઓ સ્વર્ગે ગયા.

નન્દિષેણ મુનિવરે હજારો વર્ષો સુધી તપ કરી મરણાસન્ન અવસ્થામાં અનશન અંગીકાર કર્યું. આ સમયે કોઈ ચક્રવર્તી પોતાની ૬૪૦૦૦ પત્નીઓ સાથે તેમને વાંદવા આવ્યો. આ સર્વાંગે સુન્દર સુન્દરીઓને જોઇને મારી તપશ્ચર્યા જો પ્રભાવશાળી હોય તો આવતા ભવમાં હું સ્રીવલ્લભ થાઉં એવું તેણે નિયાણું બાંધ્યું. અંતમાં આયુષ્ય પૂર્ણ થતાં તેઓ 'મહાશુક્ર' નામના સાતમા દેવલોકમાં ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તેઓ અંધકવૃષ્ટિની સુભદ્રા નામની પત્નીની કુખે વસુદેવ તરીકે અવતર્યા કે જેઓ કાલાંતરે શ્રીકૃષ્ણના પિતા થયા.

   

**जिने सिद्धे गुरौ चैत्ये, विनयः श्रुतधर्मयोः ।**
**श्रीसङ्घदर्शनाचार्यो--पाध्यायेष्वपि सर्वदा ॥१२६॥**

**एवं दशविधः कार्यो, विनयो दृष्टिरक्षणे ।**
**आशातना परित्यागो, भुवनोऽत्र निदर्शनम् ॥१२७॥**–युग्मम्

દશ પ્રકારનો વિનય—

શ્લો૦—"તીર્થંકર, સિદ્ધ, ગુરુ, ચૈત્ય, શ્રુત, ધર્મ, [1]શ્રીસંઘ, સમ્યક્ત્વ, આચાર્ય અને ઉપાધ્યાયને વિષે એમ દશ પ્રકારે વિનય સમ્યક્ત્વના રક્ષણાર્થે સર્વદા કરવો તેમજ એ દશની આશાતનાને સદા ત્યજી દેવી. આ સંબંધમાં ભુવન(તિલક)નું ઉદાહરણ છે."—૧૨૬-૧૨૭

ભુવનતિલકનું ઉદાહરણ—

સ્પષ્ટી૦—'કુસુમપુર' નગરના ધનદ રાજાને પદ્માવતી રાણીથી ભુવનતિલક નામનો પુત્ર થયો હતો. તે ઉમર લાયક થયો તેવામાં કોઇ વિદ્યાધરીએ 'રત્નસ્થલપુર'ના અમરચંદ્ર રાજાની પુત્રી યશોમતિ આગળ તેની પ્રશંસા કરી. તે સાંભળી યશોમતિ તેને વરવા અધીરી બની ગઇ. ખાવા પીવામાં પણ તેને આનંદ આવતો નથી એ જાણી અમરચંદ્રે સગપણ કરવા માટે પોતાના પ્રધાનને ધનદ રાજા પાસે મોકલ્યો. રાજાએ ખુશીથી એ વાત સ્વીકારી અને

૧ આની મનનીય સ્તુતિ માટે જુઓ નન્દીસૂત્રનો ઉપોદ્ઘાત ( ગા. ૪-૧૭ ).

પ્રધાનનું સંમાન કરી પોતાના પુત્રને મંત્રી, સામંતો વગેરેની સાથે લગ્ન માટે વિદાય કર્યો.

રસ્તામાં 'સિદ્ધપુર' નામના ગામમાં રાત્રે એકાએક ભુવનતિલકને મૂર્છા આવવાથી તે અચેતન થઇ ગયો અને તેની વાચા પણ બંધ થઇ ગઇ. આથી મંત્રી પ્રમુખના તો હોસ કોસ ઉડી ગયા; ઘણાએ ઉપાયો કર્યા, પરંતુ તેને કરાર વળ્યો નહિ.

આ સમયે પાસેના ઉદ્યાનમાં એક મહાત્માને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. દેવોએ સુવર્ણ–કમલની રચના કરી એટલે તેના ઉપર બેસીને કેવલીએ અનુપમ દેશના દીધી. અંતમાં રાજકુમારના કંઠીરવ નામના મંત્રીએ રાજકુમારને દર્દ મટશે કે નહિ અને તેને આવું અચાનક દુ:ખ આવી પડવાનું શું કારણ છે તે સર્વજ્ઞને પૂછયું. કેવલીએ કહ્યું કે 'ધાતકી' ખંડના 'ભરત' ક્ષેત્રમાં 'ભુવનાગાર' પુરમાં એક આચાર્ય પોતાના અવિનયી અને મુનિઓના શત્રુ એવા ઇન્દ્રદત્ત શિષ્યને પાસે બેસાડી વિનય સાચવવાની શીખામણ દેતા હતા, પરંતુ જેમ સર્પને દૂધ પણ ઝેરરૂપે પરિણમે તેમ આ શિક્ષાથી પોતાનું હિત સાધવાને બદલે ઇન્દ્રદત્ત તો આચાર્ય અને એની ઉપેક્ષા કરનારા અન્ય મુનિવર્યો ઉપર કોપાયમાન થયો. સર્વેને મારી નાંખવા માટે જળમાં તાલપુટ ઝેર મેળવી તે પોતાના ઉપર તહોમત ન આવી પડે એ ઇરાદાથી વનમાં નાસી ગયો. પરંતુ પાપીને કોઇ સ્થળે સુખ મળે કે? ત્યાં એકાંતમાં તે સૂઇ ગયો એટલામાં ચોતરફ આગ લાગી અને તેમાં તે બળી મુઓ. અશુભ ધ્યાનને લીધે તે મરીને નરકે ગયો.

અહિંયા આચાર્ય તેમજ મુનિ–મણ્ડળ પેલું પાણી પીવા જાય છે ત્યાં તો શાસન–દેવીએ તેમને તેમ કરતાં અટકાવ્યા. આથી આ પાણી નિર્જીવ સ્થળે ઢોળી દઇ બીજું પાણી લાવી તેમણે તૃષા મટાડી.

ઇન્દ્રદત્તનો જીવ નરકમાંથી નીકળીને માછલાં વગેરે તરીકે ભવો કરી કોઇક પુણ્યના પ્રભાવથી આ ભુવનતિલક નામનો રાજકુમાર થયો છે. પૂર્વ ભવમાં તેણે મુનિઓની હત્યા ચિંતવી હતી તેથી એ દુર્દશા પામ્યો છે, પરંતુ આ મેં કહેલો વૃત્તાન્ત એને કહેવાથી ભાન આવશે અને એ સાજો થશે. આ સાંભળી મન્ત્રીએ રાજકુમાર પાસે આવી તેને પૂર્વોક્ત વૃત્તાન્ત સંભળાવ્યો. આથી તેને ભાન આવ્યું. વિશેષમાં તેને 'જાતિસ્મરણ' જ્ઞાન થવાથી કેવલી પાસે આવી તેણે દીક્ષા લીધી.

આ વાતની યશોમતિને ખબર પડતાં તે મૂર્છિત થઇ ગઇ. પરંતુ જીવ

ઠેકાણે આવતાં સાવધાન બની ક્ષણભંગુર સાંસારિક સુખની ઉપેક્ષા કરી માતાપિતાની અનુજ્ઞા મેળવી તેણે પણ દીક્ષા લીધી. મંત્રીના મુખથી આ બીના જાણતાં ધનદ રાજાને હર્ષ શોક થયા, કિન્તુ પોતાના પુત્રે દીક્ષા લઇ લીધી હોવાથી હવે શું થઇ શકે એમ વિચારી તે બેસી રહ્યો.

આ બાજુ ભુવનતિલક મુનિવર અરિહંતાદિ દશ પદનું ધ્યાન ધરવા લાગ્યા અને વિનય કરવામાં એટલા તો આગળ વધી ગયા કે ગુરુ પ્રમુખે તેમની મુક્ત કંઠે પ્રશંસા કરી. ૭૨ લાખ પૂર્વ સુધી નિર્મળ ચારિત્ર પાળી ૮૦ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી, પાદપોપગમન નામનું અનશન કરી કેવલજ્ઞાન પામી તેઓ મોક્ષે ગયા.

આ ઉપરથી પ્રશમરતિમાં [1] ૭૨ માંથી ૭૪ મા સુધીનાં પદ્યોમાં જે વિનયનો મહિમા ગાયો છે તેનો સાક્ષાત્કાર થાય છે.

   

**सम्यक्त्वस्य भवेच्छुद्धिः, करणानां विशुद्धितः ।**
**एता विशुद्धयस्तिस्रो, रक्षन्ति दर्शनं सदा ॥१२८॥**

**સમ્યક્ત્વની શુદ્ધિ—**

શ્લો૦—" સમ્યક્ત્વની શુદ્ધિ કરણોની વિશુદ્ધિથી થાય. ( કાયિક, વાચિક અને માનસિક ) એ ત્રણ વિશુદ્ધિઓ સદા સમ્યક્ત્વનું રક્ષણ કરે છે."–૧૨૮

   

---

૧ આ રહ્યાં તે આર્યા છંદમાં રચાયેલાં પદ્યો:—

" **विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ।**
**ज्ञानस्य फलं विरति-र्विरतिफलं चास्रवनिरोधः ॥ ७२ ॥**
**संवरफलं तपोबल-मथ तपसो निर्जरा फलं दृष्टम् ।**
**तस्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्तेरयोगित्वम् ॥ ७३ ॥**
**योगनिरोधाद् भव-सन्ततिक्षयः सन्ततिक्षयान्मोक्षः ।**
**तस्मात् कल्याणानां, सर्वेषां भाजनं विनयः ॥ ७४ ॥** "

અર્થાત્ વિનયનું ફળ ( ગુરુમુખથી ધર્મનું ) શ્રવણ કરવાની અભિલાષા છે. આનું ફળ શ્રુત જ્ઞાન છે. જ્ઞાનનું ફળ વિરતિ છે. વિરતિ સેવવાથી આસ્રવ અટકે છે. આવતાં કર્મો રોકવાથી સંવર અને તેના ફળ તરીકે તપશ્ચર્યાનું બળ પ્રાપ્ત થાય છે. તપના બળથી નિર્જરા થાય છે એટલે કર્મ ખરી પડે છે. આ પ્રમાણે યોગોનો નિરોધ થતાં ભવની શ્રેણીનો સંહાર થાય છે અને એ સંહારથી મોક્ષ મળે છે. તેથી સર્વ કલ્યાણોનું વિનય ભાજન છે–કારણ છે.

**सदा जिनमते प्रीति–र्विशुद्धिर्मनसो मता ।**
**अनुसृत्यागमं वाचा, प्रयुक्ता वचसां च सा ॥१२९॥**

**માનસિક અને વાચિક શુદ્ધિની વ્યાખ્યા—**

શ્લો૦—" સર્વદા જિન–મતને વિષે પ્રેમ તે ' માનસિક વિશુદ્ધિ ' મનાય છે અને આગમને અનુસરીને યોજાયેલી વાણી તે ' વચનોની શુદ્ધિ ' છે. "—૧૨૯

   

**प्राणत्यागेऽपि यो नैव, जिनादन्यं नमेत् कदा ।**
**कायशुद्धिर्मता तस्य, झटिति भवपारदा ॥१३०॥**

**કાયિક શુદ્ધિનું લક્ષણ—**

શ્લો૦—" પ્રાણ જતા રહે તોપણ જે વીતરાગ સિવાય અન્યને કદાપિ નમે જ નહિ, તેની શુદ્ધિ 'કાય–શુદ્ધિ' મનાય છે કે જે શુદ્ધિ ઝટ ભવનો પાર પમાડે છે. "–૧૩૦

   

**जयसेना कालिकाचार्यो, वज्रकर्णस्तृतीयकः ।**
**मनोवाक्कायर्योगेषु, योजनीया निदर्शने ॥१३१॥**

**શુદ્ધિઓનાં ઉદાહરણો—**

શ્લો૦—" માનસિક, વાચિક અને કાયિક વ્યાપારોની વિશુદ્ધિઓને વિષે અનુક્રમે જયસેના, કાલકાચાર્ય અને વજ્રકર્ણનાં ઉદાહરણો ઘટાવવાં."–૧૩૧

**જયસેનાનો વૃત્તાન્ત—**

**સ્પષ્ટી૦**—'ઉજ્જયિની' નગરીમાં **સૂરસેન** નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્યાં **વૃષભ** શેઠ અને તેની **જયસેના** નામની પત્ની રહેતાં હતાં. આ દંપતી મોટી ઉમરનાં થવા આવ્યાં છતાં તેમને કોઈ સંતાન થયું નહિ. આથી પતિવ્રતા તેમજ જૈન ધર્મને વિષે પ્રીતિ રાખનારી પત્નીએ પતિને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવા વિનતિ કરી. પતિએ કહ્યું કે મારૂં મન વિષયાદિક સુખમાં હવે રમતું નથી એટલે એ કાર્ય હું કરવા ખુશી નથી. વિષયની ખાતર નહિ, પરંતુ પુત્ર

વિના આંગણું દીપતું નથી ઇત્યાદિ કારણને લઇને પુત્રોત્પત્તિ માટે આપ પરણો એમ પત્નીએ સૂચના કરી. **વૃષભ** શેઠ મૌન રહ્યા એટલે **જયસેનાએ** સારા ઘરની **ગુણસુંદરી** નામની એક કન્યા સાથે તેમનું લગ્ન કરાવ્યું. દેખાવથી અને બાહ્ય વર્તનથી સુશીલ માલૂમ પડતી આ **ગુણસુંદરીને** ઘરની સારસંભાળ સોંપી **જયસેના** ધર્મ-સાધન કરવામાં જોડાઇ. ટૂંક સમયમાં તો **ગુણસુંદરીએ** એક પુત્રને જન્મ આપ્યો. આથી વળી એનું માન વિશેષ વધ્યું.

એકદા **ગુણસુંદરી** પિયર ગઇ ત્યારે તેની માતા **બંધુશ્રીએ** તેને પૂછ્યું કે કેમ તું સુખી તો છે ને? ઉત્તર મળ્યો કે માથું મુંડાવીને વાર પૂછવો કે પાણી પીધા પછી ઘર પૂછવું જેમ નિષ્ફળ છે તેમ મને સપત્નીના ઉપર આપીને સુખનું પૂછવું એ મારા દુઃખની હાંસી છે. માએ આશ્વાસન આપતાં કહ્યું કે કંઇ ફિકર નહિ. હું **જયસેનાનો** ઘાટ ઘડી કાઢું છું.

એવામાં એક વખતે કોઇ કાપાલિક **બંધુશ્રીને** ઘેર ભિક્ષા માટે આવી ચડ્યો. તેને રોજ સારી સારી ભિક્ષા આપી રાજી કર્યો. આથી કાપાલિકે પોતાના લાયક કામ બતાવવા સૂચવ્યું. **બંધુશ્રીએ જયસેનાને** મારી નાંખવા કહ્યું. કાળી ચૌદશ આવતાં એ સ્મશાનમાં ગયો અને મુડદું લાવી તેણે તેની પૂજા કરી **વૈતાલિ** વિદ્યાની અધિષ્ઠાયિકા દેવીનું આહ્વાન કર્યું. દેવી પ્રત્યક્ષ હાજર થતાં કાપાલિકે તેને **જયસેનાને** મારવા જવાનું ફરમાવ્યું. દેવી ગઇ તો ખરી, પરંતુ **જયસેનાને** કાયોત્સર્ગ મુદ્રામાં જૈન ધર્મને વિષે દૃઢ જોઇ તે સ્તબ્ધ થઇ ગઇ. તેનું તેના ઉપર જોર ન ચાલતાં તે ક્રોધાયમાન થઇ પાછી ફરી. તેને આવતી જોઇ કાપાલિક પોબારા ગણી ગયો. પ્રસંગ મળતાં ફરી બીજી વાર અને વળી ત્રીજી વાર પણ **જયસેનાનું** ખૂન કરવા કાપાલિકે દેવીને મોકલી, પરંતુ જૈન ધર્મના પ્રભાવથી તે આનો વાળ પણ વાંકો ન કરી શકી. ચોથી વાર કાપાલિકે તેને મોકલી, પરંતુ સાથે સાથે એમ કહ્યું કે **ગુણસુન્દરી** અને **જયસેના** એ બન્નેમાંથી જે દુષ્ટ હોય તેને મારી નાંખજે. **વૈતાલિ** વિદ્યા આવી અને તેણે મહાપ્રપંચવાળી અને દુષ્ટ આચરણવાળી **ગુણસુન્દરીને** કાયચિંતા માટે દરવાજા આગળ આવેલી જોઇ તેનું માથું તરવારથી ઉડાવી દીધું. આ વખતે પણ **જયસેના** કાયોત્સર્ગ મુદ્રામાં ધ્યાનસ્થ હતી. ધ્યાન પૂર્ણ કરી તે દરવાજા આગળ આવી તો **ગુણસુન્દરી** મરણને શરણ થએલી તેના જોવામાં આવી. પોતાના ઉપર આથી ઘોર કલંક આવી પડશે એમ વિચારી ત્યાંથી તે પાછી ફરી અને ધ્યાનસ્થ થઇ રહી.

આજે તો **જયસેનાના** રામ રમી જ ગયા હશે એવી આશાથી **બંધુશ્રી ગુણસુન્દરીને** બીજે દિવસે સવારના મળવા આવી, પરંતુ ત્યાં તો પોતાની પુત્રીને મરણ પામેલી જોઇ તે તો સ્તબ્ધ થઇ ગઇ. છતાં તેણે દરબારમાં જઇને

ફરિયાદ કરી કે **જયસેના**એ શોકયપણાથી મારી પુત્રીના પ્રાણ લીધા છે. રાજા કોપથી કળકળી ઊઠયો અને કાયોત્સર્ગ-મુદ્રામાં રહેલી **જયસેના**ને તેણે પકડી મંગાવી. તેને રાજાએ પ્રશ્ન પૂછયા, પરંતુ તેણે કશો ઉત્તર આપ્યો નહિ. એવામાં શાસન-દેવીની પ્રેરણાથી પેલો કાપાલિક જ ત્યાં આવી ચડયો અને તેણે અદ્ધર રહીને બધી વાત કહી દીધી. **જયસેના** ઉપર પુષ્પની વૃષ્ટિ કરી તે વિદાય થયો. રાજાને એવો ગુસ્સો ચડયો કે તેણે એકદમ **બંધુશ્રી**ને દેશનિકાલની સજા કરી. કોપ શાંત થતાં તેણે **જયસેના**ની ઘણી પ્રશંસા કરી. વિશેષમાં સત્યશીલા **જયસેના**ને રાજાએ પૂછયું કે આ જગત્માં સાચો ધર્મ તેમજ સત્ય તીર્થ કયાં છે ? તેણે પ્રત્યુત્તર આપ્યો કે એકાંતવાદી ધર્મો અસત્ય છે, જ્યારે અનેકાંતવાદી-સ્યાદ્વાદી-જૈન ધર્મ સાચો છે. વળી લોકમાં પ્રસિદ્ધ ૬૮ તીર્થો તે કંઇ આત્માને તારનાર નથી, પરંતુ ખરૂં તીર્થ તો 'સિદ્ધાચળ' છે કે જયાં અનંત જીવો સિદ્ધિ-પદને પામ્યા છે અને પામશે.

આ હકીકત સાંભળી રાજા પ્રસન્ન થયો અને 'સિદ્ધાચળ'ની તે મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યો. અંતમાં તેણે **જયસેના**ને બહુમાનપૂર્વક વિદાય કરી. તે ઘેર ગઇ અને પોતાનો મનુષ્ય-ભવ પૂરેપૂરો સાર્થક કરવા માટે તેણે પારમેશ્વરી પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને તેમ કરી સ્વકાર્ય સાધ્યું.

**કાલિકાચાર્યની કથા—**

**સ્પષ્ટી૦—**'તુરમણી' નગરીમાં **કાલિકા** નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને **ભદ્રા** નામની બેન હતી અને **દત્ત** નામનો ભાણેજ હતો. **કાલિકે** જૈન મુનિવર પાસે ઉપદેશ સાંભળી વૈરાગ્યથી દીક્ષા લઇ કાલાંતરે આચાર્યપદ મેળવ્યું.

આ તરફ **દત્ત**ના ઉપર કોઇનો અંકુશ નહિ હોવાથી તે સાતે વ્યસનો સેવવા લાગ્યો. અનુક્રમે તે ત્યાંના **જિતશત્રુ** રાજાનો સેવક બન્યો. પોતાની ચાલાકીથી રાજાને ખુશી કરી તે દીવાન થયો અને ધીરે ધીરે રાજ્ય-સત્તા પોતાના હાથમાં જમાવી તેણે રાજાને કેદ કરી દીધો. પછીથી તે આમ નિઃશંક બની યજ્ઞાદિમાં બહુ જ ધન ખરચવા લાગ્યો.

એક વેળા **કાલિકાચાર્ય** વિહાર કરતાં કરતાં **દત્ત**ના ગામમાં આવી ચડ્યા. જૈન ધર્મનો દ્વેષી હોવા છતાં તે પોતાની માતાના આગ્રહથી મામાને મળવા ગયો. ત્યાં જઇ તેણે પૂછયું કે યજ્ઞ કરવાથી શું ફળ મળે ? આચાર્યે આડો ઉત્તર આપ્યો કે દયા કરવાથી ધર્મ થાય. એ સાંભળીને ફરી ફરીને **દત્તે** પોતાના પ્રશ્નનો ઉત્તર માંગ્યો એટલે આચાર્યે કહ્યું કે યજ્ઞનું ફળ નરક છે. વળી હે રાજન્ ! તું આજથી સાતમે દિવસે કુંભીપાકની વેદના ભોગવી મરણ

પામી નરકે જવાનો છે. **દત્તે** કહ્યું કે આની પ્રતીતિ શી ? આચાર્યે કહ્યું કે મરવાને આગલે દિવસે તારા મુખમાં વિષ્ઠા પડશે. આથી ગુસ્સે થઇ **દત્તે** કહ્યું કે તારી શી ગતિ થશે ? આચાર્યે કહ્યું કે હું તો સ્વર્ગે જઇશ. આ સાંભળી **દત્તે** આચાર્યને મારી નાંખવાનો વિચાર કર્યો, પરંતુ તે મુલતવી રાખી તેની આસપાસ પાંચસે સિપાઇઓની ચોકી મૂકી તે ચાલતો થયો. તેનો વિચાર એવો હતો કે આજથી સાતમે દિવસે હું જીવતો રહ્યો તો મારે હાથે આને હણી નાંખીશ.

રાજ્ય-સ્થાનમાં આવી તેણે એવો હુકમ કાઢયો કે આજથી સાત દિવસ સુધી કોઇએ ગામમાં દીર્ઘ-શંકાએ જવું નહિ તેમજ રસ્તા સાફ રાખવા અને તેના ઉપર ફૂલો બીછાવવાં. છઠ્ઠા દિવસને ભૂલથી સાતમો દિવસ ધારી તે રાજ-દરબારમાંથી બહાર નીકળ્યો. તે વખતે રાજમાર્ગમાં ફૂલ બીછાવનાર માળીને મલ-ત્યાગ માટે આકરી હાજત લાગી હતી એટલે ત્યાં જ તેણે મલોત્સર્ગ કર્યો અને તેના ઉપર ફૂલો પાથરી તે ચાલતો થયો. **દત્ત** રાજા અહીં આવી પહોંચ્યો ત્યારે એના ઘોડાનો પગ વિષ્ઠા ઉપર પડ્યો અને તેના છાંટા રાજાના મુખમાં પડ્યા. **દત્તે** તરત જ પૂછ્યું કે આજે કેટલામો દિવસ છે ? બધા બોલી ઊઠ્યા કે આજે છઠ્ઠો દિવસ છે. **દત્ત** ત્યાંથી તીરે મોઢે પાછો વળ્યો. આ દરમ્યાન કારભારીઓએ મળી જઇને ખરા રાજા **જિતશત્રુ**ને કેદખાનામાંથી બહાર કાઢ્યો હતો અને તેને ગાદી સોંપી હતી. પાછા ફરતા **દત્ત**ને અચાનક પકડી લઇ તેમણે રાજાના હુકમથી તેને કુંભીપાકમાં પકાવ્યો. મરીને તે નરકે ગયો. કાલાંતરે **કાલિકાચાર્ય** કાળ કરી સ્વર્ગે સંચર્યા.

વજ્રકર્ણનો વૃત્તાન્ત--

**કૈકેયી** રાણીની પ્રેરણાથી વચનથી બદ્ધ થયેલા **દશરથ** રાજાના હુકમ અનુસાર વનવાસ સેવતા **રામ લક્ષ્મણ** અને **સીતા** સાથે ' પંચવટી 'ને માર્ગે થઇને ' અવંતી ' જતા હતા. તેવામાં રસ્તામાં કરિયાણાં વડે પરિપૂર્ણ હાટો, ધન વગેરેથી સમૃદ્ધ ગૃહ અને ધાન્ય તથા વૃષભોથી યુક્ત ખેતરોથી વિભૂષિત પરંતુ નિર્જન એવું એક નગર તેમની નજરે પડ્યું. આથી **રામે લક્ષ્મણ**ને તપાસ કરવા મોકલ્યો. માર્ગમાં એક માણસ મળ્યો તેની તરફથી એવા સમાચાર મળ્યા કે અહીં ' દશપુર ' નગરમાં **વજ્રકર્ણ** રાજા રાજ્ય કરતો હતો. તેને મૃગયાનું વ્યસન હોવાથી એક દિવસ તેના હાથે ગર્ભવતી હરણીનો શિકાર થઇ ગયો. આની વિહ્વળ દશા જોઇ રાજાનું હૃદય પીગળ્યું અને પોતે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એવામાં ફરતાં ફરતાં તેની નજર એક જૈન મુનિરાજ ઉપર પડી.

તેમની પાસે જઇ તેમને નમસ્કાર કરી આત્મ-હિતનો માર્ગ બતાવવા તેણે વિનતિ કરી. સમ્યક્ત્વ પૂર્વક હિંસાનો ત્યાગ એ આત્મહિત છે; અને વીતરાગ દેવ અને મોક્ષ-માર્ગના પ્રરૂપક બ્રહ્મચારી મુનિ સિવાય અન્ય કોઇને ન નમવું એ સમ્યક્ત્વ છે એવો ઉત્તર મળ્યો. આ સાંભળી રાજાએ એવો નિયમ લીધો કે વીતરાગ દેવ અને સાચા મુનિ સિવાય મારે કોઇને નમવું નહિ. મહેલે પાછા આવતાં તેને વિચાર થયો કે હું તો 'અવંતી' નગરીના **સિંહરથ** રાજાને ખંડણી ભરૂં છું એટલે મારે તેને નમસ્કાર કરવો પડશે, અને એમ કરવાથી તો મારો નિયમ સચવાઇ નહિ રહે; વાસ્તે મારે શું કરવું ? આથી તેણે પોતાની વીંટીમાં **મુનિસુવ્રતસ્વામી**નું બિંબ કરાવી તેને વંદન કરવા પૂર્વક જરૂરી પ્રસંગે **સિંહરથ**ને નમસ્કાર કરવો એવો તોડ કાઢ્યો.

એક વખતે કોઇ એક જાણભેદુએ આ પડદો ચીરી નાંખ્યો. આથી **સિંહરથે** તેના ઉપર ચઢાઇ કરી. **સિંહરથ** રાજા આવી પહોંચે છે એવા ખબર અગાઉથી **વજ્રકર્ણ**ને 'કુંદનપુર'ના **વૃશ્ચિક** નામના એક શ્રાવક માર-ફતે મળી હતી. પ્રસંગ એમ બન્યો હતો કે આ શ્રાવક માલ વેચવા 'અવંતી' ગયો હતો. ત્યાં **અનંગલતા** નામની વેશ્યાને જોઇ મોહમુગ્ધ બની તેના પ્યારમાં તે સપડાઇ ગયો. તે પણ વળી એટલે સુધી કે તેના કહેવાથી રાજ્ય-મહેલમાં ચોરી કરવાને પણ તે ગયો. ત્યાં આગળ તેણે રાજા અને રાણીને વાત-ચિત કરતાં સાંભળ્યાં. રાજા ઉદાસ હતો એટલે રાણીએ પૂછ્યું કે હે પ્રાણનાથ ! આજે ચિંતાતુર કેમ છો ? રાજાએ જવાબ આપ્યો કે **વજ્રકર્ણ** મારો તાબે-દાર હોવા છતાં મારે ચરણે કપટથી મસ્તક નમાવે છે; શ્રાવકપણાનો ડોળ કરી તે વીતરાગ સિવાય અન્ય કોઇને નમતો નથી, વાસ્તે એને જ્યારે હું ઠાર કરીશ ત્યારે મારૂં કાળજું ટાઢું થશે. આ વેર લેવા હું હવે ટુંક સમયમાં પ્રયાણ કરનાર છું. આ સાંભળી **વૃશ્ચિક**ને સદ્બુદ્ધિ સૂઝી. તેણે વિચાર કર્યો કે ધન્ય છે **વજ્રકર્ણ** કે જે પોતાના નિયમ ઉપર મુસ્તાક છે, જ્યારે મને ધિક્કાર છે કે હું શ્રાવક-કુલમાં અવતરી શ્રાવક હોવાનો દાવો કરતો છતો વેશ્યાના પાશમાં સપડાઇ ચોરી કરવા નીકળ્યો છું. આમ વિચારી **અનંગલતા** પાસે પાછો આવી તેનાથી તે છૂટો થયો, જોકે એ વેશ્યાએ તે વેળા કામાસ્ત્રો પૂરેપૂરાં અજમાવી જોયાં. આ શ્રાવકે આવી **વજ્રકર્ણ**ને આગળથી ચેતાવ્યો.

આથી આને યોગ્ય સિરપાવ આપી **વજ્રકર્ણ** પોતાના ગામની પાસેના પરાં વગેરેના માણસોને પોતાના ગામમાં બોલાવી લઇ દરવાજા બંધ કરી અંદર ભરાઇ બેઠો. એને બીજે દિવસે **સિંહરથ** અહીં આવી ચડ્યો અને તેણે ગામને ઘેરો ઘાલ્યો. પછી દૂત મોકલી **વજ્રકર્ણ**ને કહેવડાવ્યું કે રાજ્ય ભોગવવાની

ઇચ્છા હોય તો મને આવીને પ્રણામ કર, નહિ તો હું તારો ઘાટ ઘડી કાઢીશ. વજ્રકર્ણે પ્રત્યુત્તર આપ્યો કે મારે રાજ્યની જરૂર નથી. મેં જે નિયમ લીધો છે તેને હું છેવટ સુધી પાળીશ. મને ધર્મ-દ્વાર આપ જેથી હું અન્યત્ર જાઉં અને મારા નિયમનો નિર્વાહ કરૂં. સિંહરથે તેની આ વાત ન સ્વીકારી, કિન્તુ તે એને મારી નાંખવા તૈયાર થયો છે અને એથી આ નગર ઉજ્જડ જણાય છે.

આ પ્રમાણેની હકીકત સાંભળી રામે લક્ષ્મણને કહ્યું કે ચાલો, આપણે ત્યાં જઇએ; અને વળી વજ્રકર્ણ આપણો સહધર્મી છે, વાસ્તે આપણે એને બનતી મદદ પણ કરીએ. રામને 'દશપુર'ની બહાર રાખી લક્ષ્મણ નગરમાં ગયો. વજ્રકર્ણે તેને ભોજન માટે આમંત્રણ કર્યું. ત્યારે તેણે કહ્યું કે મારા મોટા ભાઇ અને ભાભી બહાર દેવકુલમાં છે; તેમના જમ્યા પછી હું ભોજન કરીશ. વજ્રકર્ણે રામ અને સીતાને પણ તેડાવ્યાં અને પછી બધાંને ભાવથી જમાડ્યાં. પછી રામે લક્ષ્મણને સિંહરથ પાસે મોકલ્યો. ત્યાં જઇને લક્ષ્મણે કહ્યું કે મને દશરથ રાજાના પુત્રે મોકલ્યો છે અને કહેવડાવ્યું છે કે તારે વજ્રકર્ણ સાથે યુદ્ધ ન કરવું. સિંહરથે તેનો અનાદર કર્યો. એટલે લક્ષ્મણે તેની સાથે યુદ્ધ કરી તેને હરાવી દીધો. આથી તે શરણે આવ્યો એટલે તેને હુકમ કર્યો કે વજ્રકર્ણને 'અવંતી'નું રાજ્ય આપ અને તેનો સેવક થઇને તું રહે. આ પ્રમાણે વજ્રકર્ણને સહાય કરી રામ વગેરે અન્યત્ર ચાલતા થયા. વજ્રકર્ણે અખંડિતપણે જીવન પર્યંત પોતાનો નિયમ પાળ્યો અને અંતમાં સ્વર્ગે સિધાવ્યો. કાલાંતરે તે મોક્ષે જશે.

   

**शङ्का काङ्क्षा विचिकित्सा, श्लाघा मिथ्यात्विनां तथा ।**
**तेषां परिचयस्त्याज्यः, सम्यक्त्वं दूषयन्ति यत् ॥१३२॥**

પાંચ દૂષણો—

શ્લો૦—"શંકા, કાંક્ષા, વિચિકિત્સા, મિથ્યાત્વીઓની પ્રશંસા તથા તેમનો પરિચય એ ત્યજવા યોગ્ય છે, કેમકે તે સમ્યક્ત્વને દૂષિત કરે છે.—૧૩૨

   

**पेयापो जितशत्रुश्च, दुर्गन्धा श्रेणिकप्रिया ।**
**सुमतिः ऋषिदत्ता च, ज्ञातानि सन्ति दूषणे ॥ १३३ ॥**

**પાંચ દૂષણો પરત્વે ઉદાહરણો—**

શ્લો૦—" પેયા (rice-gruel) ખાનાર, **જિતશત્રુ**, ( નૃપતિ ) **શ્રેણિકની પત્ની દુર્ગન્ધા, સુમતિ** અને **ઋષિદત્તા** એ દૂષણસૂચક ઉદાહરણો છે. "—૧૩૩

**પેયાપની કથા—**

**સ્પષ્ટી.**—એક ગામમાં બે સપત્નીઓ રહેતી હતી. તે બંનેને એકેક પુત્ર હતો. બંને છોકરાઓ નિશાળેથી એક દિવસ ઘેર આવ્યા ત્યારે તેમને કકડીને ભૂખ લાગી હતી, પરંતુ ઘરમાં પેયા નામના પદાર્થ સિવાય કંઈ ખાવાનું હતું નહિ. બેમાંથી એક સપત્નીએ તેમને તે પદાર્થ આપ્યો. આમાં માખી પડેલી હતી, પરંતુ તેની બેમાંથી એકેને ખબર હતી નહિ. બંને જણા જુદા જુદા વાસણમાં પેયા ખાઈ રહ્યા. ત્યાર બાદ થોડી વારમાં તે બંનેને ઉલટી થઇ. આ પૈકી એક છોકરાએ વિચાર્યું કે પીરસનાર આ મારી મા સાવકી હોવાથી તેણે મને મારી નાંખવા માટે જરૂર ઝેર ભેળવ્યું હોવું જોઇએ. વહેમમાં ને વહેમમાં એ તો બેચેન થઇ ગયો અને એમાંથી એને ઉગ્ર રોગ લાગુ પડ્યો અને થોડા દિવસમાં તે મરી પણ ગયો. બીજા છોકરાએ વિચાર કર્યો કે પીરસનાર મારી સગી મા હતી એટલે તે મને ઝેર આપે જ નહિ. આમ તે નિઃસંશય રહ્યો અને તેનો વ્યાધિ વધ્યો નહિ અને તે તેથી મરણ પણ પામ્યો નહિ.

આ ઉપરથી સાર એ નીકળે છે કે ખોટી ખોટી શંકા રાખવાથી અનેક સંકટો ઊભાં થાય છે, વાસ્તે સર્વજ્ઞનાં વચનમાં પૂર્ણ વિશ્વાસ રાખવો હિતકર છે.

**જિતશત્રુનો વૃત્તાન્ત—**

' વસંતપુર ' નગરમાં **જિતશત્રુ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એના મંત્રીશ્વરનું નામ **મતિસાગર** હતું. એક દિવસ કોઇ અશ્વનો વ્યાપારી અનેક દેશના ઉત્તમ અશ્વો લઇ રાજસભામાં આવ્યો. તેમાંથી અશ્વ-પરીક્ષા કરીને રાજાએ ઘોડાની એક જોડી ખરીદી. એના વેગથી વાકેફગાર થવા માટે એક ઘોડા ઉપર રાજા બેઠો અને બીજા ઉપર મંત્રીશ્વર આરૂઢ થયો. આ બંને ઘોડાઓને વિપરીત શિક્ષા મળેલી હોવાથી તે પવનવેગે દોડ્યા અને જોતજોતામાં રાજા અને પ્રધાન સૈન્યથી વિખૂટા પડી ગયા. ઘોડાઓએ તેમને એક નિર્જન અરણ્યમાં લાવી મૂક્યા. શ્રમ, ક્ષુધા અને તૃષાથી આકુળ વ્યાકુળ બનેલા તેઓ જળ અને ફળ માટે ભમતા ભમતા એક ઝરા આગળ આવી પહોંચ્યા. તે ઝરાનું નિર્મળ જળ પીને અને આસપાસથી ફળ મેળવી તેનો આહાર કરી મનમાં ધીરજ ધરીને તેઓ ત્યાં કાળ નિર્ગમન કરવા લાગ્યા. શોધ કરતા કરતા સૈનિકો ઘણે દિવસે ત્યાં આવી ચડ્યા. પછી સૈન્ય સહિત રાજાએ અને

મંત્રીશ્વરે પોતાના નગરમાં પ્રવેશ કર્યો. ઘણા દિવસ સુધી અરણ્યમાં ભૂખમરો વેઠેલો હોવાથી રાજાએ રસોઇઆઓને હુકમ કર્યો કે સર્વે જાતનાં ભોજન તૈયાર કરો. તે તૈયાર થતાં રાજાએ તેનું આકંઠ ભોજન કર્યું. એથી તેને વિસૂચિકાનો રોગ થયો અને અતિશય વેદના થઇ. રાજા આર્તધ્યાન ધ્યાતો મરીને દુર્ગતિમાં ગયો.

**મતિસાગર** મંત્રી તો ખરેખર બુદ્ધિનો નિધાન હતો એટલે પોતાના શરીરની સ્થિતિને લક્ષ્યમાં રાખીને વમન, વિરેચન વગેરે દ્વારા શરીરનું શોધન કરી ઉચિત આહાર વડે તે પોતાના શરીરને પોષવા લાગ્યો અને ચિરકાળ પર્યંત પોતાના દિવસો સુખેથી ગુજારવા લાગ્યો.

આ કથાનો ઉપનય એ છે કે રાજા અને પ્રધાન જેવા સંસારી જીવો છે. તેમાં જેઓ અન્યાન્ય દર્શનોની આકાંક્ષા રાખે છે, પવનના સપાટાથી જેમ ધ્વજા હાલે તેમ જેઓ અસ્થિર ચિત્તવાળા છે, જેમની આસ્થા કાચની બંગડી-ની પેઠે ક્ષણભંગુર છે તેઓ અકરાંતિયાની પેઠે ભોજન કરનારા રાજાની માફક અતૃપ્ત રહી દુર્ગતિના ભાજન બને છે; જ્યારે જેમણે પરમાર્થનો સુનિશ્ચય કર્યો છે, જેઓ સમ્યક્ત્વનું સ્વરૂપ સમજ્યા છે, જેમણે ઇતર દર્શનોની નિઃસા-રતા જોઇ તેનો ત્યાગ કર્યો છે તેઓ મંત્રીશ્વરની પેઠે સુખી થાય છે.

દુર્ગન્ધાનું ઉદાહરણ--

'રાજગૃહ' નગરીમાં શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો તેવામાં એ નગરીના બહારના ઉદ્યાનમાં **મહાવીર** પ્રભુ પધાર્યા. તેમને વંદન કરવા માટે ઘણા ઠાઠમાઠથી શ્રેણિક જવા નીકળ્યો. તેવામાં માર્ગમાં અત્યંત દુર્ગંધ ફેલાતી હોવાથી તેના એક સૈનિકે નાકે આડું વસ્ત્ર રાખ્યું. આ જોઇને આનું શું કારણ છે એમ રાજાએ પૂછ્યું. તપાસ કરતાં માલૂમ પડ્યું કે કોઇક તરતની જન્મેલી બાલિકાના શરીરમાંથી આ અસહ્ય દુર્ગંધ ફેલાઇ રહી છે; આથી ત્યાંથી પસાર થતાં લોકો નાકે આડું વસ્ત્ર રાખીને જાય છે. રાજાએ તો એમ જ કહ્યું કે હોય, એમાં શું ? એ તો પુદ્ગલોનું પરિણામ છે. પછી તેણે સમવસરણમાં જઇ પ્રભુને પૂછ્યું કે મેં માર્ગમાં જે દુર્ગન્ધાને જોઇ તેણે પૂર્વ ભવમાં એવું શું પાપ કર્યું છે કે જેથી તેના શરીરમાંથી આવી ખરાબ વાસ ફેલાય છે ? ભગવાને ઉત્તર આપ્યો કે આ નગરીની પાસે 'વાણિજ્ય' નામના પરામાં **ધનમિત્ર** નામનો શેઠ વસતો હતો. તેને **ધનશ્રી** નામની પુત્રી હતી. એક વેળા તેના લગ્ન-પ્રસંગે કોઇ જૈન મુનિ ગોચરી અર્થે આવી ચડયા. તેમને જોઇને શેઠે પુત્રીને તેમને યોગ્ય આહારાદિ આપવા સૂચવ્યું. પિતાની આજ્ઞાને માન આપવા

સોળે શૃંગારથી સજ્જિત, ઉત્તમ વસ્ત્રોથી અલંકૃત અને અનેક સુગંધી પદાર્થોથી સુવાસિત દેહવાળી તે તરુણીએ મુનિનો યથાયોગ્ય સત્કાર કર્યો. પરંતુ તે સમયે તે મહાત્માના મલિન શરીરમાંથી વાસ મારતી હતી તેને લઇને તેણે મોં મચકોડયું; અને જુવાનીના તોરમાં તે વિચારવા લાગી કે આ નિષ્પાપ જિન–માર્ગમાં વર્તનારા મુનિઓ અચિત્ત જળથી સ્નાન કરતા હોય તો તેમના સંયમમાં શો દોષ લાગે ? આ પ્રમાણેનો અનુચિત વિચાર કરવાથી તેણે દુષ્ટ કર્મ બાંધ્યું. તેની આલોચના કર્યા વિના તે કાલાંતરે મરણ પામી અને આ નગરીની એક ગણિકાને પેટે અવતરી. તે ગર્ભમાં આવી ત્યારે તેની માતાને ઘણું દુઃખ થયું, તેથી ગર્ભપાત માટે તેણે અનેક ઉપાયો યોજ્યા; પરંતુ તેમાં તે ફલીભૂત થઇ નહિ. વળી જન્મતાં જ તેના શરીરમાંથી અસહ્ય દુર્ગંધ નીકળતી જોઇ વિષ્ઠાની જેમ તે ગણિકાએ તેનો ત્યાગ કર્યો. તે જ બાળકી હે રાજન્ ! આજે તારી નજરે પડી.

આ સાંભળી શ્રેણિકે પૂછ્યું કે હે નાથ ! એની શી ગતિ થશે ? પ્રભુએ કહ્યું કે એણે પૂર્વે જે દુષ્ટ કર્મ ઉપાર્જન કર્યું હતું તે હવે ભોગવાઇ ગયું છે, અને તે ભવમાં સુપાત્ર–દાન દેવાથી જે શુભ કર્મ બાંધ્યું હતું તેનો હવે ઉદય થવાથી તેનું શરીર કસ્તૂરી, અંબર, બરાસની જેમ સુગંધમય બની ગયું છે. વિશેષ શું કહેવું ? હે રાજન્ ! એ તારી પટરાણી થશે. તેની નિશાની એ છે કે તમે બંને જણાં પાસા ખેલશો તે વારે જે જીતે તે બીજાના ખાંધે ચઢે એવી શરત કરશો અને તેમાં આ દુર્ગન્ધા જીતતાં તે તેમ કરશે. આ હકીકત જાણી આશ્ચર્ય પામતો રાજા પોતાને સ્થાનકે ગયો.

આ તરફ દુર્ગન્ધાનું શરીર સુગંધમય બની ગયું હતું. ત્યાંથી પસાર થતી એક ગોવાળણે આ બાલિકાને જોઇ એટલે પોતાને છોકરી ન હોવાથી તેને તે લઇ ગઇ અને પાળી પોષીને મોટી કરી. તેની જુવાની ખીલતાં તો તેનાં રૂપ, કાંતિ અને લાવણ્ય એવાં દેદીપ્યમાન બની ગયાં કે ભલભલા તેને જોઇને ચકિત થઇ જતા.

એકદા કૌમુદી–મહોત્સવના સમયે શ્રેણિક અભયકુમાર સાથે ગામ બહાર ક્રીડા કરવા જતો હતો ત્યારે આ યુવતિને જોતાં જ તે મોહિત થઇ ગયો. તે તેની પાસે ગયો અને લઘુ લાઘવી કળાથી જોતજોતામાં તેણે તેના વસ્ત્રના છેડે પોતાના નામથી અંકિત મુદ્રિકા બાંધી દીધી. પાસે ઊભેલા અભયકુમાર જેવા ચતુરને પણ તેની કંઇ ખબર પડી નહિ. પછી રાજાએ બૂમ પાડવા માંડી કે મારી કોઇ મુદ્રિકા ચોરી ગયું જણાય છે. એની તપાસ કર્યા વિના મહેલે પાછા ન આવવું એમ અભયકુમારને કહી તે સ્વસ્થાનક ગયો.

અભયકુમારે નગરના ત્રણ તરફના દરવાજા બંધ કરાવ્યા અને ચોથે દરવાજે ઝડતી લેવા તે પોતે ઊભો રહ્યો. તપાસને અંતે એ મુદ્રિકા દુર્ગન્ધા પાસેથી નીકળી. તેની ઉલટ સુલટ પરીક્ષા લીધી પણ તે નિર્દોષ જણાઇ એટલે આ ચતુર ચેતી ગયો કે આના ઉપર કામાતુર થઇ જવાથી પિતાશ્રીએ જ આ કપટ–નાટક ભજવ્યો જણાય છે. આમ વિચારી દુર્ગન્ધાને સાથે લઇને તે પોતાના પિતા શ્રેણિક પાસે આવ્યો અને કહ્યું કે હે મહારાજ! આપના ચિત્તની ચોરી કરનાર પાસેથી આ મુદ્રિકા મળી છે. આપ કબૂલ કરો કે નહિ પણ આ મુદ્રિકાએ જ આપની પોલ ઉઘાડી પાડી દીધી છે. રાજા આ સાંભળી હસ્યો. પછી દુર્ગન્ધાના ઉછેરનારને બોલાવી તેની સંમતિથી રાજાએ તેની સાથે લગ્ન કર્યું અને જોતજોતામાં રાજાની મહેરબાની તેના ઉપર એટલી બધી વધી ગઇ કે તેને પટરાણીનું પદ મળ્યું.

એક દિવસ રાજા આ દુર્ગન્ધા સાથે પાસા ખેલતો હતો ત્યારે મહાવીરે કહ્યું હતું તેમ બન્યું. આ સમયે એને એ વિચાર આવ્યો કે નીચ કુળમાં જન્મેલી જો માન પામે તોપણ તે પોતાની જાત પર ગયા વિના રહેતી નથી. આથી તેનું મુખ જરા મલકાયું. તેને જોઇ દુર્ગન્ધાએ પૂછયું કે આ હાસ્યનો શો હેતુ છે? શ્રેણિકે મહાવીરે કહેલી હકીકત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. આથી દુર્ગન્ધાને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે પ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી. આમ કરી તેણે પોતાનું જીવન સફળ કર્યું.

### સુમતિની કથા—

'મગધ' દેશમાં આવેલા 'કુશસ્થલપુર' નગરને વિષે જીવાદિક નવ તત્ત્વના જાણકાર બે ધનાઢ્ય ભાઇઓ વસતા હતા. એકનું નામ સુમતિ હતું, અને બીજાનું નામ નાગિલ હતું. કર્મવશાત્ તેઓ એટલા બધા નિર્ધન થઇ ગયા કે તેમને પોતાનું ગામ છોડવાનો વારો આવ્યો, કિન્તુ તેમણે છળ કપટ કરી ધન મેળવવા વિચાર સરખોએ કર્યો નહિ.

પરદેશ જતાં રસ્તામાં પાંચ સાધુ અને એક શ્રાવક તેમની નજરે પડયા. આનો સંઘાત કરવા નાગિલે સુમતિને કહ્યું એટલે તેણે હા પાડી. આગળ ચાલતાં નાગિલને પ્રતીતિ થઇ કે આ સાધુઓ તો કુશીલ છે અને તેમનો સંગ કરવો કે તેમની સાથે વાર્તાલાપ કરવો તે સમ્યક્ત્વને દૂષિત કરવા જેવું છે. આથી તેમનો ત્યાગ કરવા તેણે સુમતિને કહ્યું. સુમતિએ તેની વાત ન સ્વીકારી અને ઉલટું કહેવા લાગ્યો કે તું એવો તે કેવો મોટો શ્રાવક થઈ પડયો છે કે શુદ્ધ ગોચરી કરનારા, વિવિધ તપસ્યા આદરનારા,

અનેક ગુણોથી અલંકૃત એવા આ સાધુઓને કુશીલ–અનાચારી કહેવા તું તત્પર થયો છે? **નાગિલે** ઉત્તર આપ્યો કે હે ભાઇ! મને કંઇ એમના ઉપર દ્વેષ નથી, પરંતુ તીર્થંકરે કુશીલનાં જે લક્ષણો બતાવ્યાં છે તે લક્ષણોથી લક્ષિત આ સાધુઓ છે એવી મારી ખાતરી થવાથી જ હું તેમ કહી રહ્યો છું. આ સાંભળીને **સુમતિ** બોલી ઊઠયો કે જેવો તું અક્કલનો બારદાન છે તેવો તારો તીર્થંકર પણ હશે કે જેણે આવા શુદ્ધ સાધુઓનો ત્યાગ કરવાનો તને ઉપદેશ આપ્યો છે. આ સાંભળતાં જ **નાગિલે સુમતિ**ના મુખ ઉપર આડો હાથ દીધો અને કહ્યું કે હે ભાઇ! શા સારૂ તીર્થંકરના અવર્ણવાદ બોલી તું ઘોર પાપનો ભાગીદાર થાય છે? સાંભળ, આ સાધુઓની ઓઢણી વિનાની સ્ત્રી તરફ નજર પડી, પરંતુ તેને પાછી ખેંચી લેવાને બદલે તેઓ તેને ધારી ધારીને જોવા લાગ્યા. વળી પ્રતિક્રમણ કરતી વેળા તેની તેમણે આલોચના પણ લીધી નહિ. વળી આજે જ સવારે તેમણે હરિત્કાયનો સંઘટ્ટો કર્યો અને કાચા પાણીનો પરિસંભોગ પણ કર્યો. એવાં એમનાં શાસ્ત્ર–વિરુદ્ધનાં અનેક આચરણો જોઇને તો હું તેમનો ત્યાગ કરવા તને સૂચના કરૂં છું. ધૂળ ઉપર લીંપણની જેમ આની **સુમતિ** ઉપર કંઇ અસર ન થઇ એટલે તેને પડતો મૂકી **નાગિલ** અન્યત્ર રવાના થયો.

આ તરફ **સુમતિ** પેલા સાધુઓ ભેગો થઇ ગયો, અને વખત જતાં તેણે તેમની પાસે દીક્ષા પણ લીધી. કાજળમાં કાજળ મળી જાય તેમ કુશીલોમાં કુશીલ મળી ગયો.

કાલાંતરે બાર વર્ષનો ભયંકર દુકાળ પડયો. ત્યારે વિવિધ જાતનાં કુકર્મો કરી આ સાધુઓએ પોતાની સંસાર–યાત્રા ચાલૂ રાખી. અંતમાં મરીને એ પાંચ સાધુઓ વ્યંતરોનાં વાહન તરીકે ઉત્પન્ન થયા. ત્યાંથી મ્લેચ્છ તરીકે અવતરી, મદ્ય માંસાદિનું સેવન કરી તેઓ સાતમી નરકે જશે. ઘણો વખત સંસારમાં રઝળી ત્રીજી ચોવીસીમાં તેમાંથી ચાર જણા સમ્યક્ત્વ પામશે અને ત્યાંથી ત્રીજે ભવે મોક્ષે જશે, પરંતુ એ પૈકી સૌથી મોટો સાધુ અભવ્ય હોવાથી સંસારમાં સદાને માટે રખડયા કરશે. **સુમતિ** ભવ્ય જીવ હોવા છતાં તેણે મહામિથ્યાત્વના ઉદયથી દ્વાદશાંગીની અવહીલના કરી તેથી તે મરીને [1]પરમાધાર્મિક તરીકે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને તે [2]અંડગોલિક મનુષ્ય તરીકે આઠ વાર લાગલાગટ જન્મશે. ત્યારબાદ નવમે ભવે વ્યંતર, દશમે વનસ્પતિમાં લીંબડો, અગ્યારમે માનવ સ્ત્રી, બારમે છઠ્ઠી નરકનો અતિથિ, તેરમે કુષ્ઠી મનુષ્ય, ચૌદમે હાથી અને પંદરમે સાધારણ નિગોદ થશે. ત્યાં ઘણો કાળ રખડી

---

૧–૨ જુઓ **આર્હતદર્શનદીપિકા** પૃ. ૪૯૯.

બળદ થશે અને પછી મનુષ્ય થશે. એ પ્રમાણે ઘણા ભવો કરી [1]ઇભ્ય કુળમાં અવતરી દીક્ષા લઇ કાળ કરી તે ‘ અનુત્તર ’ વિમાનમાં ઉત્પન્ન થશે. ત્યાંથી મહાસમ્યગ્દષ્ટિ ચક્રવર્તી થઇ દીક્ષા લઇ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જશે. આ પ્રમાણેની હકીકત **મહાનિશીથ**ના ચોથા અધ્યયનથી જાણી લેવી.

[2]**ઋષિદત્તાની કથા**—

‘ભરત’ક્ષેત્રમાં ‘વર્ધમાન’ નગરમાં **કુણાલ** નૃપતિનો નન્દન **સંપ્રતિ** નરેશ્વર રાજ્ય કરતો હતો તે વેળા એ નગરમાં **ઋષભસેન** નામનો મોટી ઋદ્ધિવાળો સાર્થવાહ વસતો હતો. જૈન ધર્મના રાગી આ સાર્થવાહને **વીરમતિ** નામની પત્ની હતી. સંસાર–સુખ ભોગવતાં આ દંપતીને **સહદેવ** અને **વીરદાસ** એમ બે પુત્રો અને **ઋષિદત્તા** પુત્રી થયાં હતાં. **ઋષિદત્તા**ના ગુણોથી આકર્ષાઇને અનેક ઉમેદવારોને એને પરણવાના કોડ થતા હતા, પરંતુ **વીરસેને** એવું જાહેર કર્યું હતું કે સુંદર રૂપ, સંપત્તિ વગેરેથી સંપન્ન પુરુષ જો મિથ્યાત્વી હોય તો તેને મારી પુત્રી ન આપતાં હું કુરૂપ, દરિદ્ર એવો જૈન ધર્મી હોય તો તેને મારી પુત્રી પરણાવવા તૈયાર છું. આ સાંભળીને ‘ કૂપચન્દ્ર ’ નગરથી **રુદ્રદત્ત** નામનો સાર્થવાહ ‘વર્ધમાન’ નગરમાં આવ્યો. ત્યાં તે પોતાના મિત્ર **કુબેરદત્ત**ને ઘેર ઉતર્યો. એક દિવસ ત્યાં થઇને **ઋષિદત્તા** જતી હતી તે એની નજરે પડી. આથી એણે પોતાના મિત્રને પૂછ્યું કે **ઋષભસેનની** પુત્રી આ જ કે ? **કુબેરદત્તે** કહ્યું કે હા; પરંતુ એને પરણવું હોય તો જૈન બનવું પડશે. કામાતુર શું ન કરે ? **રુદ્રદત્તે** કપટ પૂર્વક જૈન ધર્મ અનુસાર જીવન ગુજારવા માંડયું. દેવ, ગુરુ અને સાત ક્ષેત્રની આરાધના કરવામાં તે એટલો બધો રસ બતાવવા લાગ્યો કે એ જોઇને **ઋષભસેન** રાજી રાજી થઇ ગયો અને એણે પોતાની પુત્રીને ઉત્સાહથી એની સાથે પરણાવી.

**રુદ્રદત્ત** સસરાને ત્યાં **ઋષિદત્તા** સાથે આનંદપૂર્વક દિવસ પસાર કરવા લાગ્યો. એવામાં એક દહાડો એના પિતાશ્રીનો પત્ર આવતાં **ઋષભસેનની** રજા લઇ **ઋષિદત્તા** સાથે તે પોતાને ગામ જવા નીકળ્યો. પોતાને ઘેર પહોંચ્યા બાદ ધીરે ધીરે જૈન ધર્મને એ તિલાંજલિ આપતો ગયો અને મિથ્યાદષ્ટિના સંસ્તવ-

૧ જુઓ **આર્હતદર્શનદીપિકા** ( પૃ. ૪૯૩ ).

૨ શ્રીહંસવિજયજી જૈન લાઇબ્રેરી ગ્રન્થમાલા નં. ૯ તરીકે પ્રસિદ્ધ થયેલ અને ત્યાં સૂચવ્યા મુજબ શ્રી**ભદ્રબાહુ**પ્રણીત **વસુદેવહિંડી**માંથી ઉદ્ધૃત તેમજ મને શાંતમૂર્તિ મુનિરાજ **હંસવિજયજી** તરફથી ભેટ મળેલ **શ્રીનર્મદાસુન્દરીકથા**ને આધારે આ અત્ર આલેખવામાં આવી છે.

થી–પરિચયથી **ઋષિદત્તા** પણ મિથ્યાદષ્ટિ બની ગઇ; કેમકે શું સુવર્ણ અગ્નિના સંયોગથી તદ્રૂપ બની જતું નથી કે ? **ઋષિદત્તા**ના માબાપને ખબર પડી કે પોતાની પુત્રીએ જૈન ધર્મ ત્યજી દીધો છે એટલે એની સાથે પત્રવ્યવહાર પણ તેમણે બંધ કર્યો.

કાલાંતરે **ઋષિદત્તા**એ એક પુત્રને જન્મ આપ્યો. એનું નામ **મહેશ્વરદત્ત** રાખવામાં આવ્યું. આ તરફ **મહેશ્વરદત્ત**ના મામા **સહદેવ**ની ભાર્યા **સુન્દરી**ને પેટે એક પુત્રી–રત્નનો જન્મ થયો. એનું નામ **નર્મદાસુન્દરી** પાડવામાં આવ્યું. યૌવન પ્રાપ્ત થતાં તો આ કન્યાનું રૂપ અતિશય મનોહર બની ગયું. એના રૂપની અનેક સ્થળે તારીફ થવા લાગી. એ વાત એક દહાડો **ઋષિદત્તા**ને કાને પડી. આ સાંભળીને તેને ઘણું દુઃખ થયું, કેમકે તે વિચારવા લાગી કે મેં જૈન ધર્મનો ત્યાગ કર્યો છે એટલે મારા જેવી નિર્ભાગ્યના પુત્રને આ કન્યા કોણ આપે ? તેને વિલાપ કરતી જોઇ **મહેશ્વરદત્તે** પોતાના પિતાને કહ્યું કે મને મારે મોસાળ મોકલો તો વિનયાદિથી મારા સ્વજનોને રંજિત કરી **નર્મદાસુન્દરી**નું પાણિગ્રહણ કરી હું મારી માતાના શોકને દૂર કરૂં. માતાપિતાની અનુજ્ઞા મેળવી મોટી ધામધૂમ પૂર્વક તે પોતાના માતામહને ઘેર આવી પહોંચ્યો. ત્યાં તેણે માતામહાદિનો વિનય સાચવવામાં જરાએ ખામી આવવા દીધી નહિ. આથી તેઓ એના ઉપર પૂર્ણ સ્નેહ રાખવા લાગ્યાં. **મહેશ્વરદત્તે** **નર્મદાસુન્દરી** સાથે પોતાનું લગ્ન કરવા કહ્યું ત્યારે તેને જવાબ મળ્યો કે તારા પિતાએ અમને ઠગ્યા અને વળી તારી માતા પણ એ શઠની સોબતથી મિથ્યાત્વી થઇ તો અમારી આ ગુણવતી, શીલવતી, રૂપવતી, જૈનધર્મી **નર્મદાસુન્દરી**ને તારા જેવા મિથ્યાત્વીને આપીને શું અમે અમારા હાથે પગમાં ફરીથી કુહાડો મારીએ ? આ પ્રમાણેના પ્રશ્ન-ઉત્તર ઘણી વાર થતા. વખત જતાં **મહેશ્વરદત્ત**નું ચિત્ત જૈન ધર્મ તરફ ઢળ્યું અને **નર્મદાસુન્દરી** દ્વારા તે પ્રતિબોધ પામ્યો. ધીરે ધીરે તે ચુસ્ત શ્રાવક બન્યો. તેને પરમ આર્હત બનેલો જાણી અને ધર્મભ્રષ્ટ નહિ થાય તેની પૂર્ણ પ્રતીતિ થતાં એના મામાએ પોતાની પ્રિય પુત્રી સાથે એનું લગ્ન કર્યું. થોડા દિવસ બાદ પોતાના સ્વજનોની રજા મેળવી **મહેશ્વરદત્ત** **નર્મદાસુન્દરી**ને સાથે લઇને પોતાના ઘેર આવ્યો. પોતાનો મનોરથ સિદ્ધ થયેલો જોઇ **ઋષિદત્તા**ના આનંદનો પાર રહ્યો નહિ. ધીરે ધીરે **નર્મદાસુન્દરી**એ પોતાનાં સાસુ સસરાને પોતાના ગુણો વડે વશ કર્યાં અને તેમને જૈન ધર્મમાં દૃઢ બનાવ્યાં. આ પ્રમાણે ઉભય કુલ ઉદ્ધારિણીને હાથે **ઋષિદત્તા** ફરીથી આર્હત ધર્મ પામી અને તે તેમજ તેનો પતિ પણ સાચા જૈન ધર્મી બન્યાં.

   

**सिद्धान्ती धर्ममाख्याता, वादी नैमित्तिकस्तथा ।**
**तपस्व्यनेकविद्याभृत्, सिद्धः कविः प्रभावकाः ॥१३४॥**

**આઠ પ્રભાવકો—**

શ્લો૦—"સિદ્ધાન્તના જાણકાર, ધર્મનો ઉપદેશ આપનાર, વાદી, નિમિત્તજ્ઞ, તપસ્વી, અનેક વિદ્યાઓને ધારણ કરનાર, સિદ્ધ અને કવિ એ પ્રભાવકો છે."–૧૩૪

   

**दशपूर्वी वज्रसूरिश्च, मल्लवादी विचक्षणः ।**
**भद्रबाहुर्मुनिर्विष्णु-र्हेमचन्द्रो मुनीश्वरः ॥ १३५ ॥**
**पादलिप्तस्तथा बप्प-भट्टिश्चैते प्रभावकाः ।**
**अनुक्रमेण विज्ञेयाः, सम्यग्मार्गस्य सर्वदा ॥१३६॥**–युग्मम्

**પ્રભાવકોનાં નામો—**

શ્લો૦—"દશ પૂર્વના જાણકાર [2]**વજ્રકુમાર**, વિચક્ષણ **મલ્લવાદી**, **ભદ્રબાહુ**-(સ્વામી), **વિષ્ણુ(કુમાર)** મુનિ, **હેમચન્દ્રસૂરિ**, **પાદલિપ્ત**(સૂરિ) અને [2]**બપ્પભટ્ટિ**-(સૂરિ) એ અનુક્રમે શુદ્ધ માર્ગના પ્રભાવકો સદા જાણવા."–૧૩૫–૧૩૬

   

**स्थैर्यं प्रभावनाऽऽवश्य-कादिक्रियासु कौशलम् ।**
**अर्हदादिषु यद् भक्ति-रान्तरिकी चतुर्थकम् ॥ १३७ ॥**
**पञ्चमं तीर्थसेवाख्य-मेवं भूषणपञ्चकम् ।**
**सम्यक्त्वं भूषयत्येव, तत् कार्यं सर्वशक्तितः ॥१३८॥**–युग्मम्

**પાંચ ભૂષણો—**

શ્લો૦—" સ્થિરતા, પ્રભાવના, આવશ્યક વગેરે ક્રિયાઓને વિષે કુશળતા, તીર્થંકર પ્રમુખને વિષે જે આન્તરિક ભક્તિ એ ચોથું અને તીર્થસેવા એ પાંચમું

---

૧ સિદ્ધાન્તજ્ઞ અને ધર્મવાદી એ બંને પ્રભાવકના દૃષ્ટાંત તરીકે એમનો ઉલ્લેખ છે. એમનું તેમજ શ્રી **મલ્લવાદી** પ્રમુખ બીજા પ્રભાવકોનાં ચરિત્રો ગ્રન્થનું કલેવર વધી જતું હોવાથી અત્ર ન આપતાં તે માટે **સમ્યક્ત્વસપ્તતિ**ની ટીકા જોવા ભલામણ છે.

૨ એના જીવન-ચરિત્ર માટે જુઓ **ચતુર્વિંશતિકા**નો ઉપોદ્ઘાત.

એમ (કુલે) પાંચ ભૂષણો સમ્યક્ત્વને વિભૂષિત કરે છે. (તેથી) સમગ્ર શક્તિ અનુસાર તે કરવાં જોઇએ. "—૧૩૭-૧૩૮

   

**सुलसा देवपालोऽत्रो-दायिभूपश्च कामिनी ।**
**पक्षिघ्नविक्रमो राजा, ज्ञातानि सन्ति भूषणे ॥ १३९ ॥**

**ભૂષણ સંબંધી દૃષ્ટાન્તો—**

શ્લો૦—" **સુલસા, દેવપાલ,** ઉદાયિ રાજા, કામિની અને પક્ષીનો સંહાર કરનારો (ત્રિ)**વિક્રમ** નૃપતિ એ અત્ર ભૂષણ સંબંધી ઉદાહરણો છે."—૧૩૯

**સુલસાનું ચરિત્ર—**

સ્પષ્ટી૦—'રાજગૃહ' નગરમાં **શ્રેણિક** રાજા રાજ્ય કરતો હતો. ઇન્દ્રને **માતલિ**ની જેમ તેને **નાગ** નામનો સારથિ હતો. આની પ્રિયાનું નામ **સુલસા** હતું. પોતાને પુત્ર ન હોવાથી સારથિ ચિંતાતુર રહેતો હતો. તેની આ ચિન્તા દૂર કરવા માટે **સુલસા** ધર્મનું વિશેષ આરાધન કરવા લાગી. દરરોજ ત્રિકાલ જિનપૂજન કરવું, બ્રહ્મચર્યપૂર્વક આયંબિલ (આચામ્લ) કરવાં ઇત્યાદિ ધાર્મિક ક્રિયાઓમાં તે પોતાના સમયનો સદુપયોગ કરવા લાગી.

એક વેળા 'સૌધર્મ' દેવલોકમાં ઇન્દ્રે **સુલસા**ના સત્ત્વની ખૂબ સ્તુતિ કરી. તે એક દેવથી સહન થઇ શકી નહિ. એથી સાધુનો વેષ સજી **સુલસા**ની પરીક્ષા કરવા માટે તે એને ઘેર આવ્યો. સાધુ સમજીને આ નારીએ તેને નમન કર્યું. એટલે આ કૃત્રિમ સાધુએ તેને કહ્યું કે હે શ્રદ્ધાળુ શ્રાવિકા! એક સાધુ માંદા થઇ ગયા છે, તેને શરીરે લગાડવા તેલ જોઇએ છીયે. આ સાંભળીને હર્ષભેર **સુલસા** લક્ષપાક તેલ લેવા ગઇ, કેમકે સુપાત્રને તેનું દાન દેવાથી તે તેલ બનાવેલું સાર્થક થશે એવો શુભ વિચાર તેને સ્ફુર્યો. જેવો આ લક્ષપાક તેલનો એક કુંભ લઇ તે આવતી હતી તેવો જ આ દેવે માયાથી તેને ફોડી નાંખ્યો. આથી તે બીજો લેવા ગઇ. તે લઇને આવતાં પણ તે પણ દેવ-માયાથી ફૂટી ગયો. એવી રીતે સાત કુંભો ફૂટી ગયા તોપણ એનો ભાવ તેવો ને તેવો જ કાયમ રહ્યો. વિશેષમાં પોતાનું પુણ્ય પ્રબળ નથી, પોતે નિર્ભાગ્ય છે કે જેથી સત્પાત્રને વિષે તેલનું દાન ન કરી શકી એમ તે પોતાની જાતને

નિંદવા લાગી. તેનો આવો અખંડિત શુભ ભાવ જોઇ દેવ પ્રગટ થયો અને **સુલસાને** કહ્યું કે ઇન્દ્રે તારી જે પ્રશંસા કરી હતી તે મને સાચી નહિ લાગવાથી હું અહીં તારી પરીક્ષા કરવા માટે આવ્યો. મને હવે પ્રતીતિ થઇ છે કે ઇન્દ્રે કહ્યા કરતાં પણ તું અધિક સત્ત્વશાળી છે; વાસ્તે હે મહાશયા ! હું તારા ઉપર સંતુષ્ટ થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે માગ. **સુલસાએ** જવાબ આપ્યો કે એમ છે તો મને પુત્રો આપ. આથી દેવે તેને બત્રીસ ગોળીઓ આપી અને કહ્યું કે આ એકેક ખાવાથી તને એકેક પુત્ર થશે. આ પ્રમાણેની વાતચિત કરી દેવ સ્વસ્થાનકે ચાલ્યો ગયો. પુત્રો થાય એવી ગોળીઓ મળવાથી સુલસાને ઘણો આનંદ થયો. બત્રીસ વાર ગર્ભ ધારણ કરવાનું કષ્ટ તેમજ તેટલી વાર પ્રસૂતિની વેદના અસહ્ય ત્રાસરૂપ જાણી બત્રીસે ગોળી એક જ સાથે ખાઇ જવાથી બત્રીસ લક્ષણોથી લક્ષિત એવો એક જ પુત્ર થશે એમ ધારી એ બત્રીસે ગોળી ખાઇ ગઇ; પરંતુ તેના ધારવા કરતાં પરિણામ ઉલટું આવ્યું. આથી તો એને બત્રીસ ગર્ભો રહ્યા. આની અપાર વેદના નહિ સહન થઇ શકવાથી તેણે પૂર્વોક્ત દેવને ઉદ્દેશીને કાયોત્સર્ગ કર્યો. આથી એ દેવ આવ્યો અને તેની વેદના દૂર કરતાં કહ્યું કે હે **સુલસા** ! તેં આ ઉચિત કર્યું નહિ; કેમકે આથી તો તને સમાન આયુષ્યવાળા બત્રીસ પુત્રો થશે અને તેઓ એકી વખતે મરણ પામશે. આ પ્રમાણેની પરિસ્થિતિ સમજાવી એ દેવ ચાલતો થયો.

કાલાંતરે ગર્ભનો કાળ પૂર્ણ થતાં **સુલસાએ** બત્રીસ પુત્રોને જન્મ આપ્યો. સમય જતાં આ સર્વે યૌવન–અવસ્થા પામ્યા અને તેઓ સર્વે **શ્રેણિકની** પાસે રહેનારા વિશ્વાસુ નોકરો બન્યા.

એકદા **શ્રેણિક** રાજા **ચેડા** રાજાની સાત પુત્રીઓમાં સૌથી મોટી **સુજ્યેષ્ઠા** નામની પુત્રીનું સંકેતાનુસાર સુરંગને રસ્તે થઇને હરણ કરવા ગયો. આ વખતે **સુલસાના** બત્રીસ પુત્રોને તેણે સાથે લીધા હતા. આ **શ્રેણિક** રાજા **સુજ્યેષ્ઠાના** મહેલ આગળ જઇ પહોંચ્યો એટલે **સુજ્યેષ્ઠા** સાથે જવા નીકળી. આને જતી જોઇ એની નાની બેન **ચિલ્લણા** પણ તૈયાર થઇ. સુરંગ આગળ આવ્યા બાદ **સુજ્યેષ્ઠાને** રત્નનો કંડિયો યાદ આવ્યો એટલે તે લેવા તે મહેલે પાછી ફરી. આ દરમ્યાન **ચિલ્લણાએ શ્રેણિકને** કહ્યું કે શત્રુના રાજ્યમાં વધારે વખત રોકાઇ રહેવું સહીસલામત ન ગણાય. આથી **સુજ્યેષ્ઠાની** રાહ જોયા વિના **શ્રેણિકે ચિલ્લણાને** રથમાં બેસાડી ચાલવા માંડ્યું.

થોડીક વારમાં તો **સુજ્યેષ્ઠા** સુરંગ આગળ આવી પહોંચી, પરંતુ **શ્રેણિક** તેમજ **ચિલ્લણાને** ત્યાંથી પલાયન કરી ગયેલાં જોઇ તેનો પિત્તો ઉછળી

આવ્યો. મહેલમાં આવી તેણે, **ચિલ્લણા**ને કોઇ દુષ્ટ હરી જાય છે એવો શોરબકોર કરી મૂક્યો. આ સાંભળી તેનો પિતા ત્યાં આવી પહોંચ્યો અને **શ્રેણિક**ને પકડી પાડવાને તેણે પોતાના સૈનિકોને સુરંગમાં ઉતાર્યા. **શ્રેણિક** અને **ચિલ્લણા** સહીસલામત પહોંચી જાય તે માટે **સુલસા**ના બત્રીસ પુત્રોએ આ સૈનિકો સાથે ઘોર યુદ્ધમાં ઝંપલાવ્યું અને પોતાના સ્વામીની ખાતર પોતાના પ્રાણો પણ હોમી દીધા.

આ લડાઇ જેટલો વખત ચાલી એટલામાં તો **શ્રેણિક ચિલ્લણા** સાથે પોતાના નગરમાં આવી પહોંચ્યો અને સત્વર તેણે તેની સાથે લગ્ન પણ કરી દીધું.

**સુલસા**ને પોતાના બધા પુત્રો સમકાલે મરી ગયાની ખબર પડી ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ, પરંતુ ચતુર **અભયકુમારે** તેને ઘણી ઘણી સમજાવી[1] અને આખરે તેની દિલગીરી દૂર કરતાં કહ્યું પણ ખરું કે તારા જેવી સમ્યક્ત્વધારી, વિવેકી જૈન રમણીને આવું રુદન શોભે?

એક વેળા 'ચંપા' નગરીમાં **શ્રીવીર** જિનેશ્વરનું સમવસરણ થયું. ત્યાં પુણ્યપ્રભાવક, દેવગુરુભક્તિકારક, સુશ્રાવક, પરિવ્રાજક **અંબડ** એમની દેશના સાંભળવા હાજર હતો. 'રાજગૃહ' જવા માટે જ્યારે તે તૈયાર થયો ત્યારે ભગવન્ **મહાવીરે** કહ્યું કે તું મહાસતી શ્રાવિકા **સુલસા**ને અમારો ધર્મલાભ કહેજે.[2] વારૂ એમ કહી **અંબડ** 'રાજગૃહ' જવા નીકળ્યો. ગગન-માર્ગે થઇને તે ઝટ **સુલસા**ના દ્વાર પાસે આવી પહોંચ્યો. ત્યાં એક ક્ષણવાર થોભ્યો. એવામાં એણે વિચાર આવ્યો કે ભગવન્ **મહાવીરે** સ્વમુખે જેને ધર્મલાભ કહેવડાવ્યો છે તેના જૈનત્વમાં મણા હોય જ શાની? છતાં તેની ધર્મમાં કેવી અડગ શ્રદ્ધા છે તેની પ્રતીતિ કરવા માટે હું તેની પરીક્ષા કરૂં. આમ વિચારી વૈક્રિય લબ્ધિ વડે અન્ય રૂપ વિકુર્વી તેણે **સુલસા**ના ઘરમાં પ્રવેશ કર્યો અને ભિક્ષા પણ

---

૧ આ પ્રસંગને અનુલક્ષીને **સમ્યક્ત્વસપ્તતિ**ની ટીકામાં ૧૬૫મા પત્રમાં કહ્યું છે કે-

" **मा शोचतममी भावा, भुवि सर्वे विनश्वराः ।**
**सर्व साधारणे मृत्यौ, तत् कः शोकं समुद्वहेत्?** ॥ ६८ ॥
**मृत्युस्तु सर्वजन्तूनां, प्रकृतिर्जगति ध्रुवम् ।**
**जीवितव्यं विकारस्तु, तस्माच्छोकं विमुञ्चताम्** ॥ ६९ ॥"

૨ આ પ્રસંગ ઉપરથી પરમ વીતરાગ **વીર** પ્રભુને કાળું કલંક ચડાવવા કેટલાંક વર્ષો ઉપર એક નરાધમે હામ બીડી હતી, પરંતુ જેમ કાગડાને સુંદર ભોજન ન ગમે, પરંતુ વિષ્ઠા ચુંથવી ગમે તેમ આ હલકટને આવો જ ધંધો સૂઝે તો તેમાં શી નવાઇ!

માગી, પરંતુ સુપાત્ર સિવાય અન્યને ભિક્ષા નહિ આપવાના નિયમવાળી **સુલસાએ** આને ભિક્ષા આપી નહિ. આથી આ પરિવ્રાજક સત્વર ત્યાંથી ચાલતો થયો અને એ નગરના પૂર્વ દિશાના દરવાજે આવી વૈક્રિય લબ્ધિ વડે ચાર વદનવાળા, રાજહંસના વાહન ઉપર આરૂઢ થયેલા, **સાવિત્રીથી** યુક્ત, ચાર હાથવાળા, બ્રહ્મસૂત્ર વગેરેથી અલંકૃત એવા સાક્ષાત્ **બ્રહ્માનું** રૂપ વિકુર્વી લોકો સમક્ષ એ દેશના આપવા લાગ્યો. એને વંદન કરવાને આ નગરના સર્વ લોક આવ્યા, પરંતુ **સુલસા** શ્રાવિકા આવી નહિ. બીજે દિવસે દક્ષિણ દિશાના દરવાજે જઇ **અંબડે** ગરુડરૂપ વાહનવાળા, શંખ, ચક્ર, ગદા અને ધનુષ્યથી સુશોભિત ચાર હાથવાળા, અને મનોહર ગોપીઓ સાથે ક્રીડા કરતા **કૃષ્ણનું** રૂપ ધારણ કર્યું. પરંતુ આ ફેરી પણ **સુલસા** એના દર્શનાર્થે આવી નહિ. ત્રીજે દિવસે પશ્ચિમ દિશાના દરવાજે જઇ **અંબડ નંદી** નામના પોઠીઆ ઉપર આરૂઢ થયેલ, અર્ધાંગે **પાર્વતીને** ધારણ કરેલ, હાથમાં શૂલ વડે શોભતા, મસ્તક ઉપર **ગંગાને** રાખેલ અને શરીરે ભસ્મથી વિભૂષિત એવા **મહાદેવનું** રૂપ ધરી બેઠો. આ સમયે પણ **સુલસા** તો એના દર્શન કરવા ન જ આવી. ચોથે દિવસે ઉત્તર દિશાના દરવાજે જઇ આ પરિવ્રાજકે સમવસરણ રચ્યું અને ત્યાં તીર્થંકરનું રૂપ ધારણ કરી તે દેશના આપવા લાગ્યો. પરંતુ આ વેળા પણ સાચી શ્રદ્ધાવાળી **સુલસા** તો ન જ આવી. આથી એણે એક માણસ મોકલી **સુલસાને** કહેવડાવ્યું કે બહાર તીર્થંકર પધાર્યા છે તો તું જૈન હોવા છતાં તેને નમન કરવામાં કેમ ઉત્સુક જણાતી નથી ? **સુલસાએ** કહ્યું કે શ્રીમહાવીરને મૂકીને આ ભૂમિ ઉપર અન્ય તીર્થંકર છે જ નહિ. પેલા માણસે ઉત્તર આપ્યો કે આ તો પચીસમા તીર્થંકર છે. એનો જવાબ વાળતાં **સુલસાએ** કહ્યું કે આવું કદી બને જ નહિ, વાસ્તે આ કોઇ માયાવી આવ્યો જણાય છે. હજી કસી જોવાના ઇરાદાથી આ માણસે **સુલસાને** કહ્યું કે બેન ! આનાથી જ્યારે જૈન શાસનની ઉન્નતિ થઇ રહી છે તો પછી એને નમસ્કાર કરવામાં શો દોષ છે ? **સુલસાએ** પ્રત્યુત્તર આપ્યો કે અસત્યથી-દંભથી થતી પ્રભાવના તે પ્રભાવના જ ન કહેવાય. આ પ્રમાણેની વાતચિત થતાં એ માણસ **અંબડ** પાસે ગયો અને સર્વ વૃત્તાન્તથી તેને વાકેફગાર કર્યો. આથી કપટ–નાટકને સંહરી લઇ પોતાના સાચા સ્વરૂપમાં **અંબડ સુલસાને** ઘેર આવ્યો. ત્યાં તેણે સાચી હકીકત જાહેર કરી અને તેની ઘણી પ્રશંસા કરી તે સ્વસ્થાનકે ગયો.

ખુદ **વીર** પ્રભુએ પોતાને ધર્મલાભ કહેવડાવ્યો તેથી પોતાની જાતને ધન્ય માનતી અને પ્રભુના ગુણગાનમાં અધિક તન્મયતા અનુભવતી **સુલસા** ધર્મકૃત્યોમાં કાલ-નિર્ગમન કરવા લાગી. એના સદ્ગુણો અને સત્કૃત્યોને લઇને

તેને સ્વર્ગની સંપદા સાંપડી. ત્યાંથી ચ્યવી કાલાંતરે તે 'ભરત'ખંડમાં આવતી ચોવીસીમાં **નિર્ભય** નામના પંદરમા તીર્થંકર થઇ મોક્ષે જશે. અનેકવિધ વંદન હોજો આ આર્ય-રમણીને અને કોટિશઃ અભિનંદન હોજો એની અડગ ટેકને.

## દેવપાલની કથા—

'અચલપુર' નગરમાં **સિંહ** રાજા રાજ્ય કરતો હતો. ત્યાં **જિનદત્ત** નામનો એક શ્રેષ્ઠી વસતો હતો. તેને **દેવપાલ** નામે એક નોકર હતો કે જેનું કામ ઢોર ચારવાનું હતું. એક વખત ચોમાસામાં તે ઢોર ચરાવવા રાનમાં ગયો હતો. ત્યાં નદી કાંઠે સૂર્યના જેવું પ્રકાશમાન શ્રી**ઋષભદેવ**નું બિંબ તેની નજરે પડ્યું. આથી તેના આનંદનો પાર રહ્યો નહિ. ત્યાં આગળ તેણે ઘાસની ઝુંપડી બાંધી અને તેમાં આ મનોહર બિંબ પધરાવ્યું. આ વખતે તેણે એવો નિયમ લીધો કે આના દર્શન કર્યા વિના મારે ભોજન કરવું નહિ. નિયમ અનુસાર દરરોજ તે ત્યાં આવતો અને નદીના જળથી સ્નાન કરી તે પ્રભુની પ્રતિમાનું પ્રક્ષાલન કરતો તેમજ તેનું પુષ્પાદિ વડે પૂજન કરતો. આમ કર્યા પછી જ તે ભોજન કરતો. કેટલાક દિવસ સુધી તેને પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામાં મુશ્કેલી નડી નહિ. પરંતુ કાલાંતરે નદીમાં રેલ આવી અને તેથી તેની પેલે પાર પ્રતિમાના દર્શનાદિ માટે જવા એ સમર્થ થયો નહિ એટલે એ દિવસે એ ભૂખ્યો રહ્યો. શેઠે આ વાત જાણી ત્યારે આ ભાવિક નિયમવાળાને તેઓ કહેવા લાગ્યા કે આપણા ઘરમાં જિન-મૂર્તિ છે તેની તું પૂજા કરી ભોજન કરીશ તો તારા નિયમનો ભંગ થશે નહિ. **દેવપાલે** આ વાત માન્ય ન રાખી અને તેણે તો સાત દિવસ ભોજન વિના પસાર કર્યા. આઠમે દિવસે નદીનાં જળ ઉતરી ગયાં એટલે તે ઇચ્છિત સ્થાને આવી પહોંચ્યો. ત્યાં આવીને જુએ છે તો ઝુંપડીના દરવાજા આગળ એક ભયંકર સિંહ ઊભો હતો, પરંતુ તેની શિયાળ જેટલી પણ દરકાર ન કરતાં તેણે તો જિન-પૂજા કરી અને આટલા દિવસ પ્રભુના દર્શનથી તેને વંચિત રહેવું પડ્યું હતું તે માટે તેણે આત્મ-નિંદા કરી.

**દેવપાલ**ના સત્ત્વ અને ભક્તિ-ભાવથી ખુશ થયેલા એક દેવે તેને કહ્યું કે તારા ઉપર હું પ્રસન્ન થયો છું, વાસ્તે તને જે ગમે તે માગ. **દેવપાલે** રાજ્ય માગ્યું એટલે દેવે કહ્યું કે આજથી સાતમે દિવસે તને તે મળશે. આમ કહી દેવ ચાલતો થયો. આ જ ગામનો રાજા સાતમે દિવસે એકાએક મરી ગયો. તેને પુત્ર નહિ હોવાથી પાંચ દિવ્ય શણગારી નગરમાં ફેરવાયાં. હાથિણી ફરતી ફરતી **દેવપાલ** રાનમાં બેઠો હતો ત્યાં આવી અને તેના ઉપર તેણે કળશ રેડ્યો. આ પ્રમાણે **દેવપાલ**ને આ ગામનું રાજ્ય મળ્યું.

**દેવપાલ** પોતે આ ગામનો રહીશ હતો અને વળી **જિનદત્તના** ચાકર તરીકે તે જાણીતો હતો તેથી લોકો તેની આજ્ઞા માનતા ન હતા. આથી કંટાળીને તેણે પેલા દેવને યાદ કર્યો અને તેને ઠપકો આપવા લાગ્યો કે આ રાજ્ય કરતાં તો મને ચાકરીમાં વિશેષ સુખ હતું. આ સાંભળીને દેવે ઉત્તર આપ્યો કે તારે રાજ્યની લગામ છોડી દેવાની જરૂર નથી, કેમકે તારી આજ્ઞા બધા માથે ચડાવે એવો તને હું ઉપાય બતાવું છું. તું કુંભાર પાસે માટીનો મોટો હાથી તૈયાર કરાવી તેના ઉપર તું આરૂઢ થજે એટલે તે ચાલશે. પછી તું આખા ગામમાં એના ઉપર બેસીને ફરજે એટલે આ ચમત્કારને જોઇને લોકો તારી આજ્ઞા પ્રમાણે વર્તશે.

**દેવપાલે** તેમ કર્યું અને બધા લોકો તેના હુકમને માન આપવા લાગ્યા. પોતે જે શેઠનો પહેલાં નોકર હતો તે શેઠને એણે નગરશેઠની પદવી આપી. વિશેષમાં નદી કાંઠે જે બિંબની પોતે પૂજા કરતો હતો ત્યાં ઉચ્ચ જિનાલય બંધાવી અને ભવ્ય પ્રતિમાની ત્યાં પ્રાણપ્રતિષ્ઠા કરાવી એ એની પ્રતિદિન ત્રિકાલ પૂજા કરવા લાગ્યો. જૈન શાસનની ઉન્નતિ કરવામાં પોતાની શક્તિનો તે ઉપયોગ કરવા લાગ્યો.

સમય જતાં તે **મૂળ** નૃપતિની કન્યાને પરણ્યો. એક દિવસ રાજા રાણી ગોખમાં ઊભાં હતાં તેવામાં એક કઠિયારો નજરે પડતાં રાણી મૂર્ચ્છિત થઇ ગઇ. શીતોપચારથી ચૈતન્ય આવતાં કઠિયારાને દરબારમાં બોલાવી રાણીએ પૂછ્યું કે તું મને ઓળખે છે? કઠિયારાએ ના કહી એટલે **દેવપાલને** તેણે કહ્યું કે પૂર્વ ભવમાં હું આની પત્ની હતી. જે જિનેશ્વરની તમે રોજ પૂજા કરો છો તે જ જિનરાજની એ જ વગડામાં પૂજા કરવાનો મેં એક મુનિ પાસે નિયમ લીધો હતો અને તે મેં મરણ પર્યંત પાળ્યો તેથી આજે હું રાણી થવા પામી છું. મેં આ કઠિયારાને જૈન ધર્મ પાળવા ઘણું સમજાવ્યો, પરંતુ તેને ગળે તે વાત ઉતરી નહિ અને એથી હજી એની એ જ સ્થિતિમાં તે આજે છે. આ સાંભળીને કઠિયારાના હૃદયમાં ધર્મનો અલ્પાંશે સંચાર થયો. **દેવપાલે** વીસ સ્થાનકમાં પ્રથમ એવા 'અરિહંત' પદનું આરાધન કરી તીર્થંકર નામ–કર્મ ઉપાર્જન કર્યું. દીક્ષા લઈ ચારિત્ર પાળી તેઓ સ્વર્ગે સંચર્યા અને ત્યાંથી ચ્યવી અપવર્ગના અધિકારી થશે.

**ઉદાયીનું ઉદાહરણ—**

'રાજગૃહ' નગરમાં **કોણિક** અપર નામ **અશોકચંદ્ર** રાજા રાજ્ય કરતો હતો. એને **પદ્માવતી** નામની લાવણ્યવતી પત્ની હતી. આ દંપતીને

સંસાર-સુખ ભોગવતાં એક પુત્ર થયો. આનું નામ ઉદાયી રાખવામાં આવ્યું. રાજાને આ એટલો બધો પ્રિય હતો કે જેમ સાધુ રજોહરણ સાથે ને સાથે રાખે તેમ તે ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, ફરતાં પણ તેનો સાથ છોડતો નહિ. એકદા પોતાના ડાબા સાથળ ઉપર ઉદાયીને બેસાડી રાજા ભોજન કરતો હતો. અર્ધું જમણ થઇ રહ્યું તેવામાં ઉદાયીએ મૂત્રની ધારા તેની થાળીમાં છોડી, કિન્તુ પુત્ર-વાત્સલ્યથી તેમજ લઘુશંકા કરતો અટકાવવાથી રોગ થાય એવા વિચારથી રાજાએ તેને અટકાવ્યો નહિ. પછી મૂત્રથી સ્પૃષ્ટ થયેલા ભોજનનો જ ત્યાગ કરી એની એ જ થાળીમાં એણે બીજું ભોજન કર્યું. સાથે સાથે એ કોણિક પોતાની માતા ચિલ્લણાને કહેવા લાગ્યો કે જેવો મને મારા પુત્ર ઉપર પ્રેમ છે તેવો કોઇને હતો નહિ, છે નહિ અને હશે પણ નહિ. આ સાંભળીને એની માતા હસી પડી અને કહ્યું કે તારા પર તારા પિતાનો જેટલો સ્નેહ હતો તેના કરોડમે ભાગે પણ આ તારો પ્રેમ નથી. આનું કારણ પૂછતાં ચિલ્લણાએ કહ્યું કે જ્યારે તું ગ-ર્ભમાં આવ્યો ત્યારે મને તારા પિતાનાં આંતરડાં ખાવાનો વિચાર થયો. અભય-કુમારે મારો એ અનિષ્ટ દોહદ પૂરો કર્યો, પરંતુ મને આથી એમ ભાસ થયો કે આ ગર્ભ એના પિતાનો ઘાતક થશે. સમય જતાં તારો જન્મ થયો એટલે ઉપર્યુક્ત વિચારથી મેં તને ઉકરડે ફેંકાવી દીધો. ત્યાં એક કૂકડાએ તારી ટચલી આંગલી કરડી નાંખી, તેથી તું રડવા લાગ્યો. આ વાત તારા પિતાને કાને પહોંચતાં તેઓ તને લઇ આવ્યા અને મને ઠપકો આપ્યો. તારી આંગળીમાંથી પરૂ વહેતું હતું અને તેથી તને અપાર વેદના થતી હતી. તને કંઇ ચેન પડે તે માટે તારી આવી પરૂથી ભરપૂર આંગળી પોતાના મુખમાં રાખી તારા પિતાશ્રી તે ચૂસતા. દરબારનાં સેંકડો કાર્યો પડતાં મૂકી તેમણે તને આરામ થયો તેટલા દિવસ સુધી આ પ્રમાણે તારી શુશ્રૂષા કરી. બોલ આ પ્રેમ અધિક કહેવાય કે તારો ? આ સાંભળી કોણિક ઝંખવાણો પડી ગયો અને પોતાના પિતાશ્રીને કાષ્ઠપિંજરમાંથી મુક્ત કરવા પોતે જાતે મોટી ડાંગ લઇને દોડ્યો. આને યમ-દંડ જેવા દંડને લઇને પૂરા વેગથી પોતાની સામે ધસી આવતો જોઈ શ્રેણિકે વિચાર કર્યો કે આ મને મારી નાંખવા આવ્યો છે. આમ ધારી તે તાલપુટ વિષ ખાઇ મરણને શરણ થયો. આ દેખાવથી કોણિક તો આભો જ બની ગયો અને પોતાની જાતની નિંદા કરતો અત્યંત વિલાપ કરવા લાગ્યો. એનું દુઃખ વિસારે પડે તે માટે દિવાનોને 'ચંપા' નગરીમાં રાજધાની બદલવી પડી.

કાલાંતરે દક્ષિણાર્ધ 'ભરત'ખંડના સમગ્ર નૃપતિઓને કોણિકે જીતી લીધા. પછી અભિમાનના શિખરે ચઢેલો તે પોતાની જાતને તેરમો ચક્રવર્તિ માનવા

લાગ્યો અને તેણે 'વૈતાઢ્ય' પર્વતની 'તમિસ્રા' ગુફાના દરવાજા ઉપર દંડથી પ્રહાર કર્યો એટલે તેના અધિષ્ઠાયક કૃતમાલ્ય દેવે તેને બાળીને ભસ્મ કરી નાખ્યો.

આની પાટે લઘુ વયમાં ઉદાયીને પ્રધાનોએ બેસાડયો. પિતાના શોકથી તેનું ચિત્ત વ્યગ્ર રહેતું હોવાથી પ્રધાનોએ રાજધાની ફેરવવા વિચાર કર્યો. યોગ્ય સ્થળની શોધ કરવા તેમણે માણસો મોકલ્યા. તેઓ ફરતાં ફરતાં 'ગંગા' નદીના કિનારે જ્યાં અગ્નિકાપુત્રને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું હતું ત્યાં આવી ચડયા. આ મહર્ષિની મસ્તકની તુંબડી ત્યાં દટાઈ ગયેલી તેની ઉપર એક 'પાડલ' નામનું ઝાડ ઉગ્યું હતું. તેના ઉપર બેઠેલા એક પોપટના મુખમાં પોતાની મેળે પતંગિયાં આવી પડતાં જોઈ આ સ્થળને રાજધાની તરીકે પસંદ કરવામાં આવ્યું. અહીં ઉદાયી રાજા આવ્યો અને એનું નામ 'પાડલીપુર' રાખવામાં આવ્યું.

આ સ્થળના પ્રભાવથી એના સમગ્ર વૈરીઓ શાંત થઈ ગયા અને એના ચરણમાં શિર ઝુકાવવા લાગ્યા. આ રાજાએ દાનવીર અને યુદ્ધવીર તરીકે જ નામના મેળવી એટલું જ નહિ પણ બાર વ્રતો ગ્રહણ કરી, ચાર પર્વોને દિવસે દેવ અને ગુરુનું વંદન, છ આવશ્યકોનું સેવન, પૌષધનું આચરણ વગેરે પુણ્ય કાર્યો કરી તે ધર્મવીર તરીકે મશહૂર બન્યો. રાજ્ય–કાર્યનો ભાર હોવા છતાં સમય કાઢી તે ધર્મ–સ્થાનમાં જઈ ધાર્મિક ક્રિયા કરવા ચૂકતો નહિ. જૈન શાસનની દિવ્ય જ્યોતિ ઝળહળતી રાખવા તે પૂર્ણ પ્રયાસ કરતો.

એક વખત યુદ્ધમાં ઉદાયીના હાથે કોઈ એક ગામનો ઠાકોર માર્યો ગયો અને તેના બાલબચ્ચાં રખડતાં થઈ ગયાં. તેમાંનો એક છોકરો મોટો થઈ આવતાં પોતાના પિતાનું વેર વાળવા તે અત્યંત આતુર બન્યો. પોતાનો દાવ સાધવા માટે તેણે 'ઉજ્જયની'ના રાજાનો આશ્રય લીધો. આ રાજા ઉદાયી-નો દુશ્મન હતો એટલે તેણે આને મદદ કરવા હા પાડી. પોતાનું કામ પાર પાડવા તે 'પાડલીપુર' આવ્યો, પરંતુ પોતાનો પાસો કોઈ પણ રીતે સવળો પડે તેમ ન લાગવાથી તેણે કપટથી દીક્ષા લઈ ધર્મના બહાને ઉદાયીને છેતરવાનો વિચાર કર્યો. આ રાજાના ધર્મગુરુ પાસે પોતે દીક્ષા લીધી, પરન્તુ રજોહરણમાં એક છરી સંતાડી રાખી. ગુરુનો વિનય તો તે એવો સાચવવા લાગ્યો[1] કે ગુરુએ રાજી થઈ તેનું વિનયરત્ન નામ પાડ્યું. ગ્રામાનુગ્રામ વિહાર

૧ સરખાવો—

" નમન નમનમેં ભેદ હૈ, બહોત નમે નાદાન;
દગલબાજ દુના નમે, ચિત્તા ચોર કમાન. "

કરતાં કરતાં એકદા આ ગુરુવર્ય 'પાડલીપુર' પધાર્યા. સાથે તેમનો શિષ્ય-રત્ન (?) **વિનયરત્ન** પણ હતો. ઉદાયી રાજાએ તેમનું બહુમાન કર્યું અને દરરોજ દેશના સાંભળવી શરૂ કરી. એક વેળા પર્વ-તિથિ આવતાં સવારનું પ્રતિક્રમણ કરી, સ્નાનાદિક શુદ્ધિ કરી, જિન-પૂજન કરી, ગુરુ પાસે આવી ૪૯૨ આચાર સાચવી, દ્વાદશાવર્ત વંદન કરી, અતિચારોની આલોચના કરવા પૂર્વક ગુરુ પાસે ચતુર્વિધ આહારના ત્યાગરૂપ ઉપવાસનું તેણે પ્રત્યાખ્યાન કર્યું. સાંજે દરબારમાં પોતે સ્થાપન કરેલી ધર્મશાળામાં રાત્રિ-પૌષધ કરવાના ઇરાદાથી તે ગયો. પોતાના શુદ્ધ ભાવની વૃદ્ધિ થાય તે માટે તેણે ગુરુવર્યને ત્યાં પધારવા વિનવ્યા. ગુરુ **વિનયરત્નને** સાથે લઇને ત્યાં આવ્યા. ગુરુ સમક્ષ રાત્રિ-પૌષધ અંગીકાર કરી, પ્રથમ પ્રહરની પ્રતિલેખના કરી અને સંસ્તારક પાથરી રાજા નિદ્રાધીન થયો. ગુરુ પણ ધર્મ-કથા કરતાં કરતાં સુઇ ગયા. **વિનયરત્ને** કપટ-નિદ્રાનું સેવન કર્યું. આજે સોળ વર્ષે ઉદાયીનો ઘાટ ઘડી પોતાના પિતાનું વેર લેવાનો અવસર હાથ આવેલો જોઇ એની છાતી હર્ષથી ફૂલાવા લાગી. ચોરની જેમ ચૂપકીદીથી તે રાજા સમીપ ગયો અને ધર્મ-સ્થાનમાં ધર્મગુરુની હાજરીમાં આ દુષ્ટાત્માએ રાજાનું ગળું રજોહરણ જેવા પવિત્ર ધર્મ-સાધનમાં સંતાડી રાખેલી છરી વડે છેદી અધમમાં અધમ કાર્ય કર્યું. પકડાઇ જવાની બીકથી તે ત્યાંથી નાઠો. પહેરેગીરોએ તેને અટકાવ્યો, પરંતુ દીર્ઘશંકાએ જાઉં છું એમ કહી ત્યાંથી સાધુના લેબાસમાં સંતાયેલો એ સેતાન છટકી ગયો.

આ તરફ રાજાના ગળામાંથી લોહીની ધારા ચાલવા માંડી અને તે છેક ગુરુના સંસ્તારકને તરબોળ કરવા લાગી. ગુરુ આથી જાગૃત થઇ ગયા અને આવું પૈશાચિક અને જૈન શાસનને કલંકિત કરનારૂં અપકૃત્ય જોઇ ભવચરિમ પ્રત્યાખ્યાન લઇ આપઘાત કરી તેઓ સ્વર્ગગામી બન્યા.

સવાર પડતાં દરબારમાં હાહાકાર મચી રહ્યો. સૌ કોઇ સમજી ગયું હતું કે આવું કાળું કૃત્ય કરનાર બીજો કોઇ નહિ પણ **વિનયરત્ન** જ હતો. આ બદમાસની પૂરેપૂરી બરદાસ કરવાના ઇરાદાથી રાજસેવકોએ એની ખૂબ તપાસ કરી, પરંતુ આ મુનિવેષધારી નરાધમ તો કયારનો એ 'ઉજ્જયિની' જવા નીકળી પડ્યો હતો અને જેમ બને તેમ જલદી તે ત્યાં આવી પણ પહોંચ્યો. ત્યાંના રાજા પાસે જઇ પોતાની બહાદુરીની વાત તેણે સંભળાવી. આથી આ રાજાને પણ ઝાંઝ ચડી અને સિરપાવ તરીકે તેણે **વિનયરત્નને** ત્યાંથી તેનું કાળું મોઢું લઈ દેશાંતર જવાનું રોકડું પરખાવી દીધું.

**વિનયરત્નની** ધાર્મિક ક્રિયા દંભમય હોવાથી તે બધી ઉપર પાણી ફરી બળ્યું હતું. વિશેષમાં તે અભવ્ય પણ હતો એટલે આવા નાલાયકની શરમ-કથા આટલેથી જ ખલાસ કરીશું.

ઉદાયી નરેશ્વર તો શુદ્ધ ક્રિયાનો જાણકાર અને પાલક હોવાથી તેને સ્વર્ગમાં સ્થાન મળ્યું એટલો ઉલ્લેખ કરી વિરમીશું.

**કામિનીની કથા—**

**સ્પષ્ટી૦**—‘ રાજપુર ’ નગરમાં **અમિતતેજ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તે વેળા એક વિદ્યારૂપી બળવાળો પરિવ્રાજક ત્યાં આવી ચડયો. તેણે પોતાની વિદ્યાના બળથી અનેક રૂપવતી રમણીઓનું હરણ કર્યું તેમજ બીજી કીંમતી વસ્તુઓ પણ તે ચોરવા લાગ્યો. આથી કંટાળી ગયેલી રૈયતે રાજાને ફરિયાદ કરી. રાજાએ તપાસ કરવા માટે કોટવાળ વગેરેને હુકમ કર્યો, પરંતુ ચોરનો કશો પત્તો લાગ્યો નહિ એટલે રાજા જાતે તપાસ કરવા નીકળ્યો. રાત દિવસ શોધ કરતાં પાંચમે દિવસે સાંજના વખતે સુગંધી ફૂલ, અત્તર, તાંબૂલ વગેરે ખરીદતો એક નવીન પુરુષ તેના જોવામાં આવ્યો. આ જ ચોર છે એવો શક આવવાથી રાજા તેની પાછળ પાછળ ગયો. અંધારૂં થતાં તે પુરુષ નગરની બહાર નીકળી પાસેના જંગલમાં ગયો. ત્યાં એક ગુપ્ત ગુફા હતી અને તેના દરવાજા ઉપર મોટી શિલા હતી. તે ઊઘાડી જેવો તે પ્રવેશ કરવા જાય છે તેટલામાં જ રાજાએ તેનું માથું તરવારના એક ઝટકે ઉડાવી દીધું અને ત્યાં નિશાની કરી પોતે પાછો ફર્યો. સવારે પોતાના સિપાઇઓને તેણે તે ગુફામાં ઉતાર્યા અને બધો માલ બહાર કઢાવ્યો અને જે જેનો હતો તે તેને હવાલે કર્યો. આથી બધા લોકો ખુશી ખુશી થઇ ગયા, પરંતુ એક શેઠની સ્ત્રી તો આ પરિવ્રાજકના મરણના સમાચાર સાંભળી તેની પાછળ બળી મરવા તૈયાર થઇ, કેમકે પેલા પરિવ્રાજકે એના ઉપર કામણ કરેલું હતું. શેઠે તેને ઘણી સમજાવી, પરંતુ તે એકની બે થઇ નહિ. આખરે એક મંત્રવાદી ત્યાં આવી પહોંચ્યો. તેણે શેઠને સલાહ આપી કે જ્યાં એ પરિવ્રાજકને બાળવામાં કે દાટવામાં આવ્યો હોય ત્યાં જઇ તેનાં હાડકાં લાવી પાણીમાં ઘોળી તે પાણી તમારી પત્નીને પીવડાવો એટલે એના ઉપરથી એનો રાગ ઉતરી જશે. શેઠે તેમ કર્યું એટલે તેની પત્ની પૂર્વની પેઠે તેની સાથે સંસાર ચલાવવા લાગી.

આ ઉપરથી સાર એ લેવાનો છે કે જેવી રીતે આ પ્રમદાએ પરિવ્રાજક ઉપર અત્યંત રાગ રાખ્યો તેમ સમજુ મનુષ્યે સર્વજ્ઞપ્રણીત ધર્મ ઉપર રાખવો કે જેથી તેને જલદી મોક્ષ મળે.

**ત્રિવિક્રમની કથા—**

‘ શ્રાવસ્તિ ’ નગરીમાં **ત્રિવિક્રમ** રાજા રાજ્ય કરતો હતો. એક વખત તે જંગલમાં જતો હતો તેવામાં કોઇક પંખી સામું મળ્યું. આથી અપશુકન થયા એમ માની રાજાએ તેના ઉપર બાણ છોડયું. એટલે તે તરત જ જમીન ઉપર પડી તરફડવા લાગ્યું. તે જોઇ તેને દયા આવી અને પશ્ચાત્તાપ થવા

લાગ્યો. આગળ જતાં તેને એક જૈન મુનિ મળ્યા. તેમને પ્રણામ કરી રાજાએ પૂછ્યું કે હે મહારાજ ! આપ અહીં એકલા કેમ બિરાજો છો ? મુનિએ કહ્યું કે આત્માનો ઉદ્ધાર કરવા. રાજા–આત્મોદ્ધાર કેમ થાય ? મુનિ–સર્વે જીવોને પોતાના સમાન ગણવાથી. રાજા–એ કેમ બને ? મુનિ–અહિંસાવ્રત આદરવાથી. રાજા–એ વ્રત કેમ આદરાય ? મુનિ–સંયમનો સંચય કરવાથી. રાજા–એ કેવી રીતે બને ? મુનિ–સર્વજ્ઞપ્રરૂપિત પાંચ મહાવ્રતો આદરવાથી. આ સાંભળી રાજાએ કહ્યું કે જો એમ છે તો મને તે મહાવ્રતો આપો. આમ કહી રાજ્ય–લક્ષ્મીનો તૃણવત્ ત્યાગ કરી પક્ષિ–હિંસાના પાપથી નિવૃત્ત થવા એ રાજાએ દીક્ષા અંગીકાર કરી. અનુક્રમે વિધિપૂર્વક તપશ્ચર્યા કરી તેણે તેજોલેશ્યાની લબ્ધિ પણ મેળવી.

પેલું પંખી મરીને ભિલ્લ થયું. એક વેળા આ રાજર્ષિને જતા જોઇ પૂર્વ ભવનો વૈર–ભાવ પ્રદીપ્ત થતાં લાકડી વગેરે મારીને એ ભિલ્લ તેની કદર્થના કરવા લાગ્યો. તેજોલેશ્યા મૂકી ભસ્મીભૂત કરવાથી પાપ લાગશે એ ભૂલી જઇ આ **ત્રિવિક્રમ** રાજર્ષિએ તો તે લબ્ધિનો ઉપયોગ કરી એને બાળી મૂક્યો. ભિલ્લ મરીને કોઇક જંગલમાં સિંહ થયો. ત્યાં પણ આ રાજર્ષિ જઇ ચડ્યા. પૂર્વના વૈરથી પ્રેરાઇને તે સિંહ એની સામે ધસી આવ્યો. આ ફેરી પણ તેજોલેશ્યા મૂકી એને આ મુનિએ બાળી નાંખ્યો. મરીને તે દીપડો થયો. તેની નજરે આ મુનિ પડતાં તે પણ એને મારવા દોડ્યો. આ વખતે પણ તેજોલેશ્યા વડે મુનિએ તેના પ્રાણ લીધા. મરીને તે સાંઢ થયો. આ મુનિને જોતાં તેને બહુ ક્રોધ ચડ્યો અને એ એના તરફ પૂર જોસથી ધસ્યો. આ વેળા પણ મુનિએ તો તેજોલેશ્યાના પ્રયોગથી એને સળગાવી મૂક્યો. મરીને તે સર્પ થયો. આ મુનિનો મેળાપ થતાં તે તેને ડસવા દોડ્યો, પરંતુ મુનિએ તો તેજો-લેશ્યા મૂકી તેને બાળીને ભસ્મીભૂત કરી દીધો. આ સર્પ મરીને બ્રાહ્મણ થયો. તેના જોવામાં આ મુનિ આવતાં તેણે એની ખૂબ નિંદા કરી. આથી ચીડ ચઢતાં મુનિએ તેજોલેશ્યા વડે તેને સ્વધામ પહોંચાડી દીધો.

અહાહા કેવી તિરસ્કરણીય બીના ! એક પંખીની હત્યાથી ઉદ્ભવેલા પાપથી બચવા માટે રાજપાટ છોડી જૈન દીક્ષા લીધેલાને હાથે સાત સાત હત્યાઓ થઇ ! કેવી મૂર્ખતા ! આ તો આગ ઓલવવા માટે ઘાસ્લેટનો ઉપયોગ થયો !! નિર્વિવેકીને સંવરનું સ્વપ્નું હોય કે ? ક્યાં બહારથી જૈન મુનિનો વેષ અને અંદરથી કુટિલ કર્મ–બંધ !!!

પેલો બ્રાહ્મણ મરીને 'વારાણસી' નગરીમાં **મહાબાહુ** નામે રાજા થયો. [1]યથાપ્રવૃત્તકરણાદિકે કરીને કોઇ શુભ કર્મનો ઉદય થતાં કોઇક જૈન

---

૧ જુઓ **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૯૧–૧૦૪).

મુનિ તેના જોવામાં આવ્યા. આથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને પોતાના પૂર્વના સાત ભવો તેણે જોયા. તેને શુભ વિચાર આવ્યો કે અરેરે! મારે લીધે પેલા બિચારા મુનિને કેવો ઉગ્ર કર્મ-બંધ થયો. કોઇ ઉપાયથી તેઓ મને મળી આવે તો હું તેમને ખમાવું અને તેમને સન્માર્ગે વાળું. આવા વિચારથી તેણે નીચે મુજબનું અર્ધ પદ્ય રજુ કર્યું અને કહ્યું કે એના ઉત્તરાર્ધ સૂચવનારને હું એક લાખ સોનૈયા આપીશઃ—

" विहङ्गः शबरः सिंहो, द्वीपी षण्ढः फणी द्विजः । "

અર્થાત્ જેણે પંખી, ભિલ્લ, સિંહ, દીપડો, સાંઢ, સાપ અને બ્રાહ્મણને ક્રોધથી મારી નાંખ્યાં તેનું હાય શું થશે ?

લાલચના માર્યા ઘણાએ આની પાદપૂર્તિ કરી, પરંતુ રાજાના અભિપ્રાયને તે મળતી આવી નહિ. ફરતા ફરતા **ત્રિવિક્રમ** રાજર્ષિ તે ગામમાં આવી ચડ્યા. ત્યાં ગાયો ચારનારના મુખે આ શ્લોકાર્ધ સાંભળીને તે પોતાને ઉદ્દેશીને છે એમ જણાતાં તેમણે નીચે મુજબ ઉત્તરાર્ધ કહી સંભળાવ્યોઃ—

" येनाभिनिहताः कोपात्, स कथं भवति हहा ? ॥ "

પેલા ગોપાલે રાજાને આ ઉત્તરાર્ધ જણાવ્યો એટલે રાજાએ કહ્યું કે બરાબર છે; પરંતુ સાચું બોલ, તને એ કોણે બતાવ્યો ? ગોપાલે આ **ત્રિવિક્રમ**નું નામ દીધું. તત્કાળ રાજા મુનિ પાસે આવ્યો અને પોતાનો અપરાધ ક્ષમાવવા લાગ્યો. મુનિશ્રીએ કહ્યું કે હે નરેશ્વર ! એમાં તારો શો વાંક છે ? ઉલટો અપરાધ તો મારો છે. મારે તારી ક્ષમા માગવી જોઇએ. આ અવસરે એક સર્વજ્ઞ મુનિરત્નની ત્યાં પધરામણી થઇ. તેમની પાસે જઇ પ્રણામ કરી આ બંનેને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત સૂચવવા વિનતિ કરી. સર્વજ્ઞે જવાબ આપ્યો કે 'શત્રુંજય' તીર્થરાજની યાત્રા કરો અને ત્યાં તીવ્ર તપ કરો. બંનેએ તેમ કર્યું અને ભાવપૂર્વક સંયમ પાળી આરાધક થયા એટલું જ નહિ છેવટે શિવસુખના પણ તેઓ ભાગી થયા.

   

**पञ्च लिङ्गानि सम्यक्त्वे, प्रागुक्तानि भवन्ति हि ।**
**कूरगडुक-निर्ग्रन्थौ, तथाऽत्र हरिवाहनम् ॥१४०॥**
**निदर्शनानि जानीयाः, श्रीवीरं पद्मशेखरम् ।**
**अनुक्रमेण लिङ्गेषु, ख्यातानि जैनदर्शने ॥ १४१ ॥**—युग्मम्

## શમાદિ લિંગ પરત્વેનાં ઉદાહરણો—

શ્લો૦—" પૂર્વે કહેલાં પાંચ લિંગો તે સમ્યક્ત્વ વિષયક પાંચ લિંગો છે. કૂરગડુક, (¹અનાથ) મુનિ, હરિવાહન, શ્રી(મહા)વીર અને પદ્મશેખર એ અનુક્રમે જૈન દર્શનમાં કહેલાં દષ્ટાંતો (પાંચ) લિંગો સંબંધી જાણવાં."–૧૪૦-૧૪૧

## કૂરગડુક મુનિવરની કથા—

સ્પષ્ટી૦—'વિશાલા' નગરમાં કોઇક આચાર્યના શિષ્ય માસક્ષમણના પારણે ગોચરીએ જતા હતા. તેવામાં અજાણતાં તેમનાથી એક દેડકી પગ નીચે ચગદાઇ ગઇ. એ તરફ એક લઘુ શિષ્યનું ધ્યાન ખેંચાયું. ગોચરી કે પ્રતિલેખનાની આલોચના કરતાં કે પ્રતિક્રમણ–સમયે પણ એ વિષે માસક્ષમણીએ કશી આલોચના કરી નહિ. તેથી લઘુ શિષ્યે મોટેથી તેમને એ વાત યાદ કરાવતાં કહ્યું કે પેલી દેડકીની કેમ આલોચના લેતા નથી? આથી પોતાની ફજેતી થયેલી માની માસક્ષમણી તેને મારવા દોડ્યો, પરંતુ વચમાં થાંભલા સાથે અફળાઇ મરણ પામી જ્યોતિષ દેવ તરીકે તે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી દૃષ્ટિવિષ સર્પ તરીકે એ અવતર્યો. એ કુળમાં કેટલાકને જાતિસ્મરણ જ્ઞાન થયેલું હોવાથી કેટલાક સર્પો શુદ્ધ આહાર લેતા હતા. તે જોઇને આને પણ તેવું જ્ઞાન થયું. મુનિ–વ્રતની વિરાધનાથી પોતાની દુર્ગતિ થયેલી જોઇ કોઇ પણ જીવનો મારે હાથે ઘાત ન થાય તે માટે મારે બિલમાં આખો દિવસ મોઢું ઘાલીને રહેવું એવો તેણે વિચાર કર્યો. આથી ફક્ત રાત્રે તે બહાર નીકળતો અને પ્રાસુક પવનાદિનો આહાર કરી નિર્વાહ કરતો.

આ સમયે કુંતી રાજાના પુત્રને કોઇ સર્પ કરડ્યો અને તેથી તે મરી ગયો. આથી સર્પોનું નિકંદન કાઢવા એ રાજા તૈયાર થયો. જે કોઇ કોઇ પણ જાતનો એક સર્પ મારી લાવશે તેને એક મહોર ઇનામ આપવાનું તેણે જાહેર કર્યું. આથી ઘણા માણસો આવું કામ કરી ઇનામ મેળવવા લાગ્યા. કોઇકે આ દૃષ્ટિવિષ સર્પ ઉપર આકર્ષણી વિદ્યા મૂકી એટલે તે બહાર ખેંચાવા લાગ્યો. એણે વિચાર કર્યો કે જો હું બહાર નીકળીશ તો મારી દૃષ્ટિ પડતાં હજારો માણસોના રામ રમી જશે, વાસ્તે મારે મુખ બહાર ન કાઢતાં પૂછડું બહાર કાઢવું. આમ કર્યું એટલે પેલા વિદ્યાવાળાએ તેનું પૂછડું કાપ્યું. જેમ જેમ સર્પ પાછલા ભાગથી બહાર નીકળતો ગયો તેમ તેમ પેલો એને કાપતો ગયો. આથી તેને અતિશય વેદના થઇ, પરંતુ શાંત ચિત્તે તેને સહન કરી તે મૃત્યુ પામી એ જ કુંભ રાજાની રાણીની કુક્ષિમાં અવતર્યો. આ

૧ જુઓ પૃ. ૨૨૦–૨૨૪.

વખતે નાગદેવે રાજાને સ્વપ્નમાં કહ્યું કે આજથી તું કોઇ સર્પને મારીશ નહિ; તને પુત્ર થશે. પછી જ્યારે પુત્ર થયો ત્યારે તેનું નામ **નાગદત્ત** પાડવામાં આવ્યું. યૌવન-અવસ્થા પામ્યો ત્યારે એક જૈન મુનિ જતા તેના જોવામાં આવ્યા. એમને દેખતાં જ તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેની વૈરાગ્ય-ભાવના પ્રદીપ્ત થઇ. માતાપિતાને સમજાવી તેમની અનુજ્ઞા મેળવી તેણે દીક્ષા લીધી. તિર્યંચ-યોનિમાંથી આવેલા હોવાથી તેમને ક્ષુધાવેદનીય કર્મનો અધિકાંશે ઉદય હતો; એથી તેઓ પૌરુષી સુધીનું પણ પ્રત્યાખ્યાન કરી શકતા નહિ. આ જોઇ તેમના ગુરુદેવે તેમને કહ્યું કે તારાથી તપશ્ચર્યા થઇ શકતી નથી તો તું ક્ષમા ધારણ કરજે. પછી તેમણે તેમજ કર્યું. સવાર થતાં જ તેઓ એક ગડુઆ પ્રમાણ કૂર લાવીને ખાય ત્યારે તેમને ચેન પડતું. આમ તેઓ દરરોજ કરતા હોવાથી તેમનો ઉપહાસ કરનારાએ તેમનું 'કૂરગડુક' નામ પાડ્યું. એમના ગચ્છમાં અનુક્રમે એક, બે, ત્રણ અને ચાર માસના ઉપવાસના કરનારા ચાર મોટા સાધુઓ હતા. તેઓ 'નિત્યખાઉ' કહી એમની નિંદા કરતા, પરંતુ **કૂરગડુક** મુનિરાજ જરાએ ગુસ્સે થતા નહિ.

એક વેળા શાસન-દેવીએ આવી **કૂરગડુક** મુનિવરને વંદન કર્યું અને બધા સાંભળે તેમ તેમની ઘણી સ્તુતિ કરી, અને બોલી કે આજથી સાતમે દિવસે આ ગચ્છમાં એક મુનિરાજને કેવલજ્ઞાન થનાર છે. આ સાંભળી પેલા ચાર તપસ્વીઓ બોલી ઊઠયા કે હે દેવી ! તેં મહાત્માઓને પ્રણામ ન કરતાં આ કૂરગડુકને કેમ નમન કર્યું ? દેવીએ જવાબ આપ્યો કે હું દ્રવ્ય-તપસ્વીઓને નમતી નથી; મેં તો ભાવ-તપસ્વીને નમસ્કાર કર્યો છે. આમ કહીને તે અદૃશ્ય થઇ ગઇ. આથી ચારે તપસ્વીઓ લજવાઇ ગયા. સાતમે દિવસે **કૂરગડુક** સવારના આહાર લાવ્યા. તે ખાવા માટે તેમણે પેલા તપસ્વીઓને પણ નોતર્યા. આથી તેઓ એવા ગુસ્સે થયા કે તેમને મોઢામાં બળખા આવી ગયા અને ક્રોધથી, કૂરગડુક દેખાડવા જે આહારનું પાત્ર લાવ્યા હતા તેમાં તેઓ થુંકયા. આથી કૂરગડુકે પોતાની સમતા લેશ પણ ગુમાવી નહિ, પરંતુ તેઓ ઉલટા આત્મ-નિંદા કરવા લાગ્યા કે મને ધિક્કાર છે, ધિક્કાર છે, મારાથી એક પણ દિવસ તપશ્ચર્યા થઇ શકતી નથી તેમજ મહાત્માઓનું વૈયાવૃત્ત્ય પણ થતું નથી. વિચાર-શ્રેણીમાં આગળ વધી શુક્લ ધ્યાન ધ્યાતાં તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. આથી દેવો દોડતા આવ્યા ને તેમને સુવર્ણના સિંહાસન ઉપર સ્થાપન કરી તેમણે કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો.

આ વખતે પેલા તપસ્વીઓને સમજાયું કે આપણે તો દ્રવ્ય-તપસ્વી છીએ; ખરા ભાવતપસ્વી તો **કૂરગડુક** મુનિરત્ન જ છે. આપણે તેમની અ-

ત્યાર સુધી નિંદા વગેરે દ્વારા જે કદર્થના કરી છે તે બદલ આપણે એમની સુહૃદયથી ક્ષમા યાચીએ. મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ખમાવતાં તે ચારેને પણ કેવલજ્ઞાન થયું. આયુષ્ય પૂર્ણ થતાં એ મુનીશ્વરો પણ અજરામર પદને પામ્યા.

હરિવાહનનો પ્રબંધ—

'ભોગાવતી' નગરીમાં **ઇન્દ્રદત્ત** રાજા રાજ્ય કરતો હતો. તેને **મણિપ્રભા** નામની પત્નીથી **હરિવાહન** નામનો પુત્ર થયો હતો. આ રાજકુમારને આ નગરમાં વસતા **મન્દર** સુતારના પુત્ર **નરવાહન** સાથે તેમજ **વસુસાર** શેઠના પુત્ર **ધનંજય** સાથે ગાઢ મિત્રાચારી હતી. આ ત્રણમાંથી પોતાના કાર્ય પર લક્ષ્ય ન આપતાં દરેક સ્વચ્છંદે ક્રીડા કરતો હતો. આથી એકદા રાજાએ હરિવાહનને કડવાં વચન કહ્યાં તેથી તે નગર છોડીને ચાલી નીકળ્યો. તેના મિત્રોને ખબર પડતાં તેઓ પણ તેને આવીને મળ્યા. માતા, પિતા, પરિવાર અને ઋદ્ધિ એ સર્વનો ત્યાગ કરી તેઓ પરદેશ જવા નીકળી પડયા. જતાં જતાં એક જંગલમાં મદોન્મત્ત હાથીને દોડતો સામે આવતો જોઇ **નરવાહન** અને **ધનંજય** નાસી ગયા, જ્યારે **હરિવાહન** તો તેની સામે થયો અને તેણે તેનો મદ ઉતારી નાંખ્યો. પછી તેણે આમ તેમ તપાસ કરી, પરંતુ તેના મિત્રો તેને મળ્યા નહિ એટલે ખેદ પામી તેણે આગળ પ્રયાણ કર્યું.

રસ્તે જતાં એક સુંદર સરોવર તેની નજરે પડયું. તેનું પાણી પીને આરામ લઇ ઉત્તર દિશા તરફ તે ગયો એટલે એક ભવ્ય બાગ તેના જોવામાં આવ્યો. આના મધ્યમાં એક વાવ હતી તેમાં તે ઉતર્યો. ત્યાં એક યક્ષના ચૈત્યના તેને દર્શન થયા. રાત પડી જવાથી તેણે ત્યાં વાસો કર્યો. થોડી વાર થઇ હશે એટલામાં નૂપુર, કંકણ અને કટિમેખલાના રણકારથી આકાશને શબ્દાયમાન કરતી અપ્સરાઓ ત્યાં આવી ચડી. તેમણે યક્ષની આગળ વિવિધ વાદિત્રો વગાડી ગાયન ગાઇ નાટક કર્યાં. થાકી જવાથી પહેરેલાં વસ્ત્રો બદલીને તેઓ વાવમાં નહાવા ગઇ. **હરિવાહન** જાગી ઊઠયો હતો તે સફાળો બેઠો થઇ લઘુ લાઘવી કળાથી આ વસ્ત્રો લઇ ચૈત્યમાં પેસી ગયો. તેણે અંદરથી બારણાં દઇ દીધાં. જલક્રીડા કરી બહાર આવતાં અપ્સરાઓને વસ્ત્રો મળ્યાં નહિ, એથી ચૈત્યમાં તપાસ કરવા તેઓ આવી. બારણાં બંધ જોતાં તેમને ખાતરી થઇ કે ચોર ચૈત્યમાં ભરાઇ બેઠો છે. જેણે આટલે સુધી આવવાની તેમજ આપણાં વસ્ત્રો લેવાની હામ ભીડી છે તે સામાન્ય પુરુષ નહિ હોય એમ ધારી શાંત વાણીથી તેને મનાવવો જોઇએ એમ વિચારી અપ્સરાઓએ હરિવાહનને ખુશ કરી દરવાજો ઉઘડાવ્યો અને વસ્ત્રો પાછાં મેળવ્યાં. આ વખતે રાજી થઇને

અપ્સરાઓએ રાજકુમારને એક ખડ્ગ–રત્ન અને દિવ્ય કાંચળી બક્ષીસ તરીકે આપ્યાં; વિશેષમાં ટુંક સમયમાં તને રાજ્ય મળશે એવો આશીર્વાદ આપી તેઓ સ્વસ્થાને ચાલી ગઈ.

સવાર પડતાં રાજકુમાર મિત્રોની શોધમાં આગળ વધ્યો. માર્ગે જતાં એક શૂન્ય નગર તેની દૃષ્ટિએ પડ્યું. કૌતુકથી તે અંદર ગયો એટલે વચલા ભાગમાં એક સાત માળનો રાજમહેલ તેણે દીઠો. સાતમે માળે જઇને તે જુએ છે તો વિધાતાએ નમુના માટે જાણે તૈયાર કરી હોય એવી એક રમણી ત્યાં શોકાતુર ચહેરે બેઠી હતી. તેની પાસે જઇ આશ્વાસન આપતાં કુમારે તેને શોકનું કારણ પૂછયું. આ અબળાએ ઉત્તર આપ્યો કે હું 'શ્રાવસ્તી'ના વિજય રાજાની અનંગલેખા નામની પુત્રી છું. એક વખત હું ગોખમાં ઊભી રહીને નગર નિહાળી રહી હતી તેવામાં મારા રૂપથી મોહિત થયેલા જયન્ત વિદ્યાધરે મારૂં હરણ કરી મને અહિંયાં લાવી આ નવું નગર વસાવ્યું છે. હાલ તે મને એકલી મૂકી મારી મરજી વિરુદ્ધ લગ્ન માટે સામગ્રી લેવા ગયો છે. મને અફસોસ તો એથી થાય છે કે જ્ઞાની મહારાજે મને પૂર્વે કહ્યું હતું કે હરિવાહન તારો પતિ થશે એ વાત આજે જુઠી પડતી જણાય છે, કેમકે પેલો વિદ્યાધર હમણા આવી પહોંચશે અને બળાત્કારથી મને પરણી બેસશે.

રાજકુમારે તેને શાંત પાડવા માટે પોતાનો પરિચય કરાવ્યો એટલામાં તો પેલો વિદ્યાધર આવી ચઢયો. કુમારને જોતાં વેંત જ એના સામે તે ધસી ગયો, પરંતુ કુમારે તેને એવા હાથ બતાવ્યા કે તે ચું કે ચાં કરી શકયો નહિ. અંતમાં રાજકુમારને ખુશી કરવા માટે તેણે પોતે વસાવેલું નગર તેમજ આ અનંગલેખા બક્ષીસ તરીકે આપી તે ચાલતો થયો.

હરિવાહને અનંગપ્રભા સાથે લગ્ન કરી ત્યાંજ રાજધાની સ્થાપી. અનંગ-ક્રીડા કરવામાં દિન ગુજારતો તે એકદા ઉનાળો બેસતાં 'નર્મદા' નદીમાં જલ-ક્રીડા માટે અનંગલેખા સાથે ગયો. આ અબળા પતિ તરફથી મળેલી પેલી દિવ્ય કાંચળી કિનારે મૂકી નદીમાં ઉતરી. તે વખતે પદ્મરાગ (લાલ) રત્નોથી ચળકતી કાંચળીને માંસ ધારીને એક મત્સ્ય બહાર આવી તે ગળી ગયો અને પાછો પાણીમાં પેસી ગયો. કિનારે ઊભેલા જનો તેને પકડવા નદીમાં કૂદી પડયા, પરંતુ તેનો પત્તો મળ્યો નહિ. આથી રાણી નિરાશ થઈ અને કંઇ અમંગળ થશે એમ ચિંતવવા લાગી.

ફરતો ફરતો આ મત્સ્ય 'બેનાતટ' નગરે જઇ પહોંચ્યો. ત્યાં કોઇ માછીની જાળમાં તે સપડાયો. માછીએ તેને ચીર્યો એટલે તેના પેટમાંથી પેલી કાંચળી

નીકળી. તેણે ત્યાંના રાજા નરકુંજરને એ આપી. રાજા આ કાંચળીને જોઇ ચકિત થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે જે કામિનીની આ કાંચળી મને કામાતુર કરે છે, તેને પહેરનારી મહિલા જાતે કેવી મોહનગારી હશે ? રાજા તો એવો દીવાનો બની ગયો કે દીવાનને તેણે સખત હુકમ કર્યો કે જો તું મને જીવાડવા ઇચ્છતો હોય તો તું સાત દિવસમાં એ સુન્દરીને મારી સમક્ષ હાજર કરજે. આથી દીવાને રાજ્યની અધિષ્ઠાયિકા લક્ષ્મી દેવીનું ધ્યાન ધર્યું. તેમ થતાં તે પ્રત્યક્ષ થઇ બોલી કે આ અનંગલેખા મહાસતી છે. ચન્દ્રમાંથી અગ્નિ ઝરે કે સૂર્ય કદાપિ પશ્ચિમમાં ઉગે, પરંતુ આ સતી પોતાનું શીલ છોડે તેમ નથી. છતાં રાજાની હઠ જોતાં તેને હું લાવી આપું છું, પરંતુ હવે પછી આવા નીચ કાર્ય માટે તારે મને બોલાવવી નહિ.

આમ કહીને દેવી હરિવાહનની રાજધાનીમાં આવી અને ત્યાંથી અનંગલેખાને ઉપાડી નરકુંજરના મહેલમાં મૂકી ચાલતી થઇ. રાજા તો તો આને આવેલી જોઇ વિશેષ લટ્ટુ બની ગયો. પોતાની પ્રિયા થવા રાજાએ તેને ઘણું સમજાવી, પરંતુ તે એકની બે થઇ નહિ. રાજાએ વિચાર કર્યો કે કામિની કદાગ્રહી હોય છે, વળી આ મારા તાબામાં છે તો અત્યારે તેના ઉપર બળાત્કાર ન કરતાં તે રાજી રહે તેમ તેની બરદાશ માટે નોકર ચાકર રાખું અને તેને મનોમોહન ભોજનાદિ આપું. આ પ્રમાણે તે મને કે કમને દિવસ પસાર કરવા લાગ્યો.

આ તરફ હરિવાહનના પેલા બે મિત્રો જેઓ હાથીથી ડરીને ભાગી ગયા હતા તેઓ કાલાંતરે 'વિન્ધ્ય'ગિરિ આવી ચડ્યા. ત્યાં તેમણે એક પુરુષને મંત્ર સાધતો જોયો. આની નજર આ બેના ઉપર પડતાં આ સાધકે તેમને ઉત્તરસાધક થવા વિનવ્યા. તેમણે હા પાડી અને આ સાધકે પોતાનું કાર્ય સિદ્ધ કર્યું. પ્રસન્ન થઇ તેણે આ બે જણાને રૂપ ફેરવવાની વિદ્યા, અદૃશ્ય થવાનું અંજન, શત્રુના સૈન્યને મોહ પમાડી જીતવાની વિદ્યા તેમજ વિમાન બનાવવાની વિદ્યા એમ ચાર વિદ્યાઓ આપી અને તે સ્વધામ ગયો.

અનેક જનોને આ વિદ્યાઓથી આશ્ચર્યાંકિત કરતાં કરતાં એ બે મિત્રો 'બેનાતટ' નગરે આવી પહોંચ્યા. ત્યાં કંચુકીથી કામાતુર બનેલા નરપતિએ તેમના સ્વામિની હરિણાક્ષીનું હરણ કર્યું છે એ વાત સાંભળી તેઓ એ આ-આશ્ચર્ય જોવા માટે અંજન આંજી અંતઃપુરમાં આવ્યા. ત્યાં પતિના વિયોગ-થી આંસુ સારતી અને પોતાના હાથમાં હરિવાહન એવા અક્ષરોવાળી છબી સામે નજર રાખીને ઉદાસીન બેઠેલી વનિતા તેમના જોવામાં આવી. આ છબી જોતાં તેઓ ચેતી ગયા કે આ તો પોતાના મિત્રનું ચિત્રપટ છે. ઝટ તેમણે

તે અનંગલેખાના હાથમાંથી ઝુંટવી લીધું એટલે તેણે પારાવાર રુદન કર્યું. તેને દિલાસો આપવા તેમણે પટ પાછું આપ્યું અને પોતાની ઓળખાણ પણ કરાવી. તેની સાથે મસલત કરી તેઓ તેનાથી છૂટા પડ્યા.

તેઓ રાજા પાસે આવ્યા એટલે રાજાએ તેમને વશીકરણ વગેરે વિદ્યાઓના જાણકાર જાણી એકાન્તમાં લઇ જઇ અનંગલેખાને સદાને માટે વશ કરી આપવા કહ્યું. તેમણે રાજાને ચૂર્ણ આપ્યું અને કહ્યું કે આનું તિલક કરી તમે તે ત્રૈલોક્ય-તિલક તરુણી પાસે જશો તો તે તમારો બોલ ઉથાપશે નહિ. રાજાએ તો તરત જ તેમ કર્યું અને આ અનંગલેખાએ સંકેતાનુસાર તેની પ્રતિ એવો પ્રેમ દર્શાવ્યો કે કામાંધ રાજા ભાન ભૂલી ગયો. રાજાને વિશેષમાં તેણે નિવેદન કર્યું કે હું આપને સ્વાધીન જ છું એમ આપે સમજવું, પરંતુ મેં 'અષ્ટાપદ' તીર્થની યાત્રા કર્યા પછી ભોજન કરવાનો અભિગ્રહ લીધો છે તે આપ પૂર્ણ કરાવો. આ દુષ્કર કાર્ય કેમ કરવું એ વિચારથી રાજા મુંઝાતો હતો, પરંતુ પેલા બે મિત્રોએ વિમાન બનાવી રાજાના કોડ પૂરા પાડવા સૂચવ્યું. રાજાએ અધીરા થઇ કહ્યું કે તમે આજે ને આજે, હમણા ને હમણા અનંગલેખાને વિમાનમાં બેસાડી તેની ઇચ્છા પૂર્ણ કરો.

આ પ્રમાણેનો આદેશ મળતાં બે મિત્રોએ વિમાન બનાવ્યું અને અનંગલેખાને તેમાં બેસાડી તેઓ ઊંચે ઊંચે ઉડ્યા. રાજાએ કહ્યું કે વહેલા આવજો. આ મિત્રોએ જવાબ આપ્યો કે આશા રાખશો નહિ, કેમકે અમે હરિવાહન રાજાના મિત્રો છિયે અને એથી કરીને અનંગલેખાને લઇ ચાલ્યા જઇએ છિયે. અને હવે પાછા મળવાના મનોરથો તારા મનમાં જ મરી જાઓ. રાજા ગુસ્સે થયો અને પોતાના બાણાવલીઓને બાણથી આને વીંધી નાંખવા હુકમ કર્યો. આ તરફ ઘોર યુદ્ધ થયું, પરંતુ તેમાં રાજા હાર્યો અને તેની બે પુત્રીઓને આ મિત્રો ઉપાડી ગયા તે વધારામાં.

આકાશમાર્ગે તેઓ ઝટ હરિવાહન પાસે આવી પહોંચ્યા. એકાએક પ્રિય પત્નીનો તેમજ દિલોજાન દોસ્તદારોનો સમાગમ થવાથી હરિવાહનના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે પેલી બે કન્યાઓ પૈકી એક એક પોતાના આ પરમ મિત્રોને પરણાવી. ભેગા મળી પરસ્પર સુખદુઃખની વાર્તા કરી તેમણે એવો આનંદ અનુભવ્યો કે તેનું વર્ણન જ ના થઇ શકે.

વખત જતાં આ ત્રણે મિત્રોના માબાપે તેમને પોતાના નગરે પાછા બોલાવી લીધા. ઇન્દ્રદત્ત રાજાએ હરિવાહનને ગાદીએ બેસાડી આર્યસમુદ્ર મુનીશ્વર પાસે દીક્ષા લઇ આત્મ-કલ્યાણ કર્યું.

આ તરફ હરિવાહન સમ્યક્ત્વ પૂર્વક શ્રાવક-ધર્મ પાળે છે. એમ કરતાં કરતાં હજારો વર્ષ વીતતાં એક દિવસ કોઇ કેવલજ્ઞાની મુનિરત્ને તેના નગરના ઉદ્યાનને અલંકૃત કર્યું. પરિવાર સહિત રાજા ત્યાં ગયો અને તેણે એ મુનીશ્વરની મધુર અને ભવતારિણી દેશના સાંભળી. દેશના પૂર્ણ થતાં હરિવાહને મુનિરાજને પૂછયું કે મારૂં આયુષ્ય કેટલું બાકી છે? સર્વજ્ઞે ઉત્તર આપ્યો કે નવ પહોર જેટલું. આ સાંભળીને રાજા કંપવા લાગ્યો.[1] મારી શી ગતિ થશે એ વિચારે તેને મુંઝવી નાંખ્યો. સર્વજ્ઞે તેને કહ્યું કે ચિંતા ન કર; જો તારે તારી જાતનો ઉદ્ધાર કરવો હોય તો તું ભાગવતી દીક્ષા લે; કેમકે કહ્યું પણ છે કે—

"[2]अंतोमुहुत्तमित्तं, विहिणा विहिया करेइ पव्वज्जा ।
दुक्खाणं पज्जंतं, चिरकालकयाइ किं भणिमो ? ॥"

અર્થાત્ માત્ર અંતર્મુહૂર્ત સુધી પણ જો દીક્ષા વિધિ પૂર્વક પળાય તો તે દુઃખનો અંત આણે છે, તો પછી ઘણા કાળ સુધી જે દીક્ષા પળાય તેના લાભ વિષે તો કહેવું જ શું ?

આવાં વચન સાંભળી રાજા સંસારથી ઉદ્વેગ પામ્યો. તેણે સ્વસ્થાને આવી પોતાના પુત્ર વિમલવાહનને રાજ્ય સોંપ્યું. પછી પોતાના બે મિત્રો તેમજ પત્ની સાથે સર્વજ્ઞની પાસે ભાવથી દીક્ષા લીધી. આ ગુરુદેવે તો મને ઉગારી લીધો એવી નિર્મળ ભાવના ભાવતા તેમજ સંસારની અસારતા અને અનિત્યતા ચિંતવતા આ રાજર્ષિએ વખત પસાર કરવા માંડ્યો. એક વેળા માથામાં વેદના થઇ આવી, પરંતુ તેના ઇલાજનો વિચાર ન કરતાં તેઓ તો અશરણત્વ, એકત્વ ઇત્યાદિ ભવનાશિની ભાવના ભાવવામાં મગ્ન રહ્યા અને કાળ કરી 'સર્વાર્થસિદ્ધ'માં ઉત્પન્ન થયા. આ પ્રમાણે નિર્વેદના પ્રભાવથી તેઓ એકાવતારી અહમિન્દ્ર બન્યા. અહીંથી 'વિદેહ' ક્ષેત્રમાં અવતાર લઇ તેઓ અજરામર પદને પામશે. નિર્વેદ હો તો આવો હોજો.

**પદ્મશેખરનું ઉદાહરણ—**

'પૃથ્વીપુર'માં **પદ્મશેખર** નામે રાજા રાજ્ય કરતો હતો. **શ્રીવિનયંધર** સૂરિ પાસેથી જૈન દર્શનનું સ્વરૂપ સમજી તે ધર્મચુસ્ત બન્યો હતો. દરરોજ

---

૧ આથી નિમ્ન-લિખિત પદ્યની સત્યતા સમજાશેઃ—

" मस्तकस्थायितं मृत्युं, यदि पश्येदयं जनः ।
आहारोऽपि न रोचेत, किमुताकृत्यकारिता ? ॥ "

૨. છાયા—

अन्तर्मुहूर्तमात्रं विधिना विहिता करोति प्रव्रज्या ।
दुःखानां पर्यन्तं चिरकालकृतायाः किं भणामः ? ॥

સભામાં આવી તે જૈન મુનિઓના ગુણ ગાતો હતો. આ સાંભળીને ઘણા લોકો જૈન ધર્મ તરફ આકર્ષાતા. કેટલાક તો જૈન ધર્મમાં દૃઢ પણ બનતા. પરંતુ આ નગરમાં એક જય નામનો વાણીઓ રહેતો હતો તેને ગળે એ વાત ન ઉતરી કે અતિચંચળ ઇન્દ્રિય અને મન ઉપર કાબૂ રાખી શકાય છે. આથી તેને જૈન મુનિઓના [1]ગુણો તે રાજાની ડંફાસ છે એમ લાગતું. રાજાને આની ખબર પડી એટલે કોઈ ન જાણે તેમ તેણે પોતાનો લાખ સોનૈયા જેટલા મૂલ્યવાળો હાર એ વાણીઆના ડાબડામાં મૂકાવી દીધો. પછીથી નગરમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે મારો હાર ખોવાઈ ગયો છે, વાસ્તે જે તે આપી જશે તેને નિરપરાધી ગણી છોડી મૂકવામાં આવશે, પરંતુ જે નહિ આપી જાય અને જેના ઘરમાંથી તપાસ કરતાં તે નીકળશે તેને દેહાંત દંડની શિક્ષા થશે. ક્રમવાર તપાસ કરતાં રાજસેવકો જયને ઘેર પહોંચ્યા. ત્યાંથી તેમને હાર મળ્યો એટલે જયને ચોર તરીકે પકડી લાવી રાજા આગળ હાજર કર્યો. રાજાએ મોતની સજા ફરમાવી. આ સાંભળીને તેના કુટુંબીઓએ અનેક કાલાવાલા કર્યા. ત્યારે રાજાએ કહ્યું કે એક તેલનું ભરેલું પાત્ર એના હાથમાં હું આપું. તે લઈ એ આખા નગરમાં ૮૪ ચૌટે ફરી આવે, પરંતુ એક બિંદુ પણ જમીન ઉપર પડવા ન દે તો હું તેને જીવતો મૂકું.

મરણના ભયથી જયે તે વાત કબૂલ કરી. આ તરફ સુંદર વસ્ત્ર અને અલંકારથી સજ્જિત એવી ગણિકાઓનાં ઠામઠામ નાચ, મનોમોહક ગાયનો વગેરેનો પ્રબંધ કરવામાં આવ્યો. જયને આ વસ્તુઓ બહુ પ્રિય હતી, છતાં તેને આજે મન ઉપર કાબૂ રાખી પોતાનો જીવ બચાવવા એક પણ તેલનું બિંદુ ભૂમિ ઉપર પડવા દીધા સિવાય તે ૮૪ ચૌટે ફરીને રાજા સમક્ષ આવી ઊભો. રાજાએ હસીને કહ્યું કે કેમ ભાઈ ! તું તો કહેતો હતો ને કે ઇન્દ્રિયો અને મનને વશ રાખવાની વાત ટાઢા પહોરના ગપ્પા જેવી છે ? અને આજે તો તું જાતે તેને વશ રાખી શક્યો તેનું કેમ ? વાણીઓ આ સાંભળી શરમાઈ ગયો. રાજાએ તેને છોડી મૂક્યો. આ વાણીઓ પણ પ્રતિબોધ પામી જૈન ધર્મી બન્યો. એવી રીતે તો ઘણાને રાજાએ જૈન માર્ગી બનાવ્યા. આ પ્રમાણે

---

૧ કોઇ વંદન કરે તો જૈન મુનિ રાજી ન થાય અને કોઈ તિરસ્કાર કરે તો નારાજ ન થાય. વળી ચિત્તનું દમન કરી ધીરતા અને વીરતાને સેવે એવા જૈન મુનિઓ છે. આવા મુનિઓ જ સદ્‌ગુરુ ગણાય; કેમકે તેઓ પ્રમાદમાં પડતા જીવોનો ઉદ્ધાર કરે છે, પોતે પાપરહિત માર્ગે ચાલે છે, મુમુક્ષુ જનોને તત્ત્વોનું ભાન કરાવે છે, અને સકલ જીવોનું હિત કરવા સદા કટિબદ્ધ રહે છે. આવા ગુરુઓના બે પ્રકાર છેઃ—(૧) તપસ્વી અને (૨) જ્ઞાની. તેમાં તપસ્વી મુનિરત્નો વડના પાંદડાની પેઠે પોતાના આત્માને જ તારી શકે છે, જ્યારે જ્ઞાની મુનીશ્વરો તો વહાણ સમાન હોઈ પોતાને અને અન્યને પણ તારી શકે છે.

**પદ્મશેખર** રાજા જીવન સફળ કરી અંતમાં આયુષ્ય પૂર્ણ થતાં તે મરીને દેવ થયો.

   

**अन्यतीर्थिमते देवे, तथाऽन्यगृहीतार्हति ।**
**पूजनं वन्दनं त्याज्यं, मिथ्यामतविवर्धनम् ॥ १४२ ॥**

**કુતીર્થિકોના દેવના પૂજન-વંદનનો ત્યાગ—**

**શ્લો૦**—" તીર્થિકોએ માનેલા દેવને ઉદ્દેશીને તેમજ અન્યે ગ્રહણ કરેલ તીર્થંકર(ની પ્રતિમા આશ્રી)ને પૂજન અને વન્દન ત્યજવાં, કેમકે તે મિથ્યામતને વધારનાર છે."—૧૪૨

   

**सङ्ग्रामशूरवत् कार्या-ऽऽद्या द्वितीया तथा त्वया ।**
**यतना येन भो भव्य !, गमिष्यसि शिवालयम् ॥१४३॥**

**પહેલી અને બીજી યતનાનું ઉદાહરણ—**

**શ્લો૦**—" સંગ્રામશૂરની જેમ પહેલી અને બીજી યતના તારે કરવી કે જેથી હે ભવ્ય ! તું મોક્ષે જાય. "—૧૪૩

**સંગ્રામશૂરનું દૃષ્ટાન્ત—**

**સ્પષ્ટી૦**—'પદ્મખંડ' નગરમાં **સંગ્રામદઢ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના પુત્ર **સંગ્રામશૂર**ને શિકારે જવાની ખોટી લત લાગી હતી. તે સમજાવવા છતાં જ્યારે તેણે છોડી નહિ ત્યારે રાજાએ તેને પોતાના નગરમાં આવવાની મનાઇ કરી. આથી તે નગર બહાર એક પરૂં વસાવી રહ્યો. એક દિવસ કાર્ય પ્રસંગે તે પોતાના શિકારી કુતરાઓને મૂકીને બીજે ગામ ગયો. તેવામાં એક જૈન આચાર્ય ત્યાં આવી ચડયા. તેમને આના કારભારીઓએ કુતરાને બાંધી રાખવાની શાળામાં ઉતારો આપ્યો. આ આચાર્યે કુતરાઓને શિકાર ન કરવાનો સચોટ ઉપદેશ આપ્યો; તેથી તે કુતરાઓએ આજથી કોઇ પણ જીવનો અમારે વધ ન કરવો એવો નિયમ લીધો. કાલાન્તરે **સંગ્રામશૂર** કુતરાઓને સાથે લઇ શિકારે ગયો. સસલાં વગેરે જાનવરોને મારવા માટે તેણે કુતરાઓને ઉશ્કેરવામાં કચ્ચાસ ન રાખી, પરંતુ તે તો ચિત્રામણના કુતરાની જેમ ઊભા જ રહ્યા. આથી ચકિત થઇ **સંગ્રામશૂરે** કુતરાના રક્ષકોને

આનું કારણ પૂછ્યું. તેમણે જૈનાચાર્યના આગમનની વાત કરી. આથી રાજાએ અનુમાન કર્યું કે સૂરિના ઉપદેશનું આ ફળ હશે. કુતરાઓને પૂછતાં તેમણે ડોકું હલાવી એ વાત કબૂલ કરી. આ પ્રસંગથી રાજા સુધરી ગયો અને તેણે શિકારે જવાનું માંડી વાળ્યું. જૈનાચાર્યનો સમાગમ થતાં તેમની પાસે સુદેવ, સુગુરુ અને સુધર્મનાં લક્ષણોથી તે પરિચિત થયો. આથી તેનો પિતા રાજી થયો અને તેને પાછો બોલાવી યુવરાજપદ આપ્યું.

એક વેળા તેનો મિત્ર **મતિસાગર** પરદેશથી પાછો આવતાં તેને મળવા આવ્યો ત્યારે તેં કોઇ કૌતુક જોયું હોય તો તું નિવેદન કર એમ **સંગ્રામશૂરે** કહ્યું. મિત્ર બોલ્યો કે મહારાજ! વહાણમાં બેસી હું મધ્ય સમુદ્રે ગયો, ત્યારે એક ઊંચા કલ્પવૃક્ષની શાખામાં લટકતા હીંડોળામાં ઝૂલતી લાવણ્યવતી લલના એકાએક મારી નજરે પડી. આના વિશેષ દર્શન કરવાના ઇરાદાથી મેં વહાણ તે તરફ જલદી હંકાર્યું, પરંતુ ત્યાં જતાં તો કોઈ જોવામાં આવ્યું નહિ. મને લાગે છે કે તે યુવતિ દરિયામાં જ પેસી ગઈ હશે. આ સાંભળી યુવરાજે ત્યાં જઇ તપાસ કરવા વિચાર કર્યો. મિત્રને સાથે લઇ તે ત્યાં ગયો. આ દૃશ્ય તેના જોવામાં પણ આવ્યું, પરંતુ નજીક જઇ જુએ તો તે સુન્દરી મળે નહિ. તપાસ કરતાં કંઇ પત્તો ન ખાતાં તે નાગી તલવાર લઇને દરિયામાં કૂદી પડ્યો. તે જલકાંત મણિથી બનાવેલી સાત ભૂમિવાળી હવેલી સાથે અથડાયો, તોપણ જરા પણ ભય પામ્યા વિના તેણે અંદર પ્રવેશ કર્યો અને છેક તળીએ સાતમી ભૂમિકાએ જઈ પહોંચ્યો. ત્યાંના હૃદયંગમ દેખાવથી પ્રફુલ્લિત થઇ તે આમ તેમ ફરે છે એટલામાં તો મનોરંજક સૂક્ષ્મ વસ્ત્ર ઓઢીને સૂતેલી તે જ સુન્દરી તેની દૃષ્ટિએ પડી. આથી અતિપ્રસન્ન થઇ તે ત્યાં ગયો અને તેણે ઉપરનું વસ્ત્ર ધીમે રહીને ઉપાડી લીધું. આથી લજ્જાથી બેઠી થઇ હસતે મુખે સ્નેહ પૂર્વક તે તરુણીએ રાજકુમારને પોતાની નજીક આસન આપ્યું અને તેના વંશાદિનો વૃત્તાન્ત પૂછ્યો. રાજકુમારે અવસરોચિત વચનોથી તેને રાજી કરી તેની હકીકત જણાવવા સૂચવ્યું.

તે કમલાક્ષીએ કહેવા માંડ્યું કે 'વૈતાઢ્ય' પર્વતની દક્ષિણ શ્રેણિમાં આવેલા 'વિદ્યાપુર' નગરના **વિદ્યુત્પ્રભ** રાજાની હું **મણીમંજરી** નામની કન્યા છું. મને જોબનવંતી જોઇને મારા પિતાએ અનેક નૈમિત્તિકને પૂછ્યું કે આનો કોણ વર થશે? નૈમિત્તિકે ઉત્તર આપ્યો કે સમુદ્રમાં જલકાન્ત મણિથી મહેલ બનાવી કલ્પવૃક્ષની શાખામાં લટકતા હીંડોળા ઉપર આને બેસાડી રાખો. ત્યાં **સંગ્રામદઢ (સુરસેન)** રાજાનો પુત્ર **સંગ્રામશૂર** આવી ચડશે અને એ એનો વર થશે. હે પ્રિય! આજે ઘણા સમયે આ વૃત્તાન્ત સાચો પડ્યો છે એ જાણી મને પરમ આનંદ થાય છે.

આ સમયે હાથમાં નાગી તલવાર ઝળકાવતો પ્રૌઢ દેહવાળો અને અતિશય ભયંકર દેખાવનો એક રાક્ષસ ત્યાં ઓચિંતો આવી દારુણ સ્વરે મોટેથી બોલી ઊઠયો કે હે મૂર્ખ ! શુ તું આ અબલાને પરણવાની ઇચ્છા રાખે છે? જોતો નથી કે હું આજે સાત સાત દિવસ થયા ક્ષુધાતુર છું ? વાસ્તે આજે તો તારા દેખતાં આ કન્યાને ખાઇ જઈશ. આમ કહી તેણે તે કુમારીને પગથી ગળવા માંડી. યુવરાજથી રહેવાયું નહિ એટલે તેણે તરવારથી તેના ઉપર ઘા કર્યો, પરંતુ તેની કંઇ અસર ન થતાં ઉલટી તરવાર ખંડિત થઇ ગઈ. આથી તેણે બાહુયુદ્ધ કરવા કમર કસી; પરંતુ તેમાં પણ તેનો દહાડો વળ્યો નહિ અને ઉલટો તે શક્તિહીન થયો તે ફોગટમાં. રાક્ષસે તેને કહ્યું કે કેમ મારૂં જોર જોયું ? આ યુવતિની સ્થૂલકાયા નામની દાસી છે તે જો તું મને ખાવા આપે તો હું તમને બેને છોડું. કુમારે કહ્યું કે હું જૈન છું એટલે પ્રાણાન્તે પણ આ કામ હું કરનાર નથી. આ સાંભળી રાક્ષસે કહ્યું કે તારે તું એમ કર કે મારા ગુરુ ચરક પરિવ્રાજકાચાર્યને વન્દન કરવા ચાલ એટલે હું તમને ત્રણેને છોડી દઈશ. યુવરાજે કહ્યું કે મારાથી એ કામ નહી બની શકે. હું ગમે તેવા સાધુને નમન કરનાર નથી. રાક્ષસે કહ્યું ખેર ! ત્યારે તું મારા મંદિરમાં વિષ્ણુની મૂર્ત્તિ બિરાજે છે ત્યાં એક જૈન મૂર્ત્તિ પણ છે તેને તો પ્રણામ કરીશ ને ? કુમાર તેમ કરવા તૈયાર થઇ તેની સાથે ચાલ્યો. જઇને જુએ તો તે બૌદ્ધ મૂર્ત્તિ નીકળી. એટલે તેને પ્રણિપાત કર્યા વિના તે પાછો ફર્યો. રાક્ષસને કહ્યું કે મને તારા ઉપરથી ભરોસો ઊઠી ગયો છે, વાસ્તે તારૂં એક પણ વચન હું માન્ય કરનાર નથી. આથી રાક્ષસે ફરીથી પેલી પ્રમદાને ગળવા માંડી. આમ થતાં રુદન કરી તે કહેવા લાગી કે હે પ્રાણપ્રિય ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. કુમારે કશું ગણકાર્યું નહિ અને આ તરફ રાક્ષસ છેક તેને ગળા સુધી ગળી ગયો. એક વાર ફરીથી રાક્ષસે કુમારને કહ્યું કે બોલ હજી પણ દાસી અને તેમ નહિ તો એક બકરૂં મને ખાવા આપે તો આને છોડી દઉં; નહિ તો આના પછી તારો વારો આવ્યો સમજજે. કુમાર ચીડાઇને બોલ્યો કે વારે વારે શું પૂછ્યા કરે છે? તારે જે કરવું હોય તે કરી નાંખ એટલે થયું; હું કંઇ મોતથી ડરતો નથી. આ સાંભળી રાક્ષસ મટી તે દેવ થયો અને તેણે તેની સાત્ત્વિક વૃત્તિને વખાણી. વિશેષમાં તારે જે જોઇએ તે માગી લે એમ પણ કહ્યું. કુમારે કંઇ ન માગ્યું એટલે તેના ગુણાનુવાદ ગાતો દેવ બોલ્યો કે ઇન્દ્ર મહારાજે ધાર્મિક વિષયમાં તારી દૃઢતા સંબંધી જે પ્રશંસા કરી હતી તે હું મિથ્યાત્વી હોવાથી મારે ગળે ન ઉતરી; આથી અહીં આવી મેં તારી આવી આકરી પરીક્ષા લીધી છે. સાચા દેવ-ગુરુ વિષેની તારી શ્રદ્ધા જોઇ હું પણ સમ્યક્ત્વ ધારણ કરૂં છું. પછી યુવરાજ અને યુવતિનો ગાંધર્વ-વિવાહ કરી એ દેવ દેવલોકમાં ગયો.

ત્યાર બાદ રાજકુમાર પોતાની પ્રિયા સાથે સ્વદેશ આવ્યો અને ત્યાં ધામધૂમથી તેની સાથે વિધિસર તેણે લગ્ન કર્યું. તેની સાથે પાંચે ઇન્દ્રિયોના વિષય-સુખ ભોગવતા આ રાજકુમારને રાજ્ય આપી તેના પિતાએ દીક્ષા લીધી. આ **સંગ્રામશૂરે** જીવન પર્યંત શ્રાવક-ધર્મ પાળ્યો અને આયુષ્ય પૂર્ણ થતાં તે પાંચમે દેવલોકમાં એકાવતારી દેવપણે ઉત્પન્ન થયો. હોજો સહસ્રશઃ ધન્યવાદ આ રાજવીની સાચી શ્રદ્ધાને-શુદ્ધ યતનાને.

   

**मिथ्यात्वासक्तचित्तैर्भोः, सहालापविवर्जनम् ।**
**संलापवर्जनं कार्यं, तृतीया स्याच्चतुर्थी च ॥ १४४ ॥**

**ત્રીજી અને ચોથી યતનાનું સ્વરૂપ—**

શ્લો૦—" હે ભદ્ર ! મિથ્યાત્વને વિષે આસક્ત મનવાળા ( માનવીઓ ) સાથે આલાપ અને સંલાપ ત્યજી દેવા તે ( અનુક્રમે ) ત્રીજી અને ચોથી યતના છે. "–૧૪૪

   

**सकृद् वा बहुवारं न, पात्रबुद्ध्याऽशनादिकम् ।**
**सद्दालपुत्रवद् देयं, पञ्चमी षष्ठ्यनुक्रमात् ॥ १४५ ॥**

**પાંચમી અને છઠ્ઠી યતનાનું ઉદાહરણ—**

શ્લો૦—" પાત્રની બુદ્ધિથી **સદ્દાલપુત્ર**ની જેમ ભોજન વગેરે એક વાર તેમજ અનેક વાર ન આપવું તે અનુક્રમે પાંચમી અને છઠ્ઠી યતનાઓ છે. "–૧૪૫

**સદ્દાલપુત્રનો વૃત્તાન્ત--**

સ્પષ્ટી૦—' પોલાસપુર ' નામનું એક નગર હતું. તેની પાસે 'સહસ્રાવન' નામનું ઉદ્યાન હતું. ત્યાં **જિતશત્રુ** રાજા રાજ્ય કરતો હતો. આ નગરમાં **સદ્દાલપુત્ર** નામનો કુંભાર વસતો હતો. તેણે આજીવિક મતના સિદ્ધાન્તો સાંભળ્યા હતા, તેનો અર્થ તે સમજ્યો હતો, તેનું તેણે મનન પણ કર્યું હતું અને અસ્થિ અને મજ્જા વચ્ચે જેવી પ્રીતિ છે તેવા પ્રેમથી તે સિદ્ધાન્તોનો તે આદર કરતો હતો. એના મનથી આજીવિક સંપ્રદાય એ સાચો હતો; એ સર્વોત્તમ સત્ય હતું અને બાકી બધા સંપ્રદાયો અસત્યના અવતાર હતા. એક કોટિ હિરણ્ય નિધાનમાં, કોટિ સુવર્ણ વ્યાજે મૂકેલ, એક કોટિ સુવર્ણ જેટલી કીંમતની સ્થાવર મિલ્કત, દશ હજાર ગાયનું એક વ્રજ એટલી એની સંપત્તિ

હતી. એની પત્નીનું નામ **અગ્નિમિત્રા** હતું. 'પોલાસપુર'ની બહાર માટીનાં વાસણોની એની પાંચસે દુકાનો હતી. વેતનને બદલે ભોજન આપી તે અનેક માણસો પાસે દરરોજ ઘડા, કળશ વગેરે જુદી જુદી જાતનાં માટીનાં વાસણો તૈયાર કરાવતો હતો અને બીજા કેટલાક માણસોને કામ બદલ ભોજન પૂરૂં પાડી તેમની મારફત તે વેચાવતો હતો.

એક દહાડો **સદ્દાલપુત્ર**ની પાસે એક દેવ આવ્યો અને કહેવા લાગ્યો કે હે દેવાનુપ્રિય ! આવતી કાલે સંપૂર્ણ જ્ઞાની, ત્રિકાલવેત્તા, સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રૈલોક્ય વડે પૂજિત, વંદન, સત્કાર અને સેવા કરવા લાયક મહામાહન જિન આવશે તો તેમની તું ભક્તિ પૂર્વક પૂજા, ઉપાસના વગેરે કરજે અને તેમને પીઠ, ફલક, શય્યા, સંસ્તારક વગેરે આપજે. આ પ્રમાણે બીજી અને ત્રીજી વાર કહીને તે દેવ ચાલતો થયો.

**સદ્દાલપુત્ર** આથી એમ સમજ્યો કે મારા ધર્માચાર્ય ધર્મોપદેશક **મંખલિપુત્ર ગોશાલક** આવનાર છે, પરંતુ સવાર પડતાં તો એને બદલે શ્રમણ **મહાવીર** પધાર્યા. આ ખબર પડતાં તે વંદન કરવા ગયો, અને તેણે તેમની ધર્મદેશના સાંભળી. પછી **મહાવીર** પ્રભુએ તેને કહ્યું કે ગઇ કાલે બપોરના એક દેવે મારા આગમનની તને ખબર આપી હતી એ વાત સાચી છે ને ? **સદ્દાલપુત્રે** હા કહી અને પોતાની દુકાનો જ્યાં હતી ત્યાં પધારવા તેણે પ્રભુને વિનતિ કરી. પ્રભુએ એ પ્રાર્થના સ્વીકારી.

એક દહાડો **સદ્દાલપુત્ર** પોતાની દુકાનની અંદરથી ઘડા, કળશ વગેરે વાસણો બહાર કાઢતો હતો. તે જોઇને **મહાવીરે** તેને પૂછ્યું કે આ વાસણો કેવી રીતે તૈયાર થાય છે ? **સદ્દાલપુત્રે** જવાબ આપ્યો કે પ્રથમ માટી લાવી, તેને પાણીથી પલાળી, મસળી, તેને રાખ વગેરે સાથે બરાબર મેળવી, પિંડ તૈયાર કરી, તેને ચાક ઉપર ચઢાવી, જુદી જુદી જાતનાં વાસણો બનાવાય છે. પ્રભુએ પૂછ્યું કે આમાં કંઇ પુરુષાર્થ, પરિશ્રમ, ઉદ્યમ સેવવો પડે છે કે બધું એમ ને એમ જ તૈયાર થઇ જાય છે ? કુંભારે ઉત્તર આપ્યો કે પુરુષાર્થ વિના એ તૈયાર થાય છે, કેમકે પુરુષાર્થ ઉદ્યમ જેવું કાંઇ છે જ નહિ; બધી ચીજો સર્વથા નિયત થયેલી છે. આ સાંભળી **મહાવીરે** તેને ફરી પ્રશ્ન કર્યો કે કોઇ માણસ આ તારાં વાસણ ચોરી જાય કે એમાં છિદ્ર પાડે કે ભાંગીને તેના ટુકડા કરે અને ભાંગી જાય તેવે સ્થળે મૂકી દે અથવા તો તારી પત્ની **અગ્નિમિત્રા** સાથે અમર્યાદિત વર્તન કરે તો તેને તું શી સજા કરે ? **સદ્દાલપુત્રે** જવાબ આપ્યો કે હું એને શાપ આપું, મારૂં, દોરડાથી બાંધું, બીવડાવું, દમ ભરાવું અને જરૂર જણાય તો એનો જાન પણ લઉં. પ્રભુએ કહ્યું કે ઉદ્યમ

પુરુષાર્થ જેવી ચીજ ન હોય અને બધું સર્વથા નિયત હોય તો ઉપર કહેલી બીના બને જ નહિ, પરંતુ તેમ બનવું શક્ય છે; આથી જે તું નિયતિવાદ માને છે તે ઠીક નથી. આ વાત **સદ્દાલપુત્ર**ને ગળે ઉતરી અને તેણે **કામદેવ** મહાશ્રાવકની પેઠે પ્રભુ પાસે શ્રાવકનાં વ્રતો સ્વીકાર્યાં. પોતાની પત્નીને પણ પ્રભુને પ્રણામ કરવા મોકલી અને તેને પણ શુદ્ધ શ્રાવિકાનાં વ્રતો લેવડાવ્યાં.

કાલાંતરે શ્રમણ ભગવાન્ **મહાવીર** અન્યત્ર વિહાર કરી ગયા. આ તરફ **ગોશાલક**ને ખબર પડી કે **સદ્દાલપુત્રે** આજીવિક સિદ્ધાન્તોને જલાંજલિ આપી નૈર્ગ્રન્થિક સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો છે. આથી હું ત્યાં જાઉં અને એને ફરીથી મારો અનુયાયી બનાવું એમ વિચારી તે **સદ્દાલપુત્ર** જ્યાં રહેતો હતો ત્યાં આવ્યો, પરંતુ આ તો શાંત બેસી રહ્યો, એણે તો ઊભા થઇને કે સામે જઇને તેનો જરા પણ આદર સત્કાર કર્યો નહિ. આથી પીઠ, ફળક વગેરે જરૂરી વસ્તુઓ મેળવવાના ઇરાદાથી **ગોશાલકે મહાવીર**ની પ્રશંસા કરતાં કહ્યું કે તે મહામાહન છે, તે મહાગોપ છે, તે મહાસાર્થવાહ છે તે મહાધર્મ-કથી છે, તે મહાનિર્યામક છે. આ બધાં વિશેષણો કેવી રીતે **મહાવીર**ને ઘટે છે તે **સદ્દાલપુત્રે** પૂછી જોયું અને તેનો યોગ્ય ખુલાસો સાંભળી તેણે **ગોશાલક**ને પૂછ્યું કે તું મારા ધર્મોપદેશક **મહાવીર** સાથે ચર્ચા કરવા સમર્થ છે? **ગોશાલકે** તેની ના પાડી અને કહ્યું કે **મહાવીર**માં પ્રમાણો, યુક્તિઓ વગેરે રજુ કરવાની જેવી શક્તિ છે તેવી મારામાં નથી. આ પ્રમાણેની ખરી હકીકત તેમજ **મહાવીર**નું ગુણોત્કીર્તન સાંભળીને **સદ્દાલપુત્ર** રાજી થયો અને તેણે **ગોશાલક**ને ઉતારો આપવા તેમજ યોગ્ય વસ્તુઓ પણ આપવા હા પાડી, પરંતુ સાથે સાથે ઉમેર્યું કે આ કંઇ ધર્મ કે તપનાં વિધાનરૂપ તું સમજતો નહિ. આ સાંભળી **ગોશાલક સદ્દાલપુત્રે** જ્યાં ઉતારો આપ્યો હતો ત્યાં ગયો. ત્યાં ગયા પછી **સદ્દાલપુત્ર**ને પોતાના પક્ષમાં લેવા માટે સમયાનુસાર તેણે તેની સાથે ઘણીએ ચર્ચાઓ, દલીલો કરી; પરંતુ જ્યારે તેનું કંઇ વળ્યું નહિ ત્યારે તે ચાલતો થયો.

ત્યારબાદ ચૌદ વર્ષ સુધી **સદ્દાલપુત્રે** પોતાના નિયમો પાળ્યા. પરંતુ ત્યાર પછી એક દિવસે તે પૌષધ-શાળામાં ગયો હતો ત્યાં મધ્ય રાત્રિએ એક દેવે આવી તેને અનેક ઉપસર્ગો કર્યા. ઘણાખરાની તો તેણે જરા પણ દરકાર ન કરી. ત્યારે અંતમાં તેણે એવી ધમકી આપી કે જો તું તાર નિયમોને નેવે નહિ મૂકે તો હું તારા ઘરમાંથી તારી ગૃહિણી **અગ્નિમિત્રા**ને ખેંચી લાવી, તારી સમક્ષ તેને મારી નાંખી, તેના માંસના નવ ટુકડાઓ કરી, તેને રાંધીને એ માંસ અને લોહીનો તારા શરીર ઉપર છંટકાવ કરીશ.

આથી સદ્દાલપુત્ર ગભરાયો નહિ, પરંતુ બીજી અને ત્રીજી વાર જ્યારે દેવે આ પ્રમાણે કહ્યું ત્યારે તેને ક્ષોભ થયો અને તેણે વિચાર કર્યો કે આને મારે આમ કરતાં અટકાવવો જોઇએ. આમ વિચારી તે એકદમ ઊઠયો અને મોટેથી બૂમો પાડવા લાગ્યો. આ સાંભળીને અગ્નિમિત્રા દોડી આવી અને તેને શાંત પાડયો. આ બદલ તેણે પ્રાયશ્ચિત્ત લીધું અને સમય મળતાં શ્રાવકોની અગ્યાર પ્રતિમા વહન કરી. કાલાંતરે આયુષ્ય પૂર્ણ થતાં તે 'અરુણચ્છાય'માં દેવ તરીકે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી 'મહાવિદેહ'માં ઉત્પન્ન થઇ તે મોક્ષે જશે.

   

**अपवादे खलु प्रोक्ता, आकाराः षड्विधा जिनैः ।**
**भूपतिगणकान्तार–वृत्तिगुरुसुराग्रहाः ॥ १४६ ॥**
**षष्ठो बलाभियोगश्चो–त्सर्गस्थैर्नैव सेविताः ।**
**व्रतभङ्गान्महद् दुःखं, जीवनं यत् पुनः पुनः ॥१४७॥–युग्मम्**

છ આકાર—

શ્લો૦–" અપવાદને વિષે જિનેશ્વરોએ (૧) રાજા, (૨) ગણ, (૩) કાન્તારવૃત્તિ, (૪) ગુરુ અને (૫) દેવ અને છઠ્ઠો આગ્રહ (બળાભિયોગ) એમ છ પ્રકારે જે આકાર (આગાર) કહ્યા છે તે ઉત્સર્ગ (માર્ગ)માં રહેલા જીવો સેવતા નથી; કેમકે વ્રતના ભંગથી મહાદુઃખ છે, જ્યારે જીવન તો ફરી ફરીને (મળી શકે) છે."–૧૪૬–૧૪૭

   

**कोशा सुधर्मभूभृच्चा–च्चङ्कारी सुलसस्तथा ।**
**नमिः सुदर्शनो ज्ञेया, ज्ञातेषु बुद्धिशालिना ॥ १४८ ॥**

છ આકારનાં ઉદાહરણો—

શ્લો૦—" બુદ્ધિશાળીએ (આ છ આગારોના) દૃષ્ટાંત તરીકે કોશા, સુધર્મ ભૂપતિ, અચ્ચંકારી, સુલસ, નમિ અને [1]સુદર્શન એ (નામો) જાણવાં."–૧૪૮

૧ આના વૃત્તાન્ત માટે જુઓ પૃ. ૧૮૧–૧૮૪.

## કોશા ગણિકાનો વૃત્તાન્ત—

**સ્પષ્ટી૦**—આ ગણિકા સંબંધી કેટલોક ઉલ્લેખ 'સ્થૂલભદ્રનું ચરિત્ર' એ કથાનક ( પૃ. ૧૮૪–૧૯૧ )માં આપણે કરી ગયા છીએ. અહીં તો ૧૮૮ મા પૃષ્ઠમાં નિર્દેશેલ રથકારનો પ્રસંગ વર્ણવવો પ્રાસંગિક છે એટલે તેનું ટુંકમાં નીચે મુજબ વર્ણન કરીશું:—

બાર વ્રતો અંગીકાર કર્યા પછી **કોશા** ગણિકા કોઇ પણ પુરુષ સાથે વિષયનું સેવન કરતી નથી એ વાત રૂપમાં કામદેવ જેવા એક રથકારના જાણવામાં આવી ત્યારે તેનું વ્રત ખંડિત કરાવવા માટે તે **નંદ** રાજાની આજ્ઞા લઇ એને ઘેર આવ્યો. આ **કોશા**નું મન રંજન કરવા માટે બેઠા બેઠા તેણે એક આંબાના ઝાડની લુંબ ઉપર એક બાણ માર્યું. ધનુર્વિદ્યામાં નિષ્ણાત આ રથકારે એ બાણનું અનુસંધાન કરે તેવું બીજું બાણ છોડયું. એના અનુસંધાનાર્થે ત્રીજું, વળી તેના અનુસંધાનાર્થે ચોથું એમ બાણ ઉપર બાણ છોડી તેની લાકડી જેવી રચના કરી ત્યાંને ત્યાં રહીને તેણે એ લુંબ પકડી લીધી. આ પ્રમાણેની પોતાની ચતુરતા રથકારે આ ચતુરાને દર્શાવી, પરંતુ આ કામિનીનું મન જરા પણ એથી પીગળ્યું નહિ. વિશેષમાં જોકે બાર વ્રતો ગ્રહણ કર્યા ત્યારે **કોશા**એ એટલી છૂટ રાખી હતી કે રાજા અથવા રાજાના મોકલેલ માણસ સાથે વિષયસેવન કરવું પડે તો તે નિભાવી લેવું તોપણ અતિશય રૂપથી અલંકૃત, ધનુર્વિદ્યાની અત્યુત્તમ કલામાં પ્રવીણ તેમજ રાજાની આજ્ઞાથી આવેલા રથકારની સાથે પણ **કોશા**એ પ્રવીચાર ન જ સેવ્યો. ઉલટું તેના અભિમાનને ખંડિત કરવા માટે સરસવનો ઢગલો કરી, તેમાં એક સોય ખોસી, તે ઉપર એક ફૂલ મૂકી **કોશા**એ નાટક કરી પોતાની કુશળતા બતાવી અને રથકારને પ્રતિબોધ પમાડવા કહ્યું કે આંબાની દૂર રહેલી લુંબ તમે પકડી તે કળા કે મારી આ નૃત્ય–કળા દુષ્કર નથી, પરંતુ મહાત્મા **શ્રીસ્થૂલભદ્ર** મુનીશ્વર વનિતારૂપ વનમાં પ્રમાદ ન પામ્યા તે જ દુષ્કર છે. આ પ્રમાણે સમજાવી રથકારને વિષયથી વિરક્ત બનાવી **કોશા**એ દીક્ષા અપાવી કે જે પાળીને તેઓ સ્વર્ગે સંચર્યા.

## સુધર્મ રાજાની કથા—

'પંચાલ' દેશમાં એક વેળા **સુધર્મ** રાજા રાજ્ય કરતો હતો. એક દહાડો એક સેવકે આવી તેને ખબર આપી કે **મહાબળ** નામનો ચરટ ( ભિલ્લ ? ) આપણી પ્રજાને પીડે છે અને આપણા ગામોનો નાશ પણ કરે છે. આ સાંભળી રાજા મોટું લશ્કર લઇ તેની સામે ગયો અને ત્યાં જઇ તેને

દશાવી દીધો. ત્યાંથી પાછા ફરી શુભ મુહૂર્તે તે પોતાના ગામમાં દાખલ થવા જતો હતો એવામાં ત્યાંનો દરવાજો તૂટી પડ્યો. આને અપશુકન ગણી ગામ બહાર તેણે નિવાસ કર્યો. દરવાજો તૈયાર થતાં સુમુહૂર્તે તે ગામમાં દાખલ થવા ગયો, પરંતુ આ ફેરી પણ એ દરવાજો તૂટી પડ્યો. વળી ત્રીજી વાર તે નવો કર્યો, પરંતુ તેની પણ એ જ દશા થઇ. આથી રાજાએ પોતાના દીવાનને પૂછ્યું કે આમ ઘડી ઘડી દરવાજો કેમ તૂટી જાય છે? દીવાન 'ચાર્વાક' મતવાળો હોવાથી તેણે કહ્યું કે મહારાજ! જો આપ આપને હાથે એક પુરુષનું બલિદાન આપો તો આ દરવાજો સ્થિર થાય, કેમકે એ દરવાજાનો અધિષ્ઠાયક દેવ કોઇક કારણથી કોપાયમાન થયેલો છે. રાજા જૈન ધર્મી હોવાથી તેણે તેમ કરવા ના પાડી. વિશેષમાં તે બોલ્યો કે બલિદાન આપ્યા વિના જવાય તેમ ન હોય તો મારે આ ગામમાં જવાની કશી જરૂર નથી, કેમકે હું આવી હત્યા કરવા તૈયાર નથી? એવું સોનું શા સારૂ પહેરવું કે જેથી કાન તૂટી પડે ? વળી હે દીવાન ! શું તને ખબર નથી કે જે રાજા જીવિત, બળ અને આરોગ્યને ચહાતો હોય તેણે હિંસા કરવી નહિ; અને જો કોઇ તેમ કરતું હોય તો તેને તેમ કરતા અટકાવવો આવો રાજાનો ધર્મ છે.

દીવાને જોયું કે રાજા માને તેમ નથી એટલે આડું અવળું સમજાવી તેણે મહાજનને તૈયાર કર્યું. મહાજને રાજાની પાસે આવી કહ્યું કે હે મહારાજ! જે કરવાનું છે તે બધું અમે કરીશું; આપ કેવળ અનુજ્ઞા આપો એટલે થયું. રાજાએ કહ્યું કે પ્રજા જે પાપ કે પુણ્ય કરે છે તેનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે, તેથી હું બલિદાન માટે આજ્ઞા આપીશ નહિ. મહાજને કહ્યું કે એનું સર્વ પાપ અમે અમારે માથે વહોરી લઇએ છીએ અને આપને સર્વથા મુક્ત રાખીએ છીએ. આમ ઘણી રકઝક કરી આખરે મહાજને રાજાની રજા મેળવી લીધી. પછી ઉઘરાણું કરી ઘણું ધન ભેગું કરી મહાજને એક સુવર્ણમય પુરુષ તૈયાર કરાવ્યો. તેને એક ગાડામાં મૂકી આખા નગરને ખબર આપી કે જે કોઇ માતા પોતાના પુત્રને પોતાના હાથે ઝેર આપશે અને જે પિતા પોતાના પુત્રનું પોતાના હાથે ગળું કાપી આપશે તેને આ સુવર્ણનો બનેલો પુરુષ આપવામાં આવશે. આ સાંભળતાં આખા નગરમાં હાહાકાર થઇ ગયો. કોઇ આવું નીચ કૃત્ય કરવા તૈયાર થયું નહિ. કેટલાક દિવસ વીત્યા બાદ એક મહા-દરિદ્રી અને નિર્દય વરદત્ત અને તેની નિર્લજ્જ રુદ્રદત્તા પત્ની આ અધમ કાર્ય કરવા માટે તૈયાર થયાં. આ દંપતીએ પેટનો ખાડો પૂરવાની મુશ્કેલીમાંથી બચવા માટે અને તવંગર થવાની લાલચે પોતાના સાત પુત્રમાંથી સૌથી નાના પુત્રને

આપવા કબૂલાત આપી. તેઓ પોતાના જ પુત્રના પ્રાણ લઇ ધન મેળવવા માટે મહાજન સહિત પેલે દરવાજે આવ્યાં. પુત્રને સ્નાન કરાવી તેને ચંદનનો લેપ લગાડી સારાં વસ્ત્રોથી શણગારી અને પુષ્પમાલ પહેરાવી દરવાજા આગળ જ્યાં રાજા ઊભો હતો અને જ્યાં આખા ગામના લોકો ભેગા થયા હતા ત્યાં ગાજતે વાજતે લાવવામાં આવ્યો. આ વખતે આ બાળક હસવા અને નાચવા કૂદવા લાગ્યો. તે જોઇ રાજાએ કહ્યું કે હે મૂર્ખ! તારા મરણની નોબત વાગી રહી છે તેનું તને કંઇ ભાન છે કે? આ વખત હસવાનો કહેવાય કે રડવાનો? છોકરાએ જવાબ આપ્યો કે મહારાજ! જ્યાં સુધી ભય નજીક ન હોય ત્યાં સુધી તેનાથી બીવું લેખે ગણાય, પરંતુ જ્યાં ભય માથા ઉપર આવી ખડો થાય પછી એનાથી બીવું તે શા કામનું? ખાંડણીમાં માથું મૂકયા પછી ધબકારાથી બીવું શું? વળી જેનું શરણ લેતાં દુઃખ દૂર થવું જોઇએ તે જ જ્યારે દુઃખ દેવા તૈયાર થાય ત્યારે એ દુઃખની વાત કોને કહેવી? વાડ જ ચીભડાં ચોરે ત્યારે ફરિયાદ કરવાથી શું? પિતા મારે તો બાળક માતાનું શરણ લે; માતા મારે કૂટે તો પિતાની પાસે તે જાય; બંનેથી ઉદ્વેગ પામેલ બાળક મહાજન પાસે રાવ લઇ જાય; ત્યાંથી પણ ઇન્સાફ ન મળે તો તે રાજા પાસે ન્યાય માંગે. હવે રાજન્! અહીં વિચારશો તો મારી સગી મા મને ઝેર આપવા તૈયાર થઇ છે, મારો પિતા મારૂં ગળું કાપવા ઉત્કંઠિત બન્યો છે, મહાજન મૂલ્ય આપી આવા અનર્થને પોષી રહ્યું છે અને આપ ખુદ રાજા આના પ્રેરક બન્યા છો ત્યારે હવે મારે કોને શરણે જવું?

આ સાંભળીને રાજાનું ફૂટી ગયેલું હૈયું ઠેકાણે આવ્યું. એનું બહેર મારી ગયેલું મગજ કામ કરવા લાગ્યું. તેણે ઝટ મહાજનને સૌ કોઇ સાંભળે તેમ સાફ સાફ કહી દીધું કે મારે આ ગામમાં દાખલ થવું જ નથી. હું તેમ કરૂં તો આવા નિર્દોષ બાળકનો ઘાટ ઘડાય ને? રાજાએ બાળકને અભયદાન દઇને છોડી મૂકયો. રાજાનું આ પ્રકારનું ધૈર્ય જોઇને અત્યાર સુધી તેની પરીક્ષા કરવા પ્રેરાયેલો દેવ પ્રકટ થયો અને તેણે કહ્યું કે મહારાજ! મારા તરફથી આપને જે તકલીફ ઊઠાવવી પડી છે તેની હું ક્ષમા યાચું છું. પેલો દરવાજો બરાબર તૈયાર કરી તે ચાલતો થયો અને રાજાએ સુખેથી ગામમાં પ્રવેશ કર્યો.

આ ઉપરથી જોઇ શકાય છે કે સમગ્ર મહાજનનો અનુરોધ હોવા છતાં—ગણાનુયોગરૂપ આકાર હોવા છતાં રાજાએ જીવ-ઘાત જેવું અનુચિત કાર્ય ન જ કર્યું અને પોતાના ધર્મને દીપાવ્યો.

**અચ્ચંકારી ભટ્ટાનો પ્રબંધ—**

'ક્ષિતિપ્રતિષ્ઠિત' નગરમાં **ધન્ના** અને તેની પત્ની **ભટ્ટા** વસતાં હતાં. આ દંપતીને આઠ પુત્રો ઉપર **ભટ્ટ** નામની એક પુત્રી હતી. તે જન્મથી રીસાળ સ્વભાવની હતી, તેથી તેના પિતાએ ઘરમાં અને બહાર તેને કોઇએ ચુંકારો ન કરવો એવો ઠરાવ કર્યો. આથી આ છોકરીનું **અચ્ચંકારી ભટ્ટા** એવું નામ પડી ગયું. એક તો પહેલેથી જ આ લાવણ્યના ભંડારરૂપ હતી અને તેમાં વળી યૌવન ખીલ્યું એટલે પછી એના સૌન્દર્યમાં કંઇ મણા રહે ખરી?

એક વેળા તેનું મનોમોહક રૂપ જોઇ દીવાને **ધન્ના** શેઠ પાસે આની માગણી કરાવી. એના ઉત્તરમાં એ શેઠે કહ્યું કે મારી પુત્રીના વચનનું કદાપિ ઉલ્લંઘન નહિ કરવાની વાત દીવાન કબૂલે તો મને વાંધો નથી. તેણે આ વાત કબૂલ કરી; આથી **અચ્ચંભટ્ટાને** તેની સાથે પરણાવવામાં આવી.

આ દંપતીનો ગૃહસંસાર સારી રીતે ચાલતો હતો તેવામાં એક વેળા **અચ્ચંકારી ભટ્ટાએ** પોતાના પતિને કહ્યું કે તમારા વિના મને ચેન પડતું નથી; વાસ્તે હવે દીવા થયા પછી તમારે મારી પાસેથી કોઇ પણ સ્થળે જવું નહિ. દીવાને તેમ કરવા માંડ્યું અને રોજ તે દરબારમાંથી વહેલો જવા લાગ્યો. આ જોઇને રાજાએ એક વખત તેને પૂછ્યું કે હાલમાં કેટલાક દિવસથી તમે કેમ વહેલા વહેલા ઘેર જાઓ છો? આના ઉત્તરમાં દીવાને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

રાજાએ આ વાત યાદ રાખી અને એક દિવસે હાથે કરીને વિનોદાર્થે દીવાનને અડધી રાત સુધી રોકી રાખ્યો. દીવાન ઘેર આવ્યો તો દરવાજા બંધ હતા. તે સમજી ગયો કે મને મોડું થવાથી મારા ઉપર મારી પ્રિયા ગુસ્સે થઇ છે. તેને શાંત પાડવા માટે તેણે શાંતિનાં અનેક વચનો ઉચ્ચાર્યાં અને રાજાના બળાત્કારથી આ પ્રમાણે બન્યું હતું વાસ્તે અપરાધને ક્ષન્તવ્ય ગણવો જોઇએ એમ પણ કહ્યું; પરંતુ **ભટ્ટાનો** ક્રોધાગ્નિ શાંત પડ્યો નહિ. ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે દ્વાર ઉઘાડ્યાં અને પોતે તેની પાછળ સંતાઇ રહી. જેવો દીવાન ઘરમાં દાખલ થયો કે તરત જ તેણે ઘરમાંથી ચાલવા માંડ્યું. દીવાને તેને બહુ બહુ સમજાવી, પરંતુ તેણે કશું જ ગણકાર્યું નહિ અને તે એકાએક ચાલતી થઇ. રસ્તે જતાં માર્ગમાં ચોરોએ તેને ઘેરી લીધી અને તેના અંગ ઉપર કીંમતી દાગીના જોઇ તેઓ પોતાના ભિલ્લ રાજા પાસે

તેને લઇ ગયા. તેણે દાગીનાની વહેંચણી કરી લઇ **ભટ્ટાને** પોતાની પત્ની બનવા કહ્યું. ભિલ્લે પ્રથમ તો તેને સમજાવવા પ્રયાસ કર્યો, પરંતુ જ્યારે તેણે એ વાત કબૂલ ન કરી ત્યારે તેને સતાવવા માંડી છતાં પણ એ તો મક્કમ જ રહી. એણે વિશેષમાં કહ્યું કે જો બળાત્કાર કરશો તો આપઘાત કરીશ, પરંતુ ભિલ્લે તો અનુચિત માગણી ચાલૂ જ રાખી. એથી **ભટ્ટાએ** [1]બગલી તાપસની વાર્તા કહી. આ ઉપરથી ભિલ્લને બીક લાગી કે સતીને છંછેડવામાં સાર નહિ નીકળે. આથી તેણે **ભટ્ટાને** 'બબ્બર' દેશમાં વેચી નાંખી. ખરીદનારે તેની પાસે ભોગની વાત કાઢી, પરંતુ **ભટ્ટાએ** તેમ કરવા ઘસીને ના પાડી. તેથી તે આને અત્યંત ત્રાસ આપવા લાગ્યો. એના શરીરમાંથી લોહી કાઢી તે વડે એ વસ્ત્ર રંગવા લાગ્યો. આ પ્રમાણે તેણે એને ત્રાસ આપવામાં જરાએ કચ્ચાસ ન રાખી, પરંતુ આથી તેમજ રૂપરંગ બદલાઇ ગયું તોપણ **ભટ્ટાએ** પોતાનું શીલવ્રત ખંડિત થવા ન જ દીધું, જોકે વૃત્તિકાન્તારરૂપ ત્રીજો આકાર તે જાણતી હતી.

અકસ્માત્ એક દહાડો તેનો સગોભાઈ **ધનપાળ** ત્યાં આવી ચઢયો. તેણે પૈસા આપીને આ અસહ્ય સંકટમાંથી પોતાની બેનને છોડાવી અને તેને પોતાને ગામ લાવ્યો. દીવાને બહુમાન પૂર્વક **ભટ્ટાનો** સ્વીકાર કર્યો. આ વેળા પોતાના પતિ સમક્ષ તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે પ્રાણાંતે પણ હવે હું કોઇના ઉપર રીસ કરીશ નહિ, કેમકે એનું અત્યંત કડવું ફળ મેં પૂરેપૂરૂં ચાખ્યું છે.

---

૧ તેજોલેશ્યાની લબ્ધિવાળો કોઇ તાપસ એક ઝાડ તળે તપ કરતો હતો તેવામાં એ ઝાડ ઉપર બેઠેલી એક બગલીએ તેના ઉપર હગાર નાંખી. આથી ગુસ્સે થઇને તેણે તેજોલેશ્યા વડે તે બગલીને બાળી મૂકી. પછી એણે એવો નિશ્ચય કર્યો કે જે કોઇ મારો અપરાધ કરશે તેને હું આ જ પ્રમાણે બાળી મૂકીશ.

કાલાંતરે એ તાપસ એક પતિવ્રતા અને ઉત્તમ શીલવાળી શ્રાવિકાને ત્યાં ભિક્ષા માટે ગયો. શ્રાવિકા પોતાના પતિની સેવા કરવામાં રોકાયેલી હોવાથી આને ઊભા રહેવું પડયું. એટલે કોપાયમાન થઇ તાપસે એના ઉપર તેજોલેશ્યા મૂકી પરંતુ શીલના પ્રભાવથી શ્રાવિકા ઉપર એની કંઇ અસર નહિ થઇ. શ્રાવિકાએ તાપસને ઉદ્દેશીને કહ્યું કે શું તેં મને બગલી ધારી? તાપસ બોલ્યો કે વગડામાં બનેલી વાત તેં ક્યાંથી જાણી? શ્રાવિકાએ કહ્યું કે એ જાણવું હોય તો તું 'વારાણસી' જા, અને ત્યાં અમુક કુંભાર રહે છે તેને પૂછજે. તાપસ ત્યાં ગયો અને એ કુંભારને મળ્યો. કુંભારે કહ્યું કે એ શ્રાવિકાને તેમજ મને શીલના પ્રભાવથી બીજાના મનની વાત જણાય એવું જ્ઞાન થયું છે, માટે તું પણ શીલ પાળજે.

એક વેળા આ ગામની પાસે કોઇક મુનિનું શરીર વટેમાર્ગુએ સળગાવેલા અગ્નિથી દાઝી ગયું. તેની વેદના દૂર કરવાનું કામ કુંચીક શેઠે માથે લીધું અને તેણે બે મુનિઓને લક્ષપાક તેલ લેવા માટે ભટ્ટાને ત્યાં મોકલ્યા. તેમણે ભટ્ટા પાસે આવી લક્ષપાક તેલની જરૂર જણાવી એટલે અત્યંત રાજી થઇ દાસી પાસે તેણે એનો સીસો મંગાવ્યો. આ સમયે ઇંદ્રે સભામાં તેની ક્ષમાથી ખૂબ તારીફ કરી તે એક દેવને રુચી નહિ; આથી પરીક્ષા માટે તે તો અહીં આવ્યો. જેવો દાસી સીસો લાવે છે કે તરત જ તેણે દેવ-માયાથી તે ભાંગી નાંખ્યો. ભટ્ટાએ બીજો મંગાવ્યો તેની પણ એ જ દશા આ દેવે કરી. દાસી પાસે ત્રીજી વાર મંગાવેલો સીસો પણ દેવે ફોડી નાંખ્યો. આથી દાસી ઉપર જરાએ ગુસ્સે ન થતાં ભટ્ટા જાતે લક્ષપાક તેલ લેવા ગઇ. એના શીલના પ્રભાવથી દેવ સીસો ભાંગી શક્યો નહિ. આમાંથી લક્ષપાક તેલ ભટ્ટાએ મુનિઓને આપ્યું. આ સમગ્ર દેખાવથી મુનિઓના અચંબાનો પાર રહ્યો નહિ અને તેમણે ભટ્ટાને કહ્યું કે દાસીને હાથે આટલું બધું નુકસાન થયું તોપણ તમે શાંતિ જાળવી તે જોઇ અમને અત્યંત અજાયબી થાય છે. આના પ્રત્યુત્તરમાં રીસ કરવાથી પોતાને જે અસહ્ય દુઃખ પડયું હતું તે કહી સંભળાવ્યું. આ સાંભળીને મુનિઓની આંખમાં પણ પાણી આવી ગયાં. આ સમયે પેલો પરીક્ષા માટે આવેલો દેવ પ્રકટ થયો અને બોલ્યો કે હે કલ્યાણિની ! હે સતી ! ઇન્દ્રે તારી ક્ષમાની જે પ્રશંસા કરી હતી તેવી જ તું નિઃસંદેહ છે એવી મારી પૂરેપૂરી ખાતરી થઇ છે; મારી પરીક્ષામાં તું સંપૂર્ણ રીતે ઉત્તીર્ણ થઇ છે. આમ કહી ભાંગેલા ત્રણ સીસાઓ આખા કરી, સતીની કદર્થના માટે ક્ષમા યાચી દેવ સ્વસ્થાને ચાલ્યો ગયો. મુનિઓ પણ સતીની ક્ષમાની અનુમોદના કરતા વૈયાવૃત્ત્ય માટે પેલા દાઝેલા મુનિ પાસે આવી પહોંચ્યા.

ઇન્દ્રે પોતે પ્રશંસા કરી હતી એ જાણીને પણ અચ્ચંકારી ભટ્ટા ફૂલાઇ નહિ. તેણે તો ક્ષમા-વ્રત જીવન પર્યંત પાળ્યું અને સમાધિ-મરણ પૂર્વક તેણે દેવ-ગતિ સાધી. ત્યાંથી ચ્યવી તે મોક્ષે જશે.

આ આર્ય-રમણીની ક્ષમા-દૃષ્ટિની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ઇશ્વર સૌ કોઇને આવું આત્મ-બળ ફોરવવાનો સમય આપે એ જ અભિલાષા પૂર્વક આ સતીશિરોમણિનો પ્રબંધ આપણે પૂર્ણ કરીશું.

**સુલસની કથા—**

'રાજગૃહ' નગરમાં **કાલસૌકરિક** નામે ચંડાલ રહેતો હતો. એ રોજ પાંચસે પાડા મારતો હતો. એક વેળા પોતાનું નરક-ગમન અટકે એવા ઇરાદાથી આ નગરના રાજા **શ્રેણિકે** તેને કહ્યું કે તું એક દિવસ પાડા મારવાનું બંધ રાખ; પરંતુ તેણે પોતાની અભવ્યતાને અનુકૂળ અને નિર્દયતાના નમૂનારૂપ આ કાર્ય મુલતવી રાખવા સાફ ના પાડી. તેથી રાજા ગુસ્સે થયો અને તેને કૂવામાં ઉતરાવી મૂકાવ્યો, કિન્તુ ત્યાં પણ તે સીધો બેઠો નહિ, પણ તેણે તો કાદવના પાંચસે પાડા બનાવ્યા અને માર્યા. આ પ્રમાણે એણે પોતાના દુષ્ટ કાર્યમાં ખામી આવવા દીધી નહિ.

મરણ સમીપ આવતાં એને દાહજ્વર થયો. એના **સુલસ** નામના પુત્રે ઉપચાર કરવામાં જરાએ ન્યૂનતા ન રાખી. મનગમતાં ખાન, પાન, ગાન-તાન, સુકોમળ શય્યા, સુગંધી અત્તર, ચંદનનું વિલેપન ઇત્યાદિ દ્વારા તેણે પિતાની બરદાસ કરવામાં પૂરેપૂરી ઝહેમત ઉઠાવી; પરંતુ આ નરકે જનારા પાપીને આથી શાંતિ થવાને બદલે ઉલટી વધારે વેદના થવા લાગી. **સુલસે** આ વાત **અભયકુમારને** કરી. તેણે વિચાર કરી કહ્યું કે આ નરક-ગામી જીવ છે, વાસ્તે ત્યાંના જેવી સામગ્રીથી તું એની સેવા કર એટલે એને આરામ મળશે. આ સાંભળી **સુલસે** કુત્સિત આહાર, ખારૂં પાણી, વિષ્ઠાનું વિલેપન, કાંટાની શય્યા, ગર્દભ-સૂરનું શ્રાવણ વિગેરે ઉપાયો યોજયા. તેમ થતાં આ ચંડાળને કાંઇક શાંતિ થઇ. અંતમાં તે મરીને નરકે ગયો.

પાપનું ફળ પ્રત્યક્ષ જોઇ **સુલસે અભયકુમારના** ઉપદેશ મુજબ **શ્રી-વીર** પરમાત્માની પાસે શ્રાવકપણું અંગીકાર કર્યું અને પોતાના પિતાના પાપી ધંધાથી હાથ ધોઇ નાંખ્યા. એથી માતા વગેરે એનાં સગાંવહાલાં કહેવા લાગ્યાં કે ભાઈ ! તું તારા પિતાનો કસાઇનો ધંધો કેમ કરતો નથી ? શું તું પાપથી બીએ છે ? જો એમ હોય તો તેમાં અમે તારા ભાગીદાર થઇશું. આ સાંભળી **સુલસે** એક કુહાડી મંગાવી અને સર્વેના દેખતાં પોતાના પગ ઉપર એ વડે ઘા કર્યો અને એથી થતી વેદના થોડી થોડી વહેંચી લેવા સ્વજનોને વિનવ્યાં, પરંતુ કોઇએ તેમાં ભાગીદારી નોંધાવી નહિ. ઉલટું તેઓ તો હસતાં હસતાં બોલ્યાં કે તું શું ગાંડો થયો છે ? કોઇ કોઇનું દુખ

લઇ શકે ખરું ? એ તો જેને પડે તે ભોગવે. સુલસે કહ્યું કે આ ન્યાય મુજબ જો હું પાપ કરું તો તેનું ફળ મારે એકલાએ ભોગવવું પડે; વાસ્તે હું મારા પિતાની પેઠે પાડા મારવાનું અધમ કાર્ય કરનાર નથી.

અત્ર એ ધ્યાનમાં લેવાનું છે કે ગુરુજનોનો આગ્રહ હોવા છતાં સુલસે પાપી કાર્ય ન જ કર્યું અને પોતાના આત્માને દુર્ગતિથી બચાવ્યો. શુદ્ધ શ્રાવકપણું પાળી આયુષ્ય પૂર્ણ થતાં તે સ્વર્ગે સંચર્યો.

## નમિ રાજર્ષિનું ઉદાહરણ–

'માળવા' દેશના 'સુદર્શન' નગરમાં મણિરથ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને પોતાના યુગબાહુ નામના નાના ભાઇને યુવરાજપદ ઉપર સ્થાપ્યો હતો. આ યુવરાજને મદનરેખા નામની ખૂબસુરત પત્ની હતી. આ એક વેળા મણિરથ રાજાની નજરે પડી અને તેથી તે અતિશય કામાતુર બની ગયો. એને વશ કરવાના ઇરાદાથી તે દાસીઓ મારફતે સારાં સારાં વસ્ત્રો, કીંમતી આભૂષણો વિગેરે ભેટ મોકલવા લાગ્યો. મદનરેખાને એના અધમ ભાવની ખબર નહિ હોવાથી એ તો જેઠ તરફની પ્રસાદી સમજી આ ભેટો સ્વીકારતી હતી. ભેટ આપવા આવતી દાસીઓ મણિરથના રૂપ વગેરેની બહુ તારીફ કરતી ત્યારે આ રમણી ભાગ્યશાળી એવા જ હોય છે એવો ઉત્તર આપતી. એક વેળા દાસીઓએ રાજાની નિર્લજ્જ માગણી કહી સંભળાવી ત્યારે મદનરેખાએ ફરીથી એવું અનુચિત વચન નહિ ઉચ્ચારવા દાસીને કહ્યું. આથી રાજા નિરાશ થયો, પરંતુ હાર્યો જુગારી બમણો રમે તેમ રાજા એવા વિચાર ઉપર આવ્યો કે જ્યાં સુધી મારો નાનો ભાઇ યુગબાહુ જીવતો બેઠો છે ત્યાં સુધી મારી મુરાદ બર નહિ આવે; વાસ્તે મારે એનું કોઇ પણ રીતે કાસલ કાઢી નાંખવું જોઇએ.

એક દિવસ યુગબાહુ મદનરેખાને સાથે લઇને જલ–ક્રીડા કરવા માટે બાગમાં ગયો. રાત પડી ગઇ તોપણ તેઓ પાછાં ન ફરતાં ત્યાં જ સુઇ ગયાં. આ ખબર પડતાં રાજા તરવાર લઇ ત્યાં દોડ્યો અને ઝટ દઇને પોતાના નિદ્રાધીન ભાઇનું ગળું છેદી નાંખ્યું. તેમ કરી તે નાસી જતો હતો એટલામાં મદનરેખા જાગી ઊઠી અને તે આ અનુચિત બનાવનું કારણ કળી ગઇ. પોતાનો પતિ બચે તેમ હતું નહિ તોપણ એથી ન ઉશ્કેરાતાં તેની સદ્‌ગતિ થાય તે માટે તેણે પોતાના પતિને ગુસ્સે થતા અટકાવવા શાંત વચનો ઉચ્ચાર્યાં અને તેમ કરીને તેનું સમાધિ–મરણ થવામાં તે સહાયભૂત થઇ. મરીને યુગબાહુ પાંચમા દેવલોકમાં ઉત્પન્ન થયો.

**મણિરથથી** પોતાનું શીલ અખંડિત રાખવાના ઇરાદાથી ધનવૈભવને તેમજ પોતાના વહાલા પુત્ર **ચંદ્રયશને** પડતાં મૂકીને **મદનરેખા** અહીંથી ચાલી નીકળી. માર્ગે જતાં તેણે એક પુત્ર-રત્નને જન્મ આપ્યો. આ પુત્રને રત્ન-કંબળમાં વીંટાળી પોતાના પતિની વીંટી તેના હાથમાં ઘાલી શુદ્ધિ માટે તે નજદીકના તળાવમાં પેઠી. દૈવયોગે એક જલહસ્તિએ તેને સૂંઢમાં ઉપાડી આકાશમાં ઉછાળી. આ વખતે 'નંદીશ્વર' દ્વીપે યાત્રા કરવા માટે **મણિપ્રભ** નામનો વિદ્યાધર જતો હતો. તેણે આને અદ્ધર ઝીલી લીધી. એને લઇને તેણે ચાલવા માંડ્યું. આથી **મદનરેખાએ** રુદન કરતાં કરતાં કહ્યું કે હે ભલા માણસ ! મારો હમણાં જ પ્રસવેલો પુત્ર આ રાનમાં છે; તેની આથી શી વલે થશે ? વિદ્યાધરે પોતાના વિદ્યાબળથી એની હકીકત જાણી લીધી અને તે કહેવા લાગ્યો કે હે કલ્યાણિની ! તું મુંઝાઇશ નહિ. વક્રશિક્ષિત ઘોડા ઉપર સ્વારી કરવાથી આ રાનમાં 'મથુરા'નો **પદ્મરથ** રાજા આવી ચડ્યો હતો. તેને પુત્ર ન હોવાથી તે આ તારા પુત્રને લઇ ગયો છે અને તેણે એને પોતાની પત્નીને સમર્પણ કર્યો છે. એટલે હવે તું એની ચિંતા કરવી છોડી દઈ તું મને પતિ તરીકે સ્વીકાર. વિચાર કરી અવસરને ઓળખી આ લલનાએ ઉત્તર આપ્યો કે સૌથી પહેલાં મને 'નંદીશ્વર'ની યાત્રા કરાવો; બધું ઠીક થશે. ત્યાં જઇ યાત્રા કરી આ બંને **મણિચૂડ** વિદ્યાધર ચક્રવર્તી મુનિરાજ સમીપ દેશના સાંભળવા બેઠાં. એવામાં **યુગબાહુ** દેવ અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વ ભવ જાણી ત્યાં આવ્યો અને સૌથી પ્રથમ **મદનરેખાને** નમન કરી અને ત્યારબાદ મુનીશ્વરને વંદન કરી દેશના સાંભળવા બેઠો. આ પ્રમાણેનું વિલક્ષણ કૃત્ય જોઇ **મણિપ્રભ** બોલી ઊઠ્યો કે હે દેવ ! વિચક્ષણ હોઇ તમે આમ કેમ કર્યું ? આ વખતે મુનિરત્ને કહ્યું કે એ એનો ધર્માચાર્ય છે, માટે એનું આ પ્રમાણેનું વર્તન સર્વથા સમુચિત જ છે; કેમકે યતિ હો કે શ્રાવક હો, જેના દ્વારા પ્રથમ ધર્મનો બોધ થાય તે જ ધર્માચાર્ય (ગુરુ) ગણાય છે અને તેને પ્રથમ પ્રણામ કરવો તે ન્યાય્ય છે.[1]

**મદનરેખા** આ દેવનો કેવી રીતે ધર્માચાર્ય થાય છે તેનું ભાન થતાં **મણિપ્રભે યુગબાહુની** માફી માગી. પછી આ દેવે **મદનરેખાને** ત્યાંથી ઊઠાવી 'મથુરા' નગરે મૂકી. ત્યાં પોતાના પુત્રની પૂરેપૂરી બરદાસ્ત થતી જોઇ તેનું ચિત્ત શાંત થયું અને તેણે કોઇ સાધ્વી પાસે દીક્ષા લીધી.

આ તરફ **પદ્મરથ** રાજાએ આ બાળકનું નામ **નમિ** પાડ્યું. તે યૌવન-

---

૧ "આ લેખ જૈન શૈલીથી અજાણપણાથી લખાયો છે, ભલે દેવે **મદનરેખાને** પ્રથમ વંદન કર્યું છતાં તે માર્ગ નથી અને દેવ પોતે પણ કહે છે કે ભક્તિવશ માર્ગ ન સચવાયો તે ભૂલ છે આમ અન્યત્ર ૨૫૪ અક્ષરોમાં ઉલ્લેખ મળે છે" આ પ્રમાણે **શ્રીવિજયલબ્ધિ-સૂરિ** પ્રુફ તપાસી મોકલતાં સૂચન કરે છે.

અવસ્થા પામ્યો ત્યારે તેને ૧૦૦૮ કન્યાઓ પરણાવવામાં આવી. રાજ્ય ચલાવવાને લાયક થતાં તેને રાજ્ય સોંપી પદ્મરથે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

'સુદર્શન' નગરનો મણિરથ રાજા ભાઇનું ખૂન કરી નાસતો હતો તેવામાં તેને એક કાળો ઝેરી સર્પ કરડયો અને તેથી તે મરી ગયો. તેને પુત્ર નહિ હોવાથી યુગબાહુના પુત્ર ચંદ્રયશાને રાજ્ય મળ્યું. તે સારી રીતે રાજ્ય કરવા લાગ્યો.

એક વેળા નમિ રાજાનો પટ્ટહસ્તી 'મથુરા'થી નાઠો અને નાસતો નાસતો તે ચંદ્રયશાના સીમાડામાં જઇ પહોંચ્યો. ત્યાંના લોકોએ તેને પકડી રાજાને સ્વાધીન કર્યો. નમિ રાજાને ખબર પડતાં દૂત મોકલી ચંદ્રયશા પાસે તેણે એ હાથી માગ્યો, પરંતુ તેણે માન્યું નહિ. આથી નમિ રાજા લશ્કર લઇ તેના નગરને ઘેરો ઘાલી બેઠો. આ વાતથી મદનરેખા સાધ્વી વાકેફગાર થતાં તે નમિ પાસે આવી અને તેને કહ્યું કે ચંદ્રયશા તારો મોટો ભાઇ થાય છે, વાસ્તે એક હાથી માટે તેની સાથે યુદ્ધ કરવું ઉચિત નથી. નમિ રાજાને આ સાંભળી અચંબો થયો, પરંતુ જુના માણસોને પૂછતાં યુગબાહુની વીંટી તેની પાસેથી નીકળેલી હોવાની વાત જાણીને તેને પ્રતીતિ થઇ. આથી યુદ્ધ બંધ કરી નમિ પોતાના મોટા ભાઇને મળવા ગયો. આટલે વર્ષે બે ભાઇઓ મળ્યા, તેથી બંનેને ઘણો આનંદ થયો. કેટલાક દિવસો વીતતાં ચંદ્રયશાએ પોતાનું રાજ્ય નમિને સોંપ્યું અને પોતે મહામંગલકારી દીક્ષા લીધી.

નમિ નૃપતિ નિષ્કંટકપણે રાજ્ય ચલાવવા લાગ્યો. એક વખત તેને છ મહિના સુધી ન મટે એવો દાહજ્વર રોગ થયો. ઘણા ઘણા ઉપાયો કરવા છતાં તેને જરા પણ આરામ ન થયો. એક વૈદ્યે ચંદન ઘસી તેના શરીરે લગાડવા સૂચવ્યું એટલે તેના પરના પ્રેમને લઇને બધી રાણીઓ સમકાલે ચંદન ઘસવા બેસી ગઇ; પરંતુ તેમનાં કંકણો પરસ્પર અથડાતાં તેમાંથી જે અવાજ નીકળવા લાગ્યો તેથી રાજાની બેચેની વધી પડી. આથી ફક્ત એક એક કંકણ હાથમાં રાખી રાણીઓએ પોતાનું કાર્ય કરવા માંડયું. હવે અવાજ આવતો બંધ થયેલો જાણી રાજાએ તેનું કારણ પૂછયું. રાણીઓએ જવાબ આપ્યો કે અમે સૌભાગ્યના ચિહ્ન તરીકે એકેક જ કંકણ રાખ્યું છે.

ચારિત્રાવરણીય કર્મના ઉચ્છેદનો સમય આવી લાગ્યો હતો; એથી આ રાજાને એવો સુવિચાર સ્ફુર્યો કે આ કંકણના દૃષ્ટાંતથી એમ જણાય છે કે જીવ જ્યારે બહુ પરિગ્રહ ધારણ કરે છે ત્યારે તેને અતિશય દુઃખ થાય છે, તેથી

એકલા રહેવું સારૂં છે; આ વેદના જો મટે તો મારે હવે એકાકી વિહાર કરવો. આમ વિચારતાં તેને નિદ્રા આવી ગઇ અને વળી એક એવું મધુર સ્વપ્ન પણ તેણે જોયું કે હું 'મેરુ' પર્વત ઉપર ચઢી એક શ્વેત હાથી ઉપર બેઠો છું. થોડી વારમાં જાગૃત થતાં તે વિચારવા લાગ્યો કે ખરેખર મેં આવો સુવર્ણમય 'મેરુ' જોયો છે. ઊહાપોહ કરતાં તેને 'જાતિસ્મરણ' જ્ઞાન થયું. આથી તેને યાદ આવ્યું કે પૂર્વ ભવમાં મેં અગણિત પુણ્યના ઉપાર્જનરૂપ દીક્ષા પાળી હતી, તેથી હું 'પુષ્પોત્તર' વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયો હતો. જિનેશ્વરના જન્મ-કલ્યાણક માટે હું 'મેરુ' ગયો હતો તે વખતે મેં આ પર્વત જોયો હતો. હવે હું દીક્ષા લઉં તો ઠીક. સદ્ભાગ્યે ચારિત્રાવરણીય કર્મનો અંત આવ્યો અને સાથે સાથે તેના ભયંકર રોગનો પણ અંત આવી ગયો, એથી આ રાજા દીક્ષા લેવા તૈયાર થયો. એવામાં એક દેવે આવી તેને સાધુનો વેષ આપ્યો. તે ગ્રહણ કરી તેમણે ચાલવા માંડ્યું. ઘણા લોકો આડા પડ્યા, પરંતુ આ રાજર્ષિએ તો પોતાનું ધાર્યું જ કર્યું.

**નમિ** રાજર્ષિને આવી રીતે પ્રતિબોધ પામેલા જાણી ઇન્દ્રે તેના સત્ત્વની પરીક્ષા કરવા માટે બ્રાહ્મણનું રૂપ લીધું અને તે એમની પાસે આવી બોલવા લાગ્યો કે હે મહર્ષિ! તમે આ શું કરો છો? આ તમારા નગરમાં તો આગ લાગી છે. બધા લોકો ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા છે. શું તે તમારા લક્ષ્ય બહાર છે? શું જૈન દીક્ષામાં દયા માટે સ્થાન નથી? આ બધાને રડતા કકળતા મૂકીને ચાલ્યા જવું તે શું ઠીક કહેવાય? બધાને સ્વસ્થ કરી પછી દીક્ષા લો તો તે ઉચિત ગણાય. જુઓ તો ખરા, અરે આ આગ તમારા અંતઃપુરને બાળી નાંખશે એમ જણાય છે. આવા સંકટમાં અનાથ અબળાઓને નિરાધાર મૂકી તમે ક્યાં પ્રયાણ કરી જાઓ છો?

આ સાંભળી **નમિ** રાજર્ષિએ જવાબ આપ્યો કે હાલ હું સુખમાં છું, કેમકે તું જે બતાવે છે તેમાં મારૂં કશું નથી; વળી જે મારૂં છે તે બળે તેમ નથી અને જે બળે તેમ છે તે મારૂં નથી. જે લોકોને તું પોકાર કરતા આલેખે છે તે કંઇ મારે નિમિત્તે નથી, પરંતુ તેઓ તો પોતાના સ્વાર્થને અંગે તેમ કરે છે. શું મારે મારા સ્વાર્થરૂપ મોક્ષની સાધના ન કરવી?

આ સાંભળી ઇન્દ્રે ફરીથી કહ્યું કે મહારાજ! આપના ભંડારમાંથી કેટલું-એ કીંમતી જવાહીર બળીને ખાખ થઇ જવાની તૈયારીમાં છે તો તેનો તો સદુપયોગ કરી લો; શા સારૂ તેને નાહક બળી જવા દો છો?

મહર્ષિ બોલ્યા કે હે દેવાનુપ્રિય! સમજ. સોના રૂપાના તો 'કૈલાસ' પર્વત જેટલા કેટલાએ ઢગલાઓ કેટલીએ વાર આ જીવે એકઠા કર્યા, છતાં

એની તૃષ્ણા ઓછી ન થઇ. આશા તો આકાશની સમાન અનંત છે, વાસ્તે મમત્વ ત્યજી દઇને આત્મ–રમણુતા કેળવવી એ જ સાચું ધ્યેય છે.

આ પ્રમાણેની વાતચિતથી ઇન્દ્રને ઘણો આનંદ થયો અને તેણે પોતાનું રૂપ પ્રકટ કર્યું. પછી **નમિ** રાજર્ષિની નમસ્કારપૂર્વક ભૂરિ ભૂરિ પ્રશંસા કરી તે સ્વસ્થાનકે ગયો.

**નમિ** રાજર્ષિએ જીવન પર્યંત શુદ્ધ ચારિત્રનું આરાધન કરી એ જ ભવમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેઓ મોક્ષપદના અધિકારી બન્યા.

આ **નમિ** રાજર્ષિ પ્રત્યેકબુદ્ધ દૃઢધર્મી સાધુરત્ન થયા. ઇન્દ્ર પણ એમને જરાએ ચલિત કરી શક્યો નહિ. આવા મુનિશેખરને આપણે જેટલા પ્રણામ કરીએ તેટલા ઓછા છે. એમના જેવા પુણ્યશ્લોકના પ્રતાપે તો આ મનુષ્ય–લોકની ઉત્કૃષ્ટતા સિદ્ધ થાય છે.

   

**मूलं द्वारं तथा पीठ–माधारो भाजनं निधिः ।**
**सम्यक्त्वं शुद्धधर्मस्य, षडेता भावना मताः ॥ १४९ ॥**

**સમ્યક્ત્વની છ ભાવનાઓ—**

શ્લો૦—"સમ્યક્ત્વ એ શુદ્ધ ધર્મનું મૂળ, દ્વાર, પીઠ, આધાર, ભાજન અને ભંડાર છે. આ છ (પ્રકારની) ભાવના મનાય છે."–૧૪૯

   

**जैनधर्मतरोर्मूलं, द्वारं शिवपुरस्य च ।**
**धर्मप्रासादपीठं चा–धारोऽस्ति विनयादेषु ॥१५०॥**
**सार्वधर्मसुधाया हि, भाजनं निधिरुच्यते ।**
**ज्ञानादिभावरत्नानां, चिन्तयेर्विक्रमो यथा ॥१५१॥–युग्मम्**

**પ્રસ્તુતનું સ્પષ્ટીકરણ—**

શ્લો૦—"સમ્યક્ત્વ એ જૈન ધર્મરૂપ વૃક્ષનું મૂળ છે, નિર્વાણ–નગરનો દરવાજો છે, ધર્મરૂપ મહેલની પીઠ છે, વિનય વગેરેનો આધાર છે, સર્વજ્ઞના ધર્મરૂપ

અમૃતનું એ પાત્ર છે અને જ્ઞાનાદિ ભાવ-રત્નોનો એ ભંડાર કહેવાય છે ( વાસ્તે હે ભવ્ય ! ) તું વિક્રમની પેઠે એનું મનન કરજે."-૧૫૦-૧૫૧

   

**सार्वानुभवसिद्धात्मा-ऽनुमीयेत कथञ्चन।**
**ज्ञायेत सुखदुःखादि-लिङ्गैः सत्तात्मकं हि तत् ॥१५२॥**

**સમ્યક્ત્વનાં છ સ્થાનોનો પ્રસ્તાવ—**

શ્લો૦—" સર્વજ્ઞને અનુભવથી સિદ્ધ એવા આત્માનું ( આપણા જેવાને ) કોઇક રીતે અનુમાન થાય છે. સુખ, દુઃખ વગેરે ચિહ્નોથી તે જણાય છે. આ પ્રમાણે સિદ્ધ થતું આત્માનું અસ્તિત્વ (લોકમાં) છે. "-૧૫૨

   

**प्रथमं गीयते स्थानं, द्वितीयं द्रव्यनित्यता ।**
**पर्यायानित्यता लोके, ज्ञातं श्रीगौतमप्रभुः ॥ १५३ ॥**

**સમ્યક્ત્વનું દ્વિતીય સ્થાન—**

શ્લો૦—" તે પ્રથમ સ્થાન કહેવાય છે અને બીજું સ્થાન દ્રવ્યની (અપેક્ષાએ) નિત્યતા અને પર્યાયના પક્ષથી અનિત્યતા છે. આ સંબંધમાં શ્રીગૌતમ પ્રભુ ઉદાહરણરૂપ છે. "-૧૫૩

   

**करोति सर्वकर्माणि, हेतुभिः कुम्भकृद् यथा ।**
**व्यवहारेण कर्ताऽऽत्मा, कर्तृकं तत् तृतीयकम् ॥१५४॥**

**ત્રીજું સ્થાન—**

આત્મા કુંભારની જેમ (મિથ્યાત્વાદિ) હેતુઓથી સર્વ કર્મો કરે છે, વાસ્તે તે વ્યવહારથી કર્તા છે. આ ત્રીજું કર્તૃત્વરૂપ સ્થાન છે. "-૧૫૪

   

**भुङ्क्ते कृतानि कर्माणि, स्वयं तद् भोक्तृकं मतम् ।**
**चतुर्थं दर्शने स्थान--मग्निभूतिर्निदर्शनम् ॥ १५५ ॥**

ચોથું સ્થાન—

જીવ પોતે કરેલાં કર્મો(નું ફળ) ભોગવે છે એ સમ્યગ્દર્શનમાં ભોક્તૃત્વ (નામનું) ચોથું સ્થાન મનાય છે. (અત્ર) [1]અગ્નિભૂતિ દૃષ્ટાંતરૂપ છે."—૧૫૫

   

**सर्वकर्मक्षये भूया--न्निर्वाणाख्यं च पञ्चमम् ।**
**त्रिलोकीशर्म यस्याग्रे, तिलतुषमितं नहि ॥ १५६ ॥**

પાંચમું સ્થાન—

શ્લો૦—" સર્વ કર્મોનો ક્ષય થતાં પ્રાપ્ત થતું નિર્વાણ નામનું પાંચમું સ્થાન છે કે જેની આગળ ત્રિભુવનનું સુખ તલના છોડા જેટલું (પણ) નથી."—૧૫૬

   

**ज्ञानादिकत्रिकं शास्त्रे, मोक्षोपायः प्रकीर्त्यते ।**
**एतत् सम्यक्त्वरत्नस्य, षष्ठं स्थानं विभावयेत् ॥१५७॥**

છઠ્ઠું સ્થાન—

શ્લો૦—" જ્ઞાનાદિ ત્રણ (રત્નો)ના સમૂહને શાસ્ત્રમાં મોક્ષના ઉપાય તરીકે વર્ણવ્યો છે. એને સમ્યક્ત્વ-રત્નનું છઠ્ઠું સ્થાન જાણવું. "૧૫૭

   

**प्रभासगणभृज्ज्ञात--मस्मिन्नर्थेऽस्ति ख्यातिमत् ।**
**सप्तषष्टिप्रभेदैः स्या--देवं सम्यक्त्वरक्षणम् ॥ १५८ ॥**

છઠ્ઠા સ્થાનનું ઉદાહરણ—

શ્લો૦—" આ સંબંધમાં [2]પ્રભાસ ગણધરનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. આ પ્રમાણે સમ્યગ્દર્શનનું ૬૭ પ્રકારોથી રક્ષણ થાય. "—૧૫૮

   

---

૧-૨ જુઓ ન્યાયકુસુમાંજલિ (પૃ. ૨૩-૨૪; ૨૮-૨૯ ).

**केचिन्महाव्रतान्येवा--णुव्रतानि च केचन ।**
**जगृहिरे च सम्यक्त्वं, केचित् तदुपदेशतः ॥ १५९ ॥**

જિનેશ્વરના ઉપદેશનું ફળ--

શ્લો૦—"તે (જિનેશ્વર)ના ઉપદેશથી કેટલાકે મહાવ્રતો ગ્રહણ કર્યાં, કેટલાકે અણુવ્રતો ગ્રહણ કર્યાં તો કોઇકે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું."—૧૫૯

   

**उपकारमिति कृत्वा, प्राणिनामुपदेशतः ।**
**शैलेशीकरणध्वस्ता--शेषकर्मा विभुस्ततः ॥ १६० ॥**
**देहं विहाय सर्वाधि--व्याध्युपाधिविकाशकम् ।**
**समश्रेणिं गतिं कृत्वा--ऽस्पृष्टः स शिवगोऽजनि ॥१६१॥**
**-युग्मम्**

પ્રભુનું મોક્ષ-ગમન—

શ્લો૦—" આ પ્રમાણે ઉપદેશ દ્વારા જીવો ઉપર ઉપકાર કરીને ત્યાર પછી [1]શૈલેશી કરણ વડે શેષ કર્મોનો સંહાર કરી પ્રભુ સર્વ આધિ, વ્યાધિ અને ઉપાધિનો વિકાસ કરનારા દેહને છોડીને અસ્પૃષ્ટપણે સમ શ્રેણિ (ઊર્ધ્વ) ગતિ કરી મોક્ષગામી થયા."—૧૬૦-૧૬૧

   

**सम्पूर्णं जगतां सौख्यं, गृह्यते सर्वकालिकम् ।**
**न यात्यनन्तभागेन, मुक्तिसौख्यस्य तुल्यताम् ॥१६२॥**

મુક્તિનું સુખ--

શ્લો૦—દુનિયાના સર્વ કાળનાં સંપૂર્ણ સુખો એકઠાં કરવામાં આવે તોપણ તે મુક્તિના સુખના અનંતમા ભાગ જેટલું (પણ) થતું નથી."—૧૬૨

   

---

૧ જુઓ પૃ. ૨૫૯.

**तत् प्रमादं परित्यज्य, सामग्रीं मानवादिकाम् ।**
**सच्छास्त्राभ्यासतो योगान्, निरुध्य सफलीकुरु ॥१६३॥**

**મનુષ્યાદિ સામગ્રી સફળ કરવાનો ઉપદેશ—**

શ્લો૦—"તેથી પ્રમાદને તજીને સાચા શાસ્ત્રના અભ્યાસપૂર્વક યોગોનો નિરોધ કરી તું મનુષ્યાદિ સામગ્રી સાર્થક કર."–૧૬૩

**માનવાદિક સામગ્રીની સફલતા—**

**સ્પષ્ટી૦**—દેવોને પણ દુર્લભ એવા મનુષ્ય-અવતારનો નરમાંથી નારાયણ બનવા માટે ઉપયોગ કરવો એ જ માનવીની પવિત્ર ફરજ છે. એ જ સર્વોત્તમ જીવનનું સાફલ્ય છે. વિસ્તારથી કહીએ તો સમગ્ર બ્રહ્માણ્ડનું એકાન્તે કલ્યાણ ઇચ્છનારા તેમજ વિશ્વ વિશ્વને સાચા અને સનાતન સુખનો પૂરેપૂરો ભોગવટો મળે એવાં સાધનોનો નિર્દેશ કરનારા [1]સંત સર્વજ્ઞ પરમાત્માએ જે ધર્મ પ્રરૂપ્યો છે એ જ પ્રભુ-પ્રાપ્તિનો પરમ માર્ગ છે અને એની આરાધના કરવામાં જ મનુષ્ય-જન્મની સાર્થકતા સમાયેલી છે. [2]ધર્મની આરાધના કરવાના અનુપમ સાધનરૂપ-અનંત સુખની પ્રાપ્તિની અનન્ય સામગ્રીરૂપ મનુષ્ય-જન્મ હોવાથી તો તેની શાસ્ત્રકારોએ મહત્તા આંકી છે. જે ભાગ્યશાળી હોય, જેણે પુષ્કળ પુણ્ય કર્યાં હોય તેને આર્ય દેશ, આર્ય જાતિ, આર્ય કુળ ઇત્યાદિ સાનુકૂળ સામગ્રી મળી આવે. પ્રબળ પુણ્યના ઉદયથી આ સામગ્રી જેણે મળી હોય તે તેનો સદુપયોગ કરવામાં પાછી પાની કરે, તેને સફળ કરવાને બદલે તેને નિષ્ફળ કરે તો તેના જેવો કમનસીબ બીજો કોણ હોઈ શકે? મનુષ્ય-જન્માદિ ઉત્તમ સામગ્રી મળ્યા પછી પાશવ વૃત્તિનો પરાજય કરવા માટે બેદરકાર રહેવું, પ્રમાદ સેવવો, વિષયના રંગ-રાગમાં રચ્યા પચ્યા રહેવું, લોભાંધતા અને વિષયાંધતાનો ત્યાગ કરવા સ્વપ્ને પણ વિચાર ન કરવો એના જેવી મૂર્ખાઇ અન્યત્ર સંભવે છે કે ?

---

૧ આનું લક્ષણ શ્રીયુત કબીરના શબ્દોમાં કહીએ તો—

"માન નહિ, અપમાન નહિ, ઐસે શીતલ સંત;
ભવસાગર ઉતર પડે, તોડે જમકે દંત."

૨ ધર્મ એ અનિષ્ટ બંધન છે, એ મનુષ્યની સાચી સ્વતંત્રતારૂપ લતાને કાપનારી કુહાડી છે, વ્યક્તિ-સ્વાતંત્ર્યને નિર્બળ અને નામશેષ કરવા માટે જ એનો અવતાર છે ઇત્યાદિ કુવિકલ્પો કરનારા ધર્મના શુદ્ધ સ્વરૂપ તરફ ન જોતાં, તેના ઉપર અંધશ્રદ્ધા, અવિવેક, અજ્ઞાન ઇત્યાદિના થરો ચડવાથી થયેલા તેના વિકૃત સ્વરૂપનું જ દર્શન કરી રહ્યા છે એટલે તેમને એનો ઉદ્દેશ વિપરીત ભાસે તો તેમાં શી નવાઇ ?

મનુષ્ય-ભવ પામ્યા પછીનું સૌથી પ્રથમ કર્તવ્ય [1]સાધુજનનો સમાગમ છે-વિદ્યા-વ્યાસંગની લાલસા વધારવા માટે શુદ્ધ શાસ્ત્રનું શ્રવણ છે. અર્થ અને કામની લાલસા ઘટાડવા માટે, કષાયની કટુતા મંદ કરવા માટે, વિષય-વાસનાને વિદારવા માટે, ટૂંકમાં કહીએ તો સંસાર-સાગર તરવા માટે આ કાર્ય કરવાની આવશ્યકતા છે. જે શાસ્ત્રના પ્રરૂપક સર્વજ્ઞ હોય, રચનાર અપૂર્વ પ્રતિભાશાળી બીજબુદ્ધિ ગણધર-દેવ હોય અને તેને ધારણ કરનારા અને સાચવી રાખનારા મુનિપુરંદરો ત્યાગની મૂર્તિ સમાન હોય તેની સત્યતા વિષે શંકા કરવી એ માણસાઇ નથી; પરંતુ એના ઉપર અપ્રતિમ વિશ્વાસ રાખવો, એને વિષે સાચી શ્રદ્ધા રાખવી એમાં મનુષ્યપણાની મોટાઈ રહેલી છે, સાચું જૈનત્વ છે, ગુણથી જૈન બનવાપણું રહેલું છે, સમ્યક્ત્વની વિભૂતિ રહેલી છે અને એ શ્રવણ પછીનું કર્તવ્ય છે. ત્રીજું કર્તવ્ય શ્રવણના મનન અનુસારનું વર્તન છે. વર્તન ન થાય તો લાચારી જાહેર કરવી, પરંતુ વિરુદ્ધ વર્તન કરવું અને તેને પણ ધાર્મિક આચરણ તરીકે ગણાવવું એમાં તો બદમાસીની હદ થયેલી ગણાય, કેમકે સત્યનો સ્વીકાર અને અસત્યનો પરિત્યાગ ન થઈ શકે તો હજી નીભે, પરંતુ સત્યના વેરી બનવું એ ક્ષંતવ્ય ગણાય ખરૂં કે? વિશેષમાં સાધ્યને પહોંચી વળવા માટે જે સાધનો શાસ્ત્રકારે દર્શાવ્યાં હોય તેનું સેવન ન થઇ શકે તેથી તેમાં અનુચિત પરિવર્તન કરવું એ અન્ય જીવને પણ સાધ્યની સિદ્ધિથી વિમુખ કરવા જેવું છે એટલે એ કાર્ય પણ ઇષ્ટ નથી જ.

આથી કરીને ગમે તેમ થાય તો પણ ઉચ્ચતમ ધ્યેયને ક્યારે પણ સદાને માટે અશક્ય ઠરાવવાની ભૂલ કરવી નહિ, કેમકે ધ્યેયને જો તેના ઉચ્ચ આસન ઉપરથી ગબડાવીએ તો તેનો વિનિપાત શતમુખે નહિ પણ અનંતમુખે થશે. જે સ્થિર નહિ તે ધ્યેય શાનું? વળી એ ધ્યાનમાં રાખવું કે સાચું ધ્યેય

---

[1] જેઓ ધતિંગને-પોલોને ધર્મના નામથી ઓળખાવી ભોળા ભક્તોને છેતરતા હોય તેઓ 'સાધુ' નહિ પણ 'સેતાન' છે. ખરી સાધુતાનું લક્ષણ તો એ છે કે—

"આપા તજ હરિકો ભજે, નખ શિખ તજે વિકાર;
સબ જીવનસે નિરવૈર, સાધમતા હય સાર."

એ પણ યાદ રાખવું કે આજકાલ હિંદુસ્તાનમાં સાધુઓનો રાફડો ફાટયો છે, બાવાઓની જમાત ભેગી થઇ છે. તેમાંના ઘણા ખરા ધુતારાઓ છે; સચ્ચારિત્રના પ્રભાવ વડે સત્તત્ત્વોનો પ્રવાહ ચાલૂ રાખનારા તેમજ અહિંસાનું સામ્રાજ્ય સ્થાપનારા એવા સંતો તો વિરલા જ છે. કહ્યું પણ છે કે—

"હાટ હાટ હીરા નહિ, કંચનકા નહિ પહાર;
સિંહનકા ટોલા નહિ, સંત બિરલા સંસાર."

વિશિષ્ટ વ્યક્તિ કે કાળના સામર્થ્યથી બદલી શકાતું નથી. ટૂંકમાં સર્વજ્ઞોએ સૂચવેલ કાર્યક્રમ આપણા આદર્શો સૂચવે છે. એ આપણા ધ્યેય ઉપર પ્રકાશ પાડે છે. એ આદર્શોને આપણે જેટલે અંશે ઝીલી શકીએ—એ ધ્યેયને આપણે જેટલે દરજ્જે પહોંચી શકીએ તેટલી આપણી સિદ્ધિ છે. ન પહોંચાય તેટલા માટે ધ્યેયને ટૂંકું રાખવું એ ટૂંકી નજરનું પરિણામ છે. એક પણ મનુષ્યે જો આ ધ્યેય સુધી પહોંચી બતાવ્યું હોય તો પછી તેને શક્ય કોટિમાં જ ગણવું જોઇએ. પવિત્ર ઉચ્ચ ધ્યેયને છોડીને સુખની ભ્રાંતિથી બીજા ધ્યેય ઉપર આવવું એ સુધારણા નહિ પણ કુધારણા છે, એ અધઃપતન છે; બાકી એને પહોંચી વળવા માટે ગીતાર્થો સાધનોમાં પરિવર્તન કરે અથવા સૂચવે તેમાં કશું ખોટું નથી. ટુંકામાં પરિસ્થિતિ પ્રમાણે સાધનોમાં પરિવર્તન કરી શકાય છે. કેટલીક વાર તો તેમ કર્યા વિના ચલાવી શકાય નહિ એવી પણ પરિસ્થિતિ ઊભી થાય છે, કિન્તુ એવા સમયે પણ સાધ્ય-ધ્યેય-આદર્શ તો ધ્રુવના પેઠે અચળ રહે એ તરફ પૂર્ણ લક્ષ્ય આપવું જોઇએ.

જેણે પોતાની પાશવ વૃત્તિ ઉપર વિજય મેળવ્યો છે, જેના ચિત્તે ક્ષુદ્ર સ્વાર્થને જલાંજલિ આપી છે તેવા નિષ્પક્ષપાતી, અનાસક્ત અને સામ્ય-સ્થિત મનવાળા મહાત્માને જ મનુષ્યનું શ્રેય શું છે તે સમજાય છે. આ શ્રેયને ધ્યેયરૂપ ગણી તે માટે પૂર્ણ પ્રયાસ કરવો એ મનુષ્યનું સર્વોત્તમ ભૂષણ છે. સૌ કોઇએ પોતાની શક્તિ અને પરિસ્થિતિ અનુસાર આ ઉચ્ચ ધ્યેયને કૃતિમાં ઉતારવા પ્રયત્ન કરવો જોઇએ.

અત્ર એ પણ ઉમેરવું અનાવશ્યક નહિ લેખાય કે આપણો સામાજીક વ્યવહાર પણ ન્યાય અને ઉદારતાથી વિભૂષિત હોવો જોઇએ. કોઇ માણસની ભૂલ થઇ હોય, તેનું વર્તન અનુચિત જણાતું હોય તો તે વખતે તેના વર્તન ઉપર ટીકા કરતી વેળા પણ મનુષ્ય-પ્રાણી સ્ખલનશીલ છે, ઇન્દ્રિય-ગ્રામ બળવાન્ છે, પરિસ્થિતિ આગળ મનનો નિશ્ચય ટકવો મુશ્કેલ છે એ વાત લક્ષ્યમાં રાખીને તે ભૂલોને માટે અત્યંત ક્રોધ કે તિરસ્કાર ન બતાવતાં બને તેટલી દયા, અનુકંપા અને સહાનુભૂતિ રાખવી એ યોગ્ય છે.

વિરોધી પ્રતિ વેરની વૃત્તિ નહિ પણ સદ્ભાવ રાખવો. ક્રોધને ક્ષમાથી પરાસ્ત કરવો, અસત્યને સત્યથી જીતવું, એ પ્રમાણે આસુરી સંપત્તિને દૈવી સંપત્તિથી હરાવવી અર્થાત્ તામસ અને રાજસ મનોવૃત્તિઓનો સાત્ત્વિક વૃત્તિથી પરાજય કરવો એમાં માનવ-જીવનની મહત્તા સમાયેલી છે. એમ કરવાથી પ્રેય કરતાં શ્રેયને આદ્ય સ્થાન અપાયેલાની પ્રતીતિ થાય છે.

પ્રતિસમય એ ખ્યાલ રાખવો કે જિનેશ્વરની આજ્ઞા અનેકાંતથી અલંકૃત છે. દરેક ગુણસ્થાનક માટે જુદી જુદી આજ્ઞા છે. આ આજ્ઞાને માથે ચઢાવવા અને તદનુસાર વર્તન કરવામાં જેટલો પ્રયાસ થાય તેટલે અંશે ધર્મની મોસમરૂપ માનવ-જીવન સફલ કર્યું ગણાય. આથી મહાત્માઓ તો ફરી ફરીને એ જ અમૃતમય ઉપદેશ આપી રહ્યા છે કે—

"[1]ध्यानाग्निकुण्डजीवस्थे, दममारुतदीपिते ।
असत्कर्मसमित्क्षेपे, अग्निहोत्रं कुरूत्तमम् ॥"

આ ઉપદેશને ઝીલનારા ધન્ય ભવ્ય જીવો એમ કહી શકે કે—

"[2]इन्द्रियाणि पशून् कृत्वा, वेदीं कृत्वा तपोमयीम् ।
अहिंसामाहुतिं कृत्वा, आत्मयज्ञं यजाम्यहम् ॥"

અંતમાં એટલું જ નિવેદન કરવું બસ થશે કે પરાક્રમ અને પ્રેરણાના કલ્લોલથી તરંગિત તથા રસ, ઉલ્લાસ અને પ્રગતિના પ્રબળ પ્રવાહોથી પરિપૂર્ણ, પરંતુ દુરાગ્રહ, મિથ્યાભિનિવેશ, આડંબર, સ્વાર્થ વગેરે દુર્ગુણરૂપ વિષથી અસ્પૃષ્ટ એવા અધ્યાત્મ-રત્નાકરની છોળોથી આત્માને ભીંજાવવો એ માણસ માત્રનું આવશ્યક અને આવકારદાયક જીવન છે. તેમાં પણ મદ, મદન વગેરેથી ઉત્પન્ન થતી વિષયાસક્તિ અને ઇન્દ્રિય-સુખ પ્રતિ મનનું ખેંચાણ નષ્ટ થાય, અકુશળ વિચાર અને અમંગળ ભાવનાનો ધ્વંસ થાય, એવું જીવન તે 'જીવન' ગણાય; બાકી બીજું બધું મોતનાં ફાંફાંરૂપ છે. પવિત્રતારૂપ સુવાસથી યુક્ત, માયારૂપ કંટકથી શૂન્ય અને કલ્યાણરૂપ કુસુમથી સુશોભિત એવી શુક્લ ધ્યાનરૂપ વલ્લરી હૃદય-ભૂમિ ઉપર ડોલવા લાગે અને આ પ્રમાણે અકુશળ વિચારની વિરતિ પૂર્વક કુશળ વિચાર-પ્રવૃત્તિથી ઉદ્ભવનારા નિરતિશય નિર્વાણ-સરોવરમાં મનઃકમલ વિકસે એ આદર્શ જીવન છે. આવું જીવન જીવવા સૌ કોઇ ભાગ્યશાળી થાય એ જ અભિલાષાપૂર્વક વિરમીશું.

   

---

૧ જીવરૂપ અગ્નિકુંડને વિષે રહેલા ધ્યાનરૂપ અગ્નિને સંયમરૂપ પવનથી પ્રદીપ્ત કરી તેમજ તેમાં અશુભ કર્મરૂપ સમિધોના પ્રક્ષેપ કરી તું ઉત્તમ અગ્નિહોત્ર કર.

૨ ઇન્દ્રિયોને પશુરૂપ કરી, તપશ્ચર્યામય વેદી કરી અને અહિંસાની આહુતિ આપી હું આત્મ-યજ્ઞ કરું છું.

**अन्यग्रन्थार्णवात् सारं, पय आदाय वर्षति ।**
**वैराग्यसस्यनिष्पत्त्यै, ग्रन्थोऽयं मे घनोपमः ॥ १६४ ॥**

**ગ્રંથનો પરિચય—**

શ્લો૦—"અન્ય ગ્રન્થરૂપ સમુદ્રમાંથી સારરૂપ જળ લઇને વૈરાગ્યરૂપ ધાન્ય તૈયાર કરવા માટે મારો આ મેઘ સમાન ગ્રન્થ વર્ષે છે."—૧૬૪

❈ ❈ ❈ ❈

**पूर्वर्षिप्रोक्त एवास्ति, भावोऽत्र चित्तहारकः ।**
**शतशः त्रुटिसंयुक्ता, केवलाऽस्ति कृतिर्मम ॥१६५॥**

**पूज्यपादैस्तथा प्रातः–स्मरणीयैश्च प्रेरितः ।**
**श्रीमत्कमलसूरीशै–र्गुरुभिः कृतवानहम् ॥ १६६ ॥**

**रचनां विजयाल्लब्धिः, परः सूरिर्गुणावहाम् ।**
**पक्षमात्रेण कालेन, भवेयुः स्खलनास्ततः ॥१६७ ॥**

**सज्जनैर्हंसवद् भूत्वा, सारमादाय केवलम् ।**
**पयःपानं हि कर्त्तव्यं, त्रुटिनीरमपास्य च ॥ १६८ ॥**

**—कलापकम्**

**ગ્રંથકારની લઘુતા વગેરે—**

શ્લો૦—"આ (ગ્રન્થ)માં જે જે મનોહર ભાવ છે તે પૂર્વ ઋષિઓએ કહેલો જાણવો, જ્યારે સેંકડો ત્રુટિથી વ્યાપ્ત એવી કેવળ કૃતિ જ મારી છે. પૂજ્યપાદ અને પ્રાતઃસ્મરણીય મારા ગુરુ **વિજયકમલ**સૂરીશ્વરની પ્રેરણાથી મેં **વિજયલબ્ધિ**-સૂરિએ એક પખવાડીયા માત્ર સમયમાં (આ) ગુણકારી કૃતિ કરી (છે), તેથી તેમાં સ્ખલનાઓનો સંભવ છે, (એથી કરીને) જેમ હંસ પાણીને તજી દૂધ લે છે તેમ સજ્જનોએ ત્રુટિરૂપ જળને છોડીને કેવળ સાર(રૂપ દૂધ)ને ગ્રહણ કરી એનું પાન કરવું."—૧૬૫-૧૬૮

**રચના-સમય—**

**સ્પષ્ટી૦—ગ્રન્થકારે સ્વયં સૂચવ્યું છે કે આ કૃતિ પંદર દિવસમાં તૈયાર કરવામાં આવી હતી એટલે કે લગભગ ૪૩ પદ્યો રોજ સરેરાશ રચાયાં હશે. આ ઉપરથી સૂરિજીની વિદ્વત્તાનું અનુમાન કરતી વેળા મારા નમ્ર મત પ્રમાણે જૈન શ્રમણ-વર્ગમાં ગીર્વાણ ગિરામાં મનોમોહક કાવ્ય રચી શકે એવાની સંખ્યા ગણીગાંઠી છે અને વિવિધ છંદોમાં અધ્યાત્મ તેમજ ન્યાય જેવા પ્રૌઢ વિષયોનું ગુંથન કરનારા મુનિવરો તો એથી પણ થોડા હોય એમ જણાય છે, એ હકીકત લક્ષ્યમાં રાખવી યુક્ત છે.**

પ્રસંગતઃ એ પણ ઉમેરવા હું લલચાઉં છું કે અત્યારે જૈન ગગનાંગણમાં પ્રાચીન મુનિવર્યોના સમાન કે પૂર્વકાલીન ગૃહસ્થોના જેવી પ્રતિભા-ચન્દ્રિકા દૃષ્ટિગોચર થતી નથી. વિચારો **શ્રીશોભન** મુનીશ્વરે ગોચરી માટે ગમનાગમન દરમ્યાન રચેલી ૯૬ પદ્યોની યમકમય **સ્તુતિચતુર્વિંશતિકા**, એક દિવસમાં કવિચક્રવર્તી શ્રી **શ્રીપાલે** રચેલો પ્રબન્ધ[1] ઇત્યાદિ. અજૈન સમાજમાં પણ વિદ્યાની વૃદ્ધિને બદલે હાનિ અને તેમ છતાં અભિમાનની વૃત્તિની પુષ્ટિ થતી હોય એમ કવિ શ્રીવેંકટાધ્વરિકૃત **વિશ્વગુણાદર્શ** નામના ચંપૂ-કાવ્યના [2]નિમ્નલિખિત પદ્ય ઉપરથી સ્ફુરે છે:—

> "वेदव्यासः स इह दश यो वेद वेदाक्षराणि
> श्लोक त्वेकं परिपठति यः स स्वयं जीव एव।
> आपस्तम्बः स किल कलयेत् सम्यगौपासनं यः
> कष्टं शिष्टक्षतिकृतिकलौ कार्श्यमृच्छन्ति विद्याः॥"
>
> —મન્દાક્રાન્તા

અર્થાત્ અત્ર જે વેદના દશ અક્ષરો જાણે છે તે **વેદવ્યાસ** ગણાય છે, જે એક શ્લોકનું પઠન કરી શકે છે તે તો સાક્ષાત્ **બૃહસ્પતિ** જ છે અને જે ખરેખર રૂડી રીતે ઉપાસના કરી શકે છે તે **આપસ્તંબ** છે. કષ્ટ છે કે શિષ્ટોના ક્ષય કરનારા 'કલિ'યુગમાં વિદ્યાની કૃશતા થતી જાય છે.

    

---

૧ સરખાવો પ્રભાવક-ચરિત્રગત શ્રીહેમચન્દ્રસૂરિપ્રબંધનો નિમ્ન-લિખિત શ્લોકઃ—
" एकोहं(काह)विहीतस्फीत-प्रबन्धोऽयं कृतोश्वरः।
कविराज इति ख्यातः, श्रीपालो नाम भूमिभूः॥ २०४॥"

૨ લગભગ બે સૈકા જેટલું પ્રાચીન કાવ્ય.

